# સાહિત્યાદર્શ.

પ્રાચીન તથા અર્વાચીન ગુજરાતી લેખકોના
ગદ્યપદ્યના ઉત્તમોત્તમ લેખોનો સંગ્રહ.

પ્રયોજકઃ
જયંતીલાલ મોરારજી.
( રાજ્યભક્તિ યાને વફાદારી વિગેરેના લખનાર. )

છપાવી પ્રસિદ્ધ કરનાર.
રણછોડલાલ મોતીલાલ શાહ.
તમામ જાતના પુસ્તકો વેચનાર તથા પ્રગટ કરનાર.
રીચીરોડ,—અમદાવાદ.

પહેલી આવૃત્તિ. પ્રત ૧૦૦૦.
સને ૧૯૧૯. સંવત ૧૯૭૬.

કીંમત રૂ. ૧-૧૨-૦.

# પ્રસ્તાવના.

જે આપણી માતૃભાષા છે, જેના સાહિત્યના પોષણથી આપણું મન, જ્ઞાન, વાણી અને વિલાસ બંધાયાં છે અને જેની અવગણના પરભાષાભાષીઓ તથા અજ્ઞ જનો દ્વારા થતી જોઇને આપણું હૃદય બળે છે તેવી ઉત્તમ ગુજરાતી ભાષાના શિક્ષણની સ્થિતિ અત્યારે શોચનીય છે. ગુર્જર જનસમાજના મોટામાં મોટા ભાગના વિચાર વિનિમયનું સાધન ગુજરાતી ભાષા હોવા છતાં વ્યવહારમાં અંગ્રેજી જેવી પરભાષાના જ્ઞાન વિનાના મનુષ્યની ગણના ઓછી થતી હોય એવી દૃષ્ટિથી આપણે અનેક મનુષ્યોને નિહાળતાં જોઇએ છીએ. આધુનિક સંસાર અને વ્યવહારનું એ પરિણામ છે પરન્તુ તે ઇષ્ટ નથી. માતૃભાષાનું પરિપક્વ જ્ઞાન પામ્યા વિના પરભાષાનું ઉંચું જ્ઞાન ઓછા મૂલ્યનું છે અને માતૃભાષાનું પરિપક્વ જ્ઞાન પામેલાનું મૂલ્ય પરભાષાના જ્ઞાન વિના અત્યારે જેટલું ઓછું અંકાય છે તેટલું ઓછું અંકાવું જોઇતું નથી. આ સ્થિતિ માતૃભાષાના સાહિત્યના ઓછા જ્ઞાનથી અને ઓછા અભ્યાસ–મનનથી ઉત્પન્ન થવા પામી છે અને જ્યાંસુધી ઇતર ભાષાઓના જ્ઞાનની સાથે માતૃભાષાના જ્ઞાનનો પ્રચાર નવી પ્રજામાં વ્યવસ્થાબદ્ધ રીતે કરવામાં આવશે નહિ, ત્યાંસુધી, આપણી પાસે પ્રાચીન સાહિત્યનું અમૂલ્ય જવાહીર હોવા છતાં, નવસાહિત્યમાં આપણે પછાત પડતા જઇશું અને પરિણામે ઉંચું જ્ઞાન પ્રાપ્ત કરવાને પરભાષા ઉપર જીવવાનો જ સમય આપણે માટે આવી પહોંચશે. માધ્યમિક શાળાઓમાં માતૃભાષાના અભ્યાસને સ્થાન આપવામાં આવ્યું છે પરન્તુ એ અભ્યાસને એટલું ગૌણપદ શિક્ષકો આપે છે કે વિદ્યાર્થીઓને તેમાં સંપૂર્ણ રસ ઉત્પન્ન થતો નથી. આ વસ્તુસ્થિતિ ઠીક નથી અને તેથી કેળવણી ખાતું તથા શિક્ષકો તેમાં સુધારો કરવાનું ધ્યાનમાં રાખે તો વિદ્યાર્થીઓને માતૃભાષાના અભ્યાસમાં વધારે રસ પડે.

જે થોડો સમય અને અભ્યાસ ગુજરાતી ભાષાના સાહિત્ય જ્ઞાનને માટે માધ્યમિક શાળાઓના વિદ્યાર્થીઓને મળે છે, તે સમય અને અભ્યાસ વડે પણ તેઓ ગુજરાતી સાહિત્યના પ્રત્યેક પ્રકારના

પરિચયમાં આવી જાય એવા હેતુથી આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. ગુજરાતી ભાષાના લેખનનો પ્રારંભ થયો ત્યારથી તે આધુનિક સમય સુધીમાં જે જે મોટા ગદ્ય લેખકો તથા કવિઓ થઈ ગયા છે તેઓ સર્વની અમૂલ્ય પરન્તુ વિદ્યાર્થીઓનાં કોમળ મગજમાં પચી શકે તેવી પ્રસાદી યોગ્ય નમૂનાઓની પસંદગી કરીને ગોઠવેલી છે. માધ્યમિક શાળાનાં જુદાં જુદાં ધોરણોમાં મળીને આ આખા ગ્રંથનો અભ્યાસ જો પૂરો કરવામાં આવે તો વિદ્યાર્થીઓને પોતાની માતૃભાષાના પ્રાચીન—અર્વાચીન ગદ્ય—પદ્ય સઘળા સાહિત્યના પ્રકારનું જ્ઞાન થઈ જાય એવી વ્યવસ્થાથી ગ્રંથની રચના કરવામાં આવી છે. લેખકોનો અનુક્રમ પણ સાહિત્યના રચનાકાળના અનુક્રમે ગોઠવ્યો છે. માધ્યમિક શાળાઓને આદિથી અંતસુધી ઉપયોગી થાય એવો જ હેતુ એ રચનામાં રાખવામાં આવ્યો હોવાથી શુદ્ધિ, જોડણી, ઇત્યાદિમાં પણ પૂરતી કાળજી રાખવામાં આવી છે.

આ પુસ્તક વડે એક બીજો હેતુ પણ સરી શકે તેમ છે. વિદ્યાર્થીઓ સિવાયના બીજા સાહિત્ય રસિકોને પણ આ પુસ્તકમાંનો સંગ્રહ ગુજરાતી ભાષાના રત્નરૂપ લેખકો તથા કવિઓની કૃતિઓના સમાગમમાં લાવીને તેઓને માતૃભાષા પ્રત્યે અભિરૂચિ ઉત્પન્ન કરાવનારો થઇ પડશે.

આ ગ્રંથ વિદ્યાર્થીઓને અને સાહિત્યરસિકોને હજી પણ વધારે ઉપયોગી થઇ પડે એ દૃષ્ટિથી વિદ્વાનો અને શિક્ષકો અમોને જે કાંઇ સૂચનાઓ કરશે તે માટે અમો તેમનો આભાર માનીશું અને નવી આવૃત્તિમાં સુધારો કરવાને બનતું કરીશું.

૪૦૦ પૃષ્ટના આ પુસ્તક માટે મોંઘવારી છતાં ઉંચી જાતના કાગળ વાપરવામાં આવ્યા છે અને ખાસ કરીને વિદ્યાર્થીઓને તે મોંઘું ન પડે માટે મૂલ્ય ઘણું ઓછું રાખવામાં આવ્યું છે.

પ્રકટકર્તા.

# અનુક્રમણિકા.

## પદ્ય.

## નાટ્ય અને ગદ્ય.

# સાહિત્યાદર્શ.

## જુની ગુજરાતી.

૧

### સુભાષિત.

ધવલૂ વિસૂરહ સામિ અહો ગરુઆ ભિરુ પિકખેવિ,
હઉં કિં ન જુત્તઉ દુહું દિસિંહિં ખણ્ડઇં દોણ્ણિ કરેવિ.
ભલ્લા હુઆ જુ મારિઆ બહિણિ મારા કન્તુ,
લજ્જેજ્જં તુ વઅંસિ અહુ જઈ ભગ્ગા ઘરુ એન્તુ.
જીં વિઉ કાસુ ન વલ્લહઉં ઘણુ પુણુ કાસુ ન ઈટ્ઠુ,
દોણ્ણિવિ અવસર નિવડિ અહિં તિણુ સમ ગણઇ વિસિટ્ઠુ,
મહુ કન્તહ બે દોસડા હેલ્લિ મ ભંખહિ આલુ,
દેન્તહો હઉં પર ઉવ્વરિઅ જુજ્ઝન્ત હો કરવાલુ.

અગિયારમું-બારમું શતક

---

૨

મુંજુ ભણઇ મુણાલવઈ જુવ્વણુ ગયઉ મ ઝૂરિ,
જઇ સક્કર સય ખણ્ડ થિય તોઇ સુ મિટ્ઠી ચૂરિ.
જા મતિ પચ્છઈ સંપજઈ સા મતિ પહિલી હોઇ,
મુંજુ ભણઈ મુણાલવઈ વિઘન ન વેઢઇ કોઈ.
સાયરુ ખાઈ લઙ્કગઢ ગઢ વઈ રાવણુ રાઉ,
ભગ્ગ કરવઈ સવિ ભંજિ ગય મુંજ મ કરઉ વિસાઉ.

---

૩

તઈં ગઢુઆ ગિરનાર કાહુ મણિ મચ્છર ધરિઉ,
મારિતાં ખેંગાર એકકુ વિ સિહરૂ ન ઢાળિઉ.
જેસલ મોડિ મ વાહ વલિ વલિ વિસૂઉ ભાવિ થઈ,
નઇ જિમ નવા પ્રવાહ નવઘણુ વિણુ આવઈ નહિ.

વાટી તઉ વઢવાણુ વીસારતાં ન વિસરઈ,
સોનાસમા પરાણુ ભોગાવહ તઈં ભોગવઈ.
તેરમું શતક.

---

૪

અભિનવ પરિ શિણુગારી નારી રમઈં વિસેસિ,
ચન્દન ભરઈં કચોલી, ચોલી મણ્ડન રેસિ.
કામુક જન મન જીવન તીં વન નગર સુરંગ
રાજુ કરઈં અભંગિહિં રંગિહિં રાઉ અનંગ.
કુસુમતણૂં કરિ ધણુહ રે ગુણુ હ ભમરલામાલ,
લખ લાઘવિ નવિ ચુકએ મૂકએ સર સુકુમાલ.
ઇમ દેખી રિદ્ધી કામની કામની કિંનરકણ્ઠિ,
નેહગહેલી માનની માનની મૂકઇં ગણ્ઠિ.
કેસૂ કલી અતિ વાંકુડી આંકુડી મયણુચી જાણિ,
વિરહિણીનાં ઇણ કાલિ જ કાલિજ કાઢઈ તાણિ.
સકલ કલા તું નિશાકર શા કરં સઇરિ સંતાપ,
અબલા-મ મારી કલંકી શંકી ઙ્યા હવં પાપ.
બહિન્ રહિ નહીં મનમથ મન મથતુ દીહ રાતિ,
અઙ્ગ અનોપમ શોષએ પોષએ વઈરિણિ રાતિ.
ચઉદમું શતક.

---

૫

## માધવ પ્રયાણ.

ચાલિઉ માધવ ઢીલી ભણી ભેટી અપૂરવ લીધી ઘણી;
વિષમ ઘાટ ઉલ્લંઘ્યા દેસ, નયર-યોગિની કીધ પ્રવેસ.
પહિલૂં જઈ મિલીઉ દીવાણુ, સાથી વાત સૂણી સુરતાણિ;
અલાવદીન વડુ સુરતાણુ, ઘણિ દેસિ વરતાવી આણુ.
ધરી ભેટી ઘોડાની લાસ, મીર ઊંબરે કરી અરદાસ;
'વડુ મુકદ્દમ માધવ નામ, પાતસાહનિ કરિ સલામ.'
જાણ્યૂં પરદેસી પરધાન, અસપતિ રાઈ દીધૂં માન;
પૂછઈ વાત પાતસાહ હસી, ગૂજરાતિ તે કહીઈ કિસી?

કિસ્યૂં ખમ્ભાયત, અણુહલપુર ? કિસ્યૂં દીવગઢ માંગલહુર ?
ઝાલાવાડિ, સૂરઠછિ કિસી ? એહ રાઉત સુણીઇ સાહ.
ઇસ્યૂં સાંભલી સરુઇ સાહિં માધવ બમ્ભ કરઇ ફૂરીઆહિ;
‘ ખિત્રી તણુ ધર્મ લોપીઉ, રાઉ કરણદે ગહિલું થયું.
એહવું અંગ તણુ અનુરાગ, નિતુ નિતુ ભરછ કરઇ વછનાગ;
બિણુ પડીઆર પટુ કર વહઇ, નકો અંગ રખજમલુ રહઇં.
મરણ તણિ મયિ ભોજનવાર, વાસી ચાટુ ઉધરઇ સૂઆર;
પહિલુ રાઇં હૂં અવગણિઉ, માહરુ બન્ધવ કેસવહણિઉ.
તસ ઘરણી ધરિ રાખી રાઇ; એવડુ રોસ ન સહિણુ જાઇ;
ગૂજરાતી સ્યૂં માંડિસિ કલહું માહારઇ સાથિ કટક મોકલુ.
ઢુંઢી હીંદ્ર ઘાલૂં રાનિ, એક મારૂઁ એક ઝાલૂં બાન;
ખૂનખાર તું સાચૂં જાણિ, ગૂજરાતિ લેઇં આપૂં પ્રાણિ.
તતખિણુ તૂઠઉ અસપતિ રાઉ, તસ આપ્યું પંચાંગપસાઉ
દીઆ ઉતારા પાણીધાન, તિડયા પાતશાહઇ પરધાન.

---

૬

## માધવનો તિરસ્કાર.

તિણિ અવસરિ ગૂજરધર રાઇ સારંગદે નામી બોલાઇ,
તિણિ અવગણિઉ માધવ બમ્ભ તાંહિ લગઈ વિગ્રહ આરમ્ભ.
રીસાવીઉ મૂલગુ પ્રધાન કરી પ્રતિજ્ઞા નિમ્યૂ ધાન,
‘ ગૂજરાતીનૂં બાન કરું જુ તુરકાણૂં આણૂં અરહૂં.
માધવ મહિલઈ કરિઉ અધર્મ, નવિ છૂટીઇ આગિલાં કર્મ;
જિહાં પૂજીઇ સાલિગ્રામ, જિહાં જપીઇ હરિનું નામ.
જિણિ દેસિ કીજઈ જાગ, જિહાં વિપ્ર નઇ દીજઇ ત્યાગ;
જિહાં તુલસી પીપલ પૂજીઇ, વેદ પુરાણુ ધર્મ બુઝીઈ.
જિણિ દેસ સહૂ તીરથ જાઇ, સ્મૃતિ પુરાણુ માનીઇ ગાઇ;
નવખણ્ડે અપ કીરતિ કહી,—માધવિ મ્લેચ્છ આણિયા તહિં.

પંદરમું શતક.

૭

## સરસ્વતી સ્તવન.

### ચુપૈ.

સરસ્વતિ વરસતિ વાંણિસાર, કહિ કવિઅણ મઝ તસ આધાર;
સરસતિ વિણુ એ બોલ્યા બોલ, તે પ્રમાણિ નવિ ચડઇ નિટોલ.
નવઇ ખંડ જોયો નિર્મલાં, વિમલકીર્તિ ગુણ ગંગાજલાં;
નીનગ લહિર વીર વિખ્યાત, ગાયશિ વિમલ મંત્રી અવદાત.

### દુપદ.

બ્રહ્માની બેટી સરસતિ, ગૌરવર્ણ ચાલઇ ગજગતિ;
કમલ કમંડલ વીણા સાથિ પુસ્તક પરઠિઉ દક્ષણ હાથિ.
ઉરિ મોટઉ મુક્તાફલ હાર, પાએ નેઉર રણઝિણકાર;
કાને કુંડલ વેણિ ડંડ, લીલાં મોહિઉ ચેણઈ બ્રહ્મંડ.
રતનજડી રુડી રાષડી, લોચન યશાં કમલ પાંષડી;
નિર્મલ નાશા તિલનૂં ફૂલ,દંત તણુઉ કુણ કરશિ મૂલ;
રાતા અધરતે વિદ્રુમરોલ, જાંણે જીહ અમીનું ઘોલ;
ચંદલડી જિતલઉ મયંક, કટિ ઝીણુઉ લાખીણુઉ લંક.
ઉન્નત પીન પયોધર કુંભ, સદલી સાથલ કદલી થંભ;
ફાલી ચોલી સવિ શણગાર, જાંણે વીજ તણુઉ ઝબકાર.
વાહનિહંસ વિશ્વ વિખ્યાત, સરસતિ ત્રિભોવનની માત;
વિણ સરસતિ નવિ કહાઇ જાણ, વિણ સરસતિ નવિ વેદપુરાણ.
વિનય વિવેક વડા આચાર, લક્ષણ લગ્ન લોક વિવહાર;
માઈ અંક ન એકૂ કલા, સરસતિ વિણ થાઇ આકલા.
આગઈ સિદ્ધ અનંતા થયા, સરસતિ વિણ નવિ સિદ્ધિઇ ગયા;
સરસતિ વિણ નવિ લાધાં જ્ઞાંન, વિણ સરસતિ નવિ કહિનિ માન.
સરસતિ મુગતિ તણુઉ છે બીજ, કુડું હુઈ તુ આપૂં ધીજ;
છ દરશણ પાષંડ છિનવઈ, તે સઘલાં સરસતિનિ કવઇ.
ચેહને વયણે સરસતિ વાસ, તે થાઈ ગિરુઆના પ્રાસ;
જેહનિ સરસતિ સ્વપનિનમિલી, તે મૂરષ થયા જાઈ ટલી.

સરસતિ માંનઈ મોટા રાય, સરસતિ વિણુ નાણું ન કિહ્વાંઇ;
જુ માહાલિવિમી હુઇ ષરી; તુહિ સરસતિ જોઇ શરિ-ધરી.
ભરહ ભેદ પિંગલની વાંણિ, તર્ક છંદ જયોતિષ વષાંણિ.
ધર્મ કર્મ બોલા સંસારી, તે સવિ સરસતિની આધારિ.
તૂં ભારતિ તૂંહજિ ભગવતી, તૂં પદમા, તૂં પદમાવતી;
તૂં યોગિણિ, તૂં જ્વાલામુષી, તાહારિઇ તેજિઈ ત્રિભોવન સુષી.

દુહા.

સાયર જલ લવથી અધિક, તે તાહરુ ભંડાર;
તુહ્રી કવીઅણુ કોડિનિ, કિણઇ ન લહ્રઇ પાર.
સવિ કવિ નવ નવ વયણુરસ, તિઈ આપ્યા આભર્ણ;
કવિજન બેઠા કેલવઈ, તેહજિ તેતા વર્ણ.
તાહરિ પરિ તૂંહજિ લહં, તુઝ ચલણે મઝ વાસ;
મુનિ લાવણ્ય સમઇ ભણઇ, પૂરે મનચી આસ.

સોળમું શતક.

---

## શબરનું સૈન્ય.

તિહાં સૈન્ય દીઠૂં શબરનું મિ, મહાભયંકર ઘોર;
જાણીઈ જમદૂત ટોલિ મ્યલા કરતા સોર;
જાણી હેહયિ બાહુ સહસ્ત્રિ ઓલોડયૂં અતિ કૂરિ;
ઊલટયૂં દુહુ દિશ થકી નર્મદા કેરૂં પૂર;
જાણીઈ ટોલિમ્યલી બહુ કાલ આવી રાતિ;
પરગટૂં પાતાલિથી શૂં દાનવકુલ કરી ઘાતિ;
જાણી અંજનશિલાના બહુ સ્તંભ ટોલિ જાઇ;
ખરદૂખરનું સૈન્ય શૂં પરગટૂં ભૂંઇ જણાઇ;
જાણીઇ શું ગાજિ ઘન ઇમ વન દીસિ અંધકાર;
પિશાચ પોઢા અતિઘણા તે કરતા મારિમારિ.

સતરમું શતક.

---

## સંધ્યાકાળ.

રક્ત થયૂં રવિ કેરૂં બિંબ, જાણી સૂં અતિ પાકું બિંબ.
આથમતાં રવિ કેરાં કિરણ, વૃક્ષ ચઢયાં મેહેલી નિ ધરણ.

ઊરધ મુખિ તાપસ તપિ હેજ, જાણી તેણિ પીધૂં તેજ.
રાતા તરુ દીસિ છિ તથા, રક્તાંબર ઊગવિયાં યથા.
સંધ્યા અરુણ આથમતિ સૂર, જાણી ઊડાડયૂં સિંદૂર.
ઠામિ ઠામિ દુહિ છિ ગાય; સુંદર શબ્દ શેડિના થાય.
અગ્નિહોત્રના હુઇ હોમ; શ્યામ રક્ત શૂં દીસિ વ્યોમ.
રવિ વિરહિ કરી પદ્મિની, પ્રોષિતપતિકા જમ પદ્મિની,
કમલમુકુલ કમંડલુ ધરી, મૃણાલતંતુ ઉપવીત કરી,
ઉજ્જવલ હંસ વસ્ત્ર પરિધાન, મધુકર જપમાલાનિ સ્થાનિ,
પુનરપિ પામેવા નિ પતિ જાણી વૃત કરિઈ છિ સતી.
પશ્ચિમ સાગર થયું રવિપાત, છાંટા ઉડયા જે પડઘાત,
પ્રથક થઈ જલ કેરી કણી, જાણો સવિ ભાસિ ચાંદ્રણી;
સિદ્ધ કન્યાઈ સંધ્યાકાલિ કીધી કુસુમાંજલી વિશાલ,
ઊડી પુષ્પ ગગનિ જે ગયાં જાણી તે સવિ તારા થયાં.
શતડી ગગન તણી જેટલી, જાણી વિપ્ર દીધી અંજલી,
જિહાં જલિ ધોવાણૂં આકાશિ રાતુ રંગ થયું તે નાશ.
સંધ્યા ક્ષય પામી દીકરી, થઇ વિરાગિણ વિભાવરી;
જે અતિશિ વાધ્યું અંધકાર, ઊઢયૂં મરગ ચરમ આકાર.
વરજી વાડવ કેરાં મંન અંધારિ વ્યાપ્યૂં તે વંન.
એટલિ ઊગ્યું ઇંદુ પ્રકાશ, પ્રાચી દિશિ હૂઉ ઉલ્લાસ;
ઊગતાં નિ અરુણતા ગઇ, ઇંદુ રહ્યું અતિ ઉજ્જવલ થઇ.

સતરમું શતક.

---

૧૦

## જનમેજયનું કથન.

રાજ જનમેજિ કિહિછિ, જૈમુન્યને તું માહા મોહોટો મુન્ય;
વિદ્યાર્થી તું વ્યાસ તણોરે, જીવિતવ્ય તારૂં ધન્ય.
પુરાણ અવર તાં મિં સાંભલિઆં, વાંણી વેદ વ્યાસ;
ઉત્તમ કથા તાં છિ ભારથની, આનંદિ અતિ હાસ.
કુંણ દેશથી ઘોડા આણ્યો, કયમ કરી પ્રાક્રમ;
કિણિ બાંધ્યો કયમ મુકાવ્યો, મુંને કહોને ધર્માધર્મ.

અરાડમું શતક.

# નરસિંહમ્હેતો.

## કૃષ્ણકોપ.

કાને કાને લહ્યું, ભેળી થઇ છે સહુ, યુદ્ધ કરવા મળી સર્વ આજે;
શત્રુ હલકા થકી ડરવું મનમાં નકી વેણુ વિચારી વાઇ ગોપરાજે. ૧
જ્યમ મયૂર મેહથી, દ્વિજાદિ ઉજ્જેહથી, મૌવર મણિધર મૃગમગિ નાદે.
ત્યમ વેણુ સ્વરે સહુમલણુ ત્વરિત બહુ, ધાય અન્યો અન્યે વાદવાદે ૨
મિષોન્મિષમાં સરવે સભા મળી, કો' તમે કાંનજીશું રે રમીએ;
વચીને દાખતા, કૃષ્ણજી ભાખતા, ગોપી સન્મુખ થઇ કો' તો નમીએ. ૩
એકી કાળે તહી બળે બોલ્યા સહી, જાવજી જાવજી એ શું ભાખ્યું;
દાસ નરસંઇ કહે દુર્ધમલ્લ કયમ રહે, કરભ આસ્ફોટને બળ દાખ્યું. ૪

---

ગોપ ભેળા થઇ કૃષ્ણ સન્મુખ જઇ, બોલીયા નારીને કોણ લેખે;
સૈન્ય સુરભી ઘણું યૂથ મૃગલીતણું, ગજપતિ ડરપિયો એવે વેખે? ૧
બળદેવ બોલિયા તોલ મન તોલિયા, ભાઇ! કર્યે યુદ્ધ નહિં રૂડું એમાં;
જીતીએ જશ નહિ હાર્યે અપજશ સહી, બાંડીયા સર્પને બચતું શેમાં? ૨
મમતેગ મારવી મહિલા હરાવવી, તે કીડિયાં ઉપરે કટક જેવું;
કૃષ્ણ કે' કયમ કરંઇ ડાહ્યે કે'શે ડરંઇ, નારીને નમવું તે નીચ કેવું? ૩
તિને કૃષ્ણ વિચરતા બળદેવ વારતા, કૃષ્ણને પૂછતો નરસંઇ આવ્યો;
કૃષ્ણ ગોવાળિયો ડરિ કંસથી આવિયો છે, અહિં તેહ જે ચોર કાવ્યો? ૪

---

વેણુ હલકાં કહ્યાં તેહ ગોપે લહ્યાં, પકડિયો નરસંઇ ચારે પાસે;
માર મારો ઇનેચોર કે'છે કિને, શબ્દ એવા સુણી નરસઇ ત્રાસે. ૧
કૃષ્ણે મૂકાવિયો કયમ અલ્યા આવિયો? કાનને ચોર તું કેમ ભાખે?
નરસંઇઓ વદે બહુ ભર્યા છો મદે, ધિક્ વિષ્ટિકાર પર બળ દાખે. ૨
શરથી સતાવછો અબળપર ધાવ છો, શૂરપણાપર જઇએ વારી,
જીણે પુરુષ કર્યા ભાર ભૂપર ભર્યા, તમથકી તો ભલી હોય નારી! ૩
દૂતઃમાર્યા તણું માન મળશે ઘણું, શત્રુ હવંઇ નીશે શરણ થાશે;
કે, નરસંઇ નકી દાસ માર્યાથકી, બરદિયા! તાહરું બરદ જાશે. ૪

---

## જયદેવ વિષ્ટિ.

સુણી સિંહનાદ સામો દીધો સાદ, ગર્જના ભારી ગોપ કરી;
સુરત સંગ્રામમાં કામના ધામમાં, નિહાળિયે જીતઇ મર્દ મેરી. ૧
ગોઠડી બીચ ધરી, ગોપ ભેગા કરી, વિષ્ટિ કરનાર મોકલિયે કોઇ;
કોઇ કે' કામશું કે'ણનું નામશું, જાઇ ભડીએ હોનાર હોઇ. ૨
બળનોવીર જે બરકિયો ધીરતે, સલાહકારની કરવી સોઇ;
ઝીત જે કામનો નિપુણતા ધામનો, સંગોનિ શ્યામનો છેરે કોઇ ? ૩
સર્વે નીચું લહ્યું હા ન કોઇએ કહ્યું, આવિયો જયદેવ સમય જોઇ;
નરસંઇઓ ભણે ઉભિયો મુદિતપણે, કૃષ્ણ ભજતાં જીણે નાર ખોઇ ! ૪

---

જયદેવ ચાલિયો મનમાંહિ માલિયો, આવિયો જયાં ઉભી શૂર નારી;
રાધિને પૂછતો મરડતો મૂછતો, ગુપ્ત કયાં ગોપી બ્રખુની દુલારી ? ૧
જેહ ક્ષમા ચહે તેહ ગુપત રહે, નિરખ એ નાર ભૂષણ બિરાજે;
રાધિ બોલી લખી કુણ એ છે સખી, પુરુષ અહીં આવિયો કુણ કાજે ? ૬
અટકે શરચાપથી ધનંજય માપથી, અટકેનિ ગોપિકા વાણી સુણી;
પકડી કમળ કરે આણી આગે ધરે, કયમ આવિયો પૂછિયું શીશ ધુણી ? ૩
વન્હિપર ધૃત ધરી વૈરશૂરથી કરી, મૂળ સ્થિતિ ગોતિયે કયાંથી મગાશે;
રોમાંચ જયદેવ થઇ બોલે કંઇનું કંઇ, નિરખિયે નરસંઇ કેવું હળશે. ૪

---

તમે લઢો શા ઋણે વઢિને કારણે, આવિયો આપનું હિત કરવા;
બલિષ્ટ શું બાકરી બહુ પડે આકરી, જાવ મૃગરાજને મુખ મરવા. ૧
શૂર શિરોમણિ ખ્યાત જેની ધણી, ત્રાસ પામે અરિ જેથી લઢવે;
સ્ત્રી લખી કાનજી માગેછે માનજી, અસુર વિડારે ડરે તેહ ભડવે ? ૨
પૂતના પાપિણી સ્યામશું સાપિણી, ઉલટ તેને ડશી જીવ લીધો,
તાટકા આસુરી મુનિ માર્યા ધૂરી, શરી ચૂરી શરે કાળ કીધો. ૩
બળ જિનું અમાપ એવી નહીં આપ, હારી જુવતી તમિ શુંરે કરશો,
શરી થઇ હારી તે બની નહિ આ રીતે નાર નરસઇ થકી નીર ભરશો ! ૪

( સુરત સંગ્રામ. )

## દાણ લીલા. (સંક્ષિપ્ત)

જાગો જાગોરે શામળા જગાવે જશોદા માત,
જાગોને સહુજન જાગીયા જાગોને હુઆ પ્રભાત.
જશોદાએ જદુપતિ જગાવીયા, ઝાલી સુવર્ણ ઝારી હાથ;
વદન પખાળો મારા માવજીરે, આરોગો શ્રીજદુનાથ.
જશોદાએ જદુપતિ જગાવીયા, આરોગાવ્યા જગદાધાર;
ધેન છોડી વહાલો સંચર્યા, મોહન મદનગોપાળ.
મોરે તે શ્રીરંગ શામળા, જીરે કેડે તે સઘળી ગાય;
બળદેવ કોટે બાંયડી, પ્રભુ વૃંદાવન જાય.
ઇંદ્રાદિક જગ મોહી રહ્યું, મોહન મધુરો ચરાવે ગાય;
જીરે બજાવે રૂડી મોરલી, દુઃખ દળદર ભંજન થાય.
ગાયો ચારે છે ચોફેર ફરી, જીરે ગોવર્ધનને માળ;
બળભદ્રે ધાસો પાડીયો, શીકું બાંધ્યું ડાળ.
કો કહે છે કૌવચ લહી, વહાલા અંબરિષને કહે આલ;
અન્યોઅન્ય માને નહીં, હરિ દેવા લાગે ગાળ;
જયમ જયમ કૌવચ ખાજુએ, જીરે ત્યમ ત્યમ રૂએ બાળ;
બળભદ્ર સામુ જોઇને, હરિ હસિયા મદનગોપાળ;
મરકટ કોટે સાંકળાં, જીરે ફુમતડાં લળકે કાન;
શૃંગાર સર્વ સજાવીયા, તેણે વિચિત્ર શોભે વાન.
છોડી છોડી નાંખે માંકડાં બાંધે બાંધે નંદકિશોર;
મરકટ માને નહીં માવનું, ત્યારે કરે ઝાઝું જોર.
ઉખાણો સાચો થયો, જીરે મરકટ કોટે હાર;
છોડી છોડી નાંખે માંકડાં, બાંધે બાંધે નંદકુમાર.
ગોવાળીયા મંડળી મળી, ઉભી ગોવર્ધનને માથ;
કૃષ્ણ આરોગે રૂડા કરમદા, આહીરડાની સાથ.
ચાખે ને ચખવી જુએ, વહાલો પીએ પીવડાવે ખીર,
જમી જમાડી પોતે જમે, હરિ હળધર કેરો વીર.
બમણું તે લે વહાલો વહેંચતાં, તત્ક્ષણ આરોગી જાય;
જેનું દેખે વહાલો વાધતું, તેનું પડાવી ખાય.
ગાયો હીંડી ગોવર્ધન ભણી, જીરે ક્ષણું એક લાગી વાર,

વારો આવ્યો પ્રભુ તમતણો, તમો વાળોને દીનદયાળ.
કર ગેડી લઇ ઉભા થયા, ધાડે સ્વરે બોલાવી ગાય;
હીંડે વૃંદાવન શોધતા, ચૌદ ભુવનનો રાય.
સિંચાણી, બગલી ને સારસી, પારેવી, ચાતોર, મોર;
પીળી, ધોળી ને કાળી, બોલાવે નંદ કિશોર.
ગોવર્ધન ચડી વહાલે ચિંતવ્યું, દૂર દીઠી અનોપમ નાર;
તેજે ત્રિભુવન મોહી રહ્યાં, જીરે નિરખે નંદકુમાર.
દોડી વહાલો પહોંચી વળ્યા, પૂછ્યું કેની તમો છો નાર;
હીંડી છો સૈ મલપતી, નચવો ઘુંઘટમાં નેણ ઝલકાર.
છોરે રંભા કે રે મોહની, કે છોરે આનંદ કે ચંદ;
રે ! કેરે પાતાળમાં પદ્મની, એવો વિચાર કરે ગોવિંદ.
નહિરે રંભા નહિ રંનાદેલી, જીરે નહીં આનંદ કે ચંદ;
બ્રખુભાનની કુંવરી છું, રાધે બાલમુકુંદ.
ગોકુળ મથુરા જાઉં આવુંને, શુંરે થયા અજાણ;
હુંરે ગોકુલની ગોવાલણી, પ્રભુનાં આપું મહીનાં દાણ.
મુખ ભર્યું એનું મોતીએ, જીરે અમર વાસિક વેખ;
સુંદર સોહિએ રાખડી, નયને કાજલ રેખ.
ચૂડિ મુદ્રિકાને બેરખી, મુખે ચાવંતી તંબોલ;
વૃંદાવનમાં સંચર્યા, જીરે સજીને શણગાર સોળ.
મોર મુકુટ વહાલે શીર ધર્યા. મકરાકૃત કુંડળ કર્ણ;
પીતાંબર વહાલે પહેરીયું, જાણે ઉપમા મેઘજ વર્ણ.
કેસરનાં તિલક ધર્યાં, પહેર્યો ગલે ગુંજાનો હાર,
પાલવ સાહ્યા પીતાંબરે, દાણ આપ્યને જાની નાર.
મુખ આડો પાલવ ગ્રહી, તાણ્યાં ભવાંનાં બાણ;
નયન કટાક્ષે નિહાળીને બોલી, પ્રભુ શાના માગો છો દાણ.
કનક કળશ તારે શીર ધર્યો, નિરખે તે નંદકુમાર;
આંખો નચાવે શાનીગો. શીખ ન વાળુ લગાર.
કોણે તે દાણી બેસાડીયો, જીરે કોણે દીધી છે છાપ;
આણે મારગ જાઉં એકલો, હું તો કોને ન દેઉં જવાબ.
નવ રે દીઠું નવ રે સાંભળ્યું, જીરે અમને શાને વિપરીત;
દાણ માગો કેવા દૂધનાં, કોને કીયા તે દેશની રીત.
આધેવાયાંઃ નથી અમ સાથે, કે નથી, બળદ કે પોઠ;
એક બે ટકાનું ગોરસડું, તેમાં શાની તે માગો ગોઠ.

ગંગા ને જમુના વચ્ચે, જીરે ચોકી બેસે આદ;
માણસ જોઇને માગીએરે, જેવો માલ તેવી રે જગાત.
વિત કેટલું છે દાણનું, જીરે જોતાં નથી એમાં માલ,
દાણનું લેખું નથી રાધે, સહસ્રકોટી કે મોઘી માલ.
બોલ્યાં રાધારાણી હૈડે રીસ આણી, ઘેલા ગોવાળા ઘેર;
છબીલે મોહિની નાંખી ત્યારે, રાધે થઇ પેર પેર:
હાર આપું હૈયા તણો, જીરે ધરાણેમૂકું ઝાલ;
મથુરાંમાંથી આવીને, છોડાવી લઇશું કાલ.
તે વિદ્યા તો શિખ્યા નથી, નથી ભણ્યા કોની પાસ;
હાથમાંથી હરાવીને પછે, કયાં માંડીએ અભ્યાસ.
કૃષ્ણજી પ્રત્યે બોલ્યાં રાધિકા, જીરે ખોટી થાઉંછું હાલ;
મન માનવોને માવજી, વાઓને વીણા રસાલ.
કૃષ્ણજીએ વેણુ વાઇને, જીરે રાધે કીધાં રળીઆત;
હસી હસી પૂછે હે સખી, સંભળાવો નવલી વાત.
દાણલીલા ગાઇશું જીરે, હોસે વૈકુંઠવાસ;
ગાય શીખે ને સાંભળે, નરસંઇઓ હરિની પાસ.

બૂ. કા.

---

## પ્રભાતીયાં.

### ૧

સમરને શ્રીહરિ, મેલ્ય મમતા પરી, જોને વિચારીને મૂળ તારૂં;
તું અલ્યા કોણને, કોને વળગી રહ્યો, વગર સમજ્યે કહે મ્હારૂં મ્હારૂં. સમર.
દેહ તારી નથી, જો તું જુગતે કરી, રાખતાં નવ રહે નિશ્ચે જાયે;
દેહ સંબંધ તજે, નવનવાં બહુ થશે, પુત્ર કલત્ર પરિવાર વ્હાએ. સમર.
ધનતણું ધ્યાનતું, અહોનિશ આદરે, એજ તારે અંતરાય મોટી;
પાસે છે પિયુ અલ્યા, તેને નવ પરખિયો, હાથથી બાજી ગઇ થયોરે ખોટી. સમર.
ભર નિદ્રા ભર્યો, રૂંધી ઘેર્યો ઘણો, સંતના શબ્દ સુણિ કાં ન જાગે;
ન જાગતાં નરસૈંયા લાજ છે અતિઘણી, જન્મો જન્મ તારી ખાંત ભાંગે. સમર.

---

૨

ધ્યાનધર હરિતણું, અલ્પમતિ આળસુ, જેથકી જન્મનાં દુઃખજાયે;
અવર ધંધો કરે, અરથ કાંઇ નવ સરે, માયા દેખીને મૃત્યુ વહાયે. ધ્યાન.
સકલ કલ્યાણ શ્રીકૃષ્ણના ચરણમાં, શરણ આવે સુખ પારહોયે;
અવર વેપાર તું મેલ મિથ્યા કરી, કૃષ્ણનું નામ તું રાખ મ્હોંયે. ધ્યાન.
પટકમાયા પરી, અટક ચરણે હરી, વટકયમાં વાત સુણતાંજ સાચી;
આશનું ભવન આકાશ સુધી રચ્યું, મૂઢ એ મૂળની ભાંત કાચી. ધ્યાન.
અંગ જોબન ગયું, પલિત પીંજર થયું, તોય નથી લ્હેતો શ્રીકૃષ્ણ કહેવું;
ચેતરે ચેત દિન, ચાર છે લાભના, લીંબુ લ્હેકાવતાં રાજ્ય લેવું. ધ્યાન.
સરસ ગુણ હરિતણા, જે જને અનુસર્યા, તેતણા સુજશતો જગત બોલે;
નરસૈંયા રંકને પ્રીત પ્રભુશું ઘણી, અવર વેપાર નહિ ભજન તોલે. ધ્યાન.

---

૩

ધન્યરે ધન્ય મહાપુણ્ય જશોદાતણું, પુત્રભાવે પરિબ્રહ્મ રાજે:
નંદનો નંદ આનંદ થઇ અવતર્યો, શેષ બળિભદ્ર સંગે બિરાજે. ધન્યરે.
અમર આહીર, અર્ધાગ ગોપાંગના, વૃક્ષવેલી સર્વ ઋષિરાણી;
ભક્તિ તે રાધિકા, મુક્તિ જશોમતી, વ્રજ વૈકુંઠ તે વેદ વાણી. ધન્યરે.
નિયમ વસુદેવજી, ગાયગોપી ઋચા, દેવકી બ્રહ્મ વિવાદ કહાવે;
બ્રહ્મા કર લાકડી, વેણુ મહાદેવજી, પંચવદન કરી ગાન ગાવે. ધન્યરે.
ઈંદ્ર અર્જુન અહંકાર દુર્યોધન, દેવતા સર્વે અવતાર લીધો;
ધર્મ તે રાય યુધિષ્ઠિર જાણજો, દાસનો દાસ નરસૈંને કીધો. ધન્યરે.

---

જ્યાં લગી આતમા તત્વ ચિંત્યો નહીં, ત્યાં લગી સાધના સર્વ જૂઠી;
માનુષ દેહ તારો, એમ એળે ગયો, માવઠાની જેમ વૃષ્ટિ વૂઠી. જ્યાં.
શું થયું સ્નાન સેવા ને પૂજા થકી, શું થયું ઘેર રહી દાન દીધે;
શું થયું ધરી જટા ભસ્મ લેપન કરે, શું થયું વાળનું લોચન કીધે. જ્યાં.
શું થયું તપને તીર્થ કીધા થકી, શું થયું માળ ગ્રહી નામ લીધે;
શું થયું તિલકને તુલસી ધાર્યા થકી, શું થયું ગંગજળ પાન કીધે. જ્યાં.
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રાગને રંગ જાણે;
શું થયું ખટદર્શન સેવાથકી, શું થયું વરણના ભેદ આણે. જ્યાં.

એ છે પરપંચ સહુ, પેટ ભરવા તણા, આત્મારામ પરિ બ્રહ્મ ન જોયો;
ભણે નરસૈયો કે, તત્વ દર્શન વિના, રત્ન ચિંતામણિ જન્મ ખોયો. જ્યાં-

(૫)

શરીર શોધ્યાવિના સાર નહિ સાંપડે, પંડિતા પાર નહીં પામો પોથે;
તાંદુલા મેલીને તુષને વળગી રહો, ભૂખ નહિ ભાગે એમ ઠાલે થોથે. શ.
રસના સ્વાદમાં સર્વ રૂંધાઇ રહ્યા, વિનતિ ગુરૂ જ્ઞાન વિનારે ગુંથે;
વાણીવિલાસમાં વિવિધ વાણી વદે, પરહરી પ્રેમને વળગે ચુંથે. શરીર.
શબ્દ શિખે ખરો સકળ વિદ્યા ભણે, અધ્યાત્મ ઉચરે આવી ઓથે;
પ્રપંચ પીંડમાં રહ્યો, અહંકાર નવ ગયો, આથડયો એમ અનંત કોઠે. શ.
શાસ્ત્રકથા કહે રજનીમાં આથડે, એમ અજ્ઞાનમાં શીશ ગોડે;
ભણે નરસૈંયો જે ભેદ જાણી જુઓ, મેં તો રચી કહ્યું પદ ચોથે. શરીર.

(૬)

જાગીને જોઉં તો જગત દીસે નહીં, ઊંઘમાં અટપટા ભોગ ભાસે;
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રુપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે.
પંચ મહાભૂત પરિબ્રહ્મ વિષે ઊપન્યાં, અણું અણું રહ્યાંરે વળગી;
ફૂલ ને ફળ તેતો વૃક્ષનાં જાણવાં, થડ થકી ડાળ તે નહિરે અળગી.
વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ સાખ્ય દે, કનક કુંડળ વિષે ભેદ ન્હોયે;
ઘાટ ઘડયા પછી નામ રૂપ જૂજવાં, અંત્યે તો હેમનું હેમ હોયે.
જીવને શીવ તો આપ ઇચ્છાએ થયા, રચી પરપંચ ચૌદલોક કીધા;
ભણે નરસૈંયો તેજતું તેજતું, એને સમર્યા શ્રી કંઇ સંત સીધ્યા.

(૭)

અખિલ બ્રહ્માંડમાં એકતું શ્રીહરિ, જુજવે રૂપે અનંત ભાસે;
દેહમાં દેવતું તેજમાં તત્વતું, શૂન્યમાં શબ્દ થઇ વેદ વાસે.
પવનતું પાણીતું, ભૂમિતું, ભુધરા, વૃક્ષ થઇ ફૂલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી અનેક રસ લેવાને, શિવ થકી જીવ થયો એજ આશે.
વેદતો એમ વદે શ્રુતિ સ્મૃતિ સાખદે, કનક કુંડલ વિષે ભેદ ન્હોયે:
ઘાટ ઘડયા પછી નામ રૂપ જૂજવાં, અંત્યે તો હેમનું હેમ હોયે.
વૃક્ષમાં બીજતું બીજમાં વૃક્ષતું, જોઉં પટંતરો એજ પાસે;
ભણે નરસૈંયો એ, મન તણી શોધના, પ્રીત કરૂં પ્રેમથી પ્રકટ થાશે.

(૮)

બાપજી પાપ મેં કવણ કીધાં હશે, નામ લેતાં તારૂં નિદ્રા આવે;
ઊંઘ આલસ્ય આહાર મેં આદર્યો, લાભ વિના લવ કરી ભાવે. બાપ.
દિન પુંઠે દિનતો વહી જાય છે, દુર્મતિનાં મેં ભર્યાંરે ડાલાં;
ભક્તિ ભૂતલ વિષે નવ કરી તાહરી, ખાંડયાં સંસારનાં થોથાં ઠાલાં. બાપ.
દેહ છે જૂઠડી કરમ છે જૂઠડાં, ભીડ ભંજન તારૂ નામ સાચું;
ફરી ફરી વરણવું શ્રીહરિ તુજને, પતિપાવન તારૂં નામ જાચું. બાપ.
તારી કરૂણા વિના કૃષ્ણ કોડામણા, કળ અને વિકળનું બળ ફાવે;
નરસૈંયા રંકને, ઝંખના તાહરી, હેડ બેડી ભાગો શરણ આવે. બાપ.

૯

મારા નાથજી મૂજને, ભક્તિ દેજો સદા, દીન જાણીને સંભાળ લેજો;
ભક્તિ આપી ભલા ભાવથી ભૂધરા, અંતે આવી અહોનીશ રહેજો. મારા,
ભક્તિ કારણ મારો, દેહ દુર્બલ હજો, દેહ કારણ રખે સ્નેહ જાયે;
આજ મન સાથ જદુનાથ જો વીસરે, વળતી વલે મારી કુણ થાયે. મારા,
કર્મ કૂડાં કરી, ખાણ ચારે ભરી, નાસવા નીસર્યો નામ બારી;
કૃષ્ણ કીર્તન વિના, નીમ જાયે વૃથા, જેમ રહે જુગટે સિદ્ધિ હારી. મારા.
હું ગર્ભ નાના ફર્યો, નિત્ય ઉજાગરો, નવ ઠર્યો નાથજી શરણ પાખે;
ભવ વિષે બુડતાં, વાહરને બૂમ નહિ, બાંહ્ય ગ્રહી મૂજને કોણ રાખે. મારા
અલ્પ આયુષ્યમાં, કલ્પના મનુષ્યને, આજ કીધું વળી કાલ કરવું;
શ્વાસનો શો વિશ્વાસ, નહિ નિમિષનો, આશ અધુરી અને એમ મરવું. માર
ઉત્તમ, મધ્યમ, વરણ તું વિઠ્ઠલા, પ્રગટ થઇને દરશન પમાડો;
નરસૈયા રંકને, ટંક કરૂણા કરો, દીનબંધુ વળ્યો આંક આડો. મારા.

---

૧૦

તું તારા બીર્દ સાંહામું જોજે શામળા, ન જોઇશ કરણી અમારીરે;
હિરણ્યકશીપુને હાથે હણીયો, મારી પુતના મારીરે;
પ્રલ્હાદ કારણ સ્થંભમાં વશીયા, પ્રકટયા દેવ મોરારીરે. તું તારા.
લાખાગ્રહેમાં જેમ પાંડવ ઉગાર્યા, બ્રહ્માંડ જવાળા વ્યાપીરે;
અર્ધવચને ગજ, ગુણકા તારી, જયદેવને પદવી આપીરે. તું તારા.
દુષ્ટસભામાં જેમ ચીરજ પુર્યાં, લાજ પંચાળીની પાળીરે;
તેલ કઢા જેમ શીતળ કીધી, વેળા સુધન્વાની વાળીરે; તું તારા.

ઋષીશ્વરે જેમ અહલ્યા શ્રાપી, બ્રહ્મશલ્યા થઇ ભારીરે;
તે પણ તારે ચરણે રઘુવર, થઇ અનોપમ નારીરે. તું તારા.
મીરાંબાઇનાં વિખ અમૃત કીધાં, વિદુરની આરોગ્યા ભાજીરે;
શબરીનાં તમે બોરજ પ્રાશ્યાં, તેની પ્રીતે થયા રાજીરે. તું તારા.
અનેક ભક્ત આગે ઉગાર્યા, સહાય થયા મોરારીરે;
નરસૈયાના સ્વામી લક્ષ્મીવર, મોટી ઓથ તમારીરે, તું તારા.

---

# ભાલણ

---

## કૃષ્ણલીલા.

### દેશાખ.

જશોદાજી છોડો સુંદીર સ્યામનેહો, કઠીણ દામણું ખુંચે કોમળ અંગહો;
નમણે હો આંસુ બહુ ઝરે હો, દેખી અતિ દાઝે મારૂં મન હો. જશોદા.
દોહિલે કુંવર આવ્યો લાડિકો હો, તે ઉપર એવડી ન કીજે રીસ હો;
સુંદર છે બાલીક અતિ ઘણું હો, એવા બીજા નથી દશવીશ હો. જશોદા.
વહાલો છે એ આખા ગામને હો, કહો કેટલું કીધું છે એણે જાન હો;
અમો સર્વ મળીને આવીએ હો, જે વણુસાડયું હોય સ્યામ હો. જશોદા.
એના પગ પુઠે તમો પામીયાં હો, કયાં તમારે એવડી હતી ઓથ્ય હો;
નવનિધ આવી છે એણે કરી હો, પૂજો શે નહિ એના પાય હો. જશોદા.
એવડી રીસ કરીએ નહીં હો, દયા ન આવે દેખી સુંદીર બાળ હો;
અમને દુ:ખ લાગે છે ઘણું હો, રોતો દેખી મહાવજી શ્રીગોપાળ હો. જશોદા.
એને નામે બંધન છુટીએ ભવતણાં હો, તે લઇ બાંધો ઉખલા સાથહો;
બાંખડી ચોળે છે આપણી કરે હરી હો, ભાલણ પ્રભુ રઘુનાથ હો. જશોદા.

---

### રામગ્રી.

જુઓરે જશોદા પુત્ર તમારો, કૌતુક કીધુંરે.
દાણ મીષે કરી વનમાં રાખી, મહીડું મારૂં પીધુંરે. જુઓ.
કહોરે બાઇ શું કીજે, વારે નહીં ત્યાં કોએરે;

ઘરમાંહી લઇ જાઉં વનમાળી, દીસે સચરાચર એ રે. જુઓ-
ક્ષણું એક માંહી બાળક થઈ છુટે, ક્ષણું એકમાં અધિકારીરે;
જે દહાડાનો નયણે નીરખ્યો, ગૃહકારજથી વારીરે. જુઓ-
ક્યારે જાણું કરગ્રહી બાંધું, મુખ દીઠે મોહ લાગેરે;
ત્યારે જાણું જે ભાગ્ય મારૂં, જે નંદકુંવર મહી માગેરે. જુઓ-
નાઠા પુઠે કોને નવ લાભે, દેવ મળી જો પેખેરે;
ભાલણુ પ્રભુની અદ્દભુતલીલા, કો પાસે નવ દેખેરે. જુઓ-

---

## માતાપિતાબંધ મુક્તપ્રસંગ.

### ગોડી.

કંસને મારી મોરારી ધસીયા તાત ભણી, આગળ જાય વેગે વધામણી;
પુત્ર તમારા બે આવે છે રામહરિ, રણુ જીતી રણધીર પુરણુ કામ કરી.
એક ગૌર એક શ્યામ સુંદર જોડ મળી, આયુધ ગજનીદંત શોભા અતિરેભલી; કંસ-
બેડી ભાગીજે માતને તાત તણી, ઉઠી સાહ્યા જાય વાધી પ્રીત ઘણી.
દેઇ અલિંગન પ્રેમ ચુંબન શીશ કરે, હર્ષાશ્રૂ અપાર નયણે નીર સરે;
માતને કહે મહારાજ તમો અતિ દુઃખ સહ્યું, મુજ કારણુ મારા તાત કારાગ્રહ ગ્રહ્યું.
દુર્બલ મલિન શરીર દામણુ દીસો તમો, બહુ દિને છુટયા આજ દેખીને દાઝું અમો; કંસ-
ન ધાવ્યો તમારૂં દુધ કહુંછું સત્ય સહી, ઉછર્યો ગોકુલમાંહે નંદભુવનમાંહી;
શું કહું તેહની પ્રીત રીત ન જાય કથી, ગોપ ગોલણી મત્ય બીજું કોણુ નથી; કંસ.
એણીપેર કરતાં વાત સ્વજન સર્વ મળ્યું, અંત્રીક્ષ ઈંદ્રવિમાન તે ન જાયકળ્યું.
મળિયા ચારણુભાટ જાચક જંન સહુ, અપ્સરા નાચેને ગાય જેજેકાર બધું; કંસ-
જન્મ દિવસની પેર કરે મંગળ સુંદરી, કેસર ચંદન અંગ અબીલ ગુલાલ ભરી.
પૂજ્યા બ્રાહ્મણુ વેદવીદો વાદ ભણે, પુણ્ય વચન જે મંત્ર સર્વત્ર વિઘ્ન હરે, કંસ-

ગો આપે વસુદેવ જન્મસમેજકહી, દેતા આશીર્વાદ દ્વિજવર જાય ગ્રહી.
એણીપેર ઉંચા થાય ઇંદ્રાદિ નિરખે, પહેરાવ્યાં અંબર
ગોપનંદાદિ હરખે. કંસ
યાદવ કુળ આનંદ પરમાનંદ કર્યો, મારી દુષ્ટને એમ સાધુનો શોક હર્યો.
ઉગ્રસેનને રાજ્ય આપ્યું કંસને હણી, ભાલણપ્રભુ રઘુનાથ સેવક
ભાવ ગણી. કંસ

——:o:——

## રૂક્મિણીનો સંદેશ.

### રામગ્રી.

એણીપેર પૂછે ભગવાનજી,
કહો દ્વિજ ધર્મ ધરોછો સ્થાનજી.

### ઢાળ.

ધર્મ સ્થાનક ધરોછો, દ્દઢ આવે સંતોષ;
લોલુપ્યપણું છાંડે નહીં, વિપ્રને મોટો દોષ.
યથા લાભ સંતોષ વર્તે, તજે નહિ નીજ ધર્મ;
અખિલ કામના તેહની, પહોંચે પાળતાં નીજ કર્મ.
અસંતોષી સુખે ન સુએ, ઇંદ્ર લોકે ન જાય:
દરિદ્રી જે સંતોષી, સર્વાંગે સુખી થાય.
સત્ય સંતોષી ભૂત શું, હિત રહિત જે અહંકાર;
એવા વિપ્રને મસ્તકે કરી, નમું હું વારંવાર.

સુખી સઘળો લોક હોએ, જે રાજાને દેશ;
પ્રીતિશું જે પ્રજાપાળે, તે મુને વા'લો નરેશ.
દૂરથી તમો કયમ આવ્યા છો, તે મુજને કહો કાજ;
ગુહ્ય હોયતે હું કરૂં, જે કઠિનજદપિ આજ.
એણીપેરે પૂછિયું, લીલા મનોજ શરીર;
કથા કહેવા વિપ્ર લાગ્યો, પ્રેમપૂનિત ધીર.
પત્રલઇ હરિ પાણિ આપ્યું, સુણો સ્યામલવાન;
કુંદનપુર એક ભીમકરાજા, રૂકિમણી સંતાન.

પત્ર પ્રેમે પાઠવ્યું છે, વાંચીયે ગોવિંદ;
પદ્મિનીની પ્રીતિ જાણી, રીઝીએ પરમાનંદ.

હરિ કહે દ્વિજ તમો વાંચો, સાંભળું હું કાન;
પત્ર લઇને ઉકેલીયું બ્રાહ્મણે આણી જ્ઞાન.
સ્વસ્તી શ્રી દ્વારામતી, સકળ ગુણભંડાર;
કૃષ્ણચરણે એક પ્રથમમાં, મારો છે જુહાર.
ભુવન સુંદર રૂપ લક્ષણ, સાંભળ્યાં મેં આંહી;
ચિત્ત નિર્લજ નથી રહેતું ઠામે મારૂં ત્યાંહી;
રખે જાણો રાજ કન્યા, ઠેઠ છાંડી લાજ;
વિપ્ર છાનો મોકલ્યો જેમ જાણે મહારાજ.
વિદ્યાવય કુલ રૂપ દ્રવ્યે, તું સરખો અભિરામ;
કોણ કન્યા ચતુર ધીરા, વરે નહિ જે સ્વામ.
તે માટે મેં તું વર્યો, આત્મા અર્પ્યો આપ;
પ્રતિજ્ઞા પાળે નહિ તો, શું રે કીજે બાપ.
રખે આવી આભડશે, શીશુપાળ તમારો ભાગ;
સિંહ કેરા ભક્ષમાં, ગોમાયુનો નહિ લાગ.
ઇષ્ટ પૂરિત દાન વ્રત તપ, દેવ ગુરૂ અર્ચન;
કીધાં હોય તો આવી ગ્રેજો, મુને જગજીવન.
છાનું પહેલું આવિયે, પ્રભુ લગ્ન દિન છે કાલ,
રાક્ષસ વિવાહ કરી મુજને, બળે કરીને ચાલ.
સૈન્ય યાદવ તણું તેડી, જીતી સર્વ ક્ષિતિપાળ;
અંતઃપુર કયમ હરો તેહની, વિધિ કહું દયાલ.
પ્રથમ દિવસે અંબિકાનું, કરવાને દરશન;
નગર બાહેર નીસરૂં, ત્યારે ગ્રહો જગજીવન.
પદપંકજ અજ શંકર, વાંછે મોટા મુન્ય;
તો હું કયમ ઇચ્છું નહીં, થાવાને પાવન.
કમળલોચન ન પામું તો, પ્રાણ તજું શતવાર;
જન્મ જન્મે જ્યાં લગે, તમો થાઓ ભરથાર.

---

## રૂકિમણીની સ્તુતિ.

### ધનાશ્રી.

ભવપત્ની ભવાની માતા, પ્રણમું છું અનુદિનજી;
ગણપતિ સ્વામી સહિત હું તને, પૂજું એકે મનજી;

બીજી કાંઇ નથીરે વાંછના, માગું એ વરદાનજી;
પિયુમારે થાજો પુરૂષોત્તમ, ભાવધરી ભગવાનજી.
એ મંત્ર ભણીને ગંધ ધુપ જળ, અક્ષત કુસુમનો હારજી;
ભૂષણ વસ્ત્ર દીપ બલિ, નૈવેદ્ય નાના દે સારજી.
સૌભાગ્યવતી વધૂની પૂજા, વિધિ શું કીધજી;
તિલક કરી તાંદુલ ચોડી, તેણીએ આશીષ દીધજી.
શ્યામા અતિ સુંદર દેહદીસે જાણે દેવની માયાજી;
કોટે મેખલા મણિમય ખળકે, ઝળકે કોમળ કાયાજી.
બિંબ અધર પણ દંત ઝળુકે, મંદ સ્મિત તે કરતીજી;
હંસગામિનીનેપૂર ઝમકે, મુનિજનનાં મન હરતીજી;
ચારૂ ચુંદડી ઉપર ઓઢી, ચંપા કુસુમને ચટકેજી;
ઉંબરથી આઘી નવિ ચાલે, લાલ ગતિ અતિ લટકેજી.
જાત્રામિષે માનિનીએ કીધી, શોભા સબળ સજાઇજી,
યાદવજી આવે તો જોયે, મારી જે ચતુરાઇજી.
ચોહો દીશે ચંચલ નયની, પૃથ્વીપતિ બહુ પેખેજી;
કેશ ઉફરા કરી નિહાળે દામોદર નવિ દેખેજી.
દેરા આગળ ઉભી અબળા, અવર બહુ છે નારીજી;
જાણે જે જો રથ આગળ જાઇશ, તો ઘેરી જશે બેસારીજી.
નગર માંહે પેઠા પૂઠે, શી પેરે કેશવ કરશેજી.
હવણાં આવી શકે તો આવે, પછે કેઇ પેરે હરશેજી.
ભય ત્રાસિત હરણીની પેરે, ચોહો દિશે નિહાળેજી;
માતા કહે બાઇજી હીંડો, આંસુ નયણે ઢાળેજી.
મુખમોડે કાંઇ મિષ કરે, પણ છાંડે નહિ તે ઘાટજી;
બાલણ પ્રભુ રઘુનાથ તણી ત્યાં ઉભી જોયે વાટજી.

---

## ગોડી.

નિસાસા મેલે મૃગનયણી, અંતર ગતિ વિમાસેજી;
ભૂરપણે હું કાંઇ ન ચેતી, વિપ્ર મોકલ્યો વાંસેજી.
નગર ઢુંકડા આવ્યા નરહરિ, કાંઇ એક પડિયા સાંસેજી;
પરમપુરૂષ તે કયમ પધારે, અબલા કેરે હાંસેજી.
હાં હરિ ના આવ્યા હો, ઓ હાં મળિયા રાયને રાણાજી;

જયમ ગજપતિનો સાદ સાંભળી, વૈકુંઠથી થયું જાણ.
પ્રલ્હાદને કાજે તેં કીધો, સ્તંભ માંહે વાસજી;
તેતો પાંચ વરસનો બાળક, સાચો જાણ્યો દાસ.
હમણાં મુને ઘેર લઇ જાશે, થાશે સંધ્યાકાળજી;
વેરી વીરોવેગે દેશે, કર ગ્રહશે શિશુપાળ.
કંઠપાશ ઘાલું વિષ ખાઉં, કે પાવક માંહે પેસુંજી;
ચરણ તણી આણજો, ચૈદ્ય પાસે જઇ બેસું.
વધામણી શું જુઠી ખાધી, વાડવે આવી વાહીજી;
પ્રાણતજું પણ હું નવિ બેસું, શિશુપાળનો કરસાહી.
જો મેં પુણ્ય કર્યાં હોય કાંઇએ, દીધું હોઇએ દાનજી;
તો ભાલણ પ્રભુ શ્રીરામ આવજો, સત્વર શ્રી ભગવાન.

---

## કૃષ્ણાગમન.

---

### ધનાશ્રી.

આરત કરતાં અતિ ઘણીરે, આવ્યા શ્રી ગોપાળ;
રથે બેઠા રળિયામણારે, દીઠા દીન દયાળ.

### ઢાળ.

દયાળ આવ્યા દીપતા તવ પડયું અતિ ભંગાણ;
રાજા સહુ ઝાંખા થયા, જાણે દેહમાં નહિ પ્રાણ.
ગર્વ આણે બાણ તાણે, જાણે હરિ હરશે સહી;
આપ વખાણે આણે ટાણે, મુકાવ તે કો નહિ.
જે દીઠે સ્વામી દુખ વામી, સુખ પામી સુંદરી;
તે કયમ કહીએ પાર ન લહીએ, જો વદીએ શત જીહ્વાએ કરી.
હવે આધી ચાલું પાણિ ઝાલું, દેહી આલું નાથને;
લાજ મેલું રસે રેલું, એ મલણ છેલું સાથને.
શિશુપાળ સાલે આધી ચાલે, ઝાલે કર સહિયર તણો;
પગલાં ભરતી સાન કરતી, નેહ ધરતી અતિ ઘણો.
રથે બેસવા ચાલી, કુંવરી કાલી, આવી ઝાલી કામિની;
ગ્રહી નારી રથે બેસારી, પ્રેમ ભારી ભામિની.
સામું જોઇ રહ્યા રોઇ અવર જે રાજન;
હરિ સમુદ્ર માંહે થયા તે, ઉદક બહુ સમાન.

મથે મહીપતી કેડે ને, પીતાંબર પળાય;
શિયાળ કેરા મુખ માંહેથી, સિંહ લઇને જાય.

---

# વિષ્ણુદાસ.

---

## સચરાચરપરમાત્મા.

### મારૂ.

વૈશંપાયન ઋષિ એણીપેર બોલ્યા, સુણ જનમેજય ભુપ;
પારથ પ્રતિ કૃષ્ણ વદે સ્વામી શામસ્વરૂપ.
અરે ધનંજય મેં તુજને જોગજ્ઞાન કહ્યું જેહ;
આજ લગણ મેં કો આગળ નથી પ્રકાસ્યું તેહ.
પૂર્વે મેં એકવાર આગળ રવિ આગળ કહ્યું નીરધાર;
સૂર્ય સ્વયંભૂ મનુ આગળ નીરવેધ્યું તેણીવાર.
મનુંએ ઇક્ષુ રાજાની આગલ નીરવેધ્યુ સર્વે સોય;
ઇક્ષ્વાકુએ રાજ ઋષિ આગળ કહ્યું જેવું હોય.
ત્યાર પછી અનેક મહાત્માએ અનુભવ્યું મન જ્ઞાન;
પછે ઘણે કાલે ગુપ્ત થયું એમ કહે શ્રી ભગવાન.
તે મેં આજ કહ્યું તુજ આગળ પરમ જ્ઞાન પાવન;
એવું વચન સુણી કેશવનું મુખ બોલ્યા અરજુન.
અરે કરૂણાનાથ કેશવ કૃપાનાથ મુને એ મોટો સંદેહ;
આગેની એ વાત પુરાતન કેમ પ્રીછો પ્રભુ એહ.
તમો સતયુગ માંહે અવતર્યા કરો છો બહુ કાલની વાત;
તમો પે'લા રવિચંદ્ર સરવેનો વિવેક કહ્યો વીખ્યાત.
તે માટે તમો સમ્યક પ્રકારે મોહ તજાવો છો શ્યામ;
એવું વચન સુણી પારથનું બોલ્યા શ્રીજુગવિશ્રામ.
અરે ધનંજય મરણ મારે કદી નવ હોય;
આજ અનાદિ જુગ જુગાન્તર મુજને જાણે સરવેકોય.
જ્યારે ભકતને દુઃખ ઉપજે ત્યારે ધરૂં છું અવતાર;
ધર્મ પાળવા દેવ કારજ કરવા દુષ્ટનો સંહાર.
સચરાચર વ્યાપક સઘળે મારો વાસ;
અખંડ અવિગત અખિલેશ્વર અભેદ અછેદ શ્રીઅવિનાશ.

ચંદ્ર સુર્ય બ્રહ્માદિક આદે સર્વના ઘટમાં રૂદે રૂપ જેહ;
મુજ વિના કો સ્થાનક નથી અરજુન સઘળે મારો દેહ.
એ વિશ્વ વિષે વ્યાપી રહ્યો છે મારી માયા જાણ;
મુજથી સર્વ પ્રકટ થયું એમ કહે શ્રીસારંગપાણ.
તે સર્વનો નાશ કરૂં છું તેમ હું અરજુન;
સકલ વિશ્વ તણો હું સ્વામી સઘણે મારૂં તંન.
તેમાં આવીસ્તારી છે મારી માયા રમત નીરધાર;
મારી માયામાં જે બુડયા તેની નહી બુમને વાર.
એ નવદ્વાર કરી નગર અનોપમ મેં રચ્યું છે આજ;
તેનો અધિપતિ મુજને જાણો એમ રહી કરી કરૂ છું કાજ.
પણ ક્ષુધા ત્રષા મુજને નહિ પારથ નહિ મારી જોડ;
તુજ વિના એહવો હશે નહિ એમ કહે શ્રી રણછોડ.
શ્રદ્ધા રૂપ તે મુજને જાણો વેદરૂપ તે હું સત્ય;
કરૂં કારવું હું સર્વ કો નવ લહે મુજ ગત.
હું સરવવાસ અગોચર વાસુદેવ મારૂં નામ;
સુખ દુખ સંપત સદા સરવને સઘલે મારૂં ધામ.
આદ્ય શક્તિ ને હનુમાન ગણપતિ અનેક દેવ જે હોય;
તેમાં હું પોતે અરજુન નિશ્ચે માને સોય.
જોબન જરા દિવસ રાત્રી શીત ઉષ્ણને પાણી;
સાગર પરવત અનંગ આદે હું સઘળે નીરવાણ.
જેજે કાંઇ ઇચ્છા આરાધે મુજ વિના બીજા દેવ;
તેને ભાવે સર્વ કામના હું પુરૂં તતખેવ.
જે પ્રાણી અન્ય દેવને ઉપાસે સર્વ ભોગવે છે સોય;
કેટલે દિવસે કરમ ભોગવીને નેહ પડે સર્વ કોય.
નીશ્ચે થઇને મુજને આરાધે મુજ સ્થાનક સ્થીર થાપ્યું;
જન્મ મરણ ભય સંકટ ટાળું જીવ દુખ બંધન કાપું.
સકલ સાર ને જ્ઞાન વિષે હું વેદ મહા પાવન;
તેને પારથ બ્રહ્મ જાણજે તેહ મોહ મમતા મંન.
ઉપનિષદ ત્યાંહાં નામ જ કહીએ પ્રાણ બ્રહ્મ તે સાર;
વેદ આદે દઇને અનેક ગુણ કોઇ એહનો નવ પામે પાર.
તે માટે તું માહારે વિષે મન અરપણ કરે અરજુન;
કરમ કરે તે ફલ રહિતથો મુજને સોંપેધીર.

જ્ઞાનયોગનો મારગ કઠણુ છે શું કહું તુજને આજ;
બુદ્ધ વિચારે મુજને પેખે તેનાં સરે સરવે કાજ.
વિભૂતિ લગાડી વન ગયો ને તપ કરે બહુ કાલ;
કદાચ તેને ક્રોધ થયો તો ફરી પડે તતકાલ.
મુજને કો નવ પામે અરજુન પહોચી ન શકે કોય;
છાંના કરમ કરતા કો જન માયા વરજીત હોય.
જેમ દીપકની શગ હોય અરજુન પવન વિના નિરધાર;
તેમ એકાગ્રપણે મુજને ધ્યાએ તો જનમ પામે પાર.
મારી માયા દુસ્તર છે તે ઘણું પમાડે કાષ્ટ;
અહો રાત્ર ધંધે જાય ક્ષણુ એકનું નહી સુખ શ્રષ્ટ.
મનને જેકો જોગી કરીને પંચ ઇંદ્રી વશ કરતા;
મુજ નિમિત્ત સહુ કાજકરે વળી જ્ઞાને મુને અનુસરતા.
પારથ તુજને શું કહુ મુને કળિ પામે કોય;
મારો મારગ અતિ કઠીણુ છે કાળે પામે કોય.
હવે તુ જે કારજ કરે તે મુજને આરોપો નિરધાર;
મારી માયા તુજને નહી પ્રભાવે પામીશ પદ તું સાર.
કર્મ કર્યા વિના અરે ધનંજય નિશ્ચલ મન નવ થાય;
જીવ આત્મા પરમાત્મા સર્વે જાણુવી કાય.
તે માટે સંગ્રામ કરવા સાંપ્રદ થાઓ વીરઃ
જશ-કીર્તિ ત્રિલોક થાશે પામશો સુખ શરીર.

ઉથલો

સુખ પામીશ શરીરે તું ધીરજ પણું રાખ રૂદે;
વિષ્ણુદાસ તેણે સમે પારથ મુખ વાણી વદે.

---

# દામોદરાશ્રમ.

## સૂક્ષ્મ સમશ્યા.

### કાલેરો.

૧

આ સમશ્યા છે સૂક્ષ્મ વેદની, સદ્દગુરૂએ મુજને આપીરે;
ત્રિગુણાતીત કીધો તત્ક્ષણમાં, સંચિત ક્રિયમાણુ કાપીરે. આ.

રહી પ્રારબ્ધની પીડા શરીર સંબંધી, તેથી ઉપજે છે આધિ વ્યાધિરે;
તેનો ઉદ્વેગ નથી આવતો અંતરમાં, અખંડ રે' છે સહેજ સમાધિરે. આ.
આ અનુભવ છે અપૂર્વભારી, અનુભવ જાણે છે વીરલા યોગીરે;
જાણે તે નર જીવન મુક્ત કહાવે, કાં ભોગી કે જોગીરે. આ.
જોગી ભોગી નથી જીવની જાત જોતાં, જેમ છે તેમ સમજીને રહેવુંરે;
દામોદરાશ્રમ:દીસે નહિ જોતાં, એવું સમજીને મૂન્ય ગ્રહેવુંરે. આ.

૨

મોટાપણું તુ મુકી દે જે, તુ છોટો થાને ભાઇરે;
મોટાપણુમાં મહાદુ:ખ છે, છોટાપણુ સુખ દાઇરે. મોટા.
વિદ્યાનો વૈભવ તેનું અભિમાન, વળી દ્રવ્ય સ્ત્રી સુતદારારે;
પ્રતિગ્રહ કરી તેનું પેટ ભરૂં છું, ત્યારે સહુકો કે'છે સારારે. મોટા.
વળી રાજ્યાસન માન પંડિતાઇને પૂચ્છતા, તેનો ગર્વ આવે છે અંતરમાં રે;
નઠારાં દાન નર્કનાં સંગી, તે તું લે છે જમણા કરમારે. મોટા.
અલ્યા ભણેલો જાણીને ભજે છે સહુકો, તેમ તેમ તુજને આવે છે અભિમાન રે;
તુ પ્રતિગ્રહ કરી અંતરમાં પ્રસન્ન થાય છે, તારી ગઇ છે બુદ્ધ શુદ્ધ સાનરે. મોટા.
તારે મોટો ભે છે મૃત્યુનો:માથે, તેથી તુ તનમનમાં નથી ડરતો રે;
મોટો જાણીને સવિતા સુત નહીં છોડે, કરશે લક્ષ ચોરાશી અવતાર ધરતો રે. મોટા.
અલ્યા તુ મેલ પડતી પંડિતાઇ તોરી, તું જોને વેદાંત વિચારી રે;
દામોદરાશ્રમ એછે સિદ્ધાંત સૂક્ષ્મ વેદનું, લે રુદીયામાં ધારીરે. મોટા.

---

# વેદાંતી અખો.

---

## દશવિધ જ્ઞાનીઅંગ.

દશવિધજ્ઞાની લક્ષણુ લક્ષ, તેનાં કહું આચરણો મુખ્ય;
નામ એક પણુ લક્ષણુ જુજવાં, પૃથ્વી એકને ભિન્ન ભિન્ન કુવા.
કૂપ કૂપ જુજવા નિર સ્વાદ, એમ અખા મનવણીયાવાદ;
શુષ્કજ્ઞાની કહાવે કેટલા, જ્ઞાન દગ્ધ જોતાં એકલા.

કો વિતંડા કહાવે નરા, જ્ઞાનખળ કેટલાએક ખરા;
નિંદકજ્ઞાની નિપજે ઘણા, કો ભ્રમજ્ઞાની અખામનતણા.
હઠજ્ઞાની ઘણા મનવિષે શઠજ્ઞાની સુધું નવલખે;
શુન્યવાદીને નવમો જાણ્ય, શુદ્ધજ્ઞાની દસમો પરમાણ.
એ દશે નામ જ્ઞાનીનાં કહ્યાં, હવે લક્ષ કહું અખા જે રહ્યાં.
શુષ્કજ્ઞાની નિરસ હોય હદે, વાણી જાણી લુખું વદે;
હિંસે નહીંતે સર્વાવાસ, ચૈતન્ય જાણી ન્હોય ઉલ્લાસ;
એ લક્ષણ શુષ્કજ્ઞાની તણું, જ્ઞાન દગ્ધ અખા હવેભણું.
જ્ઞાન દગ્ધ હોયે અધબળ્યો, સંત સમાગમે રહે તે મળ્યો.
બાહ્ય કર્મે ઝલાણી મત્ય, માંહે આપોપું હંતા સત્ય.
અનુભવ અંકુર ન ફુટે ત્યાંહાં, જેમાં અખાદગ્ધ છે સ્પૃહા;
વિતંડનર હોયે તે અસો, પોતાને નિશ્ચે નહીં કશો.
વાદકર્યા ઉપર બહુ હામ  લક્ષ વિના વિદ્યાનીમામ;
કલેશ કરતાં કાપેકાળ, અખે વિતંડની કાઢી બાળ.
જ્ઞાનખળને ખળતાનો થાપ, કુટિલ જુક્તિ ઉપજે બહુ આપ;
જ્ઞાનવચનને આગળ કરે, ઓથે રહી વક્રમ આચરે.
વદે ખરો પણ ખળતા કાજ, અખા તે સરખો અંતર બાજ;
હવે નિંદકજ્ઞાની કહીએ સોય, પેલું દોષનું દર્શન હોય,
સંત સમાગમમાં તે ફરે, લાંછનં જોઇને હૃદયે ધરે;
આત્મજ્ઞાન તણી કરેવાત, પણ નિંદકની અખા એવી ધાત.
ભ્રમજ્ઞાનીને અંતર ભર્મ, હદે વશું પણ ન સમજે મર્મ;
અંતર અન્ય ઉપાસન કરે, કરતા હરતા આપ ઉચ્ચરે;
અખા તે ન સમજે સાંગ ઉપાંગ, ભ્રમે ન ટળે વાસના લીંગ.
હઠજ્ઞાની સિદ્ધિને વસ્તુ લખે, કહે બ્રહ્મજ્ઞાન ન્હોયે સિદ્ધિ પખે;
કે ચૈતન્યે ભર્યું બ્રહ્માંડ, સિદ્ધિ વિના પણ કાચો પીંડ;
અખા લક્ષ હઠજ્ઞાની તણો, સિદ્ધિ ત્યાં પૂર્ણબ્રહ્મ ગણ્યો.
શઠજ્ઞાનીને ગ્રંથ બહુ સુણે, બહુ વાંચે બહુ પાઠે ભણે;
ગ્રંથ પ્રતીતે માને વાત, સમ્યક્ ભાસે નહીં સાક્ષાત;
શઠપણે ન ટળે ચકચૂંધ્ય, અખા અંતરથી ન ટળે રૂંધ્ય.
શુન્યવાદીને શુન્યે શુન્ય, વિશ્વનહીં નહીં પાપને પુણ્ય,
ઉત્પત્તિ નહીં, નહીં સમાસ, સ્વપર નહીં, નહીં સ્વામી દાસ;
એમ વરતે શુન્યવાદી ખરો, પણ અખા ન ચાલે શુન્ય ઉફરો.

શુદ્ધજ્ઞાની તે અરૂપ રૂપ, માંહિ નિધ આશે છે તદ્રુપ;
સર્વ સહિત છે સર્વાતીત, જે પોષક આઘે ઉદગીત;
અખા અનિર્વચનીને આપ, લક્ષ લાગે તે લહે અમાપ.
દશ પ્રકારના જ્ઞાની લખ્યા, પણ નવેતો દસમા વિણુ મિથ્યા;
નવેનો લક્ષ ત્યારે શુદ્ધ થાય, જ્યારે અનુભવ દશમા ઘેર જાય,
અખા જે છે સદા અવાચ્ય, જો સમજે તો સમજી રાખ્ય.

---

## ફુટકળ અંગ.

તિલક કરતાં ત્રેપન વહ્યાં, જપ માળાનાં નાકાં ગયાં,
તીરથ ફરી ફરી થાકયા ચરણુ તોય ન પોતા હરિને શરણુ,
કથા સાંભળી ફુટયા કાન, અખા તોય ન આવ્યું બ્રહ્મજ્ઞાન;
એક મુરખને એવી ટેવ, પત્થર એટલા પૂજે દેવ.
પાણીને દેખી કરે સ્નાન, તુલશી દેખી તોડે પાન;
એ તો અખા બહુ ઉત્પાત, ઘણા પરમેશ્વર એ કયાંની વાત.
ગહન ગતિ છે કાળજ તણી જેણે જે જે વાતો ભણી,
તે તેનાં પામ્યાં પરમાણુ, પરછંદાની પેરે જાણ.
માંહોમાંહે દુર્ધર્ષ અગાધ્ય અખા જીવને નાવે સાધ્ય;
અનુભવિ આગળ વાદજ વદે, ઉંટ આગળ જેમ પાળો ખદે.
ઉંટતણાં આઘાં મેલાણુ, પાળાના તો છંડે પ્રાણુ;
અખા અનુભવી ઇશ્વર રૂપ, સાગર આગળ શું કૂદે કુપ.
આવી નગરમાં લાગી લાય, પંખીને શો ઘોખો ખાય;
ઉંદર બિચારા કરતા સોર, જેને નહીં ઉડયાનું જોર;
અખા જ્ઞાની ભવથી કયમ ડરે, જેની અનુભવ પાંખ આકાશે ફરે.
જો જો રે મોટાના બોલ, ઉજડ ખેડે વાગ્યો ઢોલ;
અંધે અંધ અંધારે મળ્યા, જેમ તલમાંહી કોદરા ભળ્યા;
ઘેંસ ન થાય ન થાયે ધાણી, કહે અખો એ વાતો જાણી.
આંધળો સસરો શણગટ વહુ, કથા સુણવા ચાલ્યું સઉ.
કહ્યું કાંઇ ને સમજ્યાં કશું, આંખ્યનું કાજળ ગાલે ઘસ્યું;
ઉંડો કુવો ને ફાટી બોખ, શિખ્યું સાંભળ્યું સર્વે ફોક.
વ્યાસ વેશ્યાની એકજ પેર, વિદ્યા બેટી ઉછેરી ઘેર;
વ્યાસ કથા કરે ને રડે, જાણે દ્રવ્ય અદકેરૂં જડે;
જો જાણે વાંચ્યાની પેર, અખા કાં ન વાંચે પોતે ઘેર.

સ્વામી થઇને બેઠા આપ, એ તો મનને વળગ્યું પાપ;
શિષ્ય રાખ્યાનો શિરપર ભાર, ઉપર ત્યાગ ને અંતર પ્યાર;
આશા રજ્જુને બાંધ્યો પાશ, અખા શું જાણે જ્ઞાનીની આશ.
ગુરૂ થૈ મુરખ જગમાં ફરે, બ્રહ્મવેતાની નિંદા કરે,
ભૂતકાળમાં જે થઇ ગયા, તેની મનમાં ઇચ્છેમયા,
અખા વેલી કયમ ટાળે વ્યથા, જે નિત્ય વાંચે મડદાની કથા.
જો જો રે ભાઇ વાતનું મૂળ, પેટ ચોળી ઉપાડયું શૂળ;
એક સમે ખર ભાડે ગયો, કાંદા દેખી ગળીયો થયો;
ખરે આપી તેજીને પેર, એવું જાણી અખા જુતો તે ઘેર.
દેહાભિમાન હતું પાશેર, વિદ્યા ભણતાં વાધ્યું શેર;
ચરચા વદતાં તોલું થયો, ગુરૂ થયો ત્યાં મણમાં ગયો;
અખા એમ હલકાથી ભારે હોય, આત્મજ્ઞાનને મૂળગું ખોય.
સસાસીંગનું વાણુજ કર્યું મૃગતૃષ્ણામાં જઇને તર્યું;
વંઝયા સુત બે વહાણે ચડયા, ખંપુષ્પનાં વસાણાં ભર્યાં;
જેવી શેખસલ્લીની કથા, અખા હમણાં આગળ એવા હતા.
જયાં જોઇએ ત્યાં કૂડે કૂડ, સામે સામાં બેઠાં ધૂડ,
કોય આવી વાત સુરજની કરે, તે આગળ જૈ ચાંચજ ધરે;
અમારે હજાર વર્ષ અંધારે ગયાં, તમે આવા ડાયા કયાંથી થયા,
અખા મોટાની તો એવી જાણ્ય, મૂકી હીરો ઉપાડયો પાણ.
નીલાવૃક્ષને ઓથે રહે, જેમ પારધિ પશુને ગ્રહે;
એમ હરિને ઓથે ધુતા ઘણા, ઉપાય કરે કનક કામની તણા;
અખા ગુરૂ શું મૂકે પાર, જેના શિષ્ય ગર્દભ ને ગુરૂ કુંભાર.
સો આંધામાં કાણો રાવ, આંધળાને કાણાપર ભાવ;
સૌનાં નેત્રો ફૂટી ગયાં, ગુરૂ આચારજ કાણા થયા.
શાસ્ત્ર તણી છે એકજ આંખ્ય, અખા અનુભવની ઉઘડી નહીં ઝાંખ્ય.
મુંડ મુંડાવી હરિને કાજ, લોક પૂજે ને કે' મહારાજ,
મન જાણે હરિએ કૃપા કરી, માયામાં લપટાણો ફરી.
સૌને મન તે કરે કલ્યાણ, અખા એને હરિ મળ્યાની હાણ.
હરિને કાજે ઘાટજ ઘડે, નિજ સ્વરૂપથી પાછા પડે,
પાણો કે' હું પરવત લઉં, એ આશ્ચર્ય તે કેને કહું;
અખા થકી તે બીજો હરિ, જેમ પરવતમાંથી પાણુજ ખરી.

જાણપણામાં જાડા થયા, ડાપણ ડોળી રાબડ રહ્યા,
નીર હતું તે કીચમાં ગયું, આત્મથકી તે અળગું રહ્યું.
છે તો ઘણો નવ દીસે ચંદ, કહે અખો માયાનો ફંદ;
ભણ્યા ગણ્યા તો તે પરમાણ, જો જાણપણું ટાળીને જાણ.
મૂળ સ્વરૂપે જે કોઈ થયો, તેને ભણ્યાનો સ્વભાવ ગયો;
અખા એમ સમજ્યા તે મહંત, તેને સત્તચિત્ આનંદ વદે વેદાંત.

---

## ભાષાઅંગ.

ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જીતે તે સૂર;
સંસ્કૃત બોલે તે શું થયું, કાંઇ પ્રાકૃતમાંથી નાશી ગયું;
બાવનનો સઘળો વિસ્તાર, અખા ત્રેપનમો જાણે પાર;
સંસ્કૃત પ્રાકૃત જેવડે ભણે, કાષ્ટ જેમ મધ્ય ભારા તણે;
તે છોડયા બહોણો નાવે અર્થ, તેમ પ્રાકૃત વિના સંસ્કૃત તે વ્યથ.
બધા દામ વેપારી લખે, અખા વ્યાજ નોય છુટા પખે.
હરખે કરખે અનુભવ કશા, આકાશ ઉદરમાં વરતે દશદિશા.
જ્યારે જેનું રાજજ જાણ, ત્યારે માનવી તેની આણ;
જ્ઞાન ગગનમાં ન્હોયે દેશકાળ, એતો અખા અજાણ્યા બોલે આળ.
જ્ઞાનાદિક ન્હોયે સિદ્ધિવડે, સિદ્ધિ નામ શણગારે વડે;
એકમની કહાવે સાધવી, તે સેજ ન ઇચ્છે સિદ્ધિ વાધવી;
અખા અણુલિંગી નાવે સંસાર. એતો ફોગટ માયા ઉડાવેવાર.
અષ્ટમહાસિદ્ધિ ઇશ્વરની વિષે, તેને વેદ માયા કરી લખે;
તેની કણિકા તે, તે આ જીવ, તો સિદ્ધિ સહિત કેમ થાયે શીવ;
લોકપતિ જે તે સિધ્યવડે, અખા અનુભવને કાંઇ ન અડે.
મૂળગો અહંરોગ નહી ટળ્યો તેમાં સિદ્ધિ રૂપી ભરમજ ભળ્યો,
જેમ પેહેલો ઘેલો હોય બુધ્યવિના, બળી વ્યસને લાગ્યો માદક ભખે;
અખા અહંકારને ટાળી જોય, તું ન રહેતો સિદ્ધિ સાથે શીદ હોય.
પોત ન લહ્યું પછી પોતે થયા, ઉત્તમ મધ્યમ વ્યસને વહ્યા;
માયાકૃતનો નાવે અંત, માને નહીં તો જો વેદાંત;
અખા ઉપનું ન માને આદ્ય, ક્રયવિક્રય વિના શી વાધ્ય.
પ્રપંચ પ્રીછી જોયો ખરો, નહીં ઉપજ ને નહીં તો વરો;
જ્યાંથું ઉપજ્યું ત્યાં નવ ઘટે, શબ્દ ન વળે જ્યાં જઇ આવટે;
જાતું મરતું દીશે ખરૂં, અંતે અખા ભર્યાનું ભર્યું.

જેમ દુધે ફીણુ ફીસોટા થાય, તોલ ન વધે આકાશ રૂંધાય;
જેમ અગ્નિ જોગે જળ ઉભરે, તેમ તત્વે તત્વ જગત અવતરે;
વકર્યાં તત્ત્વ ધરે રૂપ નામ, અખા ઉત્પત લે ઠામનું નામ.
પંચતણાં પંચવીશે તત્વ, વાસના લીંગ તે તેનું સત્વ;
ભૂત ભૂત પ્રત્યે વિચરે, અને મૃત્યુ નામ પરપોટા મરે;
ભૂત કલ્લોલ સદા સર્વદા, ચિદ્દિલાસ અખા મનમુદા.
ચલનવલન તે ચેતન તણી, પંચરૂપે આપે થયો ધણી;
આપ આપ માંહી વિસ્તર્યું, ન કર્યા સરખુ તે ત્યાં કર્યું;
જેમ છે તેમનું તેમ છે જાણુ, સમજે સાન અખા નિર્વાણુ.

---

## કવિઅંગ

કવિતા ઘણુા કવી કહી ગયા. અદ્યાપિ કવે પ્રત્યક્ષ રહ્યા;
વળી આગળ કવશે બહુ કવિ, મનની વૃત્ય જોજો અનુભવિ;
અખા મનાતીત તેમનું તેમ, મનનીવૃત્યમાં મનની ગમ્ય.
જ્ઞાનીની કવિતા ન ગણીશ, કિરણુ સૂર્યનાં કેમ વરણીશ;
શબ્દ તણો છેડો કેમ થાય, આકાશને કેમ તોલ્યું જાય;
એવું વચન અલિંગી તણું, અખા ન ી કોય પર આપણું,
સ્થિત્ય નહીં આપા પર તણી, પિંડપ બ્રહ્માંડનો થાયે ધણી;
અચવ્યું સરખું દીસે આપ, ભૂત બાન્ધ્યનો ન્હોયે થાપ;
અખા જોતા ચિદ્‌આકાશ, આવિર્ભાવ વિના શો નાશ.

---

# કવિરાજ પ્રેમાનંદ.

---

## સુદામાનો સંસાર.

### રાગ વેરાડી.

શુકજી કહે સાંભળ નરપતિ, છે સુદામાની નિર્મળ મતિ;
માયાસુખ નવ ઇચ્છે રતિ, સદા મન છે જેવું જતિ.
મુનિનો મર્મ કોઇ નવ લહે, સઉ મેલો ઘેલો દરિદ્રી કહે;
માગ્યા વિના કોઇ કેમ આપે, ઘણે દુઃખે કરી દેહ કાપે.

ભિક્ષાનું કામ કામિની કરે, કોનાં વસ્ત્ર ધુએને પાણી ભરે;
જેમ તેમ કરીને લાવે અન્ન, નિજ કુટુંબ પોષે સ્રીજન.
ઘણા દિવસ દુઃખ ઘરનું સહ્યું, પુરમાં પછે અન્ન જડતું રહ્યું;
બાળકને થયા બે ઉપવાસ, ત્યારે સ્રી આવી સુદામા પાસ.
હું વિનવું જોડી બે હાથ, અબળા કહે સાંભળીએ નાથ;
બાળક ભૂખ્યાં કરે રૂદંન, નગરમાં નથી મળતું અન્ન.
ન મળે કંદમૂળ કે ફળ, બે દિવસ થયાં લેઇ રહે જળ;
સુખ શય્યા ભૂષણ પટકુળ, પ્રભુ કયારે થશે સાનુકુળ.
ભૂખ્યાં બાળક જુએ માનું મુખ, સ્રી કહે સ્વામીને દુઃખ;
હું કહેતાં લાગીશ અળખામણી, સ્વામી જુઓ આપણા ઘરભણી.
ધાતુપાત્ર નહીં કર સહાવા, સાજું વસ્ત્ર નથી સમ ખાવા;
જેમ જળવિણ વાડી ઝાડુવાં, તેમ અન્નવિણ બાળકબાડુવાં.
વાય ટાઢ બાળકડાં રૂએ, ભસ્મમાંહિ પેશીને સુએ;
હું તે ધીરજ કઇ પેરે ધરૂં, છોકરાંનું દુઃખ દેખીને મરૂં.
નીચાં ઘર ભીંતડિયો પડી, શ્વાન માંજર આવે છે ચડી;
અતિથિ ફરી નિર્મુખ જાય, ગવાનિક નવ પામે ગાય.
કરોછો મંત્ર ભણીને સેવ, નૈવેદ્ય વિના પૂજોછો દેવ;
પૂજ્ય પર્વણી કો નવ જમે, જેવો ઉગે તેવો આથમે.
આ બાળક પરણાવવાં પડશે, સતકુળની કન્યા કયાંથી જડશે;
શ્રાદ્ધ સંવત્સરી સહુકો કરે, આપણા પિત્રી નિર્મુખ ફરે.
અન્ન વિના પુત્ર મારે વાગલાં, તો ક્યાંથી ટોપી આંગલાં;
અબોટિયું પોતિયું નવ મળે, સ્નાન કરે છે શીતળ જળે.
નખ વાધ્યાને વાધી જટા, માંહિં ઉડે રક્ષાની ઘટા;
દર્ભતણી તૂટી સાદડી, નાથજી તેપર રહો છો પડી.
બીજે ત્રીજે પામોછો આહાર, તે મુજને દહે છે અંગાર;
હું તો દરિદ્રસમુદ્રમાં બુડી, એવાતણમાં એકજ ચૂડી.
સૌભાગ્યના નથી શણગાર, નહિ કાજળ નહીં કિડિયાં હાર;
નહિ લલાટે દેવા કંકુ, અન્ન વિના શરીર રહ્યું સૂકું.
હું પૂછું છું લાગી પાય, આવું દુઃખ કયાં સુધી સેવાય;
તમે દહાડી કહો છો ભરથાર, માધવ સાથે છે મિત્રાચાર.
જે રહે કલ્પવૃક્ષની તળે, તેને શી વસ્તુ નવ મળે;
જે જીવ જળમાં ક્રીડા કરે, તે પ્રાણી કયમ તરશે મરે.

પ્રગટ કરી સેવે હુતાશ, તેને શીત આવે કયમ પાસ;
અમૃતપાન કીધું જે નરે, જમ કિંકરનો ભય કયમ ધરે.
જેને સરસ્વતી જીભે વશી, તેને અધ્યાત્મ ચિંતા કશી;
સદ્‌ગુરૂનાં જેણે સેવ્યાં ચરણ, તેને શાનું માયાવરણ.
જે જન સેવે હરિને સદા, તેને જન્મ મરણની શી આપદા,
જેનું મન હરિ ચરણે વસ્યું, તે પ્રાણીને પાતક કશું.
જેને સ્નેહ શામળિયા સાથ, તેનું ઘર નવ હોય અનાથ;
છેલ્લી વિનતિ દાસી તણી, પ્રભુ પધારો ભૂધર ભણી.
તછે ચૌદ લોકના મહારાજ, બ્રાહ્મણને ભીખતાં શીલાજ.

વલણ.

લાજ ન કીજે નાથ મારા, માધવ મનવાંછિત આપશેરે;
દીન જાણીને દયા આણી, દરિદ્રનાં દુઃખ કાપશે રે.

## સુદામાનો સત્કાર.

સુતા શય્યાએ શ્રીઅવિનાશ રે, અષ્ટ પટરાણીઓ છે બે પાસરે;
રુકિમણી તળાંસે પાયરે, મિત્રવિન્દા ઢોળે છે વાયરે.
ધર્યું દર્પણ ભદ્રા નારીરે, જાંબુવતિયે ગ્રહી જળ ઝારીરે,
યક્ષકર્દમ સત્યા સેવેરે, કાલિંદીજી અગર ઉસેવેરે.
લક્ષ્મણા તાંબુલ લાવે રે, સત્યભામા બીડી ખવરાવેરે,
હરિ પોઢ્યા હિંડોળા ખાટરે, પાસે પટરાણી છે આઠરે.
બીજી સોળ સહસ્ત્ર શત શ્યામારે, કોઇ હંસગતિ ગજગામારે,
મૃગાનેણી ને ચંદ્ર ચકોરી રે, કોઇ શ્યામલડી કોઇ ગોરીરે.
કોઇ મુગ્ધા બાળકીશોરીરે, ખળકાવે કંકણ મોરીરે;
ચપળા ચિતડું લે ચોરીરે, કોટે હાર કંચુકી કોરીરે.
કોઇ ચતુરા સંગિત નાચેરે, કોઇ રીઝવે ને ઘણું રાચેરે,
એક બીજીને વાત વાસેરે, સરખા સરખી ઉભી પાસેરે.
હરિ આગળ હરિગુણ ગાતીરે, વસ્ત્ર વિરાજે નાના ભાતીરે,
ચંગ ઉપંગ મૃદંગ ઘણાં ગાજેરે. શ્રીમંડળ વેણા વાજેરે.

ગાંધર્વીકળા કોઇ કરતીરે, શુભવાયક મુખ ઉચરતીરે,
ચતુરા નવ ચૂકે તાળીરે, બોલે મર્મ વચન મરમાળીરે.
જેથી રીઝે પ્રાણાધારરે, એમ થઇ રહ્યો થેઇથેઇકારરે;
એવે દાસી ધાતી આવીરે, જોઇ નાથે પાસે બોલાવીરે.
બોલી સાહેલી શીરનામીરે, દ્વારે દ્વિજ આવ્યો કોઇ સ્વામીરે;
ન હોય નારદ અવશ્યમેવરે, નહીં વસિષ્ઠ ને વામદેવરે.
ન હોય દુર્વાસાને અગસ્ત્યરે, મે તો ઋષિ જોયા છે સમસ્તરે;
નહીં વિશ્વામિત્ર કે અત્રીરે, નથી લાવ્યો ચીઠ્ઠી કે પત્રીરે.
દુ:ખી દરિદ્ર સરખો ભાસેરે, એક તુંબીપાત્ર છે પાસેરે;
પિંગળ જટા ભસ્મે ભરિયોરે, ક્ષુધા રૂપી નારીને વરિયોરે.
શેરિયે શેરિયે થોકાથોકરે, તેને જોવા મળ્યાં બહુ લોકરે;
તેણે કહાવ્યું કરી પ્રણામરે, મારૂં વિપ્ર સુદામો છે નામરે.
એમ દાસી કહે કરજોડરે, ખરો ખરો કહે રણછોડરે,
મારો બાળસ્નેહી સુદામોરે, હું દુ:ખિયાનો વિસામોરે.
ઉઠી ધાયા જાદવ રાયરે, નવ પહેર્યાં મોજાં પાયરે;
પીતાંબર ભૂમિ ભરાયરે, રાણી રૂક્મિણી ઉંચા સાયરે.
અતિ આનંદે ફૂલી કાયરે, હરિ દોડે ને શ્વાસે ભરાયરે;
પડે આખડે બેઠા થાયરે, એક પળ તે જુગ જેવી જાયરે.
સ્ત્રીઓને કહી ગયા ભગવાનરે, પૂજા થાળ કરો સાવધાનરે;
હું જે ભોગવું રાજ્યાસનરે, તે તો એ બ્રાહ્મણનું પુન્યરે.
જે કોઇ નમશે એનાં ચરણ ઝાલીરે, તે નારી સહુપેં મને વહાલીરે,
તવ સ્ત્રી સહુ પાછી ફરતીરે, સામગ્રી પૂજાની કરતીરે.
સહુ કહે માંહો માંહી બાઇરે, કેવા હશે શ્રીકૃષ્ણના ભાઇરે;
જેને શ્યામળિયા શું સ્નેહરે, હશે કંદર્પ સરખો દેહરે.
લઇ પૂજાના ઉપહારરે રહી ઉભી સોળ હજારરે;
બાઇ લોચનનું સુખ લીજેરે, આજ જોઠનું દર્શન કીજેરે.
ઋષિ શુકજી કહે સુણ રાયરે, શ્યામળિયોજી મળવા જાયરે;
છબીલેજીએ છૂટી ચાલેરે, દીધી દોડ તે દીનદયાળેરે.
સુદામે દીઠા કૃષ્ણ દેવરે છૂટયાં આંસુ શ્રાવણ નેવરે,
જૂએ કૌતક ચારે વર્ણરે, કયાં આ વિપ્ર કયાં અશરણશર્ણરે.
જૂએ દેવ વિમાને ચડિયારે, પ્રભુ ઋષિજીને પાય પડિયારે;
હરિ ઉઠાડયા ગ્રહિ હાથરે, ઋષિજી લીધા હેડા સાથરે.

મળ્યા જાદવ જોવા પૂઠેરે, પ્રેમનાં આલિંગન નવ છૂટેરે;
મુખ અન્યોન્યે જોયાંરે, હરિનાં આંસુ સુદામે લોયાંરે.
તુંબિપાત્ર ઉલાળિને લીધુંરે, દાસત્વ દયાળે કીધુંરે;
ઋષિપાવન કર્યું મુજ ગામરે, તમે પવિત્ર કર્યું રંક ધામરે.
તેડી આવ્યા વિશ્વાધારરે, મંદિરમાં હરખથી અપારરે;
હસ્ત ઝાલી હરખે મુરારીરે, જોઇ હાસ્ય કરે સહુ નારીરે.
ઘણું વાંકાં બોલ્યાં સત્યભામારે, આવા કુટકા મિત્ર સુદામારે;
હરિ તેને ઉઠીને શું ધાયારે, ભલી નહાનપણાની માયારે.
ભલી જોવા સરખી જોડીરે, હરિને સોંધો એને રાખોડીરે;
જો કોઇ બાળક બાર નિકળશેરે, તે તો કાકાને દેખી ધળશેરે.
તવ બોલ્યાં રૂકિમણી રાણીરે, તમે બોલો છો શું જાણીરે.

વલણ.

શું બોલો વિસ્મય થઇ, હરિભક્તને ઓળખો નહીં;
બેસાડયા મિત્રને શય્યા ઉપર, ઢોળે વાયુ હરિ ઉભા રહી.

રાગ સોરઠી.

ભક્તાધીન દીનને પૂજે, દાસ પોતાનો જાણી
સુખ શય્યાપર ઋષિને બેસાડી, ચમર કરે ચક્રપાણિરે. ભક્તા૰
નેત્રશમસ્યા નાથે કીધી, આવી અષ્ટ પટરાણી;
મંદ મંદ હસે સત્યભામા, આધો ઘુંઘટ તાણીરે. ભક્તા૰
જેની નાભિ કમળથી બ્રહ્મા પ્રગટયા, આ જગ પગમાં કીધું,
જેણે મુખમાં જગત દેખાડયું, માતાનું મા લીધું રે. ભક્તા૰
વિશ્વામિત્ર સરખા તાપસને, દોહેલે દર્શન દીધું;
તેણે સુદામાના પગ પખાળી, પ્રીતે પાદોદક પીધુંરે. ભક્તા૰
પોતે ઓઢવાની પીત પછેડીએ, લોહ્યા ઋષિના પાય;
ઊભા રહી કર વિંઝણો ગ્રહીને, વિઠ્ઠલ ઢોળે વાયરે. ભક્તા૰
થાળ ભરી વૈદર્ભી લાવ્યાં, ધૃતપક્વ પકવાંન;
શર્કરા સંયુક્ત ઋષિને કરાવ્યાં પયપાનરે. ભક્તા૰
શુદ્ધાચમન તંબોળ ખવરાવ્યાં, ધરી પ્રેમ શામળવાન;
વાધ્યું તે પ્રસાદ પ્રમાણે, આરોગ્યા ભગવાનરે. ભક્તા૰
જે સુખ આપ્યું સુદામાને, તે હરિ બ્રહ્માદિકને નાપે;
ફરી ફરી મુખ જૂએ મુનિનું, આનંદ મુકુંદને વ્યાપેરે, ભક્તા૰

સુદામાને ચિંતા મોટી, રખે દેખે કાયા કાંપે;
મેલી ગાંઠડી તાંદુલ તણી તે, જંઘા નીચે લઇ ચાંપેરે, ભક્તા૦

વલણ.

જંઘા નીચે ચાંપે ઋષિ, ગાંઠડી તંદુલ તણી;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરને, જાણ્યા તણી ગત્ય છે ઘણી.

---

## અનુપમ આશ્રમ.

શ્લોક.

બ્રહ્માના ભુવને હરિ મૃગ વસે, ભેળા ભલી ભાતમાં,
ચીતારા ગૃહમાં સુવાસ કરીને. રે'તા દિવા રાતમાં;
તે રીતે કવિને ઉરે વસી રહ્યા, વૈરે તજી વાતમાં,
ભૂદેવાશ્રમ તેમ વ્યાઘ્ર મૃગ સૌ, વાસોવસે શાતમાં.

કાળિંગડો.

આશ્રમ અનુપમ ઉપમા આપું, 'સાહસ કરવા સ્વર સર આલાપું;
નૌકા છિદ્રિત માંહે બેશી, પાર જવા મનમાંહે પેશી.
હોયે હરિ કૃપાની માઝા, તો હું પારને પામું રાજા !
સાંભળ એ કે ચિત્તે સાક્ષી, મતીશ મા'તમ હે ભલ ભાથી !
રે'તા યુધિષ્ટિર કરજોડી, કે'તા કથા શું જોડીજોડી;
નવ થાયે પંક્તિ તો ખોડી, જેવી મારી મતિ છે ખોડી.
ઊડે આશ્રમ પાસ ફિરેફો, દ્વૈત મતવાદી કાજ ફિરેફો.
અદ્વૈતવાદીનાં શિખર શત્ન્યે, લખી જેવી મારે હદે શન્યે.
વાવ્યા ક્રમ એવા આ કયારે, પથ પામું હું તો આ કયારે.
દ્વૈત મિથ્યા અદ્વૈતની સિદ્ધિ, મહદ્ ભાગી પામ્યા એ સિદ્ધિ.
અષ્ટાદશ સિદ્ધિ પામ્યા યોગે, અદ્વૈતતા પામ્યા શુભયોગે
તજી ગુરૂકૃપાથી કો આશા તે, અદ્વૈત પામી ભરિયા શાતે.
પુષ્ટિ થાયે ભલી ઋતુ શીતે, રહ્યાં ભ્રમિત મન સ્થિતિ શીતે;
ન ચડે રંગ ચડયો છે શ્યામે, ટોકે આનંદિત શું શ્યામે.
ચિત્તા મૃગને બનતું સારૂં, વરૂ વણિયરનું એકજ બારૂં
શિયાળ સસલાની છે જોડી, મદએડી નાંખી મહિષે તોડી
રીંછ રાનીમંઝાર રમે છે, સૂકરને સહુ સાથ ગમે છે;
રાઝ રોજ દીનતા દેખાડે, કૂડું કાઇ કાઇનું નવ પાડે.

સાબર શૃંગ તણે તે ભારે, આલિંગણ થાવા ઉચ્ચારે.
ઇષ્ટ અતિશે વનમાં આવે, શૃગાલાધરનો લોભ ન લાવે.
સાંઢણીં મનમાં થઇ નિરાશા, છૂટી કોશ કાપ્યાનીં આશા.
શેલા ગાયતણા તો છૂટા, બંધન મહિષી આદિ વિખૂટા.
એ રીતે પશુ મગ્ન ઘણેરાં, એ મા'તમ ઉદ્દાલક કેરાં.
સદાય પક્ષી પરોઢ ઘરે છે, મસ્તાનાં થઇ વન ફરે છે.
સિંચાણ ગૃધ્ર ન મારે કોને, શુકબાળ કાક રમે છે જોને;
ચતુર્પદીને ચકલી જ્યાંહી, જાયે મન માને છે ત્યાંહી.
તીતર બુલબુલ ખંજન આ જે, વૈરોતજી રમે છે આજે,
જો પારેવા કોયલ કોટી, કરે ગરજણ શું વાતો મોટી.
કપોત વદે કોઇને કોઇ, જાણે ટગમગ રહિયે જોઇ;
રવ રેવાચકલી સુણાયે, શિર્ષ વગર હલત્રે ધુણાયે.
પિયુ પિયુ પપૈયા બોલે, સારિકા સ્વરતુલના તોલે,
પોપટ પરો રહીને નારી, સારિકાને જોતો સારી.
કળાધરની કળા બહુ નામી, થાતી ઢેલ પતિ અનુગામી
ચક્ર ચક્રવાકી સંભારી, અન્યોન્યે મળતાં અવિધારી.
ઉલૂક કાક મને છે મગ્ન, લઢાઇનું લાગે નવ લગ્ન;
વાગોલ મુકત કરીં છે દોષે, છોડયા ચીંબડીએ તો રોષે.
એમ સહુ પંખી ત્યાં જાતે, હળી મળી રમતાંહી રાતે:
ઉરગ કીટ પતંગ અપારી, તેની જાત જોયે વિસ્તારી.
પણ શ્રોતાનો જાતે ધર્વ, રખે સમજતા એમાં ગર્વ;
પ્રાણીશાસ્ત્રમાં ભરિયાં નામ, મારે તેનુ શું છે કામ
સમદષ્ટિનો ભજવું ભાવ, જેવો મારો પડશે દાવ;
માનવ દાનવ વૈરની વાત, સહુ મુનિ મઠમાંહે સાક્ષાત.
વૈર પશુ પક્ષીનાં ત્યાજ, કરાવિયા એવા મા'રાજ.
શાંતિ શાંતિ શાંતિ એક, છાત્ર ટેક શીખે વિવેક.
મારૂં તારૂં મૂકયું પૂરે હારજીત મૂકી છે શૂરે,
એ મહિમા આશ્રમનો જુઓ, મહીંપતિ ભ્રાંતિનું મૂળ ખુઓ.
આજ્ઞાંક્તિ સર્વે છે આંહાં ઉમંગે આનંદ મનડા માંહી;
અજીત એક જીત્યો ના જાયે તેપણ કંપી રે'તો રાયે.
અમર કર્યાં ઋષિએ સહુ ઝાડ, સમર કર્યા મુનિએ સહુ પા'ડ.
પશુ પંખી પર રાખી દષ્ટ, કાળ થકી નવ પામે કષ્ટ.

તદપિ મા'ત્મ્ય કાળનું જુઓ, સંશે રાજા સર્વે ખુઓ;
આવે પાનખર ઋતુ દિન, સુકાંપત્ર તો થાયે ભિન્ન.
પુષ્પિતવૃક્ષ કે હોયે છોડ, તેનો તો સુણાવું તોડ;
સુમનસ શિષ્ય ગ્રહે ગુરૂકાજે, કાળ તણું બળ ત્યાં બિરાજે.
આનંદ અતિ કરતાં પંખિડાં, પડતામાં કાળે તે ભીડયાં;
નામ તણોતો કરવો નાશ, કાળ પસારી બેઠો પાશ.
એ જીત્યો નહીં કો મુનિ, વેદાદિકની કરતાં ધુની;
મહાન્તને મનથી ભય ભાગ્યો, અજ્ઞાનીને બમણો જાગ્યો.
કરે છે આજ્ઞાંકિત મુનીશો, જ્યમ બાજીગર નચવે કીશો;
વશ વરતે ચૂકે ન દાવો સમય થાય કે કે'શે આવો.
ના હા કરતાં લેઇ જાયે, કાળ ચિરંજીવીને ખાયે;
મહાત્માનું ખોટું નવ ભાખું પણ બચિયો કાળથી કોને દાખું.
સ્વતંત્ર કપટી એવો કાળ, ઉદ્દાલક તેજની ઝળતો ઝાળ;
ફરતો ચૉકી ચારે પાસે, લાગ જોવા કે દાસની આશે.
પણ હુંકારો દેતો હાકે, એમ કાળ ચઢાવ્યો ચાકે.
કામ ક્રોધાદિ ષડ્રિપુ સાથે, મુષ્ટિ વાળી એ'તાં હાથે.
વિકાર માત્ર વેગળા ભાગે, એક અદ્વૈત પદ અનુરાગે;
વસિષ્ઠ જેવા છે આચારી, અરૂંધતિ સરખી છે નારી.
એક પુત્રને એકજ પુત્રી સંતતી મુનિવર લાગી સુત્રી;
તેહ તણી તો કથા ઉચારૂં, સાંભળજો લાગે જો સારૂં.
શાંતિમાં ભ્રાંતિ ના હોયે, શાંતમધ્ય જીવ શિવને જોયે,
ઉન્નત જોવા સુણવા જ્ઞાની, રંગલારંગ વિજ્ઞાનની વાણી.
સમાધિષ્ટ જોઇ દયાર્દ્ર સાધુ, ક્રોધ જડામૂળને આરાધું;
રિપુ વિજ્ઞાનખડ્ગે છૂંદાશે, અસાધુની નિંદા તો થાશે.
લઘુઆ'રી જાતા સાધુ જોઇ, ભયની સમીર સાચવે સોઇ;
હરિબાળ ગજ નાખે મારી, બાળકથી બંદી પડયો પુકારી,
ઉપદેષ્ટા અદ્વૈત જણાવે, હું મૂઢમતિને રસ કોણ ભણાવે;
ભણિયો ભણાવ્યો હું તે દાખું, એમ મનમાં જે બાકી ન રાખું.
પણ મારૂં ધાર્યું ના થાયે, મન તરંગ ફોકટ અફળાયે;
હવે કહોડની કથા ઉચારૂ, ચિતવિચ લાગે જેથી ચારૂ.

વલણ.

ચાર ભાગે ચિતમાં, અષ્ટાવક્ર આખ્યાનરે,
કોવિદ સર્ગ તેવું કરે, મહા જેઠ મતિમાનરે.

## દુહિતા ચિંતા.

શ્લોક.

ઉપાધિ શૌરિને કમળનયની અબ્ધિજ થકી,
ઉપાધિ બ્રહ્માને, સરલસતી સાવીત્રીજ નકી;
ઉપાધિ મા' દેવા, થઇ ગિરીશજા દક્ષ મખમાં,
ઉપાધિ ત્રી તેવી, જગતીસુરને લાવી દખમાં.

આશાવરી

ધર્મસૂનૂ સુણિયે મુનિગાથા, શ્રદ્ધા રાખી મુનિસંસાર,
અનસુયા શી પત્નીથી પ્રકટયાં, એક પુત્ર પુત્રી નિરાધાર.
શતસુનુની ચિંતા નવ કશી, એક પુત્રી દુઃખનો અંબાર.
પ્રિય પિતાને મનથી અતિશે, તેને પ્રિય હોશે ભરતાર.
પરાયું ધન મુખથી ઉચ્ચારે, કરે અન્યકાજે સંભાળ.
કષ્ટ કરે તન રોગ કાજશું, મિથ્યા જગત લહે સુરસાળ.
ગાંડી ઘેલી વાતો એવી, સીધી સટ કરી દેતો કાળ,
દ્વાદશ વર્ષની વિદ્યાવિનોદિની પાણી પે'લા બાંધવી પાળ,
નવ યૌવન મુગ્ધાને જોઇ, મુનિ પત્ની આવ્યાં મુનિ પાસ;
વરવા જોગ વિધુંવદની થઇ, પૂરો સ્વામી તેની આશ;
ધાન્ય રાંધ્યું રાખી ન શકાયે, પુત્રી જોઇ મન થાય ઉદાસ,
વર વર મુનિવર ખોળી ખાઢો, તોડો મમ મન કેરા પાશ.
સાચો બ્રહ્મ જગતને મિથ્યા, એ સિદ્ધાંત મુનિ કરતા સિદ્ધ,
દૃશ્યમાન મિથ્યા કયમ માનું, આગમ વાણી જગત પ્રસિદ્ધ.
તત્ત્વ તણા નિર્ણય પર આવ્યાં, લાવ્યાં પત્ની અષ્ટમાસિદ્ધ,
સુણી વાત મન ભ્રમિત થયું છે, મળી મુનિવરને નવનિધ.
સ્વામી એ સરખો શોધીશું, તમે નિરાંતે બેસો નાર,
વારૂ કહી મુનિ પત્ની વળતાં, પછે ઋષીશ્વર કરે વિચાર.
દુહિતા જેવો ભર્ત્તા જોવો, ચાર વેદ પારંગત પાર,
ચાર વેદ ખટ આગમ શીખી, મળશે તેવો કયાં ભરતાર?
ચાર શિષ્ય જગતીમાં જોવા, મુનિવર કરતા ત્યાં તૈયાર,

વિદ્યાવિનોદિનીએ જાણ્યું કે, મળી પિતાને તે નિરધાર;
મુજ એક શ્લોકાર્થ કરે તે, જો જો કહી લજાઇ નાર,
મંદ હાસ્ય કરી મુનિવર બોલ્યા, લખી લાવ્ય જયમથાય ન વાર.
સ્વસ્થાનક થઇ પુસ્તક જોતી, તાલપરણ લિખિત અનંત;
વેદ, વેદાંગ ઉપનિષદ્ જોતી, કાઢતી સત્વર તત્ર મહંત.
સૂત્ર ભાષ્ય ભણી તે મહિલા, પામી જેનો ઝટપટ અંત,
સિદ્ધાંત એક શોધીને કાઢયો, જાણે જે કો પ્રજ્ઞાવંત.
શ્લોક લખી રચી તાલપત્ર પર, ગઇ પિતા પાસે ગુણવાન,
છાત્ર પાસ તે પર્ણ પઠાવ્યું, માતાને જઇ મળી મતિ માન.
સંમતિથી સર્વે કીધું, શ્લોકાર્થે દઉ તનનું દાન,
મુનિવર વાંચે શ્લોક લખ્યો જે, ફુણે મળિયા શિષ્ય મહાન.
( અષ્ટાવક્રાખ્યાન. )

## દ્રૌપદ્યોત્પતિ.

### રાગ મારૂ.

પક્ષી 'કે' મુનિનું વચન સુણી, રાય પામ્યો મન આનંદ,
હયકરજોડી બોલ્યો મુખથી, સર્વ આપું ભજી ગોવિંદ.
ત્યારે વિશ્વામિત્ર ભાખિયા. સર્વ આપી દીધુ મને રાય;
રાજ્ય દ્રવ્ય મહી સેના આપી, હવે હું નૃપ થયો મહા કાય.
હવે તું મુખેથી બોલ્ય રાજા, એનો ધણી છે કોણ;
હરિશ્ચંદ્ર કે' શું પૂછો એમાં, આપ સ્વામી થયા નથી ઓણ.
જ્યારે પૃથ્વી નવ આપી તમને, ત્યારે પણ સ્વામી આપ;
આજ ધણી રણી છો મુનિ પોતે, શેનો મુને સંતાપ.
પ્રથમથી આજ્ઞાકારી હુતો મુનિ, સર્વસ્વ દ્વિજને સોંપી;
આજ આપી થયો અઋણી, જાતે નથી ધર્મમર્યાદા લોપી.
વિશ્વામિત્ર કે' મુને સર્વ આપ્યું, તો ન રે'વું તારે નૃપ આંહી;
જ્યાં જ્યાં મારૂં સ્વામીપણું માને, ત્યાં તારે વસવું નહીં કયાંહી.
એકાએક જેમ વજ્ર વાગે હદે, તેવું કર્ણે વાગ્યું મુનિ વેણ;
અરે ! હાય ! હવે કયાં જઇ વસવું, થયો મૂર્છિત મોહિત નેણ.
બે ઘટિકા પછે ચેતન પામ્યો, ત્યારે વિચારે આમ;
દ્વિજ શાપ ભયે નૃપ થરથર કાંપે, કાં ગુપ્ત થયા ગુરૂમા'નામ.
વિશ્વામિત્રના ભયથી ત્રાશી, જળમાં પેઠા ગુરૂદેવ;

હવે ક્યાં જાઉં શું કરવું મારે, પછે નિશ્ચય કર્યો તતખેવ.
વારૂ મુનિવર એમ કરૂં હું, એમ ભાખી મુખથી તર્ત;
ઓઢણી સૂત્રાદિક સર્વ તજ્યાં ઝટ, પે'ર્યાં વનકુળ વસમી વર્ત.
પછે મુનિની સાથે નગરે આવી, જઇ વનિતાને મળિયો;
વલ્કલ સુત શ્યામાને આપી, આવી મુનિને નમિયો.
સર્વ રાજ્યાદિક અર્પણ કીધું, વસ્ત્રાભૂષણ તજી ચર્મ ધાર્યું;
વિશ્વામિત્રાર્પિત દેશને છોડી, ચાલ્યો વનમાં મન માર્યું.
તે વેળાએ વિશ્વામિત્રે આવી, રાયનો મારગ રૂંધ્યો;
રાજસૂયમખની દક્ષિણા દીજે, શે ઋણી જાવા વળુંધ્યો;
હરિશ્ચંદ્ર કે' મહામુનિ આપ્યું, શત્રુ વિહોણું મેં રાજ્ય;
હવે અવશેષ આ ત્રણ દેહ દેખો, તેનો વ્યય કરો મહારાજ.
વિશ્વામિત્ર કે આપ્યું તે જાણ્યું, રાજસૂયની દક્ષિણા લેવી;
એ આપ્યા વિણ ચાલે ન રાજા તારી ધર્મવૃત્તિ થઇ કેવી ?
બ્રાહ્મણને આપ્યું કહી ન આપે, તે વિનાશી થાયે જાણો;
તે દક્ષિણાનું પ્રમાણ કહું છું, સુખ માણો કે દુઃખ આણો.
રાજસૂય સંપુરણ થાતાં, જેટલી દક્ષિણા દ્વિજો પામે;
તેટલી દક્ષિણા મારે જોઇએ, તે આપી લાગો તમારે કામે.
તમે મુખે જે પ્રતિજ્ઞા કરી છે, તે આપ્યા લીધા વિના કેમ ચાલે;
આતતાયી સાથે યુદ્ધ કરવું એક, એ રાય ધર્મે વર્તો મનમાં' તે.
વળી સત્પુરૂષનું રક્ષણ કરવું, એવા નિયમ ધર્યા તેં જાતે;
તો પછે મારી દક્ષિણા ક્યમ મૂકું, લાવું દયા હું કેઇ વાતે.
હરિશ્ચંદ્ર કે' દ્વિજવર સુણિયે, અધુના કાંઇ નથી મુજ પાસે;
કેટલોક કાળ વિત્યા પછી આપું, કંઇ વશી હું વાસ સુવાસે.
અહો ! ભગવન્ વિપ્રર્ષિ મહા મોટા, કંઇ દયા ધરો દિલમાંય;
સત્પુરુષના સમ્યક્ સ્વભાવનું, ચરિત વિસરો મુનિ ક્યાંય.
વિશ્વામિત્ર કે વાટ જોઉં હું, દયા લાવી મન તારી;
ક્યાં સુધી મારે વાટ જોવી કહે, હું જાણું નિર્મળ મતિ સારી.
ઉતાવળે અવધિ કે' મુજને, નહિ તો શાપાગ્નિએ બાળું;
હરિશ્ચંદ્ર કે' એક માસ પછી આપું, મુનિ ધન્ય થયા કૃપાળુ.
હમણાં વિત્ત નથી મારી પાસે, માટે આજ્ઞા દીજે મુનિદેવ;
વિશ્વામિત્ર કે' જાજા રાજા, પણ ન ભૂલીશ આપવું એવ.
તારો માર્ગ ભદ્રકારી હો રાજા, તુને અરિદમે નહી કોઇ;

એવું વચન સુણી રાજા ચાલ્યો, પૂંઠે નારી ચાલે કંથ જોઇ;
જે પુષ્પ વેરેલ સ્થાનક હીંડવા, અતિ અયોગ્ય રૂપાળી;
તે કંટક વન ભણી પતિની પૂંઠે, ચાલવા લાગી સુંવાળી.
નગર લોકે પત્ની પુત્રની સાથે, રાય દુઃખી દીઠો જ્યારે,
કે ત્રાહી ત્રાહી કરી ત્રાડ પાડીમુખ, પ્રભુ સુખદિન દેખીશું ક્યારે!
હા નાથ! અમો અનાથ થયાં સહુ, તદા મૂકી શું જાઓ છો દેવ;
તમે ધર્મપંથમાં કુશળ સ્વામી, જોઇ દુઃખ નિવાર્યા તતખેવ.
એવો ધર્મ ધર્યો ધરણીપતિ, ન પ્રજા દુઃખી કરી લેશ;
તો આજ અમને તમે સાથે તેડો, હારે ધર્મે શેષ મહેશ.
અહો રાય એક મુહૂર્ત ઉભા રહો, શું નાસાનાસ કરો આમ;
નેત્ર ભૃંગે મુખારવિંદ રસ પીવા, સ્વામી વાધી છે મોટી મામ.
હા! હા! મુખ અંબુજ કવ જોઇશું, રે રે! આવી પડયું શું દુઃખ;
જે રાજેંદ્ર નીકળે રસ્તામાં, તવ ઘણા ઇચ્છે પૂઠનું સુખ.
રામ હરિશ્ચંદ્ર આગળ ચાલે, પૂઠે નૃપ ચાલે મહા મોટા;
તેની પૂંઠે તેનાં સ્ત્રી પુત્ર જાતાં, હા હા! દિન આવ્યા શા ખોટા.
કેટલું દુઃખરૂપ આ શિવ! શિવ! રે આંખ્યો કેમ ન ફૂટે!
ગજે બેશી સેવક જાય આગળ, તે રાય ચાલે એમ કહી કૂટે!
સેવક જેના ગજપર બેસે, તે રાય પાળો પળાય;
અહો રાય સુકુમાર શરીરે, કહો કહો કેમ ચલાય.
સુકુમારા સુન્દર ભૃકુટિવાળું, કંઇ ઉંચુ ઉપર સોહાવેનાક;
એવું મુખાર્વિંદ રજે ભરાશે, એમ કહી કહઃ મારેહાક.
ઊભા રહો ઊભા રહો સ્વામી, સ્વધર્મ આચરો આજ;
સર્વ પ્રાણી પર દયા રાખવી, એ મોટો ધર્મ મહારાજ.
ક્ષત્રિય કેરો મુખ્ય ધર્મએ, શે તજો પ્રભુઆપ;
વનજાવા તત્પર થયા તો, શો અમારે સગાંતણો સંતાપ.
સ્ત્રી પુત્ર પરિવાર સઘળો, શે આવે નૃપ કામ;
ધન ધાન્યમાં ધ્યાન ન રાખું, ભજું રાજીવલોચન રામ.
છાયાભૂત આ કાયા થાશે, મૂકી સર્વ વૈભવ વાટ;
હા નાથ! હા અનાથસ્વામી! આશું ઓછો ઉચ્ચાટ.
હા રાજ! હા મહારાજ! નામી, અમને તજવાનો ધારો ઘાટ;
રે રે સ્વામી! આ નવ ઘટે, એમ વદી પડે છતા પાટ!
જ્યાં તમે ત્યાં અમે આવું, જ્યાં તમને સુખ તાં સુખ;

જ્યાં તમારાં ચરણ કમળ છે, ત્યાં ભાગે અમારી ભુખ.
જ્યાં તમે ત્યાં નગર અમારૂં, જ્યાં ધર્મિષ્ઠ નૃપ ત્યાં સ્વર્ગ;
ત્રાહિ ત્રાહિ કહી તૃણમાં પડતા, ત્યાં મોટા મહાજન વર્ગ.
ઊભા રહો ઊભા રહો ભાખે, શું નાસો નાસો આમ,
દયાર્દ્ર થઇ દયા કંઇક લાવો રાખી હ્રદેમાં રામ.
આક્રંદ આવું સાંભળી રાજા, શોક સાગરમાં પડિયો;
પ્રાણથી વા'લી આ પ્રજા મારી, જોઉં તેની દુઃખ ઘડિયો.
સર્વસ્વ આપ્યું પણ નથી બંધન બોલવા વિષે મારે;
એમ વિચારી ઉભો રહ્યો રાજા, ત્યાં શું નિપજતું ત્યારે.
વિશ્વામિત્રે જાણ્યું આ ઘડી, આકુળ રાયનું મન;
નગર વાસીનાં વચન સાંભળી, તપ્ત થયું રાય તન.
ક્રોધાયમાન વડે ચક્ષ ફેરવી, આવી બોલ્યા નૃપ પાસ,
ધિકાર છે ધરણી પતિ તુજને, દુષ્ટ જન શી રાખે શું આશ,
અસત્યવાદી કપટાચારી નૃપ, આરંભી બેઠો શું કાજ,
રાજ્ય આપી પાછું લેવા ધારે, તારાભણી વાળે જનઆજ.
ચિત ખેંચી ચતુરાઇ વડે, લોક કરવા બેઠો તું તારા;
એવું સાંભળી કાંપ્યો રાજા, કરો ક્ષમા અપરાધ મુનિમારા.
આ ચાલ્યો મુનિ ચાલ્યો વેતો, એમ ભાખી કામની સા'તો;
સુકોમળાથી ચલાય ન વે'લું, તેને ઝટપટ ચલવી જાતો.
જેને ચાલવાને અભ્યાસ ન પહેલાં, તે ચાલતાં ઘણી થાકી;
ધીમે ચાલવા ચિત્ત ચતુરા ધારે, તેને હરિશ્ચંદ્ર ખેંચે હાકી.
કૃતાંત કોપ મુનિનો જોઇ, નૃપ વારંવારે નારી ખેંચે,
તોય તેનાથી ચલાય ન જરીએ. લચી પડતી લલના લેંચે.
તે જોઇ નૃપનું મન ગભરાતું, રે દૈવ આ શું મહાદુઃખ;
તેવે તેને ત્યાં કરવા આવ્યા, કૌશિક મુનિ તો સુખ !
શું અલ્યા નારીથી ના ચલાયે, એનો કરૂં હું આજ ઉપાય;
ચાલી સુરભિ નવ ચાલે પંથે, તેને દંડની શિક્ષા દેવાય.
તો આ મારા દંડકાષ્ટ વડે હું, હાંકું સુરભિતારી.
એમ કહી દંડ મારવા લાગ્યા, રે મુનિ દયા ગઇ ક્યાં ધારી.
એટલું એ આપણુ મુખ બોલું, પણ પુણ્યશાળી નવ બોલે.
દુઃખ લાગ્યું દિલમાં અતિ ગાઢું, નૃપ સત્યની તુલના તોલે.
જાઉં છું જાઉં છું એહ ઉચાર્યો, બીજો મનમાં ન આવ્યો વિચાર;

તે દુઃખ જોઇ જન સહુ કંપ્યાં, કંપ્યાં પંખીપશુ નિરધાર.
દેવ દાનવ સ્થાવર જંગમ સહુ, કંપ્યાં જોઇ રાયનું કષ્ટ;
કોનાથી મુખે બોલાય નહીં, બોલે કરે કૌશિક નષ્ટ.
દેવ સ્ત્રી દુઃખથી રૂદન કરે, ખરે આંસુ શું પુષ્પની વૃષ્ટ.
મન માંહે શાપે સહુ મુનિની; જુએ રૂડી ભુંડી જે સૃષ્ટ.
સર્વ દેવ નીચું જોઇ રહ્યા ત્યાં, ન ઉચું જુએ કોઇ શૂર.
એવે કૃપાળુ વિશ્વદેવે પાંચે, રાય દુઃખ ધર્યું ભરપુર;
તે મુખ થકી ઉચરિયા એવું, આ અધમોધમ કૌશિક;
અપાર યજ્ઞ કરતા નૃપ પીડે, નહિ મન પુણ્ય પાપની બીક.
આ મહાપાપી વિશ્વામિત્ર મુનિ, કેવે લોક કરશે વાસ !
આપણે કોને મખ જઇ રાજ્યું, રે વર્ષ સોની વહી ગઇ આશ.
અધુના આહુતી બલિદાનથી, પામું જેવો આનંદ;
તે દિન વેહેતા કર્યા મુનિ તેં, ધિકધિક મતિમંદ.
પક્ષી કે જૈમિને સુણીએ, એવી બોલ્યા વિશ્વેદેવ વાણુ,
પાંચ જણુ તે પૂરેપૂરા. જેહ કૌશિકથી અજાણુ.
વિશ્વામિત્રે કર્ણે સુણ્યું, વિશ્વદેવો કેરૂં વચન.
મહા કોપાગ્નિ પૂરિત મુનિ થઇ, શાપ્યા પંચ સુરજન.
સમ દુઃખ ભાગી થયા માનવશા, મૂઢ પામો માનવદેહ.
મારો અપરાધ કરી જે જીવો, એહ પીયૂષ કેરો ઉજેહ.
કે' તામાં માનવ થઇ પડિયા, જેમ પડે તારા પુણ્ય ક્ષીણુ.
કાલાવાલા કોટિક કર્યા ત્યારે મુનિયે નીકાળ્યા દીન.
પછે અનુગ્રહ મુનિવરે કીધો, થાશો માનવ નહિ મીનમેખ;
સંતતિ થાશે નહિ સુર ! તમને રે'સ્રીપાણિ ગ્રહણુશેષ.
ઇર્ષ્યા રહીત કામક્રોધે વિનિર્મુક્ત, થાશો તેમ જ્યારે સુર;
સુરપણું સહુ પામશો ત્યારે, લાગ્યા વેણુ મુનિ મધુર.
તે વિશ્વદેવ પાંચે અવતર્યા, કૃષ્ણા કેરે પેટ;
અંશાવતરી એ પાંચે પૂરા, પડયા ભૂ કરવા શાપ ભેટ.
એ પ્રકારે પાંડુના પૌત્રો, મુનિ શાપે થયા જાણુ;
દાર સંગ્રહ કરવા નવ પામ્યા, માનો મુનિ સત્ય વાણુ.
પાંડવ કથાના સંબંધવાળા, મુનિ પૂછ્યા ચાર પ્રશ્ન;
તેના વિસ્તારે પ્રત્યુત્તર ભાખ્યા, હવે શેની રહી મુનિ તૃષ્ણુ.
જે સાંભળવા ઇચ્છા હોય, તે યથામતિ વિસ્તારૂં;

વ્યાસ શિષ્યનાં દર્શન દુર્લભ, થયાં સુર્લભ પુણ્ય વિચારૂં.
સર્વ પુરાણિને નમન કરીને, સંસ્કૃતનું પ્રાકૃત ભાખું;
રાગડા તાણી શ્લોક આલાપો, તેવા રાગ ન આમાં દાખું.
પ્રભુ કૃપાથી પાંશરૂં થાશે, વધશે ઉદ્યમ આથી;
આ વાંચીને સંસ્કૃત વાંચો, રીઝે રૂડા લોક કથાથી.
ઇતિશ્રી માર્કંડેય પુરાણે, દ્રૌપદ્યોત્પત્તિનો સપ્તમોધ્યાય;
પ્રેમાનંદ પુરાણી પ્રતાપે, ગુણગણ હરિના ગાય.

વલણ.

હરિના ગુણગણ ગાવા અંતર આવે ભરતી ઓટરે;
કવિતા ચંદ્રિકા નિધિ નિરખી, મન તરંગ તૂટે કોટરે.

( માર્કંડેય પુરાણ. )

---

# દમયંતી.

---

## રામગ્રીની દેશી.

એણીપેર બોલ્યા વૃહદસ્વ વાણીજી, નળને ઘેર આવ્યા વેણાપાણિજી;
વીરસેન સુતે દીધું માનજી, અર્ઘપાદે પૂજ્યા ભગવાનજી.

ઢાળ.

પૂજ્યા નારદ આદર આણી, રૂદેમાં અતિ પ્રેમ;
અન્યોન્ય પૂછીઓ, સમાચાર કુશળ ક્ષેમ;
રાજ્યાસન નળનું દેખી, નારદ રૂખી એમ પૂછે;
પટરાણી દીસતાં નથી, એ કોહોની કારણ શું છે ?
આસને બેસવું રાણી વિના, તેહેનો મોટો દોષ;
પછે પ્રતિ ઉત્તર વિચારી નળ, બોલીઆ ધરી શોષ;
નળ કહે તમો પ્રજાપતિના, પુત્ર વેણાધારી;
જાણતા હશો બ્રહ્માએ, માહારે નિરમી છે કોનારી.
સપ્તદ્વિપ નવ ખંડ માંહે, કંઇ કન્યા કોટાકોટ;
રૂખી હું વરૂં એહવી નવ મળે, શકે છે કન્યાની ખોટ.
રૂપ તાંહાં કુળ નહીં, કુળ તાંહાં નહીં ચાતુરી ચાલ;
કો સકળ લક્ષણ હોય પૂરણ, તો હું પરણું તતકાળ.
નારદ રૂખી તવ ઓચર્યા, એમ ન કીજે ભૂપ;
તાહરા સરખું નવ મળે, કો સ્યામાનું સ્વરૂપ.

પણ તે કન્યા અલૌકિક છે, વેદ જ્હેને વરણે;
તે ઇંદ્રને ઇચ્છે નહીં તો, તૂંને કાંહાંથી પરણે.
નળ કહે ઓ માહામુનિ તે, કન્યાનું કોણ નામ;
કવણ રાયની દીકરી ને, કવણ તેહનું ગામ.
નારદ કેહે સકળદેશ મધ્યે, ઉત્તમ વિદર્ભ દેશ;
તાંહાં રાજ્યાસન કરે છે, ભીમક નામ નરેશ.
તેહને ઘેર એક તારૂણી, વજાવતી નામ નિદાન;
પુણ્યદાન અપાર કીધાં, પણ પેટ નહીં સંતાન.
એહવે સમે એક દમન નામે, આવીઓ તાપસ;
આતિથ્ય કીધું તેહનું ને, જમાડયો ખટ રસ.
ઘણા દિવસની ગઇ ક્ષુધા, ને પામીઓ સંતોષ;
ત્રિકાળજ્ઞાને જાણીઓ, રાણીનો વંઝાદોષ.
પૂછીને તાંહાં ખરૂં કીધું, નિશ્ચે નહિ સંતાન;
કરૂણા આણી આપિયું, રાયરાણીને વરદાન.
ત્રણે પુત્ર ને એક પુત્રી, હશે રૂપનાં ધામ;
એધાણી રાખજે એટલી, જે માહારે નામે નામ.
એહવું કહીને ઋષિજી, પામીઆ અંતરધાન;
કેટલે દિવસે રાણીને પછે, આવીઆં સંતાન;
દમન, દંતુ, દુર્દમન, દમયંતી નામજ ધર્યાં;
હર્ષ પામ્યો ભૂપતિ, બાળક ચાર ઉછર્યાં.
દમયંતી જે દીકરી તે, મુખે વરણી ન જાય;
અંગ તણી તો ઉપમા, નળ કશીએ ન અપાય.

**વલણ.**

ઉપમા ન અપાયે નળમેં, એમ બોલ્યા વેણાધારીરે;
નળ કહે નારદ પ્રત્યે, તેહનું રૂપ કહો વિસ્તારીરે.

**આસાવરી.**

નારદનાં વચન સુણી, બોલ્યા નૈષધ ધણી;
ભીમક તણી કુંવરી છે, કેહેવી કૂટડીરે.

**ઢાળ.**

કૂટડી કેવી દમયંતી, કોહો તેનું વખાણ;
નારદ કહે રે સાંભળો, વીરસેન સુત સુજાણ.
ગુણ ચાલ ને ચાતુરી, અદ્ભુત સુંદર વેષ;

તેહેને હું કેમ વર્ણવું, વર્ણવી ન શકે શેષ.
બુદ્ધિ પ્રમાણે માનનીનું કરૂં છું વરણુન;
જયમ સાગરમાંથી ચાંચ જળની, ભરેપક્ષીજન.
દમયંતીનો ચોટલો, દેખી અતી સોહાગ;
અભિમાન મૂકી લજ્જા આણી, પાતાળ પેઠો નાગ.
ભીમક સુતાનું વદન સુધાકર, દેખીને શોભાય;
ચંદ્રમાતો ક્ષીણપામી આભમાં સંતાય.
સૃષ્ટિ કરતાં બ્રહ્માએ ભર્યું તેજનું પાત્ર;
તે તેજનું પ્રજાપતિએ ઘડયું દમયંતીનું ગાત્ર;
તેમાંથી કાંઇ શેષ વાધ્યું, ઘડતાં ખેરો પડિયો.
બ્રહ્માએ એકઠું કરીને, તેનો ચંદ્રમા ઘડિયો.
નળ કહે નારદને, એ વખાણભાવ ન પહોતો;
દમયંતી હમણાં અવતરી, ચંદ્ર પહેલો નહોતો?
નારદ કહે બ્રહ્માજીએ, સઉ પહેલી ઘડીને રાખી;
પણ પૃથ્વીમાં અવતારી નહિ, ભરથાર એવા પાખી.
વિરંચિયે વૈદર્ભ નાંખી, ઉદય હવડે પામી;
તે જો અહિંયાં અવતરી, તો નિર્મ્યો હશે કો સ્વામી.
નળ કહે આગળ વિસ્તારો, એ ભેદ મેં સાંભળિયો;
ચંદ્ર પહેલી ચતુરા, સંદેહ મનનો ટળિયો.
નારદ કહે સાંભળો રાજા, મીન ને મધુકર;
નેત્ર ભ્રકુટિ દેખીને, જળ કમળ કીધાં ઘર.
નાસિકા વસર દેખીને, કળાધર ને કીર;
તેણે અરણ્ય પર્વત સેવિયાં, ધારી શકયા નહિ ધીર.
દમયંતીના અધર દેખી, પેટ વેધ્યું પ્રવાળી;
એ કામનીનો કંઠ સાંભળી, કોકિલા થઇ કાળી.
રસના વાણી સાંભળી, સરસ્વતીને આવ્યો વૈરાગ.
કુંવારી પોતે રહી, સંસાર કીધો ત્યાગ.
દંત દેખીને દાડમ ફાટયું, કપોત સંતાડે મ્હોને;
તે નાદ કરતો ફરે વનમાં, કહે દુઃખ કહું હું કોને.
દમયંતીના કુચ દેખી, હાર્યું કુંજર કુળ;
તે હીડંતાં ચાલતાં હાથી, માથે ઘાલે ધુળ.
હસ્તકમળથી કમળ હાર્યું, જળમાં કીધું ઘર.
ઉદર દેખી દમયંતીનું, સુકાયું સરોવર.

## વલણ.

સરોવર સુકાયું સાંભળી, નળરાય મનમાં રંજ્યા;
દમયંતીની જંઘા દેખી, કેળ રહી કાકવંઝા.

## રાગ સામેરી

દમયંતી છે દોષ રહિતા, તેના ગુણની ગાઉં ગીતા;
નારદજી વાયક એમ બોલે, નહિ ઉપમા તારૂણીની તોલે. દમ૦ટેક
જોઇ ભીમક સુતાની કટી, સિંહની જાત વનમાં ઘટી;
હંસને પણ થઇ ચટપટી, ચાલ્ય ગોરીની આગળ મટી. દમયંતી.
રામા અંગની રોમાવળી, વનસ્પતિ દવે મરેછે બળી;
તેનાં વસ્ત્ર રહ્યાં જળહળી, દેખી આભમાં પેસે વીજળી. દમયંતી.
પગપાનીથી હાર્યો અળતો, રહે અબળાને પાગે લળતો;
નેપૂરનો નાદ સાંભળતો, રહે ગાંધર્વનો સાથ બળતો. દમયંતી.
વરણથી ચંપક નવ ભજીઓ, માટે મધુકરે તેને તજીયો,
એવું રૂપ બ્રહ્માએ સજ્યું બીજું કોઇ નથી નિપજ્યું. દમયંતી.
હવે શણગાર વખાણું સોળ, મંજન ચીર હાર તંબોળ;
ઉડે સુગંધના કલ્લોળ, અંગે અરગજાના રોળ. દમયંતી,
શીશફૂલ રત્ન રાખડી, શોભે ભમરમાં ચુની જડી;
ગોફણો રહ્યો અંગશું અડી, કટિમેખળા શું પડે વઢી. દમયંતી.
ગળુબંધ કંઠે નવરંગ, મુગતાહાર છે એ સંગ;
ચકે ગિરિ કરીને ભંગ, તે જાણે મધ્યે વહે છે ગંગ. દમયંતી.
વાયે ઓઢણી રહી છે ઉડી, ખળકે કંકણને કર ચુડી;
રૂપે રતિતો સંભ્રમે બુડી, એવી કોઇ મળે નહિ રૂડી. દમયંતી.
વાજે નેપુર કેરો ઝણકો અંગુઠે અણવટનો ઠણકો;
અંગુળિયે વીછવાનો રણકો, બોલે મધુર ઝાંઝરીનો ઝણકો. દમયંતી.
જેણે દમયંતી નવ જોઇ, તેણે ઉમ્મર એળે ખોઇ;
જાણે કાયા કનકની લોઇ, એવી જગમાં બીજી ન કોઇ. દમયંતી.
જેમ નદીમાં ભાગીરથી, તેમ શામામાં સર્વથી;
ત્રણ લોકમાં જોડી નથી, જાણે સાગરથી કાઢી મથી. દમયંતી.
ઇંદ્રાદિક પરણવા ફરે, મહેલા મનમાં નવ ધરે;
અશ્વનીકુમાર આગળપળે, તે ન આવે આંખ્યજ તળે. દમયંતી.
જ્યારથી એ પુતળું અવતરિયું, નારી માત્રનું માન ઉતરિયું;
દમ્યું જગત સ્વરૂપ ઉદે કરિયું, માટે દમયંતી નામ ધારિયું. દમયંતી.

જોગી થઇ તજ્યું હશે સર્વસ્ત, તીર્થનાહ્યો હશે સમસ્ત;
ગાળ્યાં હશે હિમાળે અસ્ત, તે ગ્રહશે દમયંતીનો હસ્ત. દમયંતી.
વખાણ સાંભળિને સબળ રૂધિર અટવાયું પળપળ;
નારદ પ્રત્યે બોલ્યો નળ, સ્વામી પરણવાની કહો કળ. દમયંતી.
નારદ કહે મારૂં કહેણુ ન લાગે, હું નવ જાઉ તારે માગે;
મને મોહનાં બાણુજ વાગે, બ્રહ્મચર્યવ્રત મારૂં ભાંગે. દમયંતી.
એવું કહી પામ્યા અંતરધાન, મોહ પામ્યો નળ રાજન;
લાગ્યું દમયંતીનું ધ્યાન, કામજ્વર થયો વહ્નની સમાન. દમયંતી.
વેદ મોટા મોટા આવે, વગડાની ઔષધિ લાવે;
તાપ કોઇએ ન સમાવે, મંત્રી કહે શું થાશે હાવે. દમયંતી.
( નળાખ્યાન. )

---

## મોસાળું.

### રાગમારૂ.

સુણી શ્રીરંગ મહેતો આવ્યા ધાઇ, ભાવે ભેટયા બન્ને વેવાઇ;
મળ્યો જમાઇ જમાઇનો ભ્રાત, મળ્યો સહુ નાગરનો સાથ.
કપટે ભેટી પાછા ખસે, જોઇ જોઇ સામગ્રીને હસે;
ઉતરવા ઘર આપ્યું એક, ઝાઝાં ચાંચડ મચ્છર વિશેક.
ખાડા ટેકરા વસમો ઠામ, ઉપર નળિયાનું નહિ નામ;
કોહ્યું છાજને જૂની વળી, ભીત્યો દો દશ એવડવળી.
ઝાઝા માંકણ ઝાઝા જૂઆ. ત્યાં મહેતાના ઉતારા હુઆ;
વેવાઇ ગયા ઉતારો કરી, બોલે હસણી નાત નાગરી.
કુંવરવહુનો વૈષ્ણવ બાપ, દર્શન કરીને ખોઇએ પાપ;
મહેતાને જોવા હરખે ભરી, ઘેર ઘેરથી ચાલી સુંદરી.
મન વિના મહેતાને નમે, સારૂં થયું જે આવ્યા તમે;
માંહો માંહિ કહે સુંદરી, મહેતો દીઠે દીઠા હરિ.
જુઓ સાથ કેવો ફૂટડો, એને પરમેશ્વર ત્રુઠડો;
કુંવરવહુનું ભાગ્યું દુઃખ, એવું કહીને મરડે મુખ.
જુઓ બળદ મહેતાજી તણા, બગાઇઓ શબ્દ કરે છે ઘણા;
વજાડશે મંડપમાં ચંગ, નાગરી નાતમાં રહેશે રંગ.
આ ગાંઠડી વળગાડી લટકે, તાળના જોડા બાંધ્યા પટકે;
તુળસી કાષ્ટ તણો એ ભારો, હવે મામેરાનો શો ઉધારો.

છાબમાં તુળશીદળ મૂકશે, ઉભો રહીને શંખ ફૂંકશે.
વેરાગી હરિના ગુણ ગાશે, એટલે મોસાળું પુરૂં થાશે.
એમ નાગરી કૌતુક કરે, ટોળ કરીને પાછી ફરે;
કુંવરબાઇએ જાણી વાત, મોસાળું લઇ આવ્યા તાત.
ઉતાવળી મળવાને ધસી, બોલી નણદી મર્મે હશી;
આશું પિતા પુત્રીનું હેત, શાને કરવા આવ્યો ફજેત.
લજાવ્યું સાત પેઢીનું નામ, સાથે વેરાગીનું શું કામ;
શું મળવા ચાલ્યાં એકલાં એ બાપથી ન બાપાં ભલાં,
કઠણ બોલ એવો સાંભળી, કુંવરબાઇ બોલી પાછી વળી;
નણદી શું મચ્છર આવડો, પુંઠળથી બાઇ શું બડબડો.
સુખી પિતા હશે જે તણો, તે પુત્રીને લાભજ ઘણો;
કો નો પિતા લખેશ્વરી કહાવે, તે તો મારે શે ખપ આવે.
રાંક પિતા આવ્યો મુજઘેર, એક કાપડું સોનાનો મેર;
તમે મન માને તે કહો, એ પિતા મારે જીવતો રહો.
મર્મ વચન નણદીને કહી, પછે પિતા પાસે પુત્રી ગઇ;
દૂર થકી દીઠી દીકરી, મહેતાએ સમરયા શ્રીહરિ.
અન્યોન્ય નયણાં ભરી, ભેટયાં બેઉઓ આદર કરી,
મહેતે મસ્તક મૂકી હાય, પાસે બેસાડી પૂછી વાત.
કુંવરબાઇ કહો કુશળ-ક્ષેમ, સાસરિયાં કાંઇ આણે છે પ્રેમ;
રૂડો દિવસ આવ્યો દિકરી, તો મોસાળું કરશે શ્રીહરિ.
કુંવરબાઇ બોલી વિનતિ, મોસાળું કાંઇ લાવ્યા નથી;
નાગરી નાતે રહેશે કેમ લાજ, વિના દ્રવ્ય આવ્યા શે કાજ.
નિર્માલ્ય નિર્ધનનો અવતાર, નિર્ધનનું જીવ્યું ધિક્કાર;
નિર્ધનને કોઇ નવ ગણે, નવ રાખે ઉભો આંગણે.
ચતુરપણું નિર્ધનનું જેહ, ઘેલા માંહી ગણાએ તેહ;
લોક બોલાવે દુર્બળ કહી, એથી માઠું કાંઇ બીજું નહીં.
પિતાજી કાંઇ ઉદ્યમ નવ કરો, ધનનો નવ રાખો સંઘરો;
આ અવસર સચવાશે કેમ, પિતાજી તમે વિચારો એમ.
નથી લાવ્યા કંકુની પડી, નથી લાવ્યા મોડ નાડાછડી;
નથી માટલી, ચોળી ને ધાટ, એમ શું આવ્યા બારેવાટ.
કેમ કરી લજ્યા રહેશે તાત, હું શે ન મુઇ મરતે માત,
માતા વિના સુનો સંસાર, માતા વિના તે શો અવતાર.

જે બાળકની માતા મરી, બાપની સગાઇ સાથે ઉતરી.
જેવું આથમતા રવિનું તેજ, મા વિના એવું બાપનું હેત;
સુરભિ મરતાં જેવું વચ્છ, જળ વિણ તેવું તલપે મચ્છ.
ટોળાં વછોઇ જેવી મૃગલી, મા વિના દીકરી એકલી;
લવણ વિના જેવું ફીકું અન્ન, ભાવ વિના જેવું ભોજન.
કીકી વિના જેવું લોચન, મા વિના તેવું બાપનું મન.
ઘડો ફૂટે રઝળે ઠીકરી, મા વિના એવી દીકરી;
ગોળ વિના મોળો કંસાર, માતા વિના સૂનો સંસાર.
શીદ કરવા આવ્યા ઉપહાસ, સાથે વેરાગી પાંચ પચાસ;
શંખતાળ ને મળા ચંગ, એ મોસાળું કરવાના ઢંગ.
ન હોય તો પિતા જાઓ પાછા ફરી, એવું કહીને રોઇ દીકરી;
મહેતે મસ્તક મૂક્યો હાથ, કરશે મોસાળું વૈકુંઠનાથ.
પહેરામણી કરવી હોય જેટલી, આસામી લખી લાઓ તેટલી;
લખજો સાસરીયાં સમસ્ત, વિસારશો માં એકે વસ્ત.
વચન મહેતાજીનાં સુણી, કુંવરબાઇ આવ્યાં સાસુ ભણી;
મારે પિતાએ મોકલી હુંય, લખો કાગળમાં જોઇએ શુંય.
મુખ મરડીને બોલી સાસુ, શો કાગળ ચીતરવો ફાંસુ;
છાબમાં તુળસી દળ મૂકશે, ઉભો રહીને શંખ ફૂંકશે.

વલણ.

ફૂંકશે શંખ ઉભો રહી, નરસૈયો મોસાળું શું કરે;
સંવાદ-વહુઅરનો સાંભળી, પછે વડસાસુ એમ ઓચરે.

રાગ મારૂ.

ભક્ત નરસૈયાનું દુઃખ જાણીરે, ઉઠી ધાયા પુરૂષપુરાણીરે;
થયા શેઠ તે સારંગપાણિરે, સાથે લક્ષ્મી થયાં શેઠાણીરે.
નંદ સુનંદ ગરૂડ સાથેરે, વસ્ત્ર ગાંઠડીઓ તેને માથેરે;
રથે બેઠા શ્રીગોપાળરે, ધમકે ધોરીને ઘુઘર માળરે.
લોકે ઓળખ્યા નહિ જગદીશરે, સાથે વાણોતર દશવીશરે;
સર્વે જોઇજોઇ વિસ્મય થાયરે, પ્રભુ આવ્યા મંડપમાંયરે.
છડીદારે વાડ મુકાવીરે, નાગરી નાત જોવાને આવીરે;
આ વહેવારિઓ કોઇ આવ્યોરે, સાથે ગાંઠડીઓ ઘણી લાવ્યોરે.
કોઇ જાણે ન ત્રિભુવન ભૂપરે, વ્હાલે લીધું વણિકનું રૂપરે;
રથ ઉપરથી ઉતરિયારે, હરિસભામાંહી સાંચરિયારે.

ખટદર્શને ખોળ્યો ન લાધેરે, જેને ઉમયાવર આરાધેરે;
ન જડે ધ્યાને દાને બહુ જાગેરે, તે હરિ અણવાણે પાગેરે.
જે ચૌદલોકનો મહારાજરે, મહેતા માટે થયા બજાજરે;
વાઘો શોભે કેસર છાંટેરે, બાંધી પાઘડી અવળે આંટેરે.
કાને કુંડળ હીરે જડીઆંરે, નેત્ર પ્રલંબ શ્રવણે અડિયાંરે;
એક લેખણ કાને ખોશીરે, નામ ધર્યું દામોદર દોશીરે.
ઝીણા જામાને પટકા ભારેરે, હરિ હળવે હળવે પધારેરે;
ખાંધે પછેડી ઓઢી નાથેરે, બેઉ છેડા ગ્રહ્યા છે હાથેરે.
વિટી વેઢ દશે આંગળીએરે, સાદા મોજાં પહેર્યાં શામળીએરે;
ઘણા વાણોતર છે સાથેરે, કોણે ઝોળા ગ્રહ્યા છે હાથેરે.
ઘણા સેવક સેવામાં સજરે, ઉદ્ધવના હાથમાં ગજરે;
પ્રભુ પુંઠે કમળા રાણીરે, સભા મોહી જોઇ શેઠાણીરે.
ઉતર્યાં નાગરીઓનાં અભિમાનરે, જાણે ઉગ્યા શશિયર ભાણરે;
ભલું ભાલ ભમર રૂડી રાજેરે, રત્ન જડિત્ર રાખડી છાજેરે.
વિશાળ લોચન ચંચળ ચાલેરે, કેશું ખંજન પડીઆં ગાલેરે;
છે અધરબીંબ પરવાળીરે, મસ્તક ઉપર વેણ વિશાળીરે.
બાજુબંધ ગલુબંધ માળરે, નાક વેસરઝાક ઝમાળરે;
કટી ધમકે ક્ષુદ્ર ઘંટાળીરે, પહેરણ ચંપક વરણી સાડીરે.
ઝમકે ઝાંઝર ઉજવળ પાગેરે, વિંછુવા અણવટ બહુ વાગેરે;
જડાવ ચુડો કંકણ ખળકાવેરે, માયા મહેતીરૂપે આવેરે.
મોહી સભા લક્ષ્મીને નિરખીરે, દેવી દીસે વાણીઅણ સરખીરે;
લલિતા વિશાખા બે ખવાસીરે, છે ભક્તિ મુક્તિ ચારે દાસીરે.
આવ્યા સજોડે દેવાધિ દેવરે, મહેતે હરિ ઓળખ્યા તતખેવરે;
ભલે આવ્યા શેઠ સામળીઆરે, મહેતો માધવજી શું મળીઆરે.
મળતા બોલ્યા સુંદર શ્યામરે, મારૂં પ્રગટ ન લેશો નામરે;
રખે વાત અમારી ચરચોરે, તમારે જે જોઇએ તે ખરચોરે.
કુંવરબાઇના પૂરો કોડરે, એમ કહી બેઠા રણછોડરે;
પછે સભા સૌ સાંભળતાંરે, હરિ વચન બોલ્યા છે વળતાંરે.
જાઓ શેઠાણી દુઃખ કાપોરે, કુંવરબાઇને હૃદિયાશું ચાંપોરે;
એવું કહેતામાં કમળા ઉઠીઆરે, કુંવરબાઇને હૃદયાશું ભીડ્યારે.
મારી મીઠી ન ભરીએ આંસુરે, તેડો કયાં છે તમારી સાસુરે;
મળી નાગરીઓસેં બે ચારરે, જોઇ રૂપ મેલ્યો અહંકારરે.

વેવાણુ કમળાને એમ પૂછેરે, મહેતા સાથે સગપણ શું છેરે;
કોકીલા સ્વરે અમૃત વાણીરે, ત્યારે હસીને બોલ્યાં શેઠાણીરે.
વેવાણુ તમોએ શું ન જાણીઆંરે, તમો બ્રાહ્મણ અમે વાણીઆરે:
વેપાર દોશીનો ઘેર કોઠીરે, અમારે ઓથ નરસૈંયાની મોટીરે.
અમો ધન મહેતાજીનું લીજેરે, વેપાર કાપડનો કીજેરે:
અમો આવ્યાં મોસાળું કરવાંરે, ઠાલી છાબ સૌનેએ ભરવારે.
મહેતે જે જે વસ્ત્ર મંગાવ્યાંરે, અમો લખ્યા પ્રમાણે લાવ્યાંરે;
એવું કહીને બેઠાં શેઠાણીરે, સૌ નાગરી સાંસે ભરાણીરે.
તેડયા શ્રીરંગ મહેતો વહેવાઇરે, ભાવે ભેટયા શ્રીજદુરાઇરે;
ત્યારે વિસ્મય થયા સૌ નાગરરે, છાબ ભરી તે કરૂણા સાગરરે.
મહેતાને કહે વનમાળીરે, કરો પહેરામણી સંભાળીરે;

**વલણુ.**

સંભાળી કરો પહેરામણી, એવું કહે સુંદરસ્યામરે;
વળી ઘટે તે માગજો, અમો વાણોતર સરખું કામરે.

**રાગ મારૂ.**

મહેતે તેડાવી દીકરી, આ છાબ જુઓ સૌનેએ ભરી:
પહેરાવો સૌ નાત નાગરી, આવો અવસર નહિ આવે ફરી.
કંકાવટીને કરમાં ધરી, સાસુ પાસે વહુ સંચરી;
હાંકીને ગર્વે ઓચરી, જુઓ છાબ સૌનેએ ભરી.
વૈષ્ણવ કહીને દેતાં ગાળ, એશું મોસાળું કરશે કપાળ;
તમો નિંદતાં તુળસીને તાળ, તેણે વશ કીધા ગોપાળ.
જુઓ. કમાઇ દુર્બળ તણી, જીવે છે હરિના ગુણ ભણી;
જો લખ્યાથી આશા હોય ઘણી, તો માગી લેજો પહેરામણી.
સાંભળી કુંવર વહુની વાણી, સાસુએ તેડયાં ગોર ગોરાણી:
પૂજ્યા પાગ કરમાં પિગાણી, આઠ વસ્ત્ર આપ્યાં તેને આણી.
પછે નાગરની ભીડ ઘણી ભાળી, પછેડીની પલવટ વાળી:
આવ્યા છાબ પાસે વનમાળી, છોડે ગાંઠ આપે વસ્ત્ર ટાળી.
મહેતાજી કહે લ્યો દીકરી, સસરાને આપો પામરી:
ગડી જરકસી વાઘાની કરી, હેમ સાંકળી ઉપર ધરી.
એ વરના મુખ આગળ ધરો, નીચું જોઇને પાછાં ફરો;
પહેરામણી મન ગમતી કરો, રખે પગલું પાછું ભરો.
સજોડે તેડયાં જેઠજેઠાણી, આઠે વસ્ત્ર ત્યાં આપ્યાં આણી;

પ્રીતે પુજ્યાં દીયર દેરાણી, ખુસટિયો તવ બોલ્યાં વાણી.
જ્યાં નરસૈંયો ત્યાં નવનીધ, દીયરિયો બેઠો હર કીધ;
પંચ મોર સોનાની લીધી, પછી પહેરામણી ચાલતી કીધી.
પહેરામણી નણદીએ અટકાવી, કુંવરબાઇ પિતા કને આવી;
બે તોલાની રાખડી લાવી, દશ તોલા આપી સમજાવી.
આપ્યા સાસુને શણગાર, પહેરાવી કીધો નમસ્કાર;
તવ કોપ્યાં વડસાસુ અપાર, સર્વ કુટુંબનો કીધો તિરસ્કાર.

**વલણ.**

તિરસ્કાર કીધો ડોશીએ, હવે પહેરામણી પહેરૂં નહિરે;
વડી વહુ વર આગળ થઇ, ને હું ઘરડી બેશી રહીરે.

( મામેરૂં. )

## ગુર્જરીગિરા.

---

### શાર્દૂલવિક્રીડિત.

ભાષા ગુર્જરી આર્યવર્ત અખિલે ફેલાય ફાલી ઘણી,
સર્વે દેશ વિદેશ ગુર્જરગિરા, સોહાય સોહામણી;
વાણી સંસ્કૃત મૃત્યુપ્રાય થઇ છે, આ થાય શિરોમણી,
અર્પો તો વિભુ એજ અર્પણ કરો, એ આશ પ્રેમી તણી.
સાંગોપાંગ સુરંગ વ્યંગ અતિશે, ધારો ગિરા ગુર્જરી,
પાદેપાદ રસાળ ભૂષણ વતી, થાઓ સખી ઉપરી;
જે ગીર્વાણ ગિરા ગણાય ગણતાં, તે સ્થાન એ લ્યો ધરી,
થાઓ શ્રેષ્ઠ સહુ સખી જન થકી, એ આશ પૂરો હરિ.
જેવો આ ગુજરાત દેશ સહુમાં, શ્રેષ્ટત્વ પામી રહ્યો,
તે મધ્યે અતિ શ્રેષ્ટ ચારૂત્તર છે, બહ્મે ન જાયે કહ્યો;
એવા દેશની જે ગિરા ગુણવતી, નામે મહા ગુર્જરી;
વાધો તે સુરસે કસે ગુણગણે, જો પ્રિય વાંછો હરિ.

---

# સાદોકવિ શામળભટ્ટ.

## છપ્પા.

### પેટ.

પેટ કરાવે વેઠ, પેટ વાજાં વગડાવે,
પેટ ઉપાડે ભાર, પેટ ગુણ સૌના ગાવે;
પેટ પળે પરદેશ, પેટથી પાપ કરે છે,
પેટ કરે છે પ્રેમ, પેટ તો સત્ય હરે છે;
વળી સંચ પ્રપંચ અધિક કરે, પેટ કાજ નરકે પડે;
શામળ કહે સાચું માનજો, પેટ પાપ નરને જડે.

૨

પેટ ચડાવે વાંસ, પેટથી નરતક નાચે,
પેટ કાજ ગુણગાય, ઊંચ નીચાને જાચે;
પેટ કરે છળ કપટ, પેટ રણમાં રખડાવે,
પેટ કરે વિખવાદ, પેટતો શીશ કટાવે;
ચોરી, ચાડીને ચાકરી, અધર્મ સૌ આખેટના,
શામળ કહે સાચું માનજો, પ્રપંચ પાપી પેટના.

૩

કિયા ધડકણને ધીર, કિયા ગુણહીણને જ્ઞાતા,
કિયા કૃપણને કર્ણ, કિયા દંભીને દાતા;
કિયા રંકને રાય, કિયા અકરમી ઇંદર,
કિયા પાપી પુણ્યવંત, કિયા ચખહિણને ચંદર;
વળિ અણપંડિત પંડિત કિયા, બેશી પારકે બારણે;
શામળ કહે માન ગમાવીયાં, કુડા પેટને કારણે.

### લોભ.

લોભે ઘટે કુળ લાજ, કાજ બગડે જો જાગે;
લોભે ઘટે વહેવાર, ભાર શોભા પણ ભાગે;
લોભે લક્ષણ જાય, થાય અન્યાય અધર્મે,
લોભે સંતસંતાપ, છાપ ચોંટે કુળ કર્મે.

માન-સન્માન મોટપ ઘટે, શુદ્ધ કુળમાં શૂળ છે;
શામળ કહે સૌ માનજો, લોભ પાપનું મૂળ છે.

## કુસંગતિ.

કરે નીચનો સંગ, નીચની બુદ્ધિ આવે;
કરે નીચનો સંગ, સકળ સદ્દગુણો ગુમાવે.
કરે નીચનો સંગ, નીચની ભાષા ભાખે;
કરે નીચનો રંગ, નીચની રીતી રાખે.
વળી નીચ કામ નીચાં કરે, નીચ કહેવાયે ઉંચજન.
શામળ કહે સંગત નીચની, કોઇ ન કરશો કોઇ દન.

## મોત.

૧

જે જાયું તે જાય, જેહ ફુલ્યું તે ખરશે;
ભર્યું તેહ ઠલવાય, ચડ્યું તે તો ઉતરશે.
લીલું તે સુકાય, નવું તે જૂનું થાશે;
આયુર્દા વશ સર્વ, કાળ સૌ કોને ખાશે.
જો કિન્નર જક્ષને રાક્ષસો, દેવ ગાંધર્વને દાનવી;
મઘવાદિક પણ મોત મરે, કોણ માત્રમાંમાનવી.

૨

મારૂં મારૂં કહે મૂઢ, કારમી કાયા માયા;
અજ્ઞાને આરૂઢ, અંધ થઇ ધંધે ધાયા.
આ મારૂં ઘરસૂત્ર, પુત્ર મારો પરણાવું;
ઘડપણ પાળે મને, આજ ભલિભાત ભણાવું.
પણ દીપક વશ છે વાયુને, કાચો કૂપોકાયનો;
શામળ કહે મૂઢ મમતા કરે, એવા શરીર અસાચનો.

૩

રાખે લખ રખવાળ, લોહ પીંજરમાં પેસે;
અરણ્ય વીચ આસન, વાળીને જો જઇ બેસે.
વજ્ર ગુફા ગંભીર માંહી કોરાવી ખાણે;
ઇંદ્રજાળ વિદ્યાય, જુગતથી જો વળી જાણે;
સંભાળી સાચવી સાંચરે, કોટી જતન કોડે કરે;
જાળવતાં પણ જીવે નહીં, મોત વખત નિશ્ચે મરે.

### દાતા.

દાતાથી મોટો નહી, દાતાથી નહિ શૂર,
દાતાથી ડાહ્યો નહી, પ્રતાપ જેનો પૂર.
બહોતેર કળા બુદ્ધિ વધે, ચઉદ વિદ્યા ચિતચહાય;
દાતા ગુણ જેમાં વસે, બહોળો જશ બંધાય.
કળ વિકળ જાણે નહીં, દિલથી ભય દાતાર;
વિશ્વંભરને વહાલો ઘણો, ધન્ય એનો અવતાર.

### કૃપણ.

જેમ ઘાંચીનો બળદ, રાત દિવસ તે ફરીયો;
જયમ ગદ્ધા ગુણ હીણ, ભાર અણલેખે ભરીયો.
પાડો જેમ પખાલ, પુંગાર પરઠે પાણી;
વેઠે પકડયો વીર, તરફડીને તે તાણી.
જર રળ્યો રોજ થઇ રાંકડો, વેઠી દુઃખ વધારીયો;
શામળ નવ ખાધો ખરચિયો, જીતી બાજી હારીયો.

### આશા.

આશા ઉંડી ખાણ, પહાડથી થાય ન પૂરી;
હેમ મેરૂસમ હોય, તોય પણ રહે અધુરી.
આશા નીર અગાધ, બહુ જન તેમાં બૂડયા;
કોણ રાય કે રંક, કોણ રૂડા કે ભૂંડા.
શૂરાપૂરા પંડિત સહુ, ભણ્યા ગણ્યા ભૂલી ભમ્યા;
આશા રૂપી અરણ્ય જળે, શામળ કહે સહુ શમ્યા.

### અર્થી.

અર્થી ન ગણે પાપ, અર્થી જગને નવ જુએ;
અર્થી ન માને શાપ, પાણી પરીયાનું ખૂએ.
અર્થી કુડાં કામ કરે, બેકે નવ બીએ;
અર્થી બોળે નામ, લાખ લાંછન શિર લિયે.
અર્થી તો જીવ આપે ખુએ, અર્થી અવગુણ નવ ગણે;
અર્થી આંખે દેખે નહીં, શામળભટ્ટ સાચું ભણે.

### ભીખ.

૧

ભીખ માંહી નહીં ભોગ, ભીખથી જોગ ન સાધે;
ભીખ માંહી નહીં માન, ભીખથી ભાગ્ય ન વાધે.

ભીખ નામ નિર્માલ્ય, ભીખથી ભારજ ખુએ;
ભિક્ષુક ઓછું પાત્ર, ભીખ સામું કો જુએ.
છે વરણ તુચ્છ તે સરવથી, ભીખ હોય હલકી બહુ;
કવિ શામળ કહે શાણા સુણો, ભિખથી ભુંડું શું કહું.

૨

મોતથી ભુંડું માગવું, ધર્યો જન્મ તે ધીક;
કેવો દાતા સૂમને, ભુંડી સૌથી ભીખ.
કાયર શૂર વખાણવો, કૃપણ કહી દાતાર;
નીચને ઉંચ વખાણવો, ભારે ગ્રહવો ભાર.
અધર્મી હોય અભાગીયો, અધીક જણાવે હઠ.
રીઝવવો રાજા કહી, ભીખને માથે ભઠ.
ગુણી કહેવો ગુણહીનને, સ્વલ્પ જ્ઞાની શઠ;
ન રહે બોલ જાચક તણો, ભીખને માથે ભઠ.

## સુખદુઃખ.

૧

દુઃખે જાય સદબુદ્ધિ, દુઃખે ભણતર નવ ભાવે;
દુઃખે ડહાપણ દૂર, દુઃખે કુડ કપટ કરાવે.
દુઃખે દેહમાં રોગ, તેજ તનનું તો નાસે.
દુઃખમાં લીલા લહેર, પલક નવ આવે પાસે.
દુઃખ દાવાનળમાં ડુબીયો, જરીએ શાંતી નવ જડે;
હસવું ન આવે હેતથી, ફુલ મુખમાંથી કયમ પડે.

૨

સુખે સાંભરે સર્વ, વ્યસન બહુવિધિનાં સુઝે;
રમવું હાસ્ય વિલાસ, સ્નેહની જુક્તિ સુઝે.
ભાંડ ભવાઇના ભાવ, જાન જોણું ને જાતર;
ખટરસ ભોજન ખેલ, મહા સુખ મહિમા માતર.
દુઃખ દાવાનળમાંજે પડયો, સુખ સર્વે એનું ગયું;
હસવું કયમ આવે હેતથી, પીંજર બળી પ્રલે થયું.

## હિંમત.

હિંમત મૂકે હાણ, હિંમત મૂકે તન ધ્રુજે;
હિંમત તજે જીવ જાય, સરસ રસ્તો નવ સુઝે.

હિંમત મૂકે હમેશ, જરૂર જર ને જશ જાયે;
હિંમત મૂકે દામ લેણુના દેણા થાયે.
હિંમત મૂક્યાથી હારિયે, ભડકી વેણુ ન ભાખીએ;
કવિ શામળ કહે છે સર્વદા, હૃદયે હિંમત રાખીએ.

## ગરજ.

ગરજે ઘેલા સાથ જાય, ડાહ્યા પણ દહાડી;
ગરજે નીચ ઘર ઉંચ, લેજ લાખેણી લાડી.
ગરજે પંડિત રાય, મુરખની માને સેવા;
લક્ષપતિ તજી લાજ, ગરીબ ઘેર જાયે લેવા.
વળી ગરજે ગર્વ ઘટે ઘણો, ગરજે રોષ મૂકી રહે;
કવિ શામળ કહે વશગરજે, કવરણને કાકો કહે.

## સ્વભાવ.

૧

કેસર કયારા માંહી, બરાસ કસ્તુરી બ્હેકે;
પાછળ કનકની પાળ, લક્ષધા મોતી લહકે.
ગંગાગોમતી નીર ઝવેર જડીત્રજ ઝારી;
સોળ ધરી શણગાર, સિંચે નરપતિની નારી.
એવી રીતે કદિ ઉગિયો, લસણ છોડ ગંગા તટે;
બદબોઇ ઉડે પણ બહુ ઘણી, શામળ સ્વભાવ નવ મટે.

૨

કોઇ સ્વભાવે શીળ, તથા કોઇ તો તાતો;
કોઇ સ્વભાવે ઉદાર, કોઇ કરમી મદમાતો.
કોઇ જાર કો જુલ્મી, કોઈ દભી કે ડાહ્યો;
કો પાપી પુણ્યવંત, કોઇને વ્યસને વાહ્યો;
કો હરામિને કો હેતુવો, કો હસમુખો હરી ઘડયો;
શામળ સ્વભાવ જે જાતનો પ્રથમ પડયો તે તો પડયો.

## વિદ્યા.

૧

મુકાવે વિદ્યા માગ, પૂર્ણ જશ વિદ્યા પામે;
વિદ્યા શોભે વાન, નૃપતિ વિદ્યાને નામે.
વિદ્યામાંહી વિવેક, વિમળ વિદ્યાથી વાણી;
વિદ્યાને વશ વિશ્વ, જગતમાં મોહિની જાણી.

સદ્‌વિદ્યા રત્ન વિશાળ છે, વિદ્યાથી વડું નહીં કશું;
સદ્‌વિદ્યા આગળ ધન કશું, વિદ્યાહીન જન તે પશુ.

૨

લક્ષ પતિતો લાખ, દીઠા નિર્માલ્ય પ્રમાણે;
જાય રાયનું રાજ્ય, રૂપ પણ રહે ન ટાણે.
કુળ પણ હોય કલંકિ, જોર જોતામાં જાયે;
જોબન પણ વહી જાય, વંશ નિર્વંશી થાયે.
નહિ રાજ ચોર કે અગ્નિભય, માગ મુકાવે બહુ થકી;
મોટા પુરુષો મન માનજો, સદ્‌વિદ્યા શુભ સહુ થકી.

૩

પંડિત જાય વિદેશ, તોય જશથી જાણીતો;
પંડિત પ્રાક્રમ પૂર, મહિપતિનો માનીતો.
પંડિતને પરણામ કરે, જન સૌ કર જોડે;
પંડિતને સનમાન, માન અનમીનાં મોડે.
જે આગમ નિગમ છે ગુણ ઘણા, લક્ષ કોટિધા જે લહે;
છે વિદ્યા મોટી વિશ્વમાં, શામળભટ્ટ સાચું કહે.

## અભાગી.

૧

નિર્ભાગી જાયે ગંગ, કષ્ટ પામે કુટાયે;
જો તે રળવા જાય, લાભ સૂધાં લુટાયે.
અભાગી પરણે નાર, જાય નીસરી કે મરશે;
અભાગી પામે ગરથ, ચોર કે હાકેમ હરશે.
નિરભાગી બેસે ઘોડલે, પડશે કે પગ ભાગશે;
નિરભાગીને મંદિર મળે, પડશે કે દવ લાગશે.

૨

અભાગી જમવા જાય, ભુખ્યો રહે કે વળી વાસી;
વદે સરસ જો વાત, લોક કરશે સૌ હાંસી.
અભાગી ડાહ્યો થાય, ઘણા જન તો કહે ઘેલો;
જો નવ બોલે બોલ, કહે હઇયાનો મેલો.
સૌ કર્મહીન કુટાય છે, ગરથ જ્ઞાનનો ગૂટકો;
શામળ કહે નિરભાગીનો, કશી વાતે નવ છૂટકો.

૩

અભાગી બહુ આદરે, થયો કહેશે હડકાયો;
જો ઉદ્યમ નવ કરે, અકરમી એ કહેવાયો.
જો તે ઝાઝું ખાય, થયો કહેશે અકરાંતયો;
જો તે ગાણું ગાય, થાય વિસ્તારે વાતો.
આપે કો સીધું અકરમીને, પડિયો કાણો નીકળે;
શામળ કહે સૌ સમજજો, ખોટ અકરમીને ખળે.

## સત્ય પ્રતાપ.

### ચોપાઇ.

૧

જાર બુદ્ધિ જેને મન વશી, લાજ મર્યાદા તેને કશી;
ગુણિકાને મન શેની લાજ, આળસુને મન શેનું કાજ.
ભિક્ષા તેને શાનો ભોગ, જોરાવરી તે શાનો જોગ;
ભંગીને મન શાની નાત, વ્યસની ને મન શાની જાત.
મદ્યપાન પીએ તે શાનો પવિત્ર, ભુંડું તાકે તે શાનો મિત્ર;
અકરમીને મન ઉદ્યમ કશો, સૂમ હોય તો શાનો હશો.
શેઠાઇમાં તે શાનું સત્ય, પટેલાઇમાં શાની પત્ય;
પરમારથમાં શાનું પાપ, સિદ્ધઇ ત્યારે શાનો શાપ.
સત્ય વિના તે શાની સતી, પીડા દે તે શાનો પતિ;
સંતોષીને શાનું દુઃખ, ધન વિના તે શાનું સુખ.
દાતાને મન શાનું ધન, શૂરાને મન શાનું તન;
નાત નહી ત્યાં શાની રીત, હેત વિના તે શાની પ્રીત.
ગુણ વિના તે શાનું રૂપ, પ્રજા પીડે તે શાનો ભૂપ;
વિવેક વિના તે શી વિદ્યાય, નિર્લજ્જને મન શી નિંદાય.
કંઠ વિના તે શાનું ગાન, જર વિના તે શાનું જ્ઞાન;
દયા વિના તે શાનું દાન, મોટપ પાખે શાનું માન.
હરિજનને શાનો સંસાર, ખરી વાતમાં શાનો ખાર;
કહ્યું કથે તે શાનો કવિ, શીખી વાત તે શાની નવી.
ચોર્યું કહે તે શાનો ચાડ, પરદયું લે તે શાનો પાડ;

વહેવાર નહીં તો શો વેપાર, કમાઇ નહીં તો શાનો કાર.
જાગે જે કોઇ ધનનો ધણી, જાગે જેને ચિંતા ઘણી;
જાગે રાત અંધારી ચોર, જાગે ધન વરસતે મોર.
જાગે જેના ઘરમાં સાપ, જાગે દીકરીઓનો બાપ;
જાગે જેને માથે વેર, જાગે જેહ કરે બહુ કેર.
જાગે જે જપતો જુગદીશ, જાગે જેને દેવું શીશ;
જાગે જે કોઈ હોયે જાર, જાગે કુળ સકુળની નાર.
જાગે જેના દેહમાં રોગ, જાગે જે કોઇ સાધે જોગ;
જાગે જે કોઇ ચોકી કરે, જાગે જે પ્રતિહારૂં કરે.

૨

વાડ થઇને ચીભડાં ગળે, સોંધી વસ્તુ કયાંથી મળે ?
ખળું ખાતું હોયે જો અન્ન, તો જીવે નહીં એકે જંન.
કલ્પવૃક્ષ જો કેરી ખાય, તેનો ચોર ન પેદા થાય;
નવાણુ પીતું હોયે નીર, જીવજંતુ કેમ ધરે શરીર.
મા મારે પય પીતાં બાળ, સત્યવાદી જો બોલે આળ;
રાજા થઇને લુંટી લેય, પ્રજા કોણુ આગળ જઇ કેય.
ગંગા ન્હાતાં પાપી થશે, વેદ વચન કેમ સાચાં હશે;
વહાર ત્યાંથી આવે ધાડ, તો પછી કયાંની કરશું આડ.
મેઘ વરસંતા પથ્થર પડે, તેનો વાંક કોને શીર ચડે;
ધણીને વીખ દે ઘરની નાર, કોણુ સાચવે તેણે ડાર.
પુષ્પહાર થઇ વળગે સાપ, ત્યાં તે કોણુ જાળવશે આપ;
અમૃત જાણી આપે પીજીએ, વિખ થાય દોષ કેને દીજીએ.
કુંડળ કરડી ખાએ કાન, કોણુ આગળ જઇ કરીએ જાણ;
ચંદન જાણી ધરીએ આપ, થાય અગ્નિ તો પુરણુ પાપ.
મોટા જાણી જઇએ શરણુ, દે ઘાત તો પામીએ મરણુ;
ઘરનો દિવાન ચાડી ખાય, તો તે દુઃખ કોને કહેવાય.
જો રળનારો ચોરી કરે, તો ભંડાર શી પેરે ભરે;
છાની થાપણુ લોભે લે, તો શાખ આવી કુણુ દે.
કોઇ જાણી દુઃખ દીએ પ્રચંડ, તેનો તો રાજા દે દંડ;
રાજા થઇ લુંટી લે આપ, તો પરજાનું પુરણુ પાપ.
રૈયત ઉપર કોપે રાય, રાંક માણુસ શું કરે ઉપાય;
તેને પૂછનારો ઇશ્વર એક, વેદ વચન કરી જુઓ વિવેક.

રાજા પ્રજાને દુઃખજ દે, તો તે આગળ નહીં સુખ લે;
મોટા જો કરે કુડાંકાજ, તો નહીં પામે રૂડાં રાજ.

૩

સહુ સાંભળી છાના રહ્યા, પ્રતિ ઉત્તર કોઇથી નવ થયા,
અચરત વાત અનેરી હોય, સ્ત્રીના સામુ સૌકો જોય.
તાળી પાડે લોકજ હસે, મર્મ વચન વનિતાને વસે,
કામનીને મન પ્રકટ્યું કષ્ટ, પ્રત્યક્ષ દેવ દયાળુ દૃષ્ટ.
મહારાજ મોટા મહીપતિ, સ્તુતિ કરવા લાગી તે સતી;
સુધન્વા તજ્યો'તો જ્યાંય, ટાઢું તેલ કીધું'તું ત્યાંય.
કાષ્ટ ભક્ષ સીતાએ કર્યું, શાખ રાય દશરથનું ઠર્યું;
પંચાળીનાં પૂર્યાં ચીર, અનેક ભક્તની રાખી ધીર.
મારે સંકટ આવી પડયું, કલંક મસ્તક જુઠું ચડયું;
એમ કહીને જોડયા હાથ, પૃથ્વી વ્હેર દેજો મુજમાત.
તે ધરતીએ આપ્યો માગ, સ્ત્રીને જાવા મૂક્યો લાગ;
સ્ત્રી ધરતીમાં જાય જેટલે, કૌતક એક થયું તેટલે.
થયો કાટકો મહા ઘનઘોર, અંધકાર આંધી થઇ જોર;
પ્રલ્લેકાળ થાય છે જ્યમ, તે કાળે થયું છે ત્યમ.
મહીએ જયમ ત્યાં દીધો માગ, સજીવન કરવા આવ્યા નાગ;
મહા જોગેશ્વર કેરૂં રૂપ, અમૃત હાથ ભરેલો કૂપ.
નારી ઉપર આણ્યો નેહ, મનુષ્ય રૂપ દેવતાનો દેહ;
પ્રેમદાએ તે જોડયા પાણ, બોલ્યા જોગેશ્વર તે વાણ.
ચંપા ઝાડ તળે તો જ્યાંય, પડયા અસ્તના કકડા ત્યાંય;
ચંપા ઝાડ તળે તું જાય, આશા તારી પૂરણ થાય.
હૃદયા માંહે રાખી ધીર, અસ્થિ ઉપર છાંટજે નીર;
રાજા ઉઠી બેઠો થશે, સહુના મનનો સંદેહ જશે.
એમ શીખ દીધી શેષનાગ, નારી પામી સબળો લાગ;
એમ કહી અલોપ જ હોય, તે તો અન્ય ન જાણે કોય.
પ્રકાશ રવિનો ઉદે થયો, રાય પુત્રે બોલજ કહયો;
કાંરે બાઇ સતી છે તુંય, તે એકલો જાણું છું હુંય,
કુડા બોલા છે સહુ લોક, આળ પંપાળ બોલે છે ફોક.
સહુકો લોક કહે તે કરો, નહિં તો મંદિર પાછાં ફરો;
મુએ કલંક તારૂં નવ ગયું, મેણું વહુને માથે રહ્યું;

ત્યારે વનિતા પાછી વળી, ફરી ગયાં ચંપાની તળી.
નીકળ્યો અસ્થનો કડકો એક, જુએ લોક કરી બહુ વિવેક;
વિશ્વનાથનું દેરૂં જ્યાંય, અસ્થ આણીને નાંખ્યું ત્યાંય.
ઉપર અંબર ઢાંકયું ચીર, તે પર અમૃત સીંચ્યું નીર;
ઘટિકા ત્રણ થઇ જ્યાહરે, સજીવન પુરૂષ થયો ત્યાહરે.
સાચાનો બેલી શીવ એક, એ વાતમાં નહીં વિવેક;
સાચી સતી કહે સહુ કોય, ખલક સઘળી નજરે જોય.
અંતરિક્ષથી ઊતરિયો ધર્મ, લોકે સાચો જાણ્યો મર્મ;
અધવસો સત્યનો છે સાર, તેણે બાંધ્યો છે સંસાર.
પાપેબુડે પાપેતરે, ધર્મથકી સહુ સંકટ હરે;
ધર્મે સ્વર્ગ ને ધર્મે મોક્ષ, ધર્મ થકી દાઝે સહુદોષ.
સત્યાધાર રહે આકાશ, સત્યે તેજ પૂરણ પ્રકાશ.
સત્યે જળમાં પૃથ્વી રહે, સત્ય તરે તે સહુકો કહે.
સત્ય સત્ય સાચું કહે વેદ, સાચું સત્ય તેમાં નહીં ભેદ;
સત્ય તહીં ઇશ્વરનો વાસ, સત્ય તણો દિવાકર દાસ.
સત્યે કોટિ બ્રહ્માંડજ જેહ, સત્યાધાર વરસે છે મેહ;
સત્યે અગ્નિ જાજ્જુલમાન, સત્યાધારે પાકે ધાન.
સત્ય પાખે તે પામે કષ્ટ, સત્ય સુધી કરે મેહવૃષ્ટ;
અસત્ય થકી ઇશ્વર છે દૂર, સત્યતે નારાયણનું નૂર.
સત્ય સાથે જેનો વે'વાર, તે જાણો ઇશ્વર અવતાર;
સત્યનું મૂળ જશે જ્યાહરે, પ્રલ્લેકાળ થશે ત્યાહરે.
સૃષ્ટિ પહેલું સરજ્યું સત્ય, માટે જન વિચારો મત્ય;
સરજનાર તે સત્યજ હોય, સત્યવિના બીજું નહીં કોય.
સત્યતે ઇશ્વર કેરો અંશ, સત્યે સત્ય પૂરણ પ્રશંસ.
આદિ નિરંજન કરતા કામ, સત્ય સ્વરૂપ છે તેનું નામ.
અક્ષય વૃક્ષ છે જેનું ફુળ, સતી તે સત્ય કેરૂં મૂળ;
અસત્ય થકી ઇશ્વર રે'દૂર, સત્ય નિરંજન કેરૂં નૂર.
અસત્ય ત્યાં અદકું છે દુઃખ, સત્યવાતમાં સઘળું સુખ;
સત્યે ધરા ધરે નાગેન્દ્ર, સત્યે તપે દિવાકર ચંદ્ર.
ઝીત્યો જગ જેનું સત્ય રહ્યું, સત્ય મૂકયું તેનું સર્વે ગયું;
સ્વર્ગે જવાની વાત જ એહ, સત્ય નામને ઓળખે જેહ.
બ્રહ્માદિકની રહી છે મત્ય, તેનું તત્વ તે સાચું સત્ય;

જે નર સત્ય શું રાખે હોડ, તે નર પામે પુત્રની જોડ.
સત્ય ઉપર નિર્મળ નેહ, તે જાણે દેવાંશી દેહ;
એક સત્ય હરિશ્ચંદ્રનું રહ્યું, બાધું નગરતે સ્વર્ગે ગયું.
સત્ય પાળ્યું બળિરાયે સાર, રહ્યા હરિ તેના છડીદાર;
સત્ય રાખ્યું કર્ણે જે ઠેર, પરઠચો તેનો એકજ પો'ર.
સત્યાધાર બ્રહ્માંડ જ રહ્યું, રાયજીવ્યો તે મહાસુખ થયું;
અસ્થિ માંસ ને રૂધિર ફૂટિયું, તે વેળા આપે ઉઠિયું.
સત્યાધારે સજીવન કાય, આળસ મરડી ઉઠયો રાય.
પુષ્પ વૃષ્ટિ તે સ્થાનક થઇ, શાબાશ શાબાશ સતીને કહી.
જેજેકાર જગતમાં થયો, રાજા ઉઠી બેઠો થયો.
નથી નંદરાજાને જ્ઞાન, શામાટે બાંધ્યો પરધાન;
શા માટે બાંધ્યો રાંકને, કહો તમે તેના વાંકને.
પૂર્વ વૃત્તાંત માંડીને કહ્યું, તેથી જ્ઞાન રાજાને થયું;
જોતામાં છે મારો વાંક, શું કરે એ બિચારો રાંક.
માનવા જેવું મેં નથી કર્યું, એને દુઃખ તે સાગર ભર્યું;
દાવાનળ મોટો પીવાય, કામ અજીત તે કેમ જીતાય;
એ શું જાણે જીત્યો રાય, નિશ્ચલ મન એનું કયમ થાય.
ભલે એણે માર્યો છે મને, ભલો ન્યાય સુઝયો છે તને;
કલંક એ નારીનું થયું, તે તો જાણુ નગરમાં થયું.
હવે એને મારો માં કોય, હોનાર વાત તો એમજ હોય,
છોડયો વજીર સરપાવ જ દીયો, જીવ થકી તે વ્હાલો કીયો.
તે ઉપર નવ રાખી દાઝ, નંદપુત્ર બેસાર્યો રાજ;
તે કંથને સોંપી કામની, ભલી ભાતે રાખી ભામની.
રાયને પુત્રે કીધું રાજ, પોતે ગયો દેહ સાધન કાજ;
તે પ્રધાને જોડયા હાથ, સ્તુતિ કરી રાજાની સાથ.
હું અપરાધિ છું તાહરો, હવે સંદેહ ભાગ્ય માહરો,
મોતી પુષ્પે વધાવીનાર, ગયાં સહુ આપાપણે ઠાર.
નિષ્કલંક થઇ નારી એહ, સત્યવાદી રાજાની દેહ;
તેની માનતા ચાલી ઘણી, સાચી દેહતે દેવી તણી.
આજ સુધી દેરે પૂજાય, ગુણુ રૂડા સહુ તેના ગાય;
નગરમાં તે ઓચ્છવ થાય, શામળ ભટ્ટ સાચો કે'વાય.

( નંદબત્રીશી. )

# રાવણ મંદોદરી સંવાદ. (સંક્ષિપ્ત.)

## ઝુલણાછંદ.

**મંદોદરી:—**

ધીર મહાવીર બે તીર અર્ણવતણાં, નીર દળ ઉતર્યાં દેઇ ડંકા;
કહે સતી સુણ પતિદુર્મતી માહારા, ભૂમિ મારે ધણી જેય ભંકા.
સતી સંતાપ મહાપાપની છાપ છે, ત્રણ્ય શીર તાહરે વેદ વંકા
દશ અળગા હવે શીશ તારાથકે, લખવસા લખમણે લુટી લંકા

**રાવણ:—**

વેઠ ઉઠી વનિતા તારી વાતમાં, પાનિયે બુદ્ધિએ જોર તારૂં;
શું કરૂં પ્યારી છે તું ધણી પ્રેમદા, અન્ય કો હોય તો ઠાર મારૂં-
રીછડાં વાનરાં માંકડાં મેળીયાં, જુદ્ધ જીત્યા તણુ સેન સારૂં;
દેવ દાનવ સહુસેવ આપે કરે, છેક છોરા થકો હુંજ હારૂં.

**મંદોદરી—**

નાશ કાળે તારી બુદ્ધિ વિપરીત થઇ, સીત સામું કરી દૃષ્ટિ જોયું;
કુશ થઇ વાઘના દૂધના દહીંતણી, મોતિની ધ્રુધરી ધાન ધોયું.
અમૃતીખાણ જાણી હરી એહને, વીપ હળાહળ બીજ બોયું;
કહે છે મંદોદરી લાભ શો કાઢીયો, ચોકડી ચૌદનું રાજ ખોયું.

**રાવણ—**

અવધ્ય ઉજાડ કરૂં અહીંથી જો પરવરૂં, એટલી આય ધરૂં જોર ઝાઝું;
કુખ કાયર તણી નારી તું અવતરી, મેલ લવરી પરી હુંજ લાજું.
અતળ ઉપર કરૂં સ્વર્ગ આણું તળે, ખંડ નવ ભૂમિનો ભાર ભાજું;
રામલક્ષ્મણ બેઉ બાળ બે બળ કશું, દળ પશુ દેખતાં દળ દાઝું.

**મંદોદરી—**

બીજ કે રીજ પણ કહું તને કંથજી, આપ્ય એ વનિતા માન્ય ઘાટે;
સુમનની સેજમાં તેજ ત્રિલોકનું, હોંશથી હીંચિયે ખાંતે ખાટે.
માળીયાં, જાળીયાં, ગોખ અટાળીયાં, દ્રવ્ય જાશે બધું બારે વાટે;
સાઠ હજાર શણગાર શ્યામા તણા, ઊતરે એક હરી સીત માટે.

**રાવણ—**

સાત અરણવ તણાં નીર શોષુ અમો, ભૂમિ નવખંડનો ભાર પીજે;
ખંડ નવ નૃપતણાં માન મોડું અમો, રામની ભીતિથી સીત દીજે.

લુણ હરામ કર તું કયમ માહરૂં, રામ લખ્મણ સારૂ શીદ તાણે;
માંકડાં, રાંકડાં, રીંછડાં વાંદરાં, તે તણા સેનને શું વખાણે.
દીઠા નથી હાથ એણે દશાનન તણા, ત્યાં લગી મોજ મનસાથ માણે;
ફૂંક મારી થકી પહાણ ફાટે ઘણા, એહ અભિમાન તે શુંજ માણે.

મંદોદરી—

લંકપુર પરવરી સીત એ સુંદરી, ત્યારથી પાપ વરસાદ વૂડયો;
તે તણાં કરષણાં ઊગિયાં તે જુઓ, નાઠેથી નરપતિ નહિરે છૂટો.
વાત વિપરિત થઇ સર્વ સમૃધિ ગઇ, રાજ મહારાજશ્રીરામ રૂઠયો;
કહે છે મંદોદરી સોંપ એ સુંદરી, નહિતરે કંથજી કાળ ખૂટયો.
સીત હરિ આવીયો રોગ ક્ષય લાવિયો, ભાવિયો નહી ભલો ચિત્ત ચાળો;
કામનાઅંધ દશકંધ આપે થયો, ધંધમાં ધ્યાન તે બુદ્ધિ બાળો.
સીત દયો તો પછે ભીત શી રીતની, પ્રીતથી પરવરો પંથ પાળો;
કંથ તુજ કારણે જાઉં વિધ વારણે, બારણે કળકળ્યો કાગ કાળો.

રાવણ—

બાઇ ભુંડો થયો તેમ તે ભામિની, કથન સંભળાવિયાં કૂડ કરણે;
માર ખાઇ મારા હાથનો તે ગયો, વળગિયો શત્રુને ચાહી ચરણે.
લડવું છે લંકમાં તે ઘણું દોહિલું, આપ ઉડયો જશે તુચ્છ તરણે;
મહિપતિ કહે જો મંદોદરી તું બીહે, સ્વામિ શામળ તમે જાઓ શરણે.

મંદોદરી—

સ્વામીજી આગળે સત્ય બોલું અમો, ગાળ દેશો ઘણી વીષ વાંશે;
વિભીષણ ભ્રાત મળિયો રઘુનાથને, નાથ અનાથનો ચિત્ત ચહાશે.
લંક લુંટાવશે એહ આગળ રહી, ખાંતે અમૃત ઘણું એહ ખાશે;
સ્મૃતિ ગૃહ તેહને વામિ તમ દેહને, લંકનો અધિપતિ એહ થાશે.

રાવણ— છપ્પો.

શી મુરખને શીખ, કશી ઘેલાને ગોષ્ટિ,
કશી કૃપણને કીરતી, કશી વેરીશું વષ્ટિ.
શી સજ્જનશું રાડ, કશી રાંકોશું રૂઠી;
શું નગરાને જ્ઞાન, પ્રીત ત્યાં શાની પુંઠી.
વળી વાત કશી વનિતા તણી, મોટા જન કયમ માનિગે;
કવિ શામળ કહે શાણી ઘણી, પણ પ્રમદા બુદ્ધિ પાનિગે.

મંદોદરી—

ગોખરૂ મૂળે હાથ, ઘણે હેતેથી ઘાલ્યો;
મણિધર કેરી મણી, મહીપત લેવા મહાલ્યો;
દાવાનળ ધરી દેહ, તાડથી પડીને જીવવું,
શિંગડીયો વછનાગ, ઝેર હળાહળ પીવું;
રાણા રાવણ ત્યમ રામશું, અકલ ફેલાવે આદિયો;
તેં માગી લીધું મોત ને સુતો સીંહ જગાડિયો.

રાવણ—

મેરૂ શિખર પર ચડે, કદી પાતાળે પેસે;
જાય સિંધુને શરણ, સૂર્ય મંડળ જઇ બેસે.
છેક થાય તન રંક, લક્ષ કોઇની લૂટે;
આયુરદા ઘડી એક, વધે નહિ કે નવ ખૂટે;
લલાટ લખેલ ટળે નહીં, તો નીચ થઇ નમવું કશું;
ગુણવંતી તુજને ગમ નહી, એક હાણ બીજું દશું.

મંદોદરી—

જોબનમદ જરમદ, અહંપદ ધરે અલેખે;
કામાતુર નર અંધ, તેહ પણ આંખ ન દેખે.
સ્વજનમદ મદછક્ર, મૂર્ખજન મમતી મોટા;
સાચા જે પ્રતિબોધ, તેહને સર્વે ખોટા.
જે આખર આવ્યો આંકનો, કોનો ટાળ્યો ક્યમ ટળે;
અંધો નીત્યે અથડાય છે, ત્યાર પછી પાછો વળે.

રાવણ—

કહે તું વાર કરોડ, શીખ માનું નહી માડી;
કાંગડું કણ ન રંધાય, ક્રોડ મણ બાળે કાઠી.
માંખણ નાવે મેળ, વરસ સો વલુવે પાણી;
પથર ઉપર જ્યમ નીર, અધિક શી કહું એંધાણી;
તને કામની ક્રોડ વસા કહું, મૂક વનિતા વારવું;
રાવણને જઇ રણજંગમાં, રામ થકી નથી હારવું.

મંદોદરી—

સુમન તણી શુભ સેજ, હેમ હાંચોળા ખાટા,
ચિંતામણીની ખાણ, રત્ન પરવાળી પાટયો.
માગ્યા વરસે મેહ, છે ખટરૂતુની છાપે.
અશોક સરીખું વન, અલક્ષ્ય ભોગવિયે આપે;

વળી નવે નિધ ને રીધ સીધ, સમૃદ્ધિ જોતામાં જશે;
મંદોદરી કહે માને નહીં, ધન તો ધુળ ધાણી થશે.

રાવણ—

નિત્યે નિંદે વિપ્ર, વંશ તો જરૂર જાયે;
કપટ સહિત વ્યાપાર, તહાં દેવાળું થાયે;
કાયરમાં રહે શુર, કોઇ વેળાએ નાસે;
રૂડી ભુંડી ખુશબોઇ, પટ બેસે રહે પાસે.
જે ઘેર ચલણ તરૂણી તણું, કામનીનુંજ કહ્યું કરે;
ગર્ધવ જાણો તે ગૃહસ્થને, આખર અર્થ નહી સરે.

મંદોદરી—

પ્રમદા તેજ પ્રધાન, પ્રીત પ્રમદાની પોઢી,
પ્રમદાથી શોભે પુરૂષ, કહે નરનારી સાથે જોડી;
પ્રમદાથી ધર સૂત્ર, પુત્ર પ્રમદાથી પામે;
અર્ધાંગા પુણ્ય ભાગી, દુઃખ વનિતાથી વામે;
ઘરછિદ્ર ટળે ઘરણી થકી, માન અધિક મહિમા મળે;
શુભ ઇચ્છે છે સ્વામી તણું, અંતે પણ ભેગી બળે.

રાવણ—

કુળ રૂડે કન્યાય, ધણી બીજો નહી ધારે;
સિંહ તણી સોબત, મળે નહીં વારે વારે.
શાહ પુરૂષના બોલ, જેમ બોલ્યા તે બોલ્યા;
હાથી કેરા દંત, જેહ ખોલ્યા તે ખોલ્યા.
મહીપતિ કહે સુણ મંદોદરી, રાવણ રાડલીધી સહી;
નવ આપે નારી જે હરી, હઠીલો હઠ મૂકે નહી.

મંદોદરી—

નમે સુકુળની નારી, નમે ફળ ફુલે વેલી;
નમે સતપુરૂષ સાધ, નમે સરિતા રસરેલી.
કદી નમે નહી કાક, નમે હીન કુલય કામી;
નમે નહીં કો નીચ, હઠિલો જેહ હરામી.
વળિ નમે શ્રીરામ સરિખડા, જેણે ધર્મ મન ધારિયું;
પણ નમે ન રાવણ નરપતિ, જેનું પુણ્ય પરવારિયું.

**રાવણ—**

બેશિ રહે બુદ્ધિ હીણુ, તોલ તારૂં તું તજાવે;
પ્રકટી કાયર કૂખ, લુણુ મુજ ખાઇ લજાવે.
કરે તું વૈરી વખાણુ, કરે છે વપુને વહાલો;
કરે લવરી લખવાર, કુંવરને જાણી કાલો.
તુજને પૂછી લાવ્યો નથી, યુવતી રણ રાવણ ચડે;
તું બેશ માનની માળિયે, કંથ તારો કેવો લડે.

---

## લંકાગમન.

---

**રામ—** **દુહો.**

લંક બાળવી નવ પડે, રૈયત નવ લૂંટાય;
શત ગાયોનાં શિંગડાં, તેથી ટાઢાં થાય.

**અંગદ—** **છપ્પા.**

કહો તો ઉદયાચળ ઇંદ્ર, સહિત અસ્તાચળ ઓપું;
કહો તો મેરૂ મંડાણ, રીત પ્રાચીદિશ રોપું.
કહો તો ભૂ બ્રહ્માંડ, તોલ તરતીએ તોળું;
કહો તો લંક પરલંક, બહુ જલનિધમાં બોળું.
રજ માત્ર સેવક હું રામનો, કયમ જાઉં કાસદ કારણે;
સિંહની વાત શિયાળવાં ધરે, બને ન બહુ સ્તુત બારણે.
મહારાજ રાજ અધિરાજ, તનુ તનુ સેવક તારો;
વાંક ગુન્હો તકસીર, ક્ષમા કરોજી મારો.
એક કરૂં છું અર્જ, રીસ ન કરો તો બોલું;
કિંકરનો કિંકર કહેણ, પ્રીત પટંતર ખોલું.
કોને સોંપો છો મોરચા, શૂર સામદ ગુણ સૃષ્ટિએ,
કયમ મુજને સોંપ્યું કાસદું, જે વાત વિખણો વિષ્ટિએ.

**દુહો.**

**રામ—** પદ્મ અઢાર પ્લવંગમાં, બહુ રીછ બોતેર ક્રોડ;
વિષ્ટિ કામ સુત વાલિ વિણુ, જડે ન બીજી જોડ;

**અંગદ—** **સવૈયા.**

હુકમ હોય હજુરી કરો, સોપી નાંખું બાધો સાયર;
હુકમ હોય હજુરી કરો, મહા કામ કરવા છું માયર;

હુકમ હોય હજુરી કેરો, જુદ્ધે જોર કરૂં ત્યાં જાહર;
કાસદ કામ સોંપ્યું કયમ મુજને, છેક મુને કેમ કીધો કાયર.

રામ— દુહો.

કાયર તુજને કયમ કહું, સાયર શુર સરદાર;
જાહર છો મહા જોદ્ધમાં, અપરંપાર અપાર.

અંગદ— સવૈયા.

અંગદ કહે-આજ્ઞા દો મુજને, જોરે જુદ્ધ કરૂં ત્યાં ઝાઝુ;
હાથી ભાથી સાથી એનાં, દેખી દીલ મારામાં દાઝું.
મંત્ર રામનો મુખ છે મારે, ભડતાં ભૂપતથી નહિ ભાજું;
નીચ કામ કાસદનું કરવા, લંકામાં જાતાં હું લાજું.

રામ— દુહો.

કાસદ કામ એતો નહિ, એ મોટમ પદ મેર;
લંકપત શું છત દાખવે, તેહ સવાયો શેર.

અંગદ— ઝુલણા.

કોતો ગઢ લંકના સહસ્ત્ર કટકા કરૂં, ઢંઢોળિને કરૂં ધુળ ધાણી;
કોતો હું સાત સાગરજળ શોષીને, આળપંપાળ કરૂં પૂરપાણી;
કોતો રાક્ષસ બધા રોળિનાંખું વળી, જો વદો વદન મહારાજ વાણી;
કોતો દશ કંધનું દેહવટ વાળિને, રોવરાવું બધી રાવરાણી.

રામ— સવૈયા.

રામ કહે 'સાંભળ રે અંગદ, પર્મબુદ્ધિ હમણાં તો ધારો;
કહ્યું કરશે નહીં એ હંકારી, ભારે સર્પતણો છે ભારો;
સાગટિ નામે માર કહું નહિ, મોટા વાંક ન કાઢે મારો;
પાપી પ્હેલ કાઢે આગળથી, પૂઠે રાજ તમારો વારો.

અંગદ—

કોતો બાંધી સાહું બળવંતો, લંકાપતિ લંકાથી લાવું;
કોતો અશોક વાડાને સોધું, કાયર નામ કયમે નહિ કહાવું;
કોતો પુત્ર એના પરજાળું, જરૂરપણે નવ પામે જાવું;
હુકમ દીએ શામળના સ્વામી, એક ઘડીમાં શરણે આવું.

રામ—

બ્રહ્મરાક્ષસ એ ભૂપત ભુંડો, સધારવા ન પડે તો સારૂં;
લૂટાય નહિ લંકાની લક્ષ્મી, ધર્મ બુદ્ધિ તે માટે ધારૂં;

ઇંદ્રજીત સરખું રત્ન રોળાશે, માટે મન માને નહી મારૂં;
વિષ્ટિ કરે માને નહીં મૂરખ, કામ પડશેજી તારૂં.

અંગદ—

વિષ્ટિ કામ કરવું તે શાને, કરગરી બોલ શા માટે કહિયે,
નગર ઝધર કરવું નિરવંશી, શત્રુ વચન શા માટે સહિએ.
સુત પરિવાર સંધારૂં એના, હવે રાજ બેશી કયમ રહિયે;
લક્ષવસા સીતા અહીં લાવું, જરૂરપણે અયોધ્યા જઇએ.

રામ—

અદિકા બોલ કહોછો અંગદ, શૂરપણું જાણે છે સૃષ્ટિ;
મારૂં મન તેથી નવ માને, રાડથકી નવ થઇએ રષ્ટિ.
શિવસેવકને માર્યા ઉપર, નથી ચાલતી મારી દષ્ટિ;
મુજને સુખ ઉપજાવો અંગદ, વિવેકવાત કરો ત્યાં વિષ્ટિ.

અંગદ—

રાજ તમારે મુખ કયમ બોલું, જાણે કુકમ થયો તે જવાયું;
ગુણુ હીણો દેશે મુખ ગાળો, ભાંડ બોલશે એહ ભવાયું.
શત્રુ વચન કયમ સાંખી રહિશું, તેહ દુઃખે મુજ તન સવાયું,
શામળ સ્વામી કહો તે કહીયે, લક્ષવસા એ વચન સવાયું.

રામ— છપ્પા.

સામદ શૂર સાબાશ, વખાણુ કરૂં શાં વાતે;
હેતે મૂકયો શિરહાથ, રીઝથકી રઘુનાથે.
ગમત ન મૂકશો માન, નૃપતિને ન કરો નમણાં;
ગુણહીણો દેગાળ, બોલ કહેજો ત્યાં બમણા.
વળી સામદામ ભેદે કરી, વિષ્ટિ વધારી વાધજો;
મૂરખનું મન માને નહીં, શૂરપણું ત્યાં સાધજો.

દુહા.

ચાલ્યો અંગદ ચોંપથી, મુખ જપતો શ્રીરામ;
પોતે આવ્યો પાંસરો, જ્યાં રાવણનું ધામ.
રિદ્ધ ઉપમા રાવણુ તણી, કેમ કહે કવિરાજ;
મહિપત મેહેલ મઘવા સમા, લંક દેશકે લાજ.
પ્રતિહાર બેઠો પોળપર, બોલ્યો મુખથી વાણુ;
કહાં જાયરે વાંદરા, મૂરખ મહા સુજાણુ.

## લંકાલીલા.

સરોવર સમુદ્રાકાર, પંકજ સહસ્ત્ર ખીલે;
સ્ફાટિકમણિની પાળ, ગોપ ગુણવંતા ઝીલે.
કસ્તુરી અહેક બરાસ, વેર્યાં કેસર બહુ વાટે;
હીરા જડિત ઘણી ઘેડ, ભ્રુમર ઘણી ઘાટે ઘાટે.
ઇંદ્રપૂરીની ઉપમા, કહેતાં વિમાસણ કરે કવિ;
લંકલીલા લખ કોટિધા, નિરખે અંગદ નવનવી.
જળહળ જ્યોત ઉદ્યોત, મણિ જળહળતા જડિયા;
ચિંતામણી ભરભીત, નવે ગ્રહ આવી અડિયા.
પરવાળા પર પોળ, સ્ફાટિક સ્તંભ ઠર્યા છે;
ચુડામણી ચોપાસ, કનક કોઠાર કર્યા છે;
અષ્ટમા સિદ્ધિ નવનિધિરિધિ, મહાલક્ષ્મી વાસે વસી;
શિવની આપી સમૃદ્ધિ જ્યાં, ત્યાં ઉપમા કરવી કશી.
ઓળગ કરે જ્યાં ઇંદ્ર, ચંદ્ર જ્યાં છત્ર ધરે છે;
દિવાકર કર દીપ, વરુણ જ્યાં નીર ભરે છે;
ચાર વદનથી વેદ, બ્રહ્માજી પાઠ ભણે છે;
ધલહલ તજી ધર્મરાય, ગાનગુણ એહ ગણે છે;
રતનખાણ રતનાવળી, કલ્પદ્રુપ મોટાં મણી;
રિદ્ધિ ઘણી રાવણ ઘરે, અલખત ઇંદ્રાસન તણી.
સાત સોનેરી કોટ અધિક એક જોજન ઉંચા;
પાંચસેં પાંસઠ પોળ, ઓળ ખરા જ્યાં ખુંચા;
દરવાજા દસવીશ, બસેં બાસઠ છે બારી;
ત્યાં બેઠા બળવંત, ધીર નર ધનુષો ધારી;
વણ આજ્ઞાએ વીચરે નહીં, વાયુ સરખો પણ જીહાં;
એ અતળિબળ અંગદ અધિક, પલક એક પહોંત્યો તિહાં
સત્તર સહસ્ત્ર સગીત, વિવિધ વેર વાજાં વાગે;
ઘંટ ઘડિયાળાં ઘોર, ઘણાં નિશાનજ ગાજે.
નવલખ નવે હજાર, નવિન નૃત્ય કિન્નર નાચે;
નાટક ચેટક નવરંગ, રાય દેખી મન રાચે;

વળી દેવ દુંદુભી ગડગડે, શોભા સુર નાયક તણી.
બાણુ ક્રોડ સામંત સહિત, લાયક બેઠો લંકા ધણી

## રાવણ.

છપ્પા.

પુખરાજ પ્રવાળાં પાટ, ઝવેરની જ્યોતે જડિયાં;
ચોરાશી જોજન ચોક, મહેલ મણિમાણુક મઢિયાં;
જોજન સોલ સભાય, સિંહાસન શોભા સોહિયે;
મધવાથી બહુ માન, મહેલ દેખી મન મોહિયે;
વૈમાનદેવ વૈકુંઠનાં, શિવ આપી સમૃદ્ધિ ઘણી;
બહો સમૃદ્ધ વિધ બારણે, લાયક બેઠો લંકા ધણી.
એક છત્ર ધર રાજ, પ્રતાપ પામ્યો તે પ્રોઢે;
દેવ દાનવ નર નાગ, કિંકરો સહુ કર જોડે;
દસ મસ્તક ભુજ વીશ, ઇશ વરદાનજ દીધું;
ચૌદ ચોકડી રાજ, કબુલ એ કર્મે કીધું;
કોઇ થયો નથી થાશે નહીં, બળવંત રાવણ સારખો;
રામવણ કોઇ જીતે નહીં, પંડિત રૂડે પારખ્યો.
પાંચ લાખ પરધાન, પાંચ અયુતો પાગેરી;
છે દશ લાખ દિવાન, વીશ હજાર વજીરી;
સામદ સોળ હજાર, લાખ બહોતેરે રાજા;
મંડળિક છન્નુ લાખ, મુગટધર જોદ્ધા ઝાઝા.
બાણુ કરોડ બેઠા રહે, આઠ જામ હરનિશ કહાં;
શામળ કહે અંગદ બળ અધિક, પલક એકે પોંહોત્યોં તહાં.

દુહો.

પ્રતિહાર અચરજ પામિયો, લેખી લહર લંગૂર;
રહે રહે ઉભો વનચરા, સામદ બોલ્યો શૂર.

## અંગદ અને પ્રતિહાર.

પ્રતિ— છપ્પો.

પેશી ન શકે પવન, ભવન ઉભો રહે ઇંદર·
સુર સહુ સેવા કાજ, ચાકરીમાં રહે ચંદર;

સ્વર્ગ મૃત્યુ પાતાળ, આણ અવનીમાં જેની;
ઈશ સરિખા ધીશ, રહે આજ્ઞામાં એની.
તું પશુ પોળે કયમ પરવરે, હજુ લગણ ધીરજ ધરૂં;
જારે જ્યાંથી આવ્યો તિહાં, નહિતર કોટી કટકા કરૂં.

અંગદ— ઝુલણા.

કહે અંગદ પ્રતિહાર સુણ પુરતણા, રાત દહાડો બેઠો દેહ દાખે,
ઓળખે નહિ અલ્યા મૂઢ મુરખ મને, ભાર ખોવા ભલો ભૂર ભાખે;
હાથ દીઠા નથી હોંસ શું માહારા, ચોરટા દેહનો સ્વાદ ચાખે,
સત્ય કહેરે અલ્યા કેમ બેઠો અહીં, કોતણાં ઝુંપડાં રીઝી રાખે.

પ્રતિ— દુહો.

એ મંદિર રાવણ તણાં, હીરા કનક જડાવ;
તું જાવા સમરથ નહીં, બહાર રહી તું કહાવ.

અંગદ—

પ્રતિહાર કહે પોકારી, કેવી તારી લંક
રાવણની સમૃદ્ધિ કહે, રાવણ રાય કે રંક.

ઝુલણા.

પ્રતિ—

લંકશોભાને લંગુર તું શું લહે, ચિંતામણી ચંદ્ર ચોપાસ ચળકે;
ઇંદ્રજીત ઉપમા પૂછ તું ઇંદ્રને, શૂરપર્ણ સાંભળી શેષ સળકે;
દશકંધ ડરથી દિગ્પાળ ડોલે દશે, ક્રોડ પચાસ પ્રતિ પ્રાણ પલકે;
પોળિયો કહે પશુ પેર પ્રીછે નહીં, કુંભકર્ણ દેખી તુજ કુંભ ઢળકે.

અંગદ—

લંકલીલા લંગૂર લખ લૂટશે. મેલ મુરખ મન માન મટકાં;
ઇંદ્રજીત ઉપમા પુન્ય પરવારિયું, ચાર દિવસ તણાં ચોળ ચટકાં.
દશકંધ શીશ દશરથ સુત છેદશે, લુંટી લેશે તાહારાં લાખ લટકાં;
રામ પરતાપથી કામ એ તો કરૂં, કુંભકરણ તણા ક્રોડ કટકાં.

પ્રતિ—

લાજને કાજ લોપે કયમ માહરી, જાહરી જોખમાં કેમ જાઉં;
કેમ જાય દોઢિયે માનશું મેડિયે, મારશું ગેડિયે પૂછ સાહુ.
પ્રાજે કરૂં પીંડ આકાશ ઉડાડિશ હું, ચંચળપણું તાહરૂં ચિત્ત ચાહું;
પ્રતિહાર કહે પશુ તણી ગાળ કયમ સાંખું હું, લંકપતિનું અમો લુણ ખાઉં.

અંગદ—
પિવર કોપિયો લાજ લખ લેખિયો, ઓપિયો આપથી ક્રોધ કૂંડી;
ભુજંગ રોપિયો ચોદિશ ચોંપિયો, ભ્રમર ચઢાવિયાં દષ્ટિ ભુંડી.
લશું ખેલશું રેલશું નગરમાં, કેશ, બાધામાં તે દાખું દુંડી;
ારે મન અલ્પા લંકપતિ છત્રપતિ, મારે મન લંકપતિ રંક લુંડી.

દુહા.

છત્રપતિતો એક છે, રિદ્ધિપતિ રઘુનાથ;
એમ કહી પ્રતિહારનો હોડે સહાયો હાથ.

ાતિ—
વણ આજ્ઞાએ વાંદરા, પાગધરે પુરમાંય:
કાયા ક્રોડ કટકા કરૂં, રહે રહે ઉભો ત્યાંય.

અંગદ—અંગદ હસીને બોલિયો, રાવણ છે બહુ દૂર:
જાવાને અટકાવ કયમ, દશકંધની હજુર.

ાતિ—
વડો મુરખ તું વાંદરા, વડિ વડિ કરે શું વાત:
પોળ બીજીએ પાડવું, દિન ઉભો રહે સાત.
એવી પોળો સાત છે, દિન ઉભો રહે પચાશ;
અરજ સુણે જો રાયજી, મનની પૂરે આશ.
કહાં મળવા તું આવિયો, શું લાવ્યો છે ભેટ;
શું આપે છે મુજને, વાત પહોંચાડું ઠેઠ.
અંગદે મન વિચારિયું, મળવા ન દે આ દિશ;
કોપ કરીને કર ગ્રહ્યો, પ્રતિહાર ચડી રીશ.

છપ્પો.

પોકારી પ્રતિહાર, ધીર ઉપર તે ધાયો;
દીધી ગાળ દશવીશ, પૂછ શત્રુનો સદાયો;
અંગદપર એક પ્રહાર, કોપ કરીને કીધો;
કયમ લોપે મુજ લાજ, દાવ દોષીએ દીધો.
પછિ અંગદ ખીજયો અંગમાં, ઘાટ પ્રથમ એનો ઘડ્યું;
શામળ કહે સેવક રામનો નરપતિને વળતે નડ્યું.

કવિત.

પ્રતિહારે દીધો ગાળ, અંગદને ઉડી ઝાળ;
ઉડયો ત્યાંથી તતકાળ, દાત્રે દાંત કરડીને.
બે ચારેક ભરી ફાળ, કૃતાંત સરાખો કાળ;

અધિક કરંતો આળ, ઘણી રીસ ધરડીને.
સવાયો ધરાયો વાળ, ભલેરૂં તીલક ભાળ;
બુદ્ધિ નિધિ તણો બાળ, બાઝયો વપુ વરડીને.
પકડયો ત્યાં પ્રતિહાર, મહોકમ દીધો માર:
કહ્યું કે શી વાર? લીધાં પાંચે શીર મરડીને.
અડાવીને દીધી દોટ, ચાતુરીની કીધી ચોટ;
કર્યા લોટપોટ સહુ, ધીરપણે ધાઇને.
મસ્તકની માણી મોટ, કુદિયો કનક કોટ;
અધિક જોરની ઓટ, ચઢયો ચિત્ત ચાહીને.
હલાવતો હાથ હોઠ, પૂછતો પ્રકાર પોટ;
ઘણા ગુણ તણો ગોટ, ગયો ગુણ ગાઇને.
બેઠો જહાં લંકાધીશ, હૃદેમાંહે રાખી રીસ;
પાંતરીશ શીશ ઉભો, સભામાંહે સાહીને.

(બૃ. મ)

---

## ‘મત્ત’વલ્લભ.

---

### ઈંદુબિંદુ.

વલ્લભનો ઇંદુ ભાળો, નભનો પછે નિહાળો;
શીતળતા સદ્ગુણથી ચડે ન નિહાળતાં;
નવરંગ અંગ આગે, શશી તણી શોભા કશી?
અલૌકિક લૌકિકમાં દીસે બાળ ચાલતાં;
મોહક મનોજ સમો, હારે ચંદ્ર ત્યાં ચતુર.
વેણુ ઢાળે છે પિયુષ, નેણે જન ન્યાળતાં;
ક્રૂરતા તો કાંઇ નહિ, કળા વધે ઘટે નહિ.
કંજને કુમુદ તણો, પૂર્ણ પ્યારો ભાળતાં—
નારી માત્ર તણો પ્રાણ, પુરુષનો જીવ જાન,
વિરહિણી વાંચ્છે જેને રાતદિ રટીરટી;
દુઃખદ ન દુનિયાંને સુખદ સર્વેને સાચ,
લાંછન લગાર નહિ કેસરી કટિકટિ,
સુખકર, સુધાકર અભ્રથી છવાઇ રહે.

કયી પેર ઘટે ઘાટ, જાય શું ઘટી ઘટી;
દુર્જન દબાવે આને, સુજન સુહાવે અંગ.
પ્રકાશે છે ચંદ્ર પેર, કવિ કે'લટીલટી.
ગુણગણુ ગણી જુઓ ચતુર એ ચંદ્ર થકી,
અધિક દેખાય અતિ વારૂ સહુ વાતમાં;
ઘટે ન ઘટાડયો કદી, ગુણ ચંદ્ર થકી રજ,
એવો મિત્ર મળો સૌને, પ્રેમના પ્રભાતમાં;
બાલશશિ હોય જ્યારે, દર્શક્ષય રોગી ત્યારે,
નિરોગી આ બાલપણે, જાદુ ભર્યું જાતમાં;
બિંદુ ક્ષારસિંધુ સમો, ચઢે અને ઉતરે છે,
ઘણો ઘાટ ઘડે જાણુ, પ્રેમીજન પાતમાં.
સાગરની સીધી વાત, મંથન કરાવી અર્પે,
મન માન્યાં રત્ન ચૌદ, અધિક આ એ થકી;
માનવના મંથનથી, સદગુણ રૂપી રત્ન,
હ્રદેથકી નીકળે ન, નર માનો એ નકી;
છળ ને કપટ તણી આવે ભરતી ને ઓટ,
ચોટય તો ચખાડી દીયે, નહિ વારૂ તો વકી;
દીપતો તે દુર્ગુણથી, ભરપૂર ભર્યો પણ,
પ્યાસ નવ પૂરી મટે, સ્થિર રહે ના ટકી!
ઇંદુબિંદુ તણા ગુણ, કવીશ્વરે ગણ્યા એમ,
શ્રોતા સમજો ન હવે, કૃત્ય કરાવી કહું.
ગુરૂ ઘેર રહ્યા બન્ને, સેવ સાધે સિદ્ધ કરી,
પ્રસિદ્ધ પુરૂષ ગુરૂ જાણે સૃષ્ટિમાં સહુ:
વૃદ્ધ પિતા આવતા ત્યાં, જ્યારે થઇ ગયા બંધ,
ત્યારે ગુરૂ દેવે ભાળ્યું કાળતે વિત્યો બહુ:
શિખાવવા લાગ્યા સાંઇ, વેદમંત્ર વારવારે,
રીઝે ઇંદુને ઉચ્ચારે, લક્ષણ રૂડાં લહું.
એકવાર શીખવે જે ઇંદુ શીખી જાય તતે,
બિંદુ માથા ફોડ કરે, આવડે ન તેહને;
ગુરૂપ્રેમ રાખે ઘણો, ઉભય ઉપર જાણ,
તથાપિ ત્યાં ફેર પડયો, કહી દાખું એહને;

ગુરૂકને શિખે શિષ્ય, શીખવ્યું ગ્રહણ કરે,
પ્રાણથી તે પ્રિય થાય, ભૂલે ગુરૂ ગેહને;
ભેદ પડયો એમ ભારી, ઈંદુ મિંદુ મધ્ય જ્યારે,
ત્યારે ત્યાંય થયું કેવું, જોઈ કહું જેહને.
ગુરૂવર્ય ઘડી ઘડી, ઇંદુને તેડાવી લિયે.
સલક્ષણ શીખવી દે, મિંદુ મુખ મરડે;
ગુરૂવેણ ગણે નહીં, ભણાવ્યું તે ભણે નહિ;
દુર્ગુણને હણે નહિ, તંત ધર્યો તરડે.
ખોટે ખોટી વાત ગ્રહે સાચી સમજે ન રજ,
વ્યર્થ સ્વાદ માની રહે, શ્વાન અસ્થિ કરડે;
ઇંદુ બાળમિત્ર લહી, સદ્‌ગુણ શીખાવે રોજ,
વહી જાય વે'તે પૂર, ભલું બુરૂં ભરડે.
ઈંદુ ઋગ્વેદ શિખ્યો, સ્વર સાથ સાચી રીતે,
વળ્યું મીઠું મિંદુને ત્યાં, ગુરૂ એ ઘણું કર્યું.
શીખાવ્યું ન શીખે કોઇ, શીખે કદી યત્ન બળે,
સિદ્ધ નવ થાયે તેહ, પછે કાર્ય શું સર્યું !
આતો શીખવ્યું ન શીખ્યો; પંડિત શી પેર કરે ?
વેર ધરે વા'લાપર, હેત જાણતો હર્યું;
ગુમાનની વાત ગમે, દમે ઇષ્ટ મિત્રને તે,
શમે નવ દ્વેષ તેનો, અરે હા તેનું તર્યું ! !—
સંવત્સર એક વીત્યો, યજુર્વેદ ત્યારે શીખ્યો.
ઈંદુ પૂર્ણ પણે સર્વ, મિંદુ રહ્યો ઝૂલતો:
પૂછે કોઇ પેરે પેરે અલ્યા વધુ શિખ્યા કોણ,
મિંદુ મુખ મરડી કે', કેલ કરી ફૂલતો:
મુખ પાઠ ઇંદુને છે, સમજમાં અમે સાચા,
અમે શુક રટે વાચા, મૂલ્ય એવે મૂલતો;
સમજવા આવે કોઇ, ગુરૂ કેરા અન્ય શિષ્ય,
સમજાવે કશું તેને, દાવમાં જે ડૂલતો ?--
વળી વર્ષ એક વીતે, ઇંદુ સામવેદ શીખ્યો,
સ્વર ગાન સુણી રહે, વન મૃગ ભક્ષતા;
તાપસ ને તાપસી સૌ, ગાન ઘણેરૂં કરાવે,

ઇંદુને વખાણે અતિ, ધન્ય મેળી દક્ષતા !
વળી પળી આવી ગયાં, તોયે શીખ્યા નવ કાંઇ,
વારૂ ત્રણ વેદ ભણ્યો, શી લક્ષણ લક્ષતા !
ગુણ ગાન ઇંદુ તણું બિંદુને ગમે ન રજ,
બિંદુ શ્યામ ઢાંકે સર્વ, રંગ કેરી રક્ષતા.
સંવત્સર એક વિત્યે, શીખિયો અથર્વવેદ,
વાર કાંઇ લાગી નહિ, રીઝીયા ગુરૂ ઘણા;
ચાર વર્ષ મધ્યચાર, ગુરૂમુખ પઢયો વેદ,
ગુરૂથકી ચઢયા ચેલા, માનવી કશી મણા !
શિષ્ય શત બે ચાર જે, તેમાં સિરોમણિ હવો;
ઇંદુ સમ પ્રકાશે તે ગુણ ઘણા જે તણા;
ઇંદુ ઇષ્ટ મિત્ર લેખે, મોખરે બિંદુને કરે,
તોય રીઝે નવ તેહ, શ્રેષ્ટ શા બન્ને જણા ! !

---

# રસિક દયારામ.

---

### પદ—સત્યવસ્તુ.

શું જાણે વ્યાકરણી વસ્તુને, શું જાણે વ્યાકરણી;
મુખ પર્યંત ભર્યું ઘૃત તદપિ, સ્વાદ ન જાણે વર્ણી. વસ્તુને.
સુંદર રીતે શાક વઘાર્યું, ભોગ ન પામે ભરણી;
અંતર માંહે અગ્નિ વસે પણ, આનંદ પામે ન અરણી. વસ્તુને.
નિજ નાભિમાં કસ્તુરી પણ, હર્ષ ન પામે હરણી;
દયો કહે ધન દાટયું ઘણું, જયમ ધનવંત કહાવે નિર્ધણી. વસ્તુ.

---

## ઇશને યાચના.

---

### પદ—રાગ કાફી.

ભટકતાં ભવમાંરે, ગયા કાળ કોટી વહી;
હવ થઇ હાવાંરે, રાખો હરિ હાથ ગ્રહી. ભટકતાં.

આવ્યો શરણ ત્રીતાપનો દાધ્યો, શીતળ કીજે સ્વામ;
કરગરી કહું છું કૃષ્ણ કૃપાનિધિ, રાખો ચરણે સુખ ધામ;
કરૂણા કટાક્ષે રે, કીલમીષ કોષ દહો. ભટકતાં.
જો મારાં કૃત સામું તમે જોશો, તો ઠરશે બરાબરી;
રત્ન ગુંજા કયમ હોય સમ તોલ, હું તો રંકને તમો હરિ;
માટે મન મોટું રે, કરો મુને રંક મહી. ભટકતાં.
આશા ભર્યો આવ્યો અવિનાશી, સમર્થ લહી તમ પાસ,
ધર્મ ધુરંધર તમ દ્વારેથી, હું કયમ જાઉં નિરાશ;
નીજનો કરી લ્યો રે, ના તો મુને કહેશો નહીં. ભટકતાં.
અર્જ સાંભળો અનાથ જનની, શ્રવણે શ્રી રણછોડ;
એકવાર સનમુખ જુઓ સામળા, પ્હોંચે મારા મનના કોડ;
હસીને બોલાવોરે, દયા તૂં મ્હારો કહી. ભટકતાં.

---

## એકજ સ્વામી.

---

### પદ.

એક વર્યો ગોપીજન વલ્લભ, નહીં સ્વામી બીજો;
નહીં સ્વામી બીજોરે, મ્હારે નહીં સ્વામી બીજો. ટેક.
અવર કોઇનું કામ ન મારે, રીજો કે ખીજો;
કૃષ્ણ કરે પ્રમાણ કારજ વણસો કે સીજો:
પ્રાણ જાએ પણ અન્ય કૃતિમાં, મન રખે ભીજો. એક.
સુખી દુઃખી જેમ ગમે તેમ રાખે, એના ગુણ ગાઉં;
વિના મૂલનો ધર ગુલામ, વેચે ત્યાં વેચાઉં;
એજ ગમ્યો એથી મન માન્યું, બીજો નવ ચાહુ;
એના અતી અવતાર હું કોઇનો, દાસ ન કહેવાઊં. એક.
કૃષ્ણ વિના શિર અવર નમે તો છે દંડ;
નંદકુંવર વણ નામ જપે તો, જીભ્હા કરૂં સતખંડ;
અવર દેવની આસ કરે, અધ ભાજે બહ્માંડ;
અન્ય અમર દરસન દોડે પગ, તો પાડું પીંડ. એક.

હું ચાતક જળ શ્વાતી શ્રીજી, હું જખ હરિ વારી;
હું હારીલ કાડી હરી દઢવંત, ધારી તે ધારી;
અન્ય ન પતિવ્રત જેને નહીં, તે કહીયે વ્યભિચારી;
શ્રીગુરૂ દેવને ભજજો કહે, રચો સદા ટેક મારી. એક.

---

## ચિત્તની ચિંતા.

---

### પદ.

ચિત તું શિદને ચિંતા ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે—ટેક.
સ્થાવર જંગમ—જડ ચેતનમાં, માયાનું બળ ઠરે;
સમરણ કર શ્રીકૃષ્ણચંદ્રનું, જન્મ મરણ જાય પરે. કૃષ્ણ૦

નવ માસ પ્રાણી કૃષ્ણચંદ્રનું, ધ્યાન ગર્ભમાં ધરે;
માયાનું આવણ થયું ત્યારે, લખ ચોરાસી ફરે. કૃષ્ણ૦

તું અંતર ઉદ્વેગ ધરે, તેથી કારજ શું સરે;
ધણીનો ધાર્યો મનસૂબો, હર બ્રહ્માથી નવ ફરે. કૃષ્ણ૦

દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;
જેવો જંત્ર વગાડે જંત્રી, તેવો સ્વર નીસરે. કૃષ્ણ૦

થનાર વસ્તું થયાં કરે, જેમ શ્રીફળમાં જળ ભરે,
જનાર વસ્તુ એણીપેર જશે, જયમ ગજ કોઠું ગરે. કૃષ્ણ૦

જેવું જેટલું જયમ જે કાળે, તે તેને કર ઠરે;
એમાં ફેર પડે નહિ કોઇથી, શિદ ફૂટાઇ મરે. કૃષ્ણ૦

તારૂં ધાર્યું થાતું હોય તો, સુખ સંચી દૂખ હરે;
આપપણું અજ્ઞાન ફુળ એ, મૂળ વિચારે ખરે. કૃષ્ણ૦

થાવાનું અણચિંત્યું થાશે, ઉપનિષદ ઓચરે;
રાખ ભરોસો રાધાવરનો, દયા શિદને ડરે. કૃષ્ણ૦

---

## શુદ્ધપ્રેમ.

### પદ.

જે કોઈ પ્રેમ અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે.
સિંહણ કેરૂં દૂધ હોય તે, સિંહણ સુતને જરે;
કનક પાત્ર પાખે સહુ ધાતુ, ફોડીને નીસરે. પ્રેમરસ.
સકરખોરનું સાકર જીવન, ખરના પ્રાણજ હરે;
ક્ષારસીંધુનું માછલડું જ્યમ, મીઠા જળમાં મરે, પ્રેમરસ.
સોમવેલી રસપાન શુદ્ધ જે, બ્રાહ્મણ હોય તે કરે;
વગળવંશિને વમન કરાવે, વેદ વાણી ઉચરે. પ્રેમરસ.
ઉત્તમ વસ્તુ અધિકાર વિનામળે, તદપિ અર્થ ના સરે;
મત્સ્ય ભોગી બગલો મુક્તા ફળ, દેખિ ચંચુ ના ભરે. પ્રેમરસ.
એમ કોટી સાધને પ્રેમવીના, પુરૂષોત્તમ પૂઠ ન ફરે;
દયા પ્રીતમ શ્રીગોવરધન ધર પ્રેમ ભક્તિયે વરે. પ્રેમરસ.

## શ્યામરંગ.

### ગરબી.

શ્યામ રંગ સમીપે ન જાવું, મારે આજ થકી શ્યામરંગ. ટેક.
જેમાં કાળાશ તે સહુ એક સરખું, સરવમાં કપટ હશે આહવું; મારે.
કસ્તુરીની બીંદી તે કરૂં નહીં, કાજળ ના આંખમાં અંજાવું; મારે.
કોકીલાનો શબ્દ સૂણું નહીં, કાગ વાણી સકુનમાં ન લાવું; મારે.
નીલાંબર કાળી કંચુકી ના પહેરૂં, જમનાનાં નીરમાં ન ન્હાવું; મારે.
મરકટ મણી ને મેઘ દષ્ટે ના જોવા, જાંબુ વંતાગ ના ખાવું. મારે.
દયાના પ્રીતમ સાથે મુખે નીમ લીધો, પણ મન કહે જે પલક
ન નિભાવું. મારે.



## પ્રીતની રીત.

### ગરબી.

પ્રીતડીની રીત અતી અટપટી, ઓધવજી છે, પ્રીતડીની રીત. ટેક.
થાવાનો ઉપાય પણ જાવાનો જડેનહીં, વજ્ર રેહેણે જટી તે જટી. ઓ.
પ્રીત ના કહેવાય તે તે સ્વારથ સમજવો, ચાર દિવસ પ્રગટીને મટી. ઓ.
પીડાની ભરેલી પ્રીત તોયે કરે પંડિત, દુઃખ પામે તોય રહાય ના ઘટી. ઓ.
કથ્યા સમજ્યામાં નઆવે એ વસ્તુ તો, જાણે જેને હોય વીતતી વટી. ઓ.
દયાના પ્રીતમ વીના પ્રીત તેજ પીડા, ધરમ લાજ ખોય ને મરે ખટી. ઓ.

## પ્રેમ ભક્તિ.

### પદ. ૧

કામણ દીસે છે અલબેલા તારી આંખમાંરે;
ભોળું ભાખ મારે, કામણ દીસે છે અલબેલા. ટેક.
મંદ હસીને ચિતડું ચોર્યું, કુટિલ કટાક્ષે કાળજ કોર્યું;
અદ પડિયાળી આંખે ઝિણું, ઝાંખમારે. ભોળું ભાખ કા.
નખશીખ રૂપ ઘણું રઢિયાળું, લટકયું સઘળું કામણગાળું;
છાનાં ખંજન રાખે પંકજ પાંખમારે. ભોળું ભાખ કા.
વ્હાલભરી રસવરણી વાણી, તરૂણીનું મન લેછે તાણી;
ભ્રગુટીમાં મટકાઇ ભુરખી નાખમારે. ભોળું ભાખ કા.

### પદ. ૨

તેંતો ઘટ ઘટમાં ઘર કીધું, વાલમ વરણાગિયારે;
કાળજ કોરાણું કંદ્રપનાં શર વાગિયાંરે. તેં તો ઘટ ઘટ.
રોમ રોમ રસિયો તું વસિયો, ભવ વૈભવ સેજે તું ખસિયો;
વિરહેના અંગારા અંગે જાગિયારે. તેં તો ઘટ ઘટ.
માત પિતા મૈયર સંતાપે, સાસરિયાં અતિ આરત આપે;
દુરિજન દુશ્મન સહુકો, પુંઠે લાગિયારે. તેં તો ઘટ ઘટ.

કહાન કટાક્ષ કરી તું ભાલા, તેમાંનું કંઈ નહિ હસિ રાંલા;
તે સાચું સમજી પીસે, લોક અભાગિયારે. તેં તો ઘટ ઘટ.
દયા પ્રીતમ પ્રીત કરી ના ફાવી, વણ વેપારે જોખમ આવી;
કહ્યું ન માને પ્રાણ થયા અનુરાગિયારે. તેં તો ઘટ ઘટ.

---

પદ. ૩

રૂડા દીસો છો રાજેશ્વર મંદિર આવનારે, રૂડા દીસો છો.
જરકસી હરી જામો પહેરી, માથે બાંધી પાઘ સુનેરી:
રૂડો ફેંટો હોડી મન લલચાવતારે: રૂડો દીસો છો.
હૈયે હાર ગુલાબી ફોરે, ચિતડું રોકી રાખ્યું ચોરે.
ગજરા કાજૂ બાજૂ મુજ મન ભાવતારે. રૂડા દીસો છો.
કનક છડી સુંદર કર લઈને, ગજ ગતિ ચાલે હળવા રહીને,
ચિતડું ચોરી મીઠું મીઠું ગાવતારે, રૂડા દીસો છો.
દયા પ્રીતમનો નાથ વિહારી, જાઉં તુજ વદનકમલપર વારી:
હેતેશું બોલાવી તાપ સમાવતારે. રૂડા દીસો છો.

---

## હનુમાન ગરૂડ સંવાદ.

---

### લાવણી.

એક સમે હનુમાન ગરૂડ બેહુ એકસ્થળ મળિયા;
કોઇ કોઇના ગાંજ્યા નવ જાય, એમ અકકપેં બળિયા. ટેક.
નિકટ દ્વારીકા શ્રીકૃષ્ણુતણો એક બાગ હતો ચારું;
ચોકી ત્યાંહાં ગરૂડજી કરતા. પતીને પ્રિય સારું.
હરિઇચ્છા હનુમાન ત્યાંહાં એકદા સુધા ભરવા;
આવી અચાનક ફળ ભક્ષી તરુ ફેંકયા સાગરમાં
તજી વિવેક વાટિકા બિગાડી, ગરવ ઘણો લાવી
જોઇ સમોવડ સુભટ વિકાર્યા, વૃક્ષથકી પળિયા; કો० ૧
ગરૂડ કહે અલ્યા ઉભો રેહેજે, છે અનુચર કહાંનો;
વિના કહે એમાં કેમ પેઠો, બાગવિશે છાનો,
એ વાડી શ્રીકૃષ્ણુતણી છે, એહેની તને દુહાઇ;
નિકળ બહાર કે શિક્ષા કરીશ, હું કહાડીશ કર સહાઇ,

એમ સુણી કપિરાય કોપિયો, રીસ ઘણી આણી;
રેહે અળગો શ્રીકૃષ્ણહીમાયતી, વિચારી વદ વાણી,
શ્રીરામદૂત તેં હજી નથી દીઠા, શ્રવણે નથી સાંભળિયા; કો૦ ૨
શ્રીરામદૂત જાણ્યા ઢાંક્યા રેહો, શું જાઓછો ફૂલી;
અહીરાવણના પ્રતિહારનો માર ગયા ભૂલી;
શ્રીકૃષ્ણદાસથી હાર્યા માટે, ધ્વજપર પડયું રેહેવું;
મનમાં જાણો છો પણ ફુલ્યા, માટે પડયું કેહેવું;
જાણ્યું બળ વાલિના ભયથી, વસ્યા હતા વનમાં;
કુંભકરણ ગળી ગયો હતો, વળી વિચારી લો મનમાં;
ત્રણ તાત ને માત કુંવારી, એવા કુંઅર કળિયા. કો૦ ૩
અરે ગરૂડ ત્હારા જશ કહું હું, સાંભળિ રહે છાનો;
શોકતણી દાસી ત્હારી મા, તું તે સુત કોહોનો;
ભાઇ બિચારો એક પાંગળો, નહિ કંઇ ઠેકાણું;
સુરજતણો સારથી થઇને, ભટકે નિશ વહાણું;
ઓરમાઇ પણ ભાઇ પોતાનો, તેહને તૂં મારે;
વાહાલાનો વેરી તૂં તેવો, સ્વામી પણ ત્હારે;
માતાપિતા બંધનમાં પોતે, આહિરમાં ભળિયા; કો૦ ૪
ગરૂડ કહે ત્હારે પતિએ, જશ ઝાઝો કીધો;
પરણી સ્ત્રી એકલી અબળાને, બ્હારવટો દીધો;
સહિત પ્રેમદા પુત્ર પોતાના, બ્રાહ્મણે પાળ્યા;
નગ્ર સર્વ વૈકુણ્ઠ વસાવ્યું, આપ તાત ટાળ્યા;
વ્હાલ ધરી એક વિનતા આવી, વરવાને કાજે;
તે નારીનૂં નાક છેદાવ્યું, ત્હારે રઘુરાજે;
જુઠાં ફળ સવરીનાં ખાધાં, પવિત્ર પણ ચળિયા; કો૦ ૫
મ્હારા પતિનાં લક્ષણ કહે ત્હારે ઘેર શો ટોટો;
તુજ પતિ આહિરડાંનૂં એઠું, ખાઇ થયો મોટો;
મારી પૂતના અબળા જાતી, જેનું પય પીધું;
વચ્છ પ્રલંબ બક અજગર માર્યો, અઘટિત કૃત કીધુ;
ભિક્ષુક બ્રાહ્મણને ઘેર ભિક્ષા માગીને જમિયો;
વણપરણી બહુ અબળા સાથે રંગે પણ રમિયો;
વ્યભિચારી વ્રજનાથ, રઘુવર એક પતિ પણિયા; કો૦ ૬
મુજ પાતને બહુ સ્ત્રી પણ સઉને સુખલીલા દાખી;

મ્હારા પતિને એક પ્રેમદા પણુ ન શકયો રાખી;
રઘુનંદન રામાનો રસિયો, નથી તેં પણુ જોયો;
મહેલાં માટે હે સીતે, હે સીતે કરી રોયો;
મોટા અધરમ વણુ વાંકે વાળી વાનર તાડયો;
ક્ષત્રી થઇ બ્રાહ્મણુની વનિતાને પગ અરકાડયો;
બ્રાહ્મણુકેરૂં દેવત લીધું, એમાં શું રળિયા. કો૦ ૭

ત્હારે કૃષ્ણે સહુનાં આભ્રણુ ઉતારાવી દીધાં;
બ્યંડળનો રથ હાંકયો પાંડવ દાસપણું કીધાં;
શિશુપાળની ગાળો ખાધી, પરાક્રમી પૂરા;
કાળયવનથી રણુમાં નાઠા, જાણ્યા બહુ શૂરા;
ત્હેની આજ્ઞા હું નહીં માનું, એમ કહ્યું જ્યારે.
પ્રેર્યો દૂત પ્રભુની પાસે, વિહંગપતિ ત્યારે;
શ્રીકૃષ્ણે કાહાવ્યું રામ આણુ દો, દેતામાં ઢળિયા. કો૦ ૮

હરીશ કહે શ્રીરામ કયહાં છે, મુજને દરશાવો;
વિહંગમ કહે દ્વારામતીમાં, મુજસંગે આવો;
જદુનાયક રઘુનાથ થયા, રુકમણિ જાનકી જોડે;
પવન પુત્ર પરણામ કરીને, સ્તવન કરે કોડે;
એજ કૃષ્ણુ શ્રીરામ થઇ, માર્યો લંકાભૂપ;
જુગલ નામ પણુ જોતાં દીસે, ઉભય એક રુપ;
મળ્યા માયા હનુમાન ગરૂડ, સંદેહ સહુના ટળિયા. કો૦ ૯

એ વાણી વિલાસ કર્યો, નથી નિંદા ઉચારી;
ઉર અવળું ભાસે અંતર જોતાં છે સ્તુતિ ભારી;
ઉપાસનાની ટેક બતાવી, નથી ગાયું અવળું;
ભક્ત વત્સલનો ભેદ સમજશે તે લ્હેશે સવળું;
એ રામ કૃષ્ણુ મુજને પ્રિય હોજો પ્રાણુજીવન મ્હારા;
સદૈવ એના નિર્મળ જશ, મુજવદન વહે ધારા;
દાસ દયાના પ્રીતમ, શ્રીસીતાવર શામળિયા. કો૦ ૧૦

# ધીરો ભક્ત.

પદ.

ધાહ સુણી ધાજોરે ધીંગડમલ ધીંગા ધણી;
પ્રભુનું પત પામોરે, ભાવે ભાળો ભક્તો ભણી. ધાહ૦
હું પતિત તમો પતિત પાલન, હું દીન તમો દયાળ;
હું ચાકર તમો ઠાકર મારા, પ્રજાતણા પ્રતિપાળ;
સંભાળી લીજે સ્વામીરે, અંતરજામી આશા ધણી. ધાહ૦
ભૂમિ અસમાન તણો ત્રાંસ બંધાણો, વાળ્યું જળ પવન અગન:
દાંડી વિરંચી વિષ્ણુ શંકર તમે તોળ્યાં ત્રણ ભૂવન;
શ્વેતજરા ઉદ્‌ભીજરે, બાજી તો તારે હાથે બણી. ધાહ૦
કોટી અપરાધ કોટી ગુના અમ, બક્ષો ગરીબ નિવાજ:
તું તારા બીર્દ સામુંરે જોજે, કરો કરૂણાનિધિ સુખકાજ;
લજ્જા મારી રાખોરે મહાન્ત સંત ચિંતામણી. ધાહ૦
મારે ભરોસો વિશ્વાસ વિશ્વંભર આશા પૂરો અનાથના નાથ;
દુઃખ વિલાપ સંકટ કાળ ટાળો, હરી હેત કરીને ઝાલો હાથ;
ધીરાની વારે ધાજોરે તારે ને મારે પ્રીત બણી. ધાહ૦

પદ.

ફુલ્યો શું ફરે છે રે, ભૂલ્યો ભવકુપમાં પડયો;
મનુષ્ય દેહ રૂપીરે ખોયો મણી હાથે ચડયો. ફુલ્યો૦
ડાહ્યો થઇ દુનીઆમાં ફરે છે, તેણે શું સર્યું તારૂં કાજ;
તેં ન જાણ્યું કે જાવું પલકમાં, કેમ કરી રહેશે લાજ;
ડહાપણ તારૂં જાણ્યુંરે, જ્યારે જમ હાથે ચડયો. ફુલ્યો૦
વાંકી મુછ પર વાટજ ઉઠી, નરકની વાટે સંચર્યો;
મિથ્યા જનુનીને ભારેજ મારી, અલ્યા જન્મ ધર્યો ન ધર્યો;
માટે જોને જાગીરે અવસર આવી ચડયો. ફુલ્યો૦
શું થયું જો સંપતિ ઘણી મળી, મળ્યાં મોટાં ઘરબાર;
નિશ્ચિંત થઇને હરિ નવ ભજ્યા, ધિક્ક પડયો અવતાર;
ધિક્ક તારૂં જીવ્યુંરે, હરિયે તને શાને ઘડયો. ફુલ્યો૦

મનમાં લે શિખામણ મારી મમતા મૂક પરી;
કર સ્મરણ સરજનહારનું, જનમ સફળ લે કરી;
દાસ ધીરો કહે છે રે, સૌથી તું સરસ નીવડયો. ફુલ્યો

---

**પદ.**

જેને રામ રાખેરે, તેને કુણ મારી શકે;
અવર નહીં દેખુંરે, બીજો કોઇ પ્રભુ પખે. જેને
એહે અમીરને ભીખ મગાવે, ને રંકને કરેરે રાય;
સ્થળને સ્થાનક જળ ચલાવે, જળ સ્થાનક સ્થળ થાય;
તરણાનો તો મેરૂરે, મેરૂનું તરણું કરી દાખવે. જેને
નેભામાંથી બળતાં રાખ્યાં, મંઝારીનાં બાળ;
ટિટોડીનાં ઇંડાં ઉગાર્યાં, એવા છો રાજન રખવાળ,
અંત વેળા આવોરે, પ્રભુ તમે તેની તકે. જેને
બાણ તાણીને ઉભો પારધી, સીંચાણો કરેરે કાળ;
પારધીને તો પગે ડશાગો, સીંચાણા શીર નહીં ઘાવ;
બાજ પડ્યો હેઠોરે, પંખી ઉડી ગયાં સૂખે. જેને
ગજ કાતરણિ લઇને બેઠા, હરજી તો દીનદયાળ;
વધે ઘટે તેને કરે બરાબર, સૌની લે સંભાળ;
ધણી તો ધીરાનોરે, હરિ તો મારો હીંડે હેકે. જેને

બુ—કા

---

# મોજો ભક્ત.

---

**આખ્ખા.**

મોજું કોઇ મરજીવા માણેરે, શીશ માટે સોંઘા હરિ જાણેરે; મો
રણક્ષેત્રમાં રીડયું થયું, તન વેધ્યું ત્રેહેને બાણેરે;
સત્યને માર્ગે ચાલીયા, તેને વેરી વખાણેરે. મો૦
પોતાની દેહનું પેજ્યું રોપ્યું, કેની મનમાં ભય નાણેરે;
ધર્મ ધીંગાણે ભળી ગયા, તન ત્રૂટયા લગણ તાણેરે. મો૦

પ્રભુના દેશમાં પાખંડ નહિ ચાલે, તમે ચેતી લેજો ટાણેરે;
કુડિયા હશે તેને કાંઇ યમરાજા, ઘાલશે લેઇ ઘાણેરે. મો૦
સદગુરૂજીના શબ્દ સુણી, રાજ્ય છોડી દીધું રાણેરે;
ભોજો ભગત કહે ભજન કરી, નર નિપજ્યા નિર્વાણેરે, મો૦

૨

એણે તો અમરફળ વેડયુંરે, પાકિયું પૂર્વની ખેડયુંરે.
પાખરિયા તો પૂગી ગયા, થઇયું રણખેતર રીડયુંરે;
ઘટમાં ઘા જેને વાગીયા તેને પૂરણ થયાયું પિડયુંરે. એ૦
ભલા ધીંગાણે જઇને ભળ્યા, ઉડે રક્તની છોળ્યુંરે;
સંસાર સાગર મથી કરીને, ખૂબ રામ રતન ખોળ્યુંરે; એ૦
સદગુરૂ વચને જમને પુગાડયું, ભાળિયે પડ ભેળુંરે;
ભોજો ભગત કહે શરીરને, પછે નિશ્ચે નિવેડયુંરે. એ૦

૩

રેણી હૃદયમાં રાખોરે, નાગળ નિશ્ચય તણાં નાખોરે.
આંધી હોય તે લક્ષ લીયે, ભાઇ ઉઘાડી કાં નાંખોરે.
બોલિયે એટલું બહાર પડે છે, દલની મત દાખોરે. રેણી.
અવળું બોલે અપરાધ પડે છે, અસત્ય કાં ભાખોરે.
પૂરણ હરિને પામવા, તમે પ્રેમરસ ચાખોરે. રેણી.
પેટ ચોળીને શુળ ઉપાડયું, જીવને કરો જોખોરે;
ભોજો ભગત કહે ભૂલી ગયા તેનો, ધરિયે નહિ ધોખોરે. રેણી.

૪

મુરખને કઇ પેરે સમજાવું, ભાઇ ! એને નિશ્ચે નરકમાં જાવું !
સવળું કેતાં અવળુ લાગે, કહીને મદઇ થાવું;
વાદ કરેને વઢવા ધોડે, અને અમૃત તજીને વિખ ખાવું. મુ.
ખાટકી વાંસે ઘેટા ચાલ્યો જાય, માજન જાણે મૂકાવું;
ઇંદ્રિય સ્વાદે અવળો હાલે, તેને ઉંધે મસ્તક ટીંગાવું મુ.
સનેપાતનો ચાળો થયો, અને ઝાઝું ઓસડ શું પાવું;
ભોજો ભગત કહે પછી પારખું, પીતળમાં શું તાવું. ! મુ.

૫

શુંરે સ્વાર્થ કરો સામટો, ધન તો ધણીનું કહેવાયરે; ટેક.
કોટિ જતન કરી જાળવો, જાનારૂ હોય ત્યાં જાયરે,
લખ્યુ વિધાતાનું લોઢવું, માંડયું મિથ્યા નહિ થાયરે. શુંરે.

એક પોઢયો જાય પાલખીમાં એક છંધણમાં અથડાયરે;
પોઢયાનો પ્રભુ કાંઇ નથી ઓશીયાળો,
એતો ખેડયું પ્રમાણે ખાયરે. શું૦રે.
સારી મંગાવો સુખડી, લઇ પ્રેમે પીરસાયરે;
કર્મના હીણા જીવ કયાંથી ખાશે, ભૂખ્યો નહિ ધરાયરે. શું૦રે.
સાધુને શુકને ને ગુરૂજીને વચને, ચરણ હરિના સાયરે;
ભોજો ભગત કહે ગુરૂ પ્રતાપે તો, અમરપટો લખાયરે. શું૦રે.

---

# બ્રહ્માનંદ.

---

## જ્ઞાનલોચન.

---

### રાગ ગોડી.

નારાયણ સુખકારી, ભજી લેને નારાયણ સુખકારી;
સાધુ જનની માન શિખામણ, વિષય વિકાર વિસારી. ભજી.
માતપિતા સુત બાંધવ મેડી, નહિ તારાં સુત નારી;
જમને દ્વાર એકીલા જાવું, કરજે કરમ વિચારી. ભજી.
રાજા રંક ગુણીજન પંડિત, ખેડૂ ને વેપારી;
સગાં કુટુંબી સહીત સૌને, લઇ જાવે જમ મારી. ભજી.
ભરતખંડમાં દેહ મનુષ્યનો, મળે નહીં વારંવારી;
બ્રહ્માનંદ કહે થાને સુખીયો, સત્ય વચન ઉર ધારી. ભજી.

---

૨

અલખ પુરૂષ અવિનાશી, ભજી લેને અલખ પુરૂષ અવિનાશી;
કરમ કટે તારાં અનંત જનમનાં, ફંદ મટે ચોર્યાસી. ભજી.
સગું કુટુંબી સુતને નારી, માતા મામો ને માશી;
અંતે ભેળું કોઇ ન આવે, અંતર દેખ તપાસી. ભજી.
ઘરમાં બેઠો ગાળો બોલે, દેખી તીરથવાસી;
પર ધન હરે કરે નિત કુબુદ્ધિ, નરનારીની હાંસી. ભજી.

મારૂં મારૂં કરતો મુરખ, મેલી ધન મરી જાશી;
બ્રહ્માનંદ કહે હજી સમરી લે, સ્યામ સુખ રાશી. ભજી.

૩

પ્રકટ હરિ ભજ પ્રાણી, સમજીને પ્રકટ હરિ ભજ પ્રાણી;
પાપ દ્રોહ પરિત્યાગ કરીને, દયા ધરમ ઉર આણી. સમ.
પરધન પરસ્ત્રીય મદમાટી, નરક તણી નિશાણી;
તે પાપે કરી અવશ્ય પીલાઇશ, ઘાલી જમડા ઘાણી. સમ.
સમજ્યા વિના ન બોલીશ કેદી, મુખથી મિથ્યાવાણી;
મમતા કેરો માથે મુરખ, ભાર માં લેજે તાણી. સમ.
એળે દેહ અમુલખ ખોયો, કિધી ધુળ કમાણી;
બ્રહ્માનંદ કહે તત્પર થઇ ભજ, જગપતિ સાચા જાણી. સમ.

## ગરબી.

નારાયણ નામ લે તું પ્રાણીરે, બદ્રીનાથ પ્રકટ જુગ જાણી; નારાયણ.
નર દેહ દીધો તુને નાથેરે, હોય ધન તો વાવર તારે હાથેરે;
પડયું રહેશે નાવે કોડી સાથે. નારાયણ.
ગર્ભવાસ રક્ષા કીધી તારીરે, લીધો જઠરાગ્નિથી ઉગારીરે;
એઠો તેને તું કેમ વિસારી. નારાયણ.
વિના સમજ્યો કહે છે મારૂં મારૂંરે, ધન કાજ ભમે મન બહારૂંરે;
તારે હાથે નથી તન તારૂં. નારાયણ.
મિથ્યા સુખ માંહી તું ભરમાણોરે, બાંધ્યો લોક લજ્યા ગળે પાણોરે;
જાય છે તૃષ્ણાને પૂરે તણાણો. નારાયણ.
કાયા માયા છે જો તારી કાચીરે, તેને રંગે મા રેજે તું રાચીરે;
બ્રહ્માનંદ કહે વાત સાચી. નારાયણ.

## પદ—ધોળ.

આ તન રંગ પતંગ સરીખો, જાતાં વાર ન લાગેજી;
અસંખ્ય ગયા ધન સંપતિ મેલી, તારી નજરો આગેજી.
અંગે તેલ ફુલેલ લગાવે, માથે છોગાં ઘાલેજી;
જોબન ધનનું જોર જણાવે, છાતી કાઢી ચાલેજી.

જેમ ઉંદરડે દારૂ પીધો, મસ્તાનો થઇ ડોલેજી;
મગરૂરીમાં અંગ મરોડે, જેમ તેમ મુખથી બોલેજી.
મનમાં જાણે મૂજ સરીખો, રસિયો કોઈ નહીં રાગીજી;
બહારે તાકી રહી બિલાડી, લેતાં વાર ન લાગેજી.
આજ કાલમાં હું તું કરતાં, જમડા પકડી જાશેજી;
બ્રહ્માનંદ કહે ચેત અજ્ઞાની, અંત ફજેતી થાશેજી.



# મનોહર સ્વામી.

### પદ.

જો જો જો જો રે, આ અજબ જગ બનાવનાર,
ઇચ્છા માત્ર માયામાંથી પ્રકટે અહંકાર;
તેથી શબ્દ, સ્પર્શ, રૂપ રસગંધ ધસાર. જો જો.
તેનું પંચીકરણ બને ભૂતો થાય તૈયાર;
આકાશાદિક પૃથ્વી સુધી, પાંચે નિરધાર. જો જો.
ભૂમિથી બહુ ઔષધીને તેથી તન અપાર;
લખચોરાશી જાતતણા બોલે સુત્રકાર. જો જો.
પાયા વિના ચૌદ લોક, અધર ધરણહાર;
દેવો પ્રકટ કીધા તેતો ફરે નિરધાર. જો જો.
ભૂમિ જોતાં કાંઇ ન દીસે, ગુણ છે બહુ પ્રકાર;
રસ ગંધાદિક નીપજે તેને, જાણતાં નાવેપાર. જો જો.
મીઠા, મોળા, ખાટા, તીખા, તૂરા, કડુખાર;
એક્કેકા ભેદને જાણતાં, બુદ્ધિ પામે હાર. જો જો.
રક્ત શ્વેતાદિક રંગ એકકકા જગમાં બે સુમાર;
તેમજ પાણીને તેજાદિકના, ગુણના કો લહેનાર. જો જો.
પાંચ ભૂતોના દેહો દીસે, મોટો ચમત્કાર;
ચામે મઢેલા જુજવા ઘાટના, કોણ કવી શકનાર. જો જો.
પવન તણા થંભથી ચલાવે કારભાર;
પ્રાણાપાન, વ્યાનોદાન, સમાન મદાર. જો જો.
આકાશાદિક ભૂતતણો સત્વભાગ સાર;
તેથી મન બુદ્ધિ કરે ચિત્તને અહંકાર. જો જો.

શ્રોત્ર ત્વચા ચક્ષુને રસના ને ઘ્રાણુ બહાર;
આકાશાદિક તણી જ્ઞાન ઇંદ્રિય જાણુનાર. જો જો.
વાગાદિક પાંચ ઇંદ્રિય કામ કરનાર;
નભાદિકથી પ્રકટ કરે રજોનો વિચાર. જો જો.
સ્થૂલ સૂક્ષ્મ કારણુ છે દેહ ત્રી પ્રકાર;
તેના ચેતન આડા નાંખ્યા પડદા ભૂલવનાર. જો જો.
પોતે માંહે બહાર બીરાજે ભિન્ન ન થાયે લગાર;
કોઇ કરી ન શકે એવાં સર્વે કામ કરે દિલદાર. જો જો.
વંધ્યાપુત્ર જેવો અસંભવતો પરિવાર;
શબ્દાદિકથી કરે એવો બીજા કેનો ભાર. જો જો.
કરતે સતે નિત્ય અકર્તા લેપન પામે લગાર;
ચેતન આનંદ રૂપ છે વ્યાપક, જેનો પાર ન વાર. જો જો.
પડદામાં હું મારૂં માની, જે કરે વ્યવહાર;
કર્મતણે આધીન ગણી તેને ફેરવે આપ મુરાર. જો જો.
ગુરૂ શરણે રહી ત્રણે પડદા દૂર કરી જોનાર;
પુરૂષને નિજરૂપ જણાવી, ટાળે અંધકાર. જો જો.
જે સચ્ચિદાનંદ બ્રહ્મને, જાણ્યા તણો રાખે પ્યાર;
તેને થઇ ગુરૂ રૂપ જણાવી, સાથી કરે ઉદ્ધાર. જો જો.

---

# પ્રીતમદાસ.

---

## દુર્જન.

### પદ

સાકુટ નરનો સંગ ન કરીએ, મરીએ મહા વિષ ખાઇરે;
પરવત ચડી પડીએ પાવકમાં, તેથી દુષ્ટ દુઃખદાઇરે. સાકુટ.
લેઇ સાણુસા અંગ મરોડે, વીંછી તોડે તનનેરે;
સિંહ ખાયે ભાવે વસિયે ભુજંગમાં, પણુ મળશો નહીં દુરિજનરે. સાકુટ.
નર તે કહેને કહિયે, જેહને હૈયે દ્વેષ ઘણોરે;
હરિગુરૂ સંતની કરે અવગણુના, શત્રુ સહુ જીમજીવ તણોરે. સાકુટ.

નહીં આધીન ગુરૂ ગોવિંદનો, જ્ઞાન હીણને ઘણું ગુમાનરે;
કહે પ્રીતમ તેને પરહરિયે, જ્યમ ખર સુકર શ્વાન સમાનરે. સાકુટ.

## લંપટ.

### પદ

લંપટરે તુને લાજ ન આવી, મુરખમંદ અભાગીરે;
શાસ્ત્રપુરાણ કહે સમજાવી, સમજણ શેશ ન લાગીરે. લંપટરે.
શ્વાનપુંછ ને સાકટનું મન, તે સુધું નવ થાયરે;
નીર વલોવે નવનીત ન મળે, શ્રમ કર્યો તે જાયરે. લંપટરે.

કેસરી કુંજર કોય કરે વશ, વશીયરને વશ લાવેરે;
ચંચલ ચોર ચપલ મન જુઠું, કયમે કર્યું હાથ ન આવેરે. લંપટ
દુષ્ટ પાપીષ્ટ ઇષ્ટ નહીં એકને, જેહને દુરમત ઝાઝીરે;
પ્રીતમ પ્રભુનું ભજન કરીલે, પરહર્ય પ્રપંચ બાજીરે. લંપટ.

## મૃત્યુ

### પદ

જાણે નહીં જગજીવન અભાગી, મરણ તણો ભય મોટોરે;
કાચા કુંભ બરાબર કાયા, જેવો જળ પરપોટોરે. જાણે.
કૌરવ, કંસ, જરાસંધ, રાવણ, દંતવક્ત્ર, શિશુપાલરે;
એહવા ગયા તેની નહીં ગણતી, દેતા સાગર ફાળરે. જાણે.
મણિધરના મુખમાંહે, મીડકી માખ્યને મારેરે;
એહવો આ સંસાર ખેલ છે, વીરલા જ્ઞાન વિચારેરે. જાણે.
જગત જીવ ચતુરાનું ચવણું, કૈં ખાધા ને કૈં ખાશેરે;
પ્રીતમ પ્રભુનું ભજન કરી લે, તે નર નીરભે થાશેરે. જાણે.

# કાળિદાસ.

## સુરનગર પ્રવેશ.

### વલણ.

વળી વળી બોલ્યા તે બ્રહ્મકુમારજી,

લઇ વર વાધ્યો તે અસુર અહંકારજી;
સાંભળ રાજા તે કહું વિસ્તારજી. ૧

ઉથલો.

સાંભળ કહું વિસ્તારજી તેનો, પાંડુ સુત પુણ્યવંત;
પામી વર દાનવ વધ્યો, તે ખ્યાત સુણ મન ખંત. ૨

રાગ ગોડી-ગુજરી.

વર આપી વળ્યા ચતુરાનનજો, પછે ભૂપનું ફૂલ્યું તન મનજો;
પામ્યો વાંચ્છિત વસ્તુ પદારથજો, જાણે મન થયો કૃતારથજો. ૩
આગે દૈત્ય ને વરદાન લીધુંજો, જેમ મેગળને મદ પીધુંજો;
પહેલો બળિયો ને વળિ વર લીધોજો, જેમ પન્નગ પાંખળો કીધોજો. ૪
હતો અસુર અતુલબળ બળિઓજો, વર વાંચ્છિત પામીને વળિઓજો;
આવ્યો અસુર પોતાને મંદિરજો, તિહાં પ્રાક્રમ દીઠું પુરી ઈંદ્રજો. ૫
બાધું નગર કર્યું છે સૂનુંજો, કોઇ ધામ જડે નહીં જૂનુંજો;
દેખી ક્રોધ ચડયો મન માંહેજો, પછે તેડાવ્યા દાનવ ડાહ્યાજો. ૬
દેશદેશના દાનવ બળિયા આવીજો, બેઠા ક્રોધમાં ભ્રકુટી ચડાવીજો;
પ્રજા સઘળીને શિઘ્ર તેડાવીજો, આપ આપને સ્થાનક આવીજો. ૭
બહુ ક્રોડ અસુર થયા ભેળાજો, દૈત્ય જાણે હવે વળી વેળાજો;
દળવાદળ સેના દીસેજો, જુદ્ધ કરવાને મનમાં નહીં હીસેજો. ૮
વાજે દશવીશ ક્રોડ દદામાજો, તે સુરપતિનાં પૂર સામાંજો;
વાજે વાજીંત્રના નિર્ઘોષજો, કાને પડિયું સુણે ન ત્રૈલોકજો. ૯
ઉછાંછળા દૈત્ય આલેખેજો, મદમાતા થઇ મન મહાલેજો;
અળવિતરા અવળા ચાલેજો, જાણી જોઇને ઝઘડો ઘાલેજો. ૧૦
અવળી આળ કરે માંહો માંહેજો, ખેલે ખડ્ગવિદ્યા તે ધાએજો,
અસ્ત્ર શસ્ત્રની વિદ્યા સાંધેજો, એક બીજાને બંધન બાંધેજો. ૧૧
એવું સૈન્ય મળ્યું સર્વ રણજો, બોલે હિરણ્યકશિપુ બહુમાનજો;
મુજ આગળ અમર કોણ માત્રજો, ગજાવિના કીધું છે ગાત્રજો. ૧૨
એમ કહીને મુંછે કર ઘાલ્યો જો, દળ સજ્જ કરી દાનવ ચાલ્યો જો;
આજ સ્વર્ગે જઇ વેર વાળુંજો, મારા હૃદયા તણું દુખ ટાળુંજો. ૧૩
મબે ઈંદ્ર તો માન ઉતારૂંજો, ત્યારે હિરણ્યકશિપુ નામ મારૂંજો;
પછે દળ લઇ દાનવ ધાયોજો, ધરા ધ્રુજીને અંબર સાથે હર્યોજો. ૧૪
દીધો સ્વર્ગ નિકટ જઇ ડેરોજો, મણિસ્ફટિકનો ગઢ ઘેર્યોજો;
ઇંદ્રે જાણ્યું જે દૈત્ય અભંગીજો, વર પામી આવ્યો છે ઉમંગીજો. ૧૫

એ શું જુદ્ધ કીધું નવ જાયજો, વૃથા કરવો તે શાનો ઉપાયજો;
શસ્યા લોક ઉપર કર હણીએજો, દુઃખ પોતે પોતાનું ગણીએજો.૧૬
ક્રોધે કાળી પાણને ડશીએ જો, ભાગે પછે કર ઘશીએ જો;
એમ અમરપતિ મન ધારીજો, નાઠા લઇને પોતાની નારીજો, ૧૭
બીજા દેવતાઓ દોદશ પળિયાજો, તજી ભુવન નૈશિધ ઉચળિયાજો;
ગયા અમર સ્વર્ગથી નાશીજો, જોયું દૈત્યે સ્થળ તે તપાસીજો. ૧૮
છે અસુર પુરીમાં બેઠોજો, સુરસ્વામીને સ્થાનકે બેઠા જો;
આવ્યો હિરણ્યકશિપુ નર ત્યાંહેજો, ચડી બેઠો ઇંદ્રાસન માંહેજો. ૧૯
રાજરંગ ઘણો મન જામ્યોજો, સુરઇંદ્રતણું સુખ પામ્યોજો;
કરજોડીને શીર નમાવીજો, ઘણા દૈત્ય ઉભા નિજ આવીજો. ૨૦
શોભા દાનવ તેજ અપારજો, જાણે દિનકરનો ઝમકારજો;
માથે મુગટ કનકમણિ સોહે જો, તેના ઇંદ્રગુણ છબી લોપેજો. ૨૧
કાને કુંડળ ઉરમણિ માળાજો, તેમ જાણુ અગ્નિની જવાળાજો;
ધરે નવનવા વસ્ત્રો વિભાગીજો, કરે ખડ્ગ ચમર શોહાગીજો. ૨૨
ક્રોધ દ્રષ્ટે જે સામું નિહાળેજો, જોરે હુંકારી લીધ રિદ્ધ સિદ્ધજો;
જોતાં પૃથ્વીમાં પ્રતિબિંબ દીસેજો, જેમ ભાસે તે વદન અરીસેજો. ૨૩
દ્વારે મોતીનાં તોરણ લ્હેકેજો, ચરચ્યાં કુંકૂમ કસ્તુરી બહેકેજો;
ફરતી કલ્પવૃક્ષની વાડીજો, વચ્ચે અગર ચંદનની ઝાડીજો. ૨૪
વીટી વેલ તિહાં બહુ ફુલીજો, રહ્યા કુસુમ મધુ ઝૂલિજો,
તિહાં ગાન્વર્વ અપ્સરા નાચેજો, ઉભા અનેક બંદીજન જાચેજો. ૨૫
દોડે જૂથ દાનવનાં જોમીજો, ભોગવે મોટા ભૂપતની ભોમીજો;
દૈત્ય હિરણ્યકશિપુ હાકેજો, ચૌદ લોક ચડયા છે ચાકેજો. ૨૬
વળી રથ રેવંત ગજ ઝાઝાજો, લાવે લાખો લેણે સર્વે રાજાજો;
પોતપોતાની ભોમીની ભેટજો, ભૂપ આવી પહોંચાડે ઠેઠજો. ૨૭
એને સેનાતણી નહીં સંખ્યા જો, એથી અવનિને આભ તે ચમકયા જો;
એના તનમાં ત્રિગુણ નિરોગી જો, બ્રહ્મા ગુરૂ હરિ શિવ જોગીજો. ૨૮
એમ સંપતિ પામ્યો અસુર જો, તેણે શશિ રવિ જીત્યા સુરજો;
પછે નારદ ઋષિ તેડી રાણીજો, આવ્યા તત્પર તુંબરૂ પાણીજો; ૨૯
કરી પુત્રીને સાસર વાસોજો, સોંપી ભૂપને ટાળ્યો વરાંસોજો;
પ્રેર પ્રીછવી શ્રીઋષિરાયજો, રાજા મનમાં તે હરખ ન માયજો. ૩૦

**પૂર્વછાંયો.**

રાજા મનમાં હરખિયો, પામે પરમ ઉલ્લાસ;

અમરાપુરી પોતેરહ્યા, દેવ રહ્યા વનવાસ. ૩

ઉથલો.

દેવ રહ્યા વનવાસરે, આપતિનું સ્મરણુ કરે;
ગગન થકી વાયક થયું, તે સુરનર શ્રવણે સુણે. ૩
અવતરે છે ઘેર અસુરને, કુંવર ભગત ભગવાન;
તે દુઃખ ટાળે તમતણાં, લેતાં નામ નિશાન. ૪

---

## રાણકદેવીના દુહા.

દુહા.

સ્વામી ઉઠો સેન લઇ, ખડગ ધરો ખેંગાર;
છત્રપતિએ છાઇઓ ગઢ જૂનો ગિરનાર.
ઝાંપો ભાંગ્યો, ભેળ પડી, ઘેર્યો ગઢ ગિરનાર;
દુદો હમીર મારિયો, સોરઠનો શણગાર.

સોરઠા.

તરવરીયા તોખાર હૈયું ન ફાટ્યું હંસલા;
મરતાં રા'ખેંગાર, ગામતરાં ગુજરાતનાં.
રે સાબર શિંગાળ, એકદિ શિંગાળાં હતાં;
મરતાં રા'ખેંગાર ભવનાં, ભીલા થઇ રહ્યાં.

દુહો.

ચંપાતુ કાં મોરીગો, થડગેલું અંગાર;
મોરે કળિયું માણતો, માર્યો રા'ખેંગાર.

સોરઠા.

મરકે ગચ્છ મોર, ગોખ ગરવાને ચઢી;
ઢાળી કાળજ કોર, પિંજર દાઝયો પાણિયે.
ઉંચો ગઢ ગિરનાર, વાદળથી વાતુ કરે;
મરતાં રા'ખેંગાર, રંડાપો રાણકદેવડી.
ગોઝારા ગિરનાર, વળામણુ વેરીને ધિયો;
મરતાં રા'ખેંગાર ખરેડી ખાંગો કાં ન થયો.
મ પડ મારા આધાર, ચોસલાં કોણુ ચઢાવશે
ગયા ચઢાવણુ હાર જીવતાં જાતર આવશે.
ઉતર્યો ગઢ ગિરનાર, તનડું આવ્યું તળાટિયે;

વળતાં બીજીવાર, દામોકુંડ નથી દેખવો.
મારૂ પાટણ દેશ પાણી વિના પૂસ મરે;
સરવો સોરઠ દેશ, સાવજડાં સેજળ પીયે.
ખાળું પાટણદેશ, જ્યાં પટોળાં નીપજે;
સરવો સોરઠદેશ, લાખેણી મળે લોબડી.

દુહો.

વાયે ફરકે મુંછડી, રયણ ઝબુકે દંત;
જુવો પટોળાંવાળિયો, લોબડીવાળો કંત.

સોરઠ.

વાયુ વાય સવાય વાયે વેળુ પરજળે;
ઉભો ત્યાં સિધરાજ સત જોવા સોરઠિયાણીનું.
માણેરા મ તું રોય, મ કર રાતી આંખડી;
કુળમાં લાગે ખોય, મરતાં મા ન સંભારિયે.
પાણીને પડતે, કો'તો કુવા ભરાવિયે;
માણેરો મરતે, શરીરમાં સરણું વહે.
વારૂ શહેર વઢવાણ, ભાગોળે ભોગાવો વહે;
ભોગવતો રાખેંગાર, ભોગવ ભોગાવા ધણી.
વાઢીતો વઢવાણ, વિસારતાં ન વિસરઇ;
સોના સમા પરાણ, ભોગવ તઇ ભોગવઈ,
પાડુ પડખાંમાણ, ખેંગારની ખાધલ નહીં;
મોજડિઆળી મ માર, માણ વેરી વીસલા.

દુહા.

જે સાંચે સોરઠ ઘડયો, ઘડિયો રાખેંગાર;
તે સાંચો ભાગી પડયો, જાતો રહ્યો લુહાર.
પ્રથમજ પોળે પેસતાં, થયો ઠપકો ને ઠેશ.
રંડાપો રાણકદેવને (કે) સુનો સોરઠ દેશ.

( મ૦ બા. )



# લજ્જારામ.

## પાંડવોનો વિરાટવાસ.

### ઢાળ.

વૈશંપાયન એણી પેર બોલ્યા, સુણ જનમેજય રાય;
વિસ્તારી તુજને સંભળાવું, ભારતનો મહિમાય.
અર્જુન વાણી બોલિયા, સાંભળો ધર્મકુમાર;
તમેજ કહો કેમ છાના રહેશો, ત્રણ લોક મોઝાર.
દેશ દેશના રાજા આવી, નમે તમારે પાય;
તમે કોઇને નવ નમો, અનમ્ર તમારી કાય.
ધર્મ વાણી એણી પેર બોલ્યા, સાંભળિયે અર્જુન;
મેં મારિ જે વાત વિચારી, તમને કહું વચન.
બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્યવર્ણને, ઉપવિતનો અધિકાર;
બ્રાહ્મણ વેશ ધરીને રહીશું, રાજસભા મોઝાર.
સર્વ લોક તે મુજને નમશે, દઉ સઉને આશીશ;
મુજ શિર અવરને નહિ નમે, મેં પૂજ્યા શ્રીજગદીશ.
કંક નામ પ્રસિદ્ધ હું કહાવું, રાયતણું મન રંજુ;
મનગમતી ત્યાં કરૂં વારતા, સભારાડ હું ભંજુ.
એણી પેરે હું દિવસ નિર્ગમું, તારૂં દુઃખ અર્જુન;
રથે બેસારી લાડ લડાવ્યાં, સારથી દેવકી તન.
શીશ નથી નામ્યું તેં કોઇને, એક વિના ભગવંત;
પરાધીન થઇ પેટજ ભરવું, એ દુઃખ નાવ્યો અંત.
વચન સુણી વડવીર તણાંરે, કહે અર્જુન સત્ય વાણી;
ધર્મધુરંધર દુઃખ ન આણો, સમર્થ પ્રભુને જાણી.
વર્ષ એક ત્યાં બ્યંડળ થાશું, સંગિત વિદ્યા જાણું;
વૈરાટરાયની પુત્રી ભણાવું, વિદ્યા સર્વ વખાણું.
ભીમ અર્જુન મળીને બેઠા, બોલ્યા માંહોમાંહી;
બહુ આહારી છે ભીમ મહા ભડ, કહો તો રહેશે કયાંહી.
અટક બોલો કયાંઇ ગમે નહિ, સાંખે નહિ એક બોલ;
પરાધીન થઇ પેટજ ભરવું, નહિ બળ બુદ્ધિ તોલ.

વાત કરે ને સામું જુએ, વૃકોદર રહ્યો વિચારી;
આગળ આવીને બોલ્યો, શિ વાત કરો છો મારી.
બહુ આહારી જે કહોછો મુજને, તે મનમાં નવ ધરશો;
સુખે દહાડા નિર્ગમું, ચિંતા કોઇ ન કરશો.
પ્રભુયે જ્યારે વેલા પાડી, સઘળું કયાંથી સુખ;
દુર્યોધને પુંઠ ન મેલી તો અર્દ્ધી વેઠશ ભુખ.
વૈરાટ રાયનો થાઉં રસોઇયો, અન્ન સર્વ ત્યાં રાંધું;
સઊને જમતાં શેષ રહે, તે, તે અન્ન જમું હું બાધું.
એ રીતે હું દિવસ નિર્ગમું, ચિંતાતુર ન થાશો;
ઘડો ઘડાનો ઠામજ કરશે, પેટ ભર્યે શો સાંસો;
ભીમભડ કહી રહ્યા સાંસતા, તવ પુછ્યા સહદેવ;
તમે કહો કેમ છાના રહેશો, પરઘેર કરવી સેવ.
વણ પુછે કોઇને નવ કહેવું, એહ લોક શું જાણે;
માગ્યા પાખી માત ન પીરસે, તમ દુઃખ કો ઉર આણે.
વિમાસીને કહો ગતિ મનની, પરાધીન થઇ રહેવું;
ભુખ તરશ ને સુખ દુઃખ સહેવું, વચન કવચન વહેવું;
એવાં વચન સુણીને બોલ્યા, સહદેવ તેણીવાર;
જે રીતે જગદીશ રાખશે, વિશ્વતણો આધાર.
એક અમો મન વાત વિમાશી, તે તમ આગળ કહિયે;
જે રીતે સુખે દિન લઇયે, ચરણ તમારે રહિયે.
વણ પુછે ઉત્તર નવ દેવો, તે એહજ કામ કરીશું;
જોશ વિચારૂં ગોધન ચારૂં, એમજ પેટ ભરીશું.
વંધ્યાપ્રસવ વૃષભચિન્હ જાણું, વણ માગે વૃત્તિ આપે;
કહીશ ગોપ હું પાંડવ કેરો, ગોપાલક કરી થાપે.
સહદેવ કહીને રહ્યા સાંસતા, કહો નિકુળ શી પેર;
ગતિ તમારી કોઇ નવ જાણે, જઇ રહેવું પરઘેર.
પર ભૂમિ પર ભૂપતિ આગળ, પરઅમતુંજ કહેવું;
પર ઓશિયાળે પેટજ ભરવું, પરને દિલ ન દેવું.
વિનય વચન સુણીને બોલ્યો, નિકુળ વચન મહાશૂર;
શામાટે દુઃખ મારૂં આણો, તજું કઠણ ગતિ ક્રૂર.
મન શુદ્ધેથી સેવા કરશું, જેવી તમને ગમશે;
તમે જાણો સદા સુખી તન, એવડું દુખ કયમ ખમશે.

વિકટ અશ્વ હું કરૂં પાધરા, ખરા ખેલવી જાણું;
અશ્વશાસ્ત્ર આવડે છે મુજને, હું શું આપ વખાણું.
તુરીતણા જે સકળ રોગ છે, ઔાષધ એનાં કરશું;
વૈરાટરાયના ઘોડા ફેરવું, એણી પેરે પેટ ભરશું.
એવું કાજ કરીશું ભાઇ, જેમ કાઇ નવ જાણે;
દૈવતણી તો ગતિ કઠણ છે, દૈવ દયા નવ આણે.
સમાધાન સંતોખ્ખી બેઠા, નિકુળ તેણી વાર;
ધર્મતણું મન વિસ્મય પામ્યું, ઉપન્યો વળી વિચાર.
દ્રૌપદીને દેખીને રાજા, આણે આંસુપાત;
ઘડા જેવડું માણેક માનની, કયમ રહે છાની જાત.
પુરૂષ તણી સઉ વાત પાધરી, જયમ ત્યમ કરી નિર્વહેશે;
પરભૂ પતિવશ પડી પ્રેમદા, કેઇ પેરે દિન લેશે.
અમો અણછતા અળગા રહીશું, નહિ બોલાયે વાણ;
કંદર્પ કોટી કળા કામની, મુખ શોભા શશિ ભાણ.
તે દુ:ખમાંહે વળી દુ:ખ મોટું, છાનિ કેમ રહેશે;
સુજે તેમ કહે લોક બહિરમુખ, કપટ બોલ કેમ સહેશે.
એવું જાણી દુ:ખજ આણિ, મુકયો મુખ નિશ્વાસ;
નયણે ધારા નિરખી રાણી, આવ્યાં રાયની પાસ.
કર સંપુટ કરી ઉભી નારી, કેમ થયા ઉદાસ;
દાસીરૂપ થઇને રહેશું સૈરંધ્રી મુજ નામ.
રાણીને શણગાર પહેરાવું, કરૂં એટલું કામ;
એવું સુણીને પાંચે ઉઠયા, પાંડુ તણા કુમાર;
શબ આકારે શમિયે બાંધ્યાં, આયુધ તેની વાર;
કેડા મોરે ચાલી આવ્યાં, પુર વૈરાટ મોઝાર;
અછતા થઇને ત્યાં રહ્યાં, તેનો કોઇ ન જાણે પાર.

**સાખી.**

જે યુધિષ્ઠિર યજ્ઞ કરી, દિધાં કનકનાં દાન;
બ્રાહ્મણ થઇ આશિશ દે, રૂઠયા જ્યારે ભગવાન.
નિકુળ ઘોડા ફેરવે, સહદેવ ચારે ગાય;
ભીમ ઉદરને કારણે, રહ્યો રસોડા માંય.
ચંદ્ર સૂર્યને વશ કરે, નામ જેનું પાંચાળી;
દાસી થઇ દિન નિર્ગમે, વેળાયે હદ વાળી.

સકળ છત્રપતિ વશ કર્યાં, જીત્યો જરાસંધ રાય;
નર મીટી નારી થયો, કર્મગતિ કહેવાય.
સુખ કેડે દુ:ખ પામિયે, દુ:ખ કેડે સુખ હોય;
સરખા દિન આવે નહિ, વૃક્ષ છાંય સમ જોય.

# લાલજી.

## બાળ લીલા.

### ઢાળ.

ગણપતિ ગુણને વર્ણવું, ગોવિંદના ગુણ પરણમું;
ચરણ નમીને ગાઉંરે, નરોહર ગુણ કેતાજી.

### ગરબો.

ગુણ કેતાં ગોવિંદજી કેરા, કવિતા કઇ પેરે ગાઉં?
ગોવિંદ ગોકુલ ગરબે રમીયા, તે રીતે હું ગાઉં.
આસો સુદ નવરાત્રી પડવે, ઘેર ઘેર ગરબા હાર;
આભૂષણ વસ્ત્ર ધરીને રમવા, ટોળે મળી વ્રજનાર.
મુગ્ધા, બાળા, પ્રૌઢા પનોતી, પદ્મિની મુખ સુગંધ;
અંગે મૃગમદ કરે વાસના, પગલે કુમકુમ બંધ.
ચિત્રાંગી ચંચલ ગતિ ચાલે, બોલે મધુરી વાણી;
લક્ષણ બત્રીશે પૂરી લલના વેદે તે વખાણી.
શ્યામા નવોઢા ચતુરી નારી બહુ ગુણવંતી ગોરી;
નેહ ભરી શું નંદકુંવરને, નાગર નવલ કિશોરી.
સૌએ મળીને કહે સુણોને માતા, ઘેર ઘેર ગરબા ગાશું;
શણગારો તમે શ્યામ સુંદરને રમવા તેડી જાશું.
જશોદા કહે મારો બીએ બાળુડો, રમે જોગણી રાત;
નોતરડાંમાં બાઈ કેમ ધીરૂં? આહીરડાંની જાત,
સૌએ મળીને કહે સુણોને માતા, અમે કયમ અળગા કરશું?
પ્રાણજીવન અમને અતિ વ્હાલા, હૈયે હેતે ધરશું.
જશોદાજી કહે નંદજી પ્રત્યે, કાન કરે છે આડો;
ગરબે જાય ગોરણીયું સાથે તમે ન કરશો ત્રાડો.

મોહન કે' માતાજી મારો ગરબડીઓ તો લાવો;
સુંદર સુંદર વસ્ત્રાભૂષણ અમને સરસ સજાવો.
એમ કહેવાથી કાનકુંવરને ભૂષણ વસ્ત્ર પહેરાવ્યાં;
સોના ગરબો દીવો પ્રકટી મંદિરમાંથી લાવ્યાં.

માથે ગરબો ધર્યો ને મોહન ડગમગ ડગમગ ચાલે;
માતા કે'મા ખમા ખમા ગોરણીયું ગરબો ઝાલે.
મોહન કે' માતાજી રહોને હવે હું રમવા જાઉં;
વાંકો ચૂંકો નથી જુઓ, તમે સારી પેઠે થાઉં.
વા'લા પુત્ર તમે વે'લા વળો, કહી હર્ષે આંસુ ઢાળે;
પરત્તરીયા પ્રભુ પ્રકટ થયા, ને ચંચળ ગતિએ ચાલે.

ચતુરા નારી ચોક ગઈને રસભર રમવા લાગી;
મોહનજી ત્યાં મધ્ય રહ્યા ને ગગન મંડળ રહ્યું ગાજી.
સુરલોકમાં શ્રવણ થયું ને મા'વે માયા માંડી;
ઝળહળ નારી રૂપ પ્રકાસ્યું, પુરૂષપણાને છાંડી.
અતિ શોભે સ્યામાનું મુખડું, કોટિક ચંદ્ર પ્રકાશ;
આવ્યા તાંડવ નૃત્ય નિરખવા, અમરલોક આકાશ.

મુખ જોઇ માનવીએ મૂકયો રૂપ તણો અહંકાર,
મહા મનોહર અદ્દભુત આ કોઇ સકળ લોકનું સાર.
મહામાનિની રૂપ જોઇ જોઇ, અતિશય આનંદ પાંમી;
બાલ વૃદ્ધ ગોકળીયું આવ્યું, ચરણે મસ્તક નામી.
ધન્ય ભાગ અહીં એમ કહીને આશિષો બહુ દીધી;
તત્ક્ષણ રમવા ગોપવધૂએ ગાગરીઓ કર લીધી.
ગગન મધ્ય ગરબાનું કૌતુક સૌ સુરલોકે દીઠું,
કરે તે પુષ્પતણી અતિવૃષ્ટિ કે' ગોકળીયું મીઠું.
વૈકુંઠથી વ્રજનાર વિશેષે એમ કહે સુરનારી;
નંદજી અદકો નેહ ધરે ત્યાં નૃત્ય રમે ગિરધારી.
બ્રહ્મ તાળ ને દીપક ચંપક તાળીને ત્રિવેદ;
સુગાનપત્ની સામ ગાનના નવલા નવલા ભેદ.
કોઇ કે' જાણ કરો જશોદાને, જુએ તે જળહળરૂપ;
નંદજી અદકો નેહ ધરે ત્યાં ભૂતળ ભૂલ્યા ભૂપ.
એમ કહ્યું ત્યાં નંદ જશોદા આવ્યાં તે તત્કાળ;

મહા ભીડ મંડાણી એની કયાં છે મારૂં બાળ.
માળણીઓ ત્યાં કંઠ ધરાવે ઘણીકપુષ્પની માળ;
દીઠું રૂપ માતાએ મંગાવ્યો મુક્તાફળનો થાળ.
મોતીડે વધાવી હરિનાં, આલિંગન ત્યાં લીધાં;
નાનું રૂપ થયા નરહરજી, સોનાં કારજ કીધાં.
ધન્ય ધન્યરે ગોકુલ વ્રજ વનિતા, ધન્ય ધન્ય નંદજી તાત;
જગજીવન જેની કૂખે જન્મ્યા, ધન્ય જશોદા માત.
ધન્ય ધન્ય હરજી સંગે રમીયા, ગોપ ગોપાળાં હેડી;
માતા મોહનલાલજીને તરત ગયાં ઘેર તેડી.
મોહન કે' માનનીયું સુણો સરસપણે કહું વાત;
હવે હું તમને રાસ રમાડીશ શરદ પુનમની રાત.
મોહનનો જે ગરબો ગાશે, સાંભળશે નરનારી;
જે કોઇ ગાશે પ્રેમ ધરી તેને સુખી કરે મોરારી.
નવેનિધિ ને અષ્ટમા'સિદ્ધિ, તે ઘેર રહેશે દાસી;
દુષ્ટકર્મ ને પાપ સમૂળાં, ક્ષણમાં જાશે નાસી.
અહિચ્છત્રની ઉજળી ન્નાતે લીધો છે અવતાર;
શુક્લ લાલજી કહે શામળા કરો અમારી સાર.

---

# કવિ દલપતરામ.

---

## તું તારૂં સંભાળ.

### દોહરા.

પોતાનું ઘર પરજળે તે તો પીડા ટાળ;
પરની તારે શી પડી તું તારૂં સંભાળ.
વખત જશે વહી વાતમાં, કાળ ઝડપશે કાલ;
ચતુર હોય તો ચેતીને, તું તારૂં સંભાળ.
જળ લઈ જોઇએ તેટલું, ગરણું લઇને ગાળ;
નદી તળાવ ગળાય નહીં, તું તારૂં સંભાળ.
તુજ ઘર પર પાણી પડે પરઠવ ત્યાં પરનાળ;
નભ સઘળું ઢંકાય નહીં તું તારૂં સંભાળ.

પગે પગરખાં પહેરીને, તાપ તપે તો ચાલ.
મેદનિ બધી મઢાય નહી, તું તારૂં સંભાળ.
પેખી જો તુજ પગવિષે, ઝાઝી લાગી ઝાળ;
શું બીજાને શીર જુએ, તું તારૂં સંભાળ.
જળાય પાપ ન જગતનું, તારૂં પાપ પ્રજાળ;
બીજાને પછી બોધકર, તું તારૂં સંભાળ.
પ્રથમ પેખ ઘર ને પછી જો આકાશ પાતાળ;
પાર ન આવે પરતણો, તું તારૂં સંભાળ.
કર તું તારા બાગને, પાણી પહેલી પાળ;
કરશે તો કરશે બીજા, તું તારૂં સંભાળ.
પેખી ચલગત પારકી, અમથો અંતર બાળ;
કરશે તે ફળ પામશે, તું તારૂં સંભાળ.
પાપ ન પેખીશ પારકું નિજ ગુણ દોષ નિહાળ,
દુનિયામાં દલપત કહે તું તારૂં સંભાળ.
સમજુ સમજેલા સદા, અણસમજુને અબોગ્ય;
શિક્ષક શિખામણ લહે, જાણી નિજમન જોગ્ય.

---

## અયોગ્ય ન કરવા વિષે.

### સોરઠા.

ઉચ્ચરીયે ઉચ્ચાર પ્યાર વધે જેથી પુરો;
ભુંડાપે ભંડાર ભરવાથી મરવું ભલું.
તજિ નિજ દેશ તમામ, નામ ન જાણે ત્યાં જવું;
કુળ લાજે તે કામ કરવાથી મરવું ભલું.
વનમાં કરી વિશ્રામ દિન નિરગમિયે દોયલા;
ઠગ જન જ્યાં તે ઠામ ઠરવાથી મરવું ભલું.
જીવ જવાનો જેમ દરિયામાં ડુબે તરે;
તો તે જળમાં તેમ, તરવાથી મરવું ભલું.
સજ્જનનો સજી સંગ, સદ્‌ગુણ સજીએ સર્વદા;
ધુતારાનો ઢંગ ધરવાથી, મરવું ભલું.
લાયક નગણે લોક તો જીવતર તેનું કશું.
ફુલી થઇને ફોક, ફરવાથી મરવું ભલું.

થાય નાશ કે ક્ષેમ, ધીરજ ધરીયે ધર્મથી;
હેતુ જનનું હેમ હરવાથી મરવું ભલું.
ઘણી કુટુંબી ઘેર, રિધિ દેખી રાચવું;
ઉલટું આંખે ઝેર, ઝરવાથી મરવું ભલું.
અણુબનતી ત્યાં આપ, વાસ કરી વસીયે નહીં;
સદા ઉઠી સંતાપ, સ્મરવાથી મરવું ભલું.
સજવો નહીં સંગ્રામ, સજવો તો સજવા પછી;
દિલમાં દલપતરામ, ડરવાથી મરવું ભલું.

---

## પાણી પહેલી ચણીયે પાળ.

### ચોપાઈ.

કરીએ દિવસે એવું કામ રાતે રહીયે કરી વિરામ;
સાલે નહી અંતરમાં સાલ, પાણી પહેલી ચણીયે પાળ.
જોબનમાં રાખીને જોર, કરીએ ઉદ્યમનાં અંકોર;
હોય ન વૃદ્ધપણે બેહાલ, પાણી પહેલી ચણીયે પાળ.
જીવ શરીરનો થતાં જોગ, એવો કરી લૈએ ઉદ્યોગ;
સ્વર્ગ વિષે સુખ મળે વિશાળ, પાણી પહેલી ચણીયે પાળ.
ઉનાળે શિયાળે એમ, તેવો ઉદ્યમ કરીએ તેમ;
વસિયે સુખમાં વર્ષાકાળ, પાણી પહેલી ચણીયે પાલ.
લાગે જ્યારે ઘરમાં લાય, ખોદે કુવો નહીં ખોદાય;
સદા પ્રથમ કરીએ સંભાળ, પાણી પહેલી ચણીયે પાળ.
ચોમાસે પાસેને દૂર, પ્રવાહ પાણી ચાલે પૂર;
તે ટાણે ખોદાય ન ખાળ, પાણી પહેલી ચણીયે પાળ.
શિયાળે રજનીને અંત, ટાઢ પડે તે તો અત્યંત;
તે વખતે ન વણાયે શાલ, પાણી પહેલી ચણીયે પાળ.
ઉનાળે વનમાં આથડે, પછી પૂરો તડકો ત્યાં પડે;
ત્યાં મળે છત્રીનો તાલ, પાણી પહેલી ચણીયે પાળ.
આમ કર્યાથી થાશે આમ, એમ વિચારી કરીયે કામ;
એકે તરફ ન આવે આળ, પાણી પહેલી ચણીયે પાળ.
અવસર ચૂકયો આવે નહીં, વેળાનાં ફળ મળવાં કહીં;
ફેર રતે ફાલે નહીં ફાલ, પાણી પહેલી ચણીયે પાળ.

રગરગમાં ફેલાણો રોગ, જાય નહીં ઓસડ સંજોગ;
કરીયે આગળથીજ નિકાલ, પાણી પહેલી ચણીયે પાળ.
પછી થશે કેવો પરિણામ, દિલમાં દેખી દલપતરામ.
ગતિ કરીએ તો નાવે ગાળ, પાણી પહેલી ચણીયે પાળ.

---

## પરોપકાર.

---

### દોહરા અને ભુજંગી.

રાખી દયા હૃદય વિષે, કરો લોક ઉપકાર;
ઉત્તમ કારજ એજ છે, સર્વ ધર્મનો સાર.
બધા ધર્મનો સારમાં સાર એ છે,
કથા વારતા ગ્રંથકારો કહે છે;
શિખી સાંભળીને જુઓ શબ્દ સાંખી,
બનો ઉપકારી દયા દીલ રાખી.
સર્વે લોકો છે સગા પિતા એકનું પેટ;
એ સહુમાંથી એક પણ નથી પરાયો નેટ.
પરાયો નથી નેટ એ મધ્ય એકે,
વડી બુદ્ધિ લાવી વિચારો વિવેકે;
ગયું જ્ઞાનનું ભાન અત્યંત ગર્વે,
સગાઇ જુનીથી ગયા લોક સર્વે.
પ્રીતિજેવી પુત્ર પર, ભ્રાત ઉપર જે ભાવ;
સ્નેહ તેહવો સર્વપર, ઠરવા કરો ઠરાવ.
ઠરાવો સદા સ્નેહ સૌ લોક સાથે,
મયા રાખજો માનવી ગાત્ર માથે;
રૂડી જાણજો અંતરે એ જ રીતી,
પુરી રાખજો પુત્રની તુલ્ય પ્રીતિ.
પામે પીડા પુત્ર તો, તાત ધરે સંતાપ;
પિતા અધિક પસ્તાય જો, પુત્ર કરે બહુ પાપ.
બહુ પાપ જો આદરે પુત્ર પાપી.
તજી દે નહીં તાત તેને તથાપિ;
રૂડું એહનું ઇચ્છશે સર્વ ઠામે,
પિતા શોચશે જો પિડા પુત્ર પામે.

એજ રીતે જન અખિલનું, ઇચ્છો રૂડું આપ:
તરત કરો જયમ તેહના, સર્વ ટળે સંતાપ.
ટળે સર્વ સંતાપ સર્વે પ્રજાના,
મહા વૈભવો ભોગવે તે મજાના;
સદા કાળ શોભે સમૃદ્ધિ સહી તે,
રૂડું અંતરે ઇચ્છજો એજ રીતે.
દુઃખ દેખી દીલધરી દયા, દેવું સુખનું દાન;
તન મન ધન તે કારણે, કરો સકલ કુરબાન.
કરો સર્વ કુર્બાન ને કષ્ટ કાપો,
નિરાશ્રિતને આશરો નિત્ય આપો;
રૂડા જન્મનો સારમાં સાર લેખી;
દયા રાખજો દીલમાં દુઃખી દેખી.
આપ વિચારો આપનું, દેહતણું જે દુઃખ;
સમજો તેવું સર્વને, દેહ દુઃખ કે સુખ.
અરે દુઃખ કે સુખ સર્વેનું એવું,
લગારે નહીં ન્યૂન ધારીજ લેવું;
તથા ચિત્ત ચાતુરી ધિક્કાર વ્યાપે,
વિચારી જુઓ આપનું ચિત્ત આપે.
સદા સર્વને માન દ્યો, કદિ ન કરો અપમાન;
આપે જે અપમાન નર, નકી એજ નાદાન.
નકી એજ નાદાનની જાત નીચી,
મુખે બોલશે બોલ જે આંખ મીચી;
નહીં લાયકી એ થકી લેખી લેજો,
સદા સર્વને આપ સન્માન દેજો.
જુઓ સર્વ સૃષ્ટિવિષે નજર કરીને નિત્ય,
મનુષ્ય પર મહારાજની, સૌથી પુરી પ્રીત.
પુરી પ્રીત સૌથી મનુષ્યોજ પામ્યાં,
જુઓ જે થકી જુક્તિએ ખૂબ જામ્યાં;
દયાવંત તે ઉપરે દેવ દૃષ્ટિ,
તપાસી તમે તો જુઓ સર્વ સૃષ્ટિ.
તે માટે સજ્જન તમે જન પર પૂરણ પ્યાર;
રાખો તો પ્રભુ રીઝશે, કૃપાસિંધુ કર્તાર.

કૃપાસિંધુ કર્તાર ભર્તાર રીઝે,
નહીં તો ખરેખાત તે ખુબ ખીજે;
કહું છું કથા તે વૃથા જાય વાટે,
સુણો સજ્જનો સૌ તમો તેજ માટે.
તમો પ્રીત તે ઉપરે, રાખો રૂડી રીત;
તો તે જન તમ ઉપરે પુરી રાખશે પ્રીત.
પુરી રાખશે પ્રીત તે રીત રૂડી;
કશી એ વિષે વાત એકે ન કુડી,
ચતુરાઇથી પ્રીતનો સ્વાદ ચાખો;
તમે પ્રીત તે ઉપરે રોજ રાખો.
ઇચ્છે ભુંડું આપણું, કદિ અજ્ઞાની કોઇ;
તો પણ તે જનનું તમે, જરૂર રીઝો સુખ જોઇ.
રીઝો સુખ જોઇ તથા તોય તેનું,
કદિ ઇચ્છશો માં દિસે કષ્ટ કેનું;
પુરા હોય તે તો નકી એમ પ્રીછે,
ભલે કોઇ જો આપણું ભુંડુ ઇચ્છે.
સુખ પામે સઘળી પ્રજા ઓ ઇશ્વર એ આપ;
હેતૂ કે શત્રુ હજો પણ થાજો નિષ્પાપ.
થજો સર્વ નિષ્પાપ સત્કર્મ પામી;
કશી વાત કેરી રહેશો ન ખામી;
રૂદેની રૂચી બોલી દલપત્તરામે;
પ્રજા સર્વ સારી રીતે સુખ પામે.

---

## સૂર્યાસ્ત.

### ઉપજાતિ.

જુઓ જુઓ આ રવિ દિવ્ય કાય, ભુમિ ભણી તે નમતો જણાય;
જાણે ચડેલો અમરાપુરીમાં, પતંગ દીસે પડતો મહીમાં.
અરે જુઓ વિશ્વ અનુભવીને, પૂજે જનો સૌ ઉગતા રવિને;
આવી પડે અસ્ત થવાનું જ્યારે, કોઇ ન છાંટે લઇ કંકુ ત્યારે.
દિનેશ ડુબ્યો પ્રતિબિંબ દિસે, આશ્ચર્ય જોતાં ઉપજે અતિશે;
જાણે રિપુને છળવા વિચાર્યું, ભાનૂ ભૂપે કૃત્રિમ રૂપ ધાર્યું.

પછી થયું તે પ્રતિબિંબ અસ્ત, જાણે રવિ સૈન્ય ગયું સમસ્ત;
તથાપિ તેનાં કિરણો પ્રકાશે, પ્રતાપિનો જેમ પ્રતાપ ભાસે.
ઉદે થઇને રવિ અસ્ત થાય, આયુષ આ વિશ્વતણું હરાય;
એ જેમ ભૂપાળનું રાજ્ય ભાગે, પ્રજાજનોને નુકસાન લાગે.
આદિત્યને આભ જણાય રાતો, જોતાં દિસે જ્યાં રવિ અસ્ત થાતો;
સંગ્રામભૂમિ રૂધિરેથી રાતી, તે હોય શું રાજ્ય જતાં જણાતી.
અસ્તાચળે રંગ જણાય રાતો, એનું હશે કારણ એક કાંતો.
સાંધો નિશા વાસરનો કરાવા, તાપે ધરેલી થિગડી તપાવા.
રવિકને વૃશ્ચિક રાશી આવી, તથાપિ તે મસ્તક લે ઠરાવી;
જનોક્તિને કોણ જુઠી કરાવે, અનેક દુઃખો દુઃખ મધ્ય આવે.
ઉદ્યોગીએ ઉદ્યમ છોડી દીધા, પ્રવાસિયોએ પણ વાસ કીધા;
જો યંત્રનું એન્જીન શાંત થાય, તો જેમ ચક્રો સ્થિર થંભી જાય.
ન્યાયાધીશે ન્યાય સભા ઉઠાવી, કરે ન કોઈ ફરિયાદી આવી;
તે જેમ લોકો લડીને મરાય, કુરાજ્યમાં કોઇ કરે ન ન્યાય.
આવી ઉડીને મળી પંખી ટોળે, ઝાડે બિરાજી બહુ શબ્દ બોલે;
જાણે મળી ફોજ ઉપાય ધારે, વિચાર સૌ અંતરના ઉચારે.
સંધ્યા તણાં વંદન વિપ્ર ભાખે, આકાશમાં અંજળી નીર નાંખે;
જાણે પિતા સદ્ગતિ સંચરે છે, ગંગાજળીયો પ્રિય પુત્ર દે છે.
પઢે નિમાજો જન જે નિમાજી, કરી બતાવે રૂઢિ જેમ કાજી;
રવિ હશે કયાં ઉર એમ ભારે, ઊંચા નીચા થઇ સ્થળ તે તપાસે.

---

## સંપ.

---

સંપ વિના ગોલોક શોક રાધા વીરજાનો,
સંપ વિના સંતાપ રૂકમણી સતભામાનો;
સંપ વિના શ્રીરામ વસ્યા સીતા લઇ વનમાં,
સંપ વિના મૃગ મારિ, ખોઇ સીતા ખળ જનમાં.
મહા સમર્થ તે પણ સંપ વિણ, લહે દુઃખ લક્ષ્મીપતિ;
એવાંને આંસુ આવીયાં, કહો મનુષની કુણ ગતી ?
કૌશલદેશનરેશ, જગત દશરથને જાણે,
સહિત રામ સુત ચાર, વડા કવિ વિવિધ વખાણે;

લક્ષ્મી મળી અલક્ષ, ભલા જન કીરતી ભાખે,
કૈકૈ ને કૌશલ્યા રાણિયો, સંપ ન રાખે;
નૃપ મોત વિના મૃત્યુક થયું, સંપ વિના સુત વન ગયા;
વળિ જગતમાં જુઓ વિચારીને, સંપ તજી સુખિ કો થયા ?
કિષ્કિંધાપુરિભૂપ, વાળિ સુગ્રિવ બે વાનર;
સેવ્યો જ્યાં લગિ સંપ, સુખ પામ્યા ન સ્વતંતર.
કાપિ સંપનું નાક, તજ્યો સુગ્રિવને જ્યારે;
સખ્યું સ્વતંત્ર રાજ, વાળિ સુખિ વસિયો તારે.
સુગ્રિવ વાળિને મારિ વળિ, નિષકંટક સુખ અનુસરે;
નર રહે પદવિ પૃથ્વીનાથની સંપ રાખિને શું કરે ?
જે લંકાપુરિનાથ, રાય રાવણ જગ જાણે;
કુંભકરણ બડભ્રાત, વિભીષણ બીજો વખાણે.
સેવ્યો એકે સંપ, મુઓ તે રાવણ સાથે;
તજ્યો વિભીષણ સંપ, છત્ર માંડયું નિજ માથે,
જે તજે સંપ તે નૃપ બને, ન તજે નોકર થઇ ફરે;
નર રહે પદવિ પૃથ્વીનાથની, સંપ રાખીને શું કરે ?

### દોહરા.

સ્વાદ હશે જો સંપમાં, હરડે જેવી હોય;
કરશે ગુણ કોઇ અવસરે, કહે તુરત નહિં કોય.
ધનનો સ્વાદ સરસ ઘણો, સાકરને અનુસાર;
મીઠી લાગે મૂખમાં, લઇ ચાખતાં લગાર.
સંપ કહે સાકર વિષે, કુસંપ ગંધકતેલ;
ભળવાં કાળો કોયલો, નિરખ્યો નકી બનેલ.

### છપ્પા.

દિલ્લી આદિક દેશ, થયા જગમાં નૃપ જે જે;
સેવ્યો નહીં જો સંપ, મુઆ વણ મોતે તે તે.
કોઇને કુંવરે હણ્યો, હણ્યો કોઇને નિજ ભ્રાતે;
કોઇ પ્રધાને હણ્યો, હણ્યો કોઇને પિતુ માતે.
શુભ રીતે સંપ ન સેવતાં, રાજા રંક પિડાય છે;
ધનથી સુખ કો નથી ધારતું, સંપથકી સુખ થાય છે.

### દોહરો

નારદને પર્વત ઋષિ, મતિવંતા બે મિત્ર;
કન્યા કાજ કુસંપથી, આપ થયા અપવિત્ર.
થતાં સ્વયંવર સાંભળી, ઉર ધરીને અભિલાષ;
એક બીજાથી અણછતાં, પહોંચ્યા વિષ્ણુ પાસ.
જે નારદ જગદીશને, ભણે સુણો જગભૂપ;
સમે સ્વયંવરને વધે, રૂડું મારૂં રૂપ.
પર્વત ઋષિનું ત્યાં પ્રકટ, મુખ મર્કટનું થાય;
વનિતા તેને નવ વરે, પર્વત પાછો જાય.
તથાસ્તુ બોલ્યા ત્યાં હરિ, નારદ ગયા તૃલોક;
પર્વત ઋષિ આવ્યા પછી ફજેત થાવા ફોક.
કર જોડી હરિને કહે દો મુજને વરદાન.
કાયાની કાંતિ વધે, સૂરજ કોટિ સમાન.
નારદનું તો ત્યાં નકી, મર્કટ સમ મુખ થાય;
તથાસ્તુ બોલ્યા તે સુણી, રાજી થયા મુનિરાય.
મંડપમાં મુની બે ગયા, સંપ તજી ચહિ સૂખ;
સુંદર રૂપ શરીરનાં, મર્કટ જેવાં મૂખ.
ભય પામી બહુ ભાળતાં, કન્યા તો તે કાળ;
પાછી નાઠી પલ્લવી, વદન દેખી વિકરાળ.
તે તો ત્રીજાને વરી, રૂષિ બે ગયા નિરાશ;
કુસંપ કીધે નવ સરી, એકે જણની આશ.
એમજ જન આ દેશના, ગુણ પોતાના ગાય;
અવગુણ અન્યો અન્ય કહિ, બે મર્કટ મુખ થાય.

### ચોપાઈ.

નિર્ધન એક હતો નર નિત્ય, વન વિચર્યો સુત નારિ સહીત;
ધરિ તપ બેઠાં રાખી ધ્યાન, દેવે પછી દીધાં વરદાન.
ઉમ્મર માંહી એકેકીજ વાર, ઇચ્છા ધરી કરજો ઉચ્ચાર;
ઇચ્છાપૂરણ કરીશ એજ, અધિક ન આપું કશો અવેજ.
પ્રસન્ન થઇ પાછાં જ્યાં જાય, રસ્તામાં દીઠા કોઇ રાય;
તેની રાણી થવા તનખેવ, દિલમાં સ્ત્રીયે સમર્યા દેવ.
રમા બરોબર પ્રગટયું રૂપ, ભાળીને લોભાણો ભૂપ;

બ્રહ્માએ મનમાં ક્રોધ જ ધર્યો, ઇચ્છા કરી એવું ઉચર્યો.
રંડા રીંછડિ રૂપે થાય, તત ક્ષણ તેમ થયું પળમાંય;
પછિ રહિ પુત્ર પતિની પાસ, અંતરમાં ત્રણ થયાં ઉદાસ.
પછિ કીધી પુત્રે ઇચ્છાય, પ્રથમ હતી તેવી તે થાય;
સંપૂરણ કદિ દેવ પ્રસન્ન, સંપ વિના નહી સુખ સંપન્ન.
વળિ કહું વાત અલૌકિક એક, સાંભળી કરજો શેઠ વિવેક;
જાદવ એક ગયો શિવ પાસ, પ્રીતે પૂજ્યા શ્રાવણ માસ.
દેવ કહે માગો વરદાન, બ્રાહ્મણ બોલ્યો ધરીને ધ્યાન;
જે ટાણે હું ચિંતવું જેહ, તુરત મળે મુજ વસ્તુ તેહ.
ત્રિનયન કહે જા તેમ થાય, ઘણો હરખિ નૃપ ઘર ભણી જાય
સ્મરતાં વસ્તુ વડે સાક્ષાત, ભેદજ જાણ્યો તેને ભ્રાત.
તે પણ ગયો ત્રિલોચનસ્થાન, પૂજી શિવ પામ્યો વરદાન;
મારો વીર માગે જે પેર, બમણું તેથી મળે મુજ ઘેર.
દીધું એજ વચન મહાદેવ, તે પછી ઘેર ગયો તતખેવ;
મોટે માગ્યા સાતજ માળ, આને ચૌદ થયા તે કાળ;
મોટે માગી પંદર ગાય, આને એથી બમણી થાય.
હય હાથી પાલખી પલંગ, સાંપડિયાં એ જણને સંગ;
સંપ વિના ઈર્ષા થઇ ઉર, દેખી દાઝયું દિલ જરૂર.
મોટો કહે મારૂં ઘર આજ, અરધો અરધ બળો મહારાજ;
તેનું અર્ધ બળ્યું તત્કાળ, આનાં બળ્યાં સમૂળાં માળ.
મોટો કહે મુજ ઘરનાં જન, સૌનું ફુટે એક લોચન;
તેની આંખ એકેકી જાય, આનાં સઘળાં અંધાં થાય;
હવે વિચારો એના હાલ, લક્ષ્મીમાં શો મોટો માલ.

---

# કવિ નર્મદાશંકર.

---

## પ્રવાસ.

---

જવાય નહીં પરદેશ ભ્રષ્ટ થવાને બહાને,
કર્યાં સ્વારથી શાસ્ત્ર બીકણે ને નાદાને.

રખે કુવતની જાણુ થાય પરરાજાઓને,
રખે દોર નિજ જાય, ભમાવ્યા ક્ષત્રિઓને.
જુલમગાર બહુ જીવન સ્વારિયો કરતા તેથી,
જાળવવા કુળ ધન, કર્યું ફરવું બંધ એથી;
રસ્તાનાં દુઃખ મોટ ઘણાં મોટાં દરિયાનાં,
પ્રવાસ કીધા બંધ કરે શું બીકણુ માના.
સુખિયાના શા ભોગ દૂર પરદેશે જાયે,
વિચાર ટુંકા એમ પછી ફળ ક્યાંથી થાયે.
અટકે અટકી રહી જ્ઞાન સંપત ન વધાર્યાં,
દેશાટનથી લાભ થતા ઝાઝા અટકાવ્યા.
પર રાજ્યોની રીત રીત લોકોની સારી,
ધંધા ને વેપાર હુન્નરો બહોળા ભારી.
નવ જોયાં નવ જોય દેશ કયમ તાજો થાએ,
દર્પણુ વણુ કયમ કરી, ખોડ ખાંપણુ તે જાએ.
નવી ચીજ જોવાય, મોહ બહુ લાગે તેનો.
લેવાનું મન થાય ફાયદો એથી જેનો.
આપનાર લેનાર થાય છે બન્ને રાજી,
લેનારો વિશેષ કેમકે જોયે તાજી.
પોતા જેવા જેહ તેહને દેખાડે છે:
જેઓ પણુ લલચાય બનેથી હોરી લેછે,
લાભકારી જો હોય કારખાનાના જેવી,
રહે તેથી બહુ દેશ વાત ઝાઝી શી કહેવી.
વધે ઘણો ઉદ્યોગ ગરીબડાં સુખી થાએ,
પ્રવાસનાં ફળ મોટ, ગર્વ આળસ તે જાએ:
નવું નવું જોવાય સાર સૌનો લેવાએ,
ચરે ફરે જે જીવ ઘણું સારૂં કહેવાએ.
પ્રવાસ કરતાં દુઃખ કીધેથી સુખો વાધે,
સ્વારથને પરમાર્થ દેશનું કારજ સાધે;
જગતનીમ જોવાય સંધુ નહીં એક જગોએ,
પરસ્પરે વહેવાર કરી લઇ લેવી જોઇએ.
પ્રવાસમાં જોવાય ઘાટ અદ્દભુત ઇશ્વરના,
પાહાડ નદી ને રાત ઘોઘ રંગો તરવરના.

સમુદ્ર સરવરતીર જનાવર બહુ જાતોના;
ધન્ય ધન્ય પ્રભુજન સુખી થાએ જોતામાં.
બ્હીકણુ કાયર હોય વળી રે' સંતોષી તે,
પ્રવાસથી બહુ ડરે રણે શત્રુ શું જીતે.
" જીવ્યા કરતાં જોયું ભલું " કેહવાયે જગમાં;
જોવાની નહીં હોંસ મુએલો જીવતો જગમાં.
ઘણા વરસનો શ્રમ ઘણી બુદ્ધિનો કીધો,
ફળો ચખાએ સ્હેજ ઘરંતાં રસ્તો સીધો:
દેશાટણથી થાય દેશમાં પુષ્કળ માયો,
ચણો નર્મદ ક્ષેમ નવો ને મક્કમ પાયો.

---

## વનવર્ણન.

---

### દોહરો.

થળને ઠામે જળ કરે, વળી થળ જળને ઠામ:
ભેગાંનાં જુદાં કરે, જુદાં ભેગાં રામ.

### ઇંદ્રવજ્રા.

જાણીશમાં કે કદિ ભૂલું તૂને,
લાગે ભયો કે દુઃખ થાય મૂને:
ચ્હીડાઉં ભારી વળી દેહ ધર્મે,
તોએ હું પાછો ભજું ભક્તિ મર્મે,
તારે ગમે તો સુખ પાછું આપ,
તારે ગમે તો દુઃખમાંજ દાબ:
તારો ગયો જો કદિ છેક પ્યાર,
મારો વધ્યો છે નકી જાણ યાર.
પહેલાં ઘણો તેં રસ જે ચખાડયો,
તેનો મને તો અળકોજ લાગ્યો:
પાછો ન પાયે હઠથી કદાપી,
તોએ હું રાજી રહું ગુણ ગાઇ.
સંયોગ કેરાં ફરી સુખ નાવે,

તોએ વિયોગી ખમું દુઃખ ભાવે;
કાંકે દીધું એ પણ મુજ ધારે,
મારે ઉગાર મન જેમ ધારે.
તારાં ચરિત્રો ખુશીથી હું ગાઉં,
સંતોષી એમાં બહુ નિત્ય થાઉં;
લીલાની માંહી મન મેળવું કે,
તું માં જ ભેળ્યું સમજું ખરૂં રે.

---

## શિયાળામાં.

કેવાં દીપે જો સહુ ખેતરો જે,
લીલા ભેળાં નૂતન ભાતથી તે;
કોણે ગલીચો ખુબ છે બિછાવ્યો,
જેની પટીએ જરને લજાવ્યો.
ઉભું રૂડું ખેતર જવારા કેરૂં,
જોતાં રસેથી દિલ થાય ભીનું;
શોભે ઉભા મારગ આરપાર,
બે પાસ છોડો ઝુલતાજ ધાર.
હીઆ સુડા તીતર કાગડાઓ,
કાબેર ચકલી ટીડ જીવજંતો;
ઊપર નીચે ઘૂમતાંજ રંગે,
તે જોઇ કોને નહીં ખૂશી અંગે.
આનંદમાં ખેડુત બેસી માળે,
ફેંકે ભુંડી ગોફણ પંખી ભાળે;
ટાંપી રહી છે બીક ચોભણીજો,
પક્ષી લુંટે અન્ન ઉમંગથાજો.
કાપે અનાજો વળી ખેડુ કોઇ,
ગાએજ ગીતો શુભ રંગ જોઇ;
ઉદ્યોગી સાચાજ નિરોગી રાતા,
થાએ નહીં કોદિ મદેથી માતા.
પત્રે ઠર્યા ઝાકળબિંદુ સોએ,
મેદાન સંધું થયું ભીજું જોએ;

કેવું મજેનું ફરવું પ્રભાતે,
લાગે જનોને ખૂબ છે હવા તે.
વાએ ઘણી ટાઢ સવાર સાંજે,
એડૂ હુંશાળાં પટ કાંથી લાવે;
બેસે કુંડાળે કરી તાપણીને,
આએછ પોંખો પછી પાડીને તે.
જ્હાણે ચડંતો શ્રમથીજ દીઠો,
લાગે રવિ ધુમરમાંથી મીઠો;
શોભી રહે છે વન તેમ સાંજે,
પ્હાડો સુનાના ઢગ જેમ ભાસે.
વાયે ઘણો જોરથી વાયરો ને,
કંપે ઘણાં ઝાડ જનાવરો ને
ઝાડો તણાં પાન ખરી પડે તે,
જોતાં દિલાસો દિલને મળેરે.

---

## ઉનાળામાં.

### માલિની.

સરસ પવન ટહાડો મંદ વાસિત આવે,
સકળ વસતુ અંગે હોંસ આનંદ લાવે;
વન ઉપવન સંધાં દીસતાં રમ્યરંગી,
નવલજ અનુરાગે પ્રાણીયો છે ઉમંગી.
વિધવિધવિધ રંગે ફુલડાં શોભી બ્હેકે,
ઉંચિ નિચિ ઘટપત્રે, વેલિયો ખૂબ લ્હેકે:
મધુર રસ ફળો તે સર્વને પાસ તેડે,
વળી મીઠું પચરંગી પંખીયો ગાય કોડે.
વિવિધ ફુલલતાએ ખુલતા માંડવાઓ,
તરૂણ તરૂ તણા છે ડોલતા છાંયડાઓ:
હરખથી નર માદા પંખો ઝુલે હીંડોળે,
મધુરસ સુખ તે લે ભાગ્યશાળી જ હોએ.
પરવત તણી ટોચે મોર કોયલ આંબે,
મધુર રવ કરે છે ધન સાદેજ લાંબે.

ચૂતતરૂ પર તાજાં મોરના ગુચ્છમાં તે,
મધુકર જુથ ઘૂમે, હર્ષઘેલાઇમાં રે.
દિવસ સુરખી મારે કુમળે સૂર્યતાપે,
નિરમળ શશિયોગે રાત તો રમ્ય લાગે;
સરસ ફુલપરાગો ઠામ ઠામેજ ઉડે,
નિરખી સકળ તુમાં ભાવથી કો ન બૂડે.
અતિશ ગરમ કિરણે સૂર્ય સંધે પ્રકાશે,
મૃગજલ બહુ ભાસે ક્ષાર વાળી જગાએ;
સખત લુ વરસે ને ચોદિશા શૂન્ય થાએ,
નદિ સરવર કેરાં પાણી સૂકાઇ જાએ.
બહુ ડર ઉપજાવે ખેતરો તો તપેલાં,
ઘર મૂકી કરવા તે રે પ્રવાસો ન રૂહેલા;
અતિશય ઉકળાટો વાદળી તાપ લાવે,
શ્રમ સહજ કરંતાં લોક થાકીજ જાએ.
ખુબ લટકતિ આંબે, દીસતી કેરીઓને,
અવર ફળ ઘણાંઓ, દે રસો મિષ્ટમાંને;
હરિત ગુરૂતરૂઓ, શોભતાં પાતરાંથી,
સુખ સરવ જીવોને આપતાં છાંયડાથી.
પરવતની તળેટી તેથા થોડેક દૂરે,
સુણું અટકતી ગાતી કુંજ ધીમેજસૂરે;
સરખી મધુર ચૂ ચૂં, કૂપ સારંગી વાગે,
ઝરર પડતું પાણી, નિર્મળું રમ્ય લાગે.
ચરિ કરી વળતું તે પાછું ગોવારૂં જોઉં,
રૂડું કરતું જ બેં બેં ટોળું ઘેટાનું જોઉં;
વળિ રમણીય જોઉં થંડ દિનાંત સીમા,
રસપીજ બની કેકી રે સમૂં પોકળીમાં.

---

## ચોમાસામાં.

મંદાક્રાન્તા.

તૈયારી છે ચુપચુપ કહે કાગડાઓ નકીબ;
સંધું દીસે પવન ન હીલે શાંત રૂડું ગંભીર;

શોભા વર્ણું શું હું ઝટપછી મેઘરાજા પધાર્યા,
વૃક્ષાદિકે હરખથી નમી સ્વસ્તિ શબ્દો પુકાર્યા.
કેવો થંડો પવન અતિશે જોરમાં આવતોરે,
જો આ આવી ઝડપથી બહુ, વાદળી કાળી જોરે;
આહા કેવું પડું પડું કરે ઘોર આકાશ ભારે,
ઓહો આવ્યો ખુબ તુટી પડ્યો મેઘ મોટીજ ધારે.
ચારે પાસે વીજળી ચમકે ઉપરા ઉપરીરે,
ગાજીરે હે ગરજન થકી રાન આખું વળીરે;
વ્યાઘ્રો સીંહો અતીશ તડુકે ઝાડ મોટાં પડેરે,
જોતાં ત્રાસે પ્રથમ નીકળ્યો તે પ્રવાસી મરેરે.
જોગી બીજા જન હું સરખા કષ્ટ જેને પડેલાં,
તેઓ રાને લવ નવ બીહે, જોઇ ઉત્પાત ઘેલા;
જોગી હર્ષે ચિંતન કરતા સચ્ચિદાનંદનું ને,
દુઃખી અજો મરણ ઇચ્છતા સુજને રંગ જૂએ.
ચાલ્યા જાએ ગડગડગડી આ ભડાકા કડાકા,
વીજો ચળકે જળ ખુબ પડે વાયુ લેતા તડાકા;
વાંસો ફુટે તડતડ કરી રાન થાએ કરાળ,
ઓથો વિના સરવરતટે બૂમ પાડે મરાળ.
પ્હાડે મોરો થન થન કરે સૂર ઉંચું લઇને,
આંબા ડાળે કરતી ટહુકા ખુબ કોએલડી તે;
દાદુરો તે સરવર વિષે બોલતા કૂદતા ને,
પીએ તોએ પયપય કરે, આકળા ચાતકોને.
પાણી પાણી સકળ વનની, કુંજ માંહે વસેજ,
પ્હાડીભૂમિ ચકચક બને, સાફ ધોવાઇને રે:
થંડી મીઠી અનુકૂળ હવા થાય તાંહાં પજારે,
દર્દો જાએ દરદીજનનાં રમ્ય પાણી હવાએ;
ખેડુ લોકો શરીર ભીંજવી, ખેતરે કામ કરતા,
જેને થાએ શરદી ગ-મી થોડીરે અન્ય કરતાં.
આહા જોતાં બહુ નવનવા રંગનાં જીવ જંતો,
થાએ ડાહ્યો સમજણ થકી જીવ મારો નચંતો;
પહાડો લાગે રમણીય બહુ છેક જંગાલી લીલા,
કોઇ ભૂરા ધુમર થકી તો, કોઇ આછાજ લીલા

ઉંચે જોઉં ભરપુર ખીલ્યાં, ઝાડનાં ઝુંડ રંગી.
આગે જાતો બહુ પવનથી, મેઘ ઉંચેથી જોવો;
એ તો લાગે ધુળ ઉડી રહી, વા દીસે ધુમ્રગોટો,
સીધું પહાડો તરૂ નભ સહુ એક રંગે મળ્યાંરે.
માટી રાતી ભીની ભીની અને ઘાસ લીલાં ભીનાંરે,
ઉંચે તર્તાં વિધ વિધ કહું, શોભતાં વાંદળાંઓ;
આકારે જે તરૂ પશુ જીવો, પંખિ જેવાં ઘણાંઓ,
કાંણાવાળા ધું ધું ધુંધુંધુંધુંઘૂં વાંસ પોલા કરેરે.
તે તો કુંજે પ્રિય કરણને ખૂબ લાગે ખરેરે,
કોકો દામે ડુંગર પરથી, ધોધ મોટા પડેરે;
જેમાં રૂડા સુરજકિરણે, રંગ ઝાઝા બનેરે,
એને જોતાં અચરજ થઇ કાં ન તૂને સ્તવુંરે.
ઘો ઘો ઘો ઘો મધુર સુણતાં કાં ન હેડેરે સુરેરે,
વ્હાણે સાંજે રૂડું ધનુષ જે આસમાન જણાએ;
જોતાં તેને નિરભય તરે કો ન આનંદ માંડે,
થાએ જોતાં નદી ભરપુરી કેમ ના મન મેડું.
સૂણે પાણી ખળખળ થતું, કેમ ના સ્હેજ લેટૂં,
હોડી ચાલે છર છર કરી કાપતી પાણીને તે;
ખેંચો બાંધ્યા પવનથકી આ તોય ફૂલે સઢો તે,
બારા વાળી નમી રહી જુઓ, બાજુ પાણી ભણીરે.
સંધ્યા કાળે તટ નિરખવું, મોજ આલા ભગીરે;
શોભે કેવાં બહુ ખડ અને ધાન્ય તે ખેતરોમાં;
ઝાડો લીલાં વિવિધ ફુલડાં, વંન ને વાડીઓમાં,
મીઠાં ખાસાં સરવરતણાં નીર તો નીર્મળાં ને,
મેદાનોમાં હરણ બકરાં, ગાય ઘેટાં ચરે છે.
આકાશે તો ચક ચક થતો શ્વેત વાગો સજ્યોરે,
તારાઓ જે મુઝઇ રહતા શોક તેણે તજ્યોરે,
પીડાતો તે અતીશ કમળે ચંદ્ર ઝાંખો થયોરે.
પાવા માંડી ફરી મીઠી સુધા ધન્ય તેણે સહુને.
રાતે ચાંદો અધવચ ઠરે થંડ આકાશમાં ને;
તારા સંધા ચળકીજ રહે, ખૂબ ગંભીરતાએ,
શબ્દો લાગે દૂર થકી થતા, માછિના મિષ્ટ કાને.
વાયુ આવે ફરફર વળી, એ મઝો કોણ જાણે.

---

## બ્રહ્મબાલા.

### હોરી.

બ્રહ્મબાલા ખુબી ખીલીરે,
ફાગે ફુલતી રૂત રમી. બ્રહ્મ. ટેક.

નવલ લલિન વેલી ફુલો રંગીન,
ભાતની ઘાટડી ઘાલીરે;
ગોરી ગુણ ધારી ઘણી ઉપકારી,
છે તનુ પીમળ વાળીરે. ફાગે–બ્ર૦

ભ્રમર કોએલ પીક સહમાલીણી,
મોહીની સૂરની શૂરીરે;
રાગ રસ ફુલી આનંદથી ઝુલી,
સર્વ જગે સુખ નૂરીરે. ફાગે–બ્ર૦

નરમદ બાલા છે સલુણી સાધવી,
નીતિ હગે અસવારીરે;
સજીવનકારી વસંતની નારી,
રેલડી રંગની બારીરે. ફાગે–બ્ર૦

## કવિ સવિતાનારાયણ.

### નીતિ.

આજીવિકા જ્યાં નહીં, જહાં નહીં સત્કાર,
ગમે ન વિદ્યા મિત્ર ત્યાં ઠરવું નહીં તે ઠાર.
જેમ દિવસ રજની નહીં, દેખે જન જન્માંધ;
તેમજ દોષ દોષ નહીં, દેખે જન કામાંધ.
લક્ષ્મીથી મિત્રો મળે, ભ્રાત અનુકુળ થાય;
લક્ષ્મીથી સંસારમાં, જન પંડિત ગણાય.
જેનું ધન પરહાથને, વિદ્યા પુસ્તકમાંહીં
તે ન ધન વિદ્યા તેહને, કામ ન લાગે કયાંઇ.
ટીપૂં ટીપૂં કુંભમાં, ટપકે તેહ ભરાય;

તેમજ વિદ્યા ધર્મનો ક્રમે વધારો થાય.
બ્રાહ્મણ ભોજનથી રીઝે, મેઘગર્જને મોર,
સાધુ પરસુખથી રીઝે, ખળપરદુખે નઠોર.
જે જન કોદિ ના કરે, કંઇ ધર્મ કે દાન;
તે જન બધે ગણાય છે, જીવતે મૂઆ સમાન.
નરની વળી નળ નીરની, એકજ ગતિ જગ જોય;
જયમ જયમ નીચો થઇ નમે, ત્યમ ત્યમ ઉંચો હોય.
ભલા બૂરા નભે સહુ મહાપુરૂષની સંગ;
ચંદન, અહિ, જલ અગ્નિ તે, વસે શંભુ ને અંગ.
ઉત્તમ વિદ્યા લીજીએ નીચ કને કદિ હોય
પડયું અપાવન થળ વિષે કંચન તજે ન કોય.
વિદ્યા વણ શોભે નહીં છતે સુરૂપ કુલીન;
જેમ ન પામે કેસુડાં શોભા વાસ વિહોન.
એક એક અક્ષર ભણે પામે પુસ્તક પાર;
પગલે પગલે પરવરે, પહોંચે કોશ હજાર.
માન મળે છે મન થકી, ગુણ વણ માન ન હોય;
શુક, મેના, માને સહુ, કાગ ન માને કોય.
ધન જોબન કેરો ગરવ, ધરવો નવ મન માંય;
જોતામાં જાતી રહે, જેવી વાદળ છાંય.
જુગટું રમતાં થાય છે, સુખ સંપતિનો નાશ;
ખોયું રાજ્ય નળે કર્યો, પાંડુ પુત્ર વનવાસ.
તંન ધન તજતે લાજનું, જતન કરે નરધીર;
માથું જાતાં પણ નહીં, મુકે મામ શુરવીર.

---

## કેશવલાલ ભટ્ટ.

---

### અભ્યર્થના.

---

#### કાફી.

દીનાનાથ દયાળ નટવર હાથ મારો મૂકશો માં,
હાથ મારો મૂકશોમાં, હાથ મારો મૂકશો માં—દીના.

આ મહા ભવસાગરે ભગવાન હું ભૂલો પડયો છું,
ચૌદ લોક નિવાસ ચપલા કાન્ત આ તક ચૂકશોમાં-દીના.
માત તાત સગાં સહોદર જે કહું તે આપ મારે,
હે કૃપામૃતના સરોવર, દાસ સારૂ સુકશોમાં-દીના.
શરણ કેશવલાલનું છે, ચરણ હે હરિરામ તારૂં;
અખિલ નાયક આ સમય ખોટે મશે પણ ખૂટશોમાં-દીના.

## બે દિનના મ્હેમાન.

### કાફી.

અમે તો આજ તમારા, બે દિનના મહેમાન,
સફલ કરો આ સહજ સમાગમ, સુખનું એજ નિદાન. અમે.
આવ્યા જેમ જશું તે રીતે, સર્વે એમ સમાન;
પાછા કોઈ દિને નહીં મળીએ, કયાં કરશો સન્માન ? અમે.
સાચવજો સંબંધ પરસ્પર, ધર્મે રાખી ધ્યાન;
સંપી સદ્‌ગુણ લેજો દેજો, દૂર કરી અભિમાન. અમે.
લેશ નથી અમને અંતરમાં, માન અને અપમાન;
હોય કશી કડવાશ અમારી, તો પ્રિય કરજો પાન. અમે.
કેશવ હરિએ કરૂણા કીધી, ન ભમો ભૂલી ભાન;
તત્ત્વે તાન રહે છે તેને થાય ન જરીએ જાન. અમે.

## આનંદ.

### કાફી.

બતાવું હું કઇ રીતે, આજ અહો આનંદ !
અંતરમાં ઉગ્યો છે રસમય, અદ્‌ભુત સુખનો ચંદ્ર, બ.
તાપ ગયા તન મનના મારા, છૂટયો સઘળો છંદ;
ભય તૂટયો આ ભવસાગરનો, ફેંદી નાંખ્યો ફંદ, બ.
દુર્ગુણ દોષ-તિમિરનો સત્વર, કાઢી નાંખ્યો કંદ;
કેશવ હરિની પૂર્ણ કૃપાથી, વાધ્યો ગુણનો વૃંદ, બ.

# ગણપતરામ.

## યુધિષ્ઠિર અને યક્ષ.

### હરિગિત.

સુણી ધર્મ ઉત્તર યક્ષ ઉચર્યો હે યુધિષ્ઠિર આ સમે,
મુજ પ્રશ્નના શુભ ઉચિત ઉત્તર ઉચર્યા ધીમત તમે;
માટે તમારા ચાર બાંધવમાંથી ઇચ્છો એકજે,
તે જીવતો અહિં થાય, રાય કહો અમારો નેકજે. ૧
ધર્મે કહ્યું હે યક્ષ, રાતો નેત્ર શ્યામલવાન આ,
શુભ સાગ તરૂશો દીર્ઘ બાહુ, છાતી સિંહ સમાન આ;
મમ ભ્રાતમાંથી નકુલ જીવતો થાય એ ઇચ્છું અમો,
ઉત્તર સુણી રીઝયા તમે તો, એમ અત્ર કરો તમો. ૨
યક્ષે કહ્યું હેરાય, આપ વિવેક કાં અહિં વીસરો,
છે ભીમ તમને પ્રિય ઘણો, છે પાર્થનો આશ્રય ખરો;
તો પણ સહોદરને ત્યજી, આ સાવકો જીવતો થવા,
ઇચ્છોછ કાં અવનીશ, ન્યાય કયહાંથી સૂઝે નવા ! ૩
સંગ્રામમાં દશ સહસ્ર હસ્તી તુલ્ય બળના ભીમને-
મૂકી નકુળ જીવાડવા ઇચ્છોછ કાં તે કહો મને ?
આ ભીમછે પ્રિય આપને એ રીત સૌ કહે છે બધે,
તો પણ નકુળમાં શું ઘણું છે, કે અહો એથી વધે ? ૪
વળી બાહુબળ જેના તણો છે, પાંડવોને આશરો,
તે પાર્થ મૂકી નકુળને જીવાડવા કાં મન કરો ?
ચાતુર્ય જોયું ઉત્તરોમાં આપનું જેવું અહિં,
આ ગ્રામમાં ગુણગ્રામ, એવું દીઠું મેં જરિયે નહીં. ૫
ધર્મે કહ્યું કે, ધર્મ ત્યજવે તે હણે ત્યજનારને,
પણ સાચવેલો ધર્મ રક્ષે છે જ સાચવનારને;
માટે હું ધર્મ નહીં ત્યજું હણવા અમોને આ સ્થળે,
છે પરમધર્મ અવિષમપણું માનું છું હું આગ્રતળે. ૬

હું ધર્મશીળ નૃપાલહું, જાણેછે એવું માનવો,
માટે વિષમ બુદ્ધિ કરીશ ન હુ કદાપિ થઇ નવો !
છે કુંતિમાદ્રી બે સ્રીયો, મમ તાતની તે કારણે,
તે બેઉ હો શુભ પુત્રવતી, રહો બેય એકજ ધારણે. ૭
નથિ વિષમતા મારે મને કુંતિ અને માદ્રી દિશે,
માટે જીવાડો નકુળને, જેથી સમાન જ તે વિશે;
યક્ષે કહ્યું નૃપ ! વિષમપણું નથી અર્થકામથી પણ તને,
માટે જીવો તુજ ભ્રાત સર્વે એજ ગોઠેછે મને. ૮
એ રીત યક્ષ વચનવડે તે પાંડવો ઉભા થયા,
શ્રમભૂખ તરશ જતાં રહ્યાં, થાતાં સુદૈવતણીદયા;
પછી પૂછ્યું ધર્મે સરવિષે ઉભેલ એક પગે તમે,
છો કોણ આપ અજેય કલ્પ્યામાં નહીં આવો કયમે ? ૯
છો યક્ષ એમ હું માનતો નથી, આપને આ સ્થળ વિષે,
ભાગ્યો છ ભીમે ભાર યક્ષોનો જતાં ઉત્તર દિશે;
વસુઓ વિષેથી એક કે સૂર્યો વિષેથી એક છો ?
છો વજ્રધર વરઇંદ્રકે શુભ વરદિધાની ટેક છો ? ૧૦
કાંકે હજારો સાથ યુધ કરનાર મારા ભાઇને,
નથી પાડનારો દેખતો હું દેખું એક નવાઇને;
તે એજ કે, સૌ ઇંદ્રિયો તેઓની સ્વસ્થ હું જોઉં છું,
માટે જ કો હિતકારી છો, જો એ વિષે ચિત્ત પ્રોઉંછું. ૧૧
છો શું પિતા આશ્ચર્ય આ કરનાર આપજ અમતણા ?
"હા હા હું તે છું ધર્મ, તારો તાત, મુજ વહાલા ઘણા !"
એ રીત યક્ષ વદી પછી ઉચર્યો તને જોવા અહીં,—
આવ્યો છ હું હે ભ્રાત તુજમાં ન્યૂન મેં દીઠી નહીં.
યશ, શૌચ, આર્જવ, સત્ય, દમ, લજ્જા, મનો નિગ્રહ અને—
તપ, બ્રહ્મચર્ય, સુદાન તુજમાં ભ્રાત અહિં ભાસ્યાં મને;
અવિષમપણું અહિં જોઇ તારૂં, પ્રસન્ન તુજપર હું થયો,
માટે હું પાસથિ માગ ઇચ્છિત વર તને પ્રિય છે કયો ? ૧૩
ધર્મે કહ્યું હે તાત ! અરણિકાષ્ટ અગ્નિ હોત્રનાં—
જે વિપ્રનાં મૃગ લઇ ગયો તે દ્યો ગુણી શુભ ગોત્રનાં;
યક્ષે કહ્યું મૃગરૂપ ધરીને તુજ પરીક્ષા કારણે,
મેં તે હર્યાતાં તે હવે તે, રાખ ધીરજ ધારણે. ૧૪

તું માગ બીજું કંઇ હવે, તૃપ્તી ન પામું એ થકી,
કહે ધર્મ તેરમું વર્ષ વર્ત્તાયા વિના વીતે નકી;
બીજો હું એ વર માગું છું, તે ઘો મને કરૂણા કરી,
જા ત્યમ થશે યક્ષે કહ્યું તું માગ ત્રીજો કહું ફરી. ૧૫
ધર્મે કહ્યું કે લોભ મોહને ક્રોધ હું જીતું સદા,
તપ દાન સત્ય થકી ચળું નવ તાત કો કાળે કદા;
માગું છું વર ત્રીજો હું એ તૃપ્તી મને તેથી થશે,
ધર્મે કહ્યું, છે એમ તું જ્યાં ને વળી એમજ હશે. ૧૬
વરદાન દઇ નૃપ યુધિષ્ટિરને ધર્મ અંતર્હિત થયા;
થઇ ખેદ રહિત સુપાંડવો, નિજ આશ્રમે વળતી ગયા;
આવી નિજ સ્થળ શોધતા દ્વિજને પ્રસન્ન ઘણો કર્યો;
દઇ અરણિકાષ્ટ સુહોત્રનાં ભય અગ્નિહોત્ર તણો હર્યો. ૧૭

વલણ.

હર્યો શોચ શુચિ વિપ્રનો એવું આ આખ્યાન,
સુણતાં સુખ સૌ સાંપડે, ને ઉપજે શુભ જ્ઞાનરે. ૧૮

---

# બાલાશંકર.

---

## મસ્તાન.

---

### ગઝલ.

જીગરનો યાર જુદો તો બધો સંસાર જુદો છે;
બધા સંસારથી એ યાર બેદરકાર જુદો છે.
ગણુંના રાવ રાયાને ગણુંના આખી દુનિયાને,
પરન્તુ જાન આપર પ્યારીનો અખ્ત્યાર જુદો છે.
હજારો બોધ મંદિરો મહીં નિત્યે ભલે થાજો,
અમો મસ્તાનના ઉસ્તાદનો દરબાર જુદો છે.
બધા પરકાર તુધાને થઇ ચંચલ ચુકે નિશાન,
અમારા ચિત્તનો ચારૂ અચલ પરકાર જુદો છે.
ઘડીભર બેશ બતલાવું શિખાવું પ્રેમનો જાદુ;

અમો જાદુગરોનો યાર જો બાઝાર જુદો છે.
શિખે જો પ્રેમ પૂરો તો જ અચલ અભેદ પામે તું,
નથી જ્યાં પ્રેમ જ્યાં છે ભેદ એ વ્યવહાર જુદો છે.
ભલેને માહરા પંથે બધાએ દુઃખને દેખે,
મને તો સુખ સાગર લ્હેરીનો કંઇ બ્હાર જુદો છે,
થયો જે પ્રેમમાં પૂરો થયો છે મુક્ત સરવેથી,
મહા મસ્તાન જ્ઞાનીના મગજમાં તાર જુદો છે.

---

## બોધ.

---

### ગઝલ.

ગુજારે જે શીરે તારે જગતનો નાથ તે રહેજે,
ગણ્યું જે પ્યારૂં પ્યારાએ અતિ પ્યારૂં ગણી લેજે.
દુનિયાની જુદી વાણી વિષે જો દુઃખ વાસે છે,
જરાએ અંતરે આનંદ ના ઓછો થવા દેજે.
કચેરી માંહી કાજીનો નથી હિસાબ કોડીનો,
જગત કાજી થઇને તું વહોરી ના પીડા લેજે.
જગતના કાચના યંત્રે ખરી વસ્તુ નહીં ભાસે,
ન સારા કે નઠારાની જરાયે સંગતે રહેજે.
રહેજે શાંતિ સંતોષે સદાયે નિર્મળ ચિત્તે,
દિલે જે દુઃખ કે આનન્દ કોઇને નહીં કહેજે.
વસે છે ક્રોધ વૈરી ચિત્તમાં તેને તજી દેજે,
ઘડી જાયે ભલાઇની મહાલક્ષ્મી ગણી લે જે.
રહે ઉન્મત્ત સ્વાનંદે ખરૂં એ સુખ માની લે,
પીએ તો શ્રી પ્રભુના પ્રેમનો પ્યાલો ભરી પીજે,
કટુ વાણી સુણે જો કોઇની વાણી મીઠી કહેજે,
પરાઇ મૂર્ખતા કાજે મુખે ના ઝેર તું લેજે.
અરે! પ્રારબ્ધ તો ઘેલું રહે છે દૂર માગે તો,
ન માગે દોડતું આવે ન વિશ્વાસે કદી રહેજે.
અહો! શું પ્રેમમાં રાચે નહીં ત્યાં સત્ય પામે તું,
અરે! તું બેવફાઇથી ચઢે નીંદા તણે નેજે!

લહે છે સત્ય જે સંસાર તેનાથી પરો રહેજે,
અરે ! એ કીમીયાની જો મઝા છે તે પછી કહેજે !
વફાઇ તો નથી આખી દુનીઆમાં જરા દીઠી !
વફાદારી બતાવા ત્યાં નહીં કોઇ પળે જાજે !
રહી નિર્મોહી શાન્તિથી રહે એ સુખ મ્હોટું છે,
જગત્ બાજીગરીનાં તું બધાં છલબલ્ જવા દેજે.
પ્રભુનાં નામનાં પુષ્પો પરોવી કાવ્યમાલા તું,
પ્રભુની પ્યારી ગ્રીવામાં પહેરાવી પ્રીતે દેજે.
કવિરાજા થયો શી છે પછી પીડા તને કાંઇ,
નિજાનન્દે હમેશાં બાલ મસ્તીમાં મઝા લેજે.

---

## હું છું શંકર.

---

### શાર્દૂલવિક્રીડિત.

હું છું શંકર તું સતી શિર મણી સૌન્દર્ય ધારાવતી,
તું છે પ્રેમળ મારી નિશ્ચલ સખિ ! પ્રેમે સમાધિ સ્થિતિ;
તારે છે મુખ ચંદ્રમા મુજ શિરે ચંદ્રાર્ક સારસ્વતી–
હાંહાં જોડ સમોવડી મળી પ્રિયે વિદ્યાપતિ શ્રીમતી.
જેણે એકજ બિન્દુપાન કરિયું સૌન્દર્ય ધારાથકી,
રે ! તે પ્રાણી તણી ગતિ અવર શી તર્શી સદાયે ગતિ;
રે ! કાં કાંતિ પટાંચલે લપટિને સંસારમાંહિ રમે,
રે ! ચંદ્રાનન દર્શનાર્ત્ત સ્વમતિ ચારૂ ચકોરી ભમે.
તે શ્યામા અલકાવલી સઘન કુંજે રમ્ય ગુંજારવે
આ ચિત્ત ભ્રમર પ્રકામી તુજનો ભ્રાન્તિ વિનાજે રમે,
હાહા ! દૈવવશાત્ વિયોગી જીવ એ ભોગી ભમે ભ્રાન્તિમાં;
રે ! એકક્ષણ પુષ્પ ગુમ્ફિત લટે દે ભેટવા શાન્તિમાં.
ધારા ઉપર હું પદે પદસખિ ! તારા વિચારે ધરૂં,
આધારે તુજ મુર્તિના નયનથી સંસાર માંહી ફરૂં;
બાનુ રોહિણીનાથ તારી નજરે બોલાવુ જો સાક્ષિયે
સાક્ષી અંતર શુદ્ધની ખરી પુરે सत्यं शपामि प्रिये.

ભાનુ દ્વાદશચંદ્ર કોઇ દિવસે જો પાંશુમાં રોળશે,
વારિ માંહિ વસુન્ધરા કવચિદપિ સ્નેહિથી અંગોળશે;
નાના સજ્જન પ્રેમ નાવ તરણી કિંચિત્ કવચિત્ ગર્જશે,
મારી ટેક શુચિધ્વજા પ્રલયના પાથોધિમાં ફર્કશે.
સૃષ્ટિના શ્રમથી વિનિદ્રિત પરંબ્રહ્મ પ્રશાન્તિ ગ્રહે,
સંસારી જીવ માત્ર નામ રૂપમાં ના ભેદ કાંઇ રહે;
કાંતે ! કોઇદિને દિનેશ કિરણો જ્યારે તમે તર્જશો ?
મારો નાદ "તુંહીતુંહી" સઘન જો શૂન્યાત્મમાં ગર્જશે.

---

## મણિલાલ.

### પ્રેમ.

---

#### હીંડી.

પ્રીતિ પ્રેમ વંદુ જય જય જય વાણી,
ભર્યાં પ્રેમથકી પવન આભ પાણી,
શીતલ પ્રાણ સા'ય આપતો સમીર,
સુરજ ચંદ્ર તણો પ્રેમ શો ગંભીર !
પિતા પુત્ર માત પત્નીને સંસાર,
દીસે પ્રેમ વડે દીપતો ઝગાર,
તુટયો પ્રેમ ફીકી જાય છે સંસાર;
પરબ્રહ્મ તણી યોજના અપાર.
પુરો પ્રેમી અંશ પ્રેમનુંજ અંગ,
સદા ઝીલતો પ્રીતિ તણા તરંગ,
મળે સાથ કદિ લાખમાંથી એક;
ગહન પ્રેમ અકલ યોજના અભેદ;
ચાકે અમૃતતણું પાન કર્યું છેક,
શીતલ સેક રોમ રોમમાં અનેક;
અદ્ભુત પ્રીતિ પાનનો ઠર્યો વિવેક,
ગહન પ્રેમ ! તારી યોજના અનેક !
પશુ પ્રાણી સમુહ સંઘમાં ફરે છે,

વિવિધ ઘાટ તણી યોજના કરે છે,
મનુષ જીવ મનુષ જીત્ર શું તણાય,
પ્રકટ પ્રેમ ! તારી કલ્પના જણાય.
પ્રિયા પ્રિતમતણો કંઠ લીન થાય,
પિતા કંઠ વિષે બાલકો ભરાય;
ભિન્ન ઠામ ભિન્ન ભિન્ન રૂપ ભાસે.
બધે પ્રેમ ! તું જ એકલો પ્રકાશે.
નથી દુઃખ ભેદ, પ્રેમ ! શક્તિ તારી,
તિમિર દુઃખ પ્રેમ તેજ દે વધારી.
બધે બ્રહ્મરૂપ બ્રહ્મ પ્રેમ જાણું,
કૃતિ રીતિ ગતિ ભિન્ન ના પ્રમાણું.

---

## પ્રેમની ઝલક.

---

### કાફી.

ગગને આજ પ્રેમની ઝલક છાઇરે. (૨) ટેક.
પૃથિવી રહી છવાઇ,
પરવતો રહ્યા નાહી;
સચરાચર ભરાઇરે. ગગને.
વાદને વિવાદ ગળ્યા,
ઝેર વિખવાદ ટળ્યા;
જુદા સહુ ભેગા મળ્યારે. ગગને.
ધન્ય ભાગ્ય તેનાં જેણે,
પ્રેમથી નિહાળ્યો નેણે;
સુખને શું કહેશે વેણેરે, ગગને.
સાંભળશો કોઇ કહેશે,
શાયકી વખાણી લેશે;
ન કળે કહેવાઇ રહેશેરે. ગગને.
પ્રેમ જે કહી બતાવે,
પ્રેમ જે કરી બતાવે;
મણિ જેને મન ભાવેરે. ગગને,

---

## અમર આશા.

### ગઝલ.

કહીં લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે !
ખફા ખંજર સનમનામાં રહમ ઉંડી લપાઇ છે !
જુદાઇ જિન્દગી ભરની કરી રો રો બધી કહાડી,
રહી ગઇ વસ્લની આશા, અમર ગરદન કપાઇ છે.
ઘડીના વસ્લની આવી, સનમ પણ છેતરી ચાલી,
હજારો રાત વાતોમાં ગમાવી એ કમાઇ છે !
ઝખમ દુનિયા ઝબાનોનાં મુસીબત ર્ક્વૉફનાં ખંજર,
કતલમાં એ કદમબોશી ઉપર કયામત ખુદાઇ છે !
શમા પર જાય પરવાના મરે શીરીં ઉપર ફરહાદ,
અગમ ગમની ખરાબીમાં મજેદારી લૂટાઇ છે !
ફના કરવું—ફના થાવું, ફનામાં શાહ સમાઇ છે,
મરીને જીવવાનો મંત્ર દિલબરની દુહાઇ છે !
ઝહરનું નામ લે શોધી, તુરત પીલે ખુશીથી તું !
સનમના હાથની છેલ્લી હકીકતની રશાઇ છે !
સદા દિલના તડપવામાં સનમની રાહ રોશન છે,
તડપ તે તૂટતાં અંદર ખડી માશૂક સાંઇ છે !
ચમનમાં આવીને ઉભો ગુલો પર આફરીં થઇ તું,
ગુલોના ખારથી બચતાં બદન ગુલને નવાઇ છે !
હજારો ઑલિયા મુરશિદ ગયા માશૂકમાં ડૂલી,
ન ડૂલ્યા તે મૂવા એવી કલામો સખ્ત ગાઇ છે.

## હરિલાલ ધ્રુવ.

### મધુરાકાશ.

#### શાર્દૂલ વિક્રીડિત.

હીરાની કણિકા સમાન ઝળકે તારા-ઝગારે અહો !
મોતીનાં લુમખાં બધે લળિ રહ્યાં નક્ષત્રમાળા અહો !

ધોળી શી ઉભરા સમી દુધતણા આંકાશ-ગંગા ખિલે !
વાંકી કોર રૂપેરિ ચંદ્રનિકળા જો આસમાની ઝુલે ! ! !
શાંતિ, શીતળતા, તથા મધુરતા, સૌંદર્ય શોભા, પ્રભા,
રાત્રિ રાણિ સુહાવિ સાડી શરિરે દીપાવિ આ જ્યોત્સના !
હર્ષે નિર્ખિ ભલે હલેતિ રમણી બાળા ચકોરી-કુળ !
ગાયે ગાન મીઠું રૂડા હલકથી આનંદમાં બુલબુલ !
આવે શાંત સમે શિ ખળૂ ખળ વહી, ઝર્ણો, નદીઓ, લળી-
સંગીત-ધ્વનિ વિસ્તરે ! અનિલની લ્હેરો વિલાસે ઢળી !
તારા મંડળ સાથ રાસ રચિને બાળાતરંગો-જજવલા
શી આદર્શ સમે સરોવર-ઝળે નાચે શશીની કળા ! ?

---

## શાંત સ્વસ્થ કેસરી.

---

### સ્રગ્ધરા.

લાંબા પ્હોળા પસારી કર, અરધિ મિચી આંખ, માંથું વચાળે,-
ફેલાતી કેશવાળી, ચળકતિ શિ ઝલે ! દેહ દેદિપ્યમાને
સંકોચેલે છુટે કે નિકટ નિજ વશા, બાળ સ્વછંદ ખેલે.
મુદ્રા શૃંગાર, વાત્સલ્ય અતુલ બળની કેસરી ! ! ! કોણ હેલે ?
ભેદે કુંભસ્થળો જે મદકળ ગજનાં વજ્ર શક્તિ શમી છે-
આપે ગર્ભો ગળેરે વિકળ મૃગલિના ગર્જના જે ! ખમી છે-
જવાળા ના એ જણાયે ધખતિ અસહના તપ્ત અંગાર ઝર્તી.
પંજા, ક્રૂરે દગે શી હવનવિભુતિમાં સુપ્ત શ્રીસૌમ્ય સ્ફુર્તી ?
અગ્નિ ચોમેર વર્સે-ગિરિ પણ ડરતો વૃક્ષ ગુલ્માદિ છાય,
આપે આપે અમાપે, ઝરણ જળકણે ભીન શી લ્હેર વાય ?
ના કોઇ દ્વારપાળો, સમિપ અનુચરો, રાજ મર્યાદ તોયે,
બ્હી બ્હી વાયૂ વહે ત્યાં ઇતર રવ કહિં ?-શાંતિ-સામ્રાજ્ય સોહે.
ભીતિને ત્રાસ સ્થાને મિઠડિ મિટડિયે, પ્રીતિયે વાસ પૂર્યો.
સંતાપોત્તાય બાધા કરણ અવધિમાં દૂરના દૂર રે'શે !
નિર્ભ્રાંતે, ને સ્વછંદે; પરસ્પર વળી પ્રાંત સીમા બચાવી,
ખેલો આનંદિ વંદો, હરિણ ગજ કુળો મોજમાં ભાવિભાવી ! !

એ એ ઝાંખા સલૂણા તમ તમ તમરાંસાદથી લ્હેર લાવે !
ઘૂટે ઘૂંટે ટહૂકી છુપિ અછુપિ ઝરી કોકિલા કેલિ ભાવે !
ઘૂ ઘૂ હોલો ઉલ્હાસે કંઇ કંઇ ચકવી–શોર, ના ઘોર ભાસે ?
કુંજે ગુંજી, સુહાએ, નદજળ વમળે, નાદ ઘૂમી વિલાસે !!!

---

# વિકરાળ વીર કેસરી.

---

### સ્ત્રગ્ધરા.

ઘૂ ઘ્ઘૂ ઘૂ ઘૂ ઘૂઘવતી ! ગહન ગિરિ ગુહા કાનને આજ ઉઠે !
પ્હાડોએ ત્રાંડ તોડી ગગન ઘુમિં જતી, આભના આભ છૂટે !
ઉભી તે પિંગળાશીચટપટિત સટા ! પૂચ્છ શું વીજ વીંઝે !
સ્વારી એ કેસરીની ? ત્રિભુવન જયિની ચંડિકાએથી રીઝે !
એ તે શું નાદ કેરો અવિરત ઝરતો ઘોધ આફાટ ફુટયો !
કે એ શું ગર્જનાનો ત્રિભુવન દળતો ગેબી ગોળો વછૂટયો !
વર્સે શું વન્હિ કર્શે નયન પ્રજળતાં ! વજ્ર પંજે અગંજે !
હા હા શું રંજ ! અંજે હૃદય ભડકતાં શૂરનાં ચૂર ભંજે ??!
ઝંઝાવાતે ઘુમાવી અતળ વિતળ સૌ એક આકાશ કીધું !
ઉલ્કાપાતે ઘુમાવી તિમિર મિહિર સૌ ઘેરી એ ઘોળી પીધું !
શસ્ત્રાઘાતે ચલાવ્યું શર વહનિ ઝરે લોહિનું સ્રોત સીધું !
ડોલ્યું સિંહાસનેરે નૃપ મુકુટ પડયો ક્રાંતિએ રાજ્ય લીધું !
કો' કો' કોની સહાયે ! બહુ ભય વનમાં ભ્રાંતિમાં બીરૂ ભૂલ્યાં !
સંરક્ષે કોણ પક્ષે ! મરણ શરણમાં લક્ષ લક્ષેય ડુલ્યાં !
તેં તેં તેં કેસરી તેં તહુકિ તળપિ તે છિદ્ર છિદ્રે વિંધાવી !
સંકોડી અંગ અંતે રૂધિર ઝરણ એ ભિષ્મ–વૃત્તિ સુહાવી !

### અનુષ્ટુપ્ છંદ.

વીર શ્રી ધન્ય એ ભક્તિ ધન્ય પ્રૌઢ પરાક્રમ !
અખંડો દંડ સામ્રાજ્ય કેસરી વન વિભ્રમ !!!

---

# શાક્યસિંહ પ્રબોધ.

---

## શાર્દૂલવિક્રીડિત.

સત્ય, જ્ઞાન, અનંત બ્રહ્મ, અમૃતે આનંદ અદ્વૈત છે,—
ના પાપે અપવિદ્ધ, શુદ્ધ; શિવ છે, જે શાંત રૂપે દિપે !—
એ ક્યાં ને અહિં માર ક્યાં ? વિષયના સંભાર ઇંદ્રાદિક !:
ક્યાં સ્વર્ગો અપવર્ગ મોહ મદને રાગાદિથી દુષિત ?
તીર્થે શાંત, પ્રસંન પર્વત ગુહા, રમ્યે અરણ્યે કહિં,
બ્રહ્મ ધ્યાન—પરા, સમાધિ—મધુરા, દાંતા, પ્રશાંતા મુનિ !—
ક્યાં એ ? ક્યાં અહિં યજ્ઞ—કારણ કહી હિંસાદિકેનાં ભર્યા !
વામી, તાંત્રિક, બ્રહ્મરાક્ષસ અહા ! શા દક્ષિણા—લોભિયા !
રાજ્યે શત્રુ ભયે ભર્યું મલિન આ દેહે અરે વ્યાધિથી,
શોકેથી મરણેથિ જીવન જડ્યું આધિ ઉપાધિ બધી;
કર્મ—ગ્રંથિ છુટે ન, અંકુર નવાં ફુટે, ફસાઇ ખરે,
શી સંસાર—સમુદ્રમાં ડુબકિયો ખાવીજ જન્માંતરે ?
શું આ ધર્મ ? શું સ્વર્ગ—માર્ગ સુખ ? આ આચાર્ય તારી ચઢે !
શું આ પત્થર હોડિ ! શું તરવું ! ક્યાં કોને કયે સંકટે ?
મિથ્યા ? નાસ્તિ ! ન અસ્તિ ? નાસ્તિ ! ભ્રમ એ ભાસે બધાં ઝાંઝવાં.
નિર્વાણે નહિ દીપ, જ્યોતિ નહિ એ ! ફાંફાં નકામાં શું હા ?
શુન્યે શુન્ય શું ધર્મ, કર્મ, તપ, કે શું જ્ઞાન ઉપાસના ?
એકે એક અપાય—કારિ, વસમાઃ સંન્યાસ નિર્બાધ ક્યાં ?
એ અષ્ટાંગિક આર્ય—માર્ગ વચલો, બે અંત મૂકી ગ્રહો ?
તૃષ્ણા ત્યાગિય ભાવની, વિભવની હા ધર્મ ચક્ષુ લહો !
શીલેથી, વિનયેથી ધ્યાન અરતિ શિક્ષા પદે આદિથી,
ભિક્ષુ, બ્રાહ્મણ બંધુઓ, શ્રમણ એ જાગોજી સદ્‌બુદ્ધિથી !
કાં દેવો, મનુજો, દ્વિજો, ઇતર કે આર્યો અનાર્યો બધા
બંધે, મોક્ષ વિષે, સમાન, સુખમાં, દુઃખેય મુંઝાયલા !
ત્યાં ઉંચા, તહિં નીચ કોણ ? કયમ ના જે એક તે અન્યને
ચાયે લાભ, પ્રકાશ તુલ્ય મળતાં વર્ષા, હવા સર્વને
આવો સંઘ સમસ્ત પંચ વિધિથી સર્વે તજો આસવો !
આ ચેતો વિનિબંધના થકી છુટો ચેતોખિલા પંચથી.

પામી ઋદ્ધિ-પદો, તથાગત, લહો સિદ્ધાર્થ, અર્હત્પદો
શાંતેકાંત પ્રબોધ, પ્રેમ હૃદયે વિશ્વાર્થ વ્યાપો વહો !
ના રાજ્યે, વિભવે, પ્રયોજન નહીં, રાણી! કુમારે નહિ,
ના, ના, માવિતરે, પ્રજા જનથિ, ના સંસાર સંબંધથી.
એ ગંધર્વ—પુરેથિ, વ્યોમ—કુસુમેથી એ મૃગ-સ્રોતથી
છૂટી શૂન્ય વિભાવ તો કહિં રહું શૂન્યે સમાધિ લહિ ?
ના વેદે, ના દર્શને, નહિ સ્મૃતિ—જાળે ન તંત્રે દિઠું
ના શાસ્ત્રે અવિરોધિના અમૃત કૈં ! ઝેરે ભળ્યું ના મિઠું !

**વૈતાલીય.**

અહ ! વિશ્વ ભમે, દુખે દહે !
કરૂણા કોણ કરે, સુમાર્ગ દે ?
કરતાં જન—મોક્ષ, જોતનો
ભવ—બંધે બવતુ ! પ્રબંધ હો !

**અનુષ્ટુપ્.**

ધન્ય એ કરૂણા—વૃત્તિ ! ધન્ય પ્રેમાર્દ્રતા સુધા !
વિશ્વૈક—મોક્ષ સંબુદ્ધિ ધન્ય સર્વાર્થ—સિદ્ધતા !

---

# ભીમરાવ.

---

## ઐતિહાસિક હિંદ.

---

**વસંતતિલકા.**

ઉગે વને સુતરૂ સુન્દર આમ્રઆદ્યે,
વિખ્યાત જ્ઞાન બળમાં વસુરાગ વાદ્યે;
દેવાંગના સરખિ જ્યાં હતિ અંગનાઓ,
શૈલ પ્રવાહપુર ભારત વર્ષ આવો.
જ્યાં લંક અંક ધરી હેમ હિમાંબુ સારાં,
દ્વીપાકૃતિ રહી ભરી નદી ન્હેર નાળાં;
અત્યંત પૂર્વ રણ રાઘવનું સ્મરાવે,
મૌલી મણિ જડિત દક્ષિણ એવિ આવે.

પૂજ્યા અખંડ શિવ જાણિ કૃપા કરે એ,
સીતા ગઇ ધરિ મળે મનમાં ભળે એ;
જેને નમ્યા અસુર ચિત્ર ગવાઇ ગાય,
મોજે મહાલય મનોહર રામનાથ.
બે હસ્ત અદ્રિ બનિ બે ગઢ મુષ્ટિમાંથી,
ભુલાય કેમ તુટિ જે પડતા ત્યહાંથી;
અંગાર જાદુગરના કરમાંહિ બેઠા,
વર્સે જ તે શરતથા વિખર્યા મરેઠા;
વેણુ સુણી વિરહથા બનિ જે અધીરી,
વેણી સરી ન ગણતાં ધરી સંગ વીરી;
ગોપી સહાય વ્રજ કુંજ છકેલ છૈયો,
કાલિંદી રમ્ય તટ રાસ રમ્યો કન્હૈયો;
હંસે હસાવિ કલિએ કલહો કરાવ્યા,
અર્ધાર્ધ વસ્ત્ર વનમાં નળરાય લાવ્યા;
ભૂલી ભમી ભટકતી તજિ સેજ દીધી;
વ્યાધે વરોધિ, વિધિએ જ ઉગારિ લીધી.
વેપાર વૃંદ મળિ ક્રૂર અસહ્ય મારી;
દાસી થઇ નૃપસુતા શિર ચોરી પાડી,
રોતી રહી પિહરમાં, સહસાજ સ્વામી;
પામી સતી સુભગ એ દમયન્તિ નામી.
સત્ય સ્વરૂપ યુધમાં સ્થિર ધર્મ યોગી,
ભીમ સ્વરૂપ સુત મારુત મત્તભોગી;
અગ્નિ સ્વરૂપ નર ભારત સૂર્ય સો'તો,
વર્ણાગમાં નકુલ બન્ધુ ભવિષ્ય જોતો
પાંડુ કુમાર વનવાસ વિહાર શોભ્યો;
સૌન્દર્ય જેનું દમ્યું દુર્મતિ જેમ લોભ્યો;
જેવાં અજાણ શિશુને બહુ મૃત્યુ આવી,
સંસાર માર્ગથિ બચાવિ લિયે પડાવી.
જ્યાં અભ્ર આવિ બહુ વેશ નભે ધરીને,
વર્ષાવિ વારિ, કરિ શાન્તિ ફરી ફરીને,
ગર્જાવિ ઘોષ, કરિ જ્યોતિ પ્રકાશિ જ્યાં ત્યાં,
જેવા ઉદાર જિવથી જનચિત્ત શાન્ત્યાં.

ગંભીર મૌનથિ મહાન્ત વ્રતાનુસારી,
ગાઢી જટા સફળ આયુષ દીર્ઘ ધારી;
જે છાયમાં શમવતો જન તૃપ્ત લોભે,
જ્યાં ચિંતનાત્મક નમી વડ પ્રૌઢ શોભે
જ્યાં વિક્રમાર્ક અતિ વિક્રમ યુક્ત વીરે,
શત્રુ થયા શક હણ્યા, ખસ્યું ધ્વાંત ધીરે;
તેથી પ્રચંડ શક સંવત એક સ્થાપી,
ફેલ્ય પ્રકાશ રવિ કીર્તિ અનન્ત આપી.
જે તેજ માંહિ કવિ પંડિત સર્વ ડુબ્યા,
આકાશના ઉડુ ગણો સમ દિવ્ય ઉભા;
જેના પ્રતાપ થકિ ભૂતળ ભવ્ય ઉભું,
રાત્રિ થતે રવિ પડયો નૃપ તેજ ડુબ્યું.
યોગે કરી વશ જ ઇંદ્રિય જ્યાં વસિષ્ઠે;
ધાર્યું મહા મુનિ તણું બહુ માન શિષ્ટે:
આત્મ પ્રભાવ થકિ મંત્ર મહાન ગાયા,
જે આદ્ય ધર્મ ગુણુ આ જગમાં જણાયા.
જેના સમાન પરિપૂર્ણ પૃથુ પ્રજામાં,
આવી શકે ન બળમાં નૃપ કોઇ સામા;
એવા સ્વતેજ થકિ સર્વ દિશે જણાયો,
ધર્માર્થરૂપ કવિએ નૃપ રામ ગાયો.
સ્વર્ગીય ભૂમિ ઉપન્યા સુર તુલ્ય લોક;
ઉત્તુંગ જ્યાં નગ પડયા થઇ થોક થોક,
રાખી વનસ્પતિ મહૌષધિ ખાણ પાસે;
મૌને મહોચ્ચસમ જીવન આપિ રાચે.
જ્યાં સિંધુ ઓઘ અટકી અટકી પવિત્ર;
સ્નાને કરે પુનિત ગાઇ મહા ચરિત્ર;
જ્યાં શત્રુનાં દળ પડયાં રગડાઇ રોષે,
ને રોઇ મૈથિલ સુતા પતિના વિયોગે.
જ્યાં આર્ષ છંદ કરિ ઉન્નત આ પ્રજાને,
ભારે વિકાર શમવે દઇ શુદ્ધિ પ્રાણે:
શ્રી માધવી સમ દિવાકર શૌર્ય તૃષ્ણા,

રાખી વારી, રણુ ફરી, હતિ એક કૃષ્ણા.
ધારી ઉમંગ પ્રિય શ્યામ સુમૂર્ત કીધો,
અન્તે દિવાનિ બનિ પ્રાણુ સમર્પિ દીધો;
રુક્માભિમાનિ તુચ્છકારિ વિદર્ભે લક્ષ્મી,
ચાલી સતી હરિવરે કરિ શત્રુ જખ્મી.
આકાશ વાસ દઈને ડુબિ, ઉભિ ઉભી,
સૃષ્ટિ નિહાળતિ, અનંગ સુતે વિલોભી;
છાનો છળ્યો ચતુર શૂર, સુરંગ નોખા,
રાખી રમી રતિનિ લાડકવાઇ ઓખા;
ન્હાની નદી વન વને, પ્રતિજાતિ છોડે,
રંગીન પંખિ, કુસુમે તરુવૃન્દ મોડે;
ગાજે ત્રણે દિશ, સુમુદ્ર મરુત્ સુગંધિ,
સર્વ પ્રકાર પરિપૂર્ણ વિલોકિ સંધિ;
પાષાણુ રત્નતણિ ખાણુ વખાણુ શાં શાં ?
સને રૂપે અધિક ઓપતિ છે ભૂમિ જ્યાં,
અન્તર્વિકલ્પ કરિ લોક ન અલ્પ બોલે,
પૃથ્વી તણો સુભગ બાગ જ એમ તોલે:
ક્યાં ક્યાં થકી ઉલટિને પરદેશિ આવ્યા ?
કેવા પ્રયત્ન ? મન કેવિ રિતે ભમાવ્યાં !
પાસે વિદૂર થકિ જ્યાં થઇ થોક થોક,
લુંટયા જનો, અવાનમાં પસર્યાજ શોક;
શું જોર ? શું કશું પરાક્રમ ? શૌર્ય તે શું ?
ક્યાં કોઇ માન મળ્યું દુર્બલને જિત્યે શું ?
જ્યારે કુસંપ ઘર કલેશ વિશેષ પેસે,
એ નીમ નિત્ય પર તે ઘર આવિ બેસે.
જ્યાં કોઇ કાળ રમતી સઘળી કળાઓ;
ગર્વે ગવાય ત્યમ ભારત બોલ આવો,
યોગે મહામુનિવરે અવધાન ધારી;
પ્રત્યક્ષ બ્રહ્મ કરિ સૃષ્ટિ વિભા વધારી,
જ્યાં શૌર્ય પૂર્ણ ભરિ સુન્દરિયો અનેક;
જન્માવિને વળિ વિદક્ષિણુ વીર છેક,
જેને પ્રતાપ બહુ કર્તિ ગુણો વધાર્યા;
સત્કાર્યથી જિવિત સ્વર્ગ વિષે સધાર્યા,

જ્યાં વૃક્ષયુથમય કાનન અંધકારે,
હિંસ્રો ફરી વળિ મુસાફર સત્ય મારે;
અત્યંત દુસ્તર તપી તપ જ્યાં તપસ્વી,
ટાળ્યું તમિસ્ર બહુવીર થયા યશસ્વી.
જ્યાંહાં મહામુનિ ધરિ દૃઢ વૃત્તિ ધીરે,
સત્ત્વે કરી શમ દમે થઇ સર્વ શિરે,
ધારી સમાધિ ચિતમાં નિજરૂપ સ્થાપી;
વેદાન્તજ્ઞાન શિખવી દૃઢ ભક્તિ આપી,
સંધાનનો સુકર, તીવ્ર પરાક્રમેથી,
સંહારનાર સહુ દુર્ગુણનો જ તેથી;
પ્રેમાવતાર થઇ, બંધુ વિરોધ છાયો,
જ્યાં વિષ્ણુરૂપ કહિ કૃષ્ણ પુરાણ ગાયો;
પિતૃવ્યઘાત ભય ધારિ અડી ઉભેલો.
આણી વિરાગ, સહસા યુદ્ધમાં પડેલો;
સદ્ધર્મતત્વ ખરૂં અર્જુનને જણાવી,
ગાણ્ડીવઘોષકૃતિ કારમી જ્યાં કરાવી.
જ્યાં પ્રેમનાં ભરત તાત શકુંતલાનાં,
સૌભાગ્ય ખોઇ તપતી જનકાત્મજાનાં;
ગાઇ ઉદાર ચરિતો, પદ શારદાનાં,
પૂજી થયા અમર બે કવિ મુખ્ય માન્યા.
જ્યાં બિન્દુમાં ગ્રહ ગણી રવિ નામ ધારી,
કીધો સ્વકાર્ય વશ સર્વ ખગોળ ભારી;
વિસ્તારિ તે ગણિતની સહુ દેશ લીલા,
લીલાવતી વિરચિ સત્કૃતિમાં રસીલા.
આકાશની ઉતરિ ગહ્વર ગુહા ભેદી,
ગાઢાં શિલા તરૂથો બળમાંહિ છેદી;
જેને તટે મુનિવરે ધર્યું ધ્યાન લોભે,
ભાગીરથી સમ સરિત ન કોઇ શોભે.
ને ક્યાં હિમાલય સમો પણ અદ્રિ એવો,
ઉંચો શિલા હિમતણી ધરિ કોટ જેવો:
જેણે ઉતારિ દળ દાનવ દાન દીધાં,
આ દિવ્ય ભૂમિ ઉદરે જ શમાવિ દીધાં.

# ગોવર્ધનરામ.

## ચિત્રસંસાર.

( લાવણી. )

મચી રહ્યો કોલાહલ આજે, દશે દિશે ગાજે !
તે તળે સરે કો ભિન્ન ચિત્ર સંસાર ! જગત ના જાણે !
તરી રહે ઉપર વ્યવહાર,
સઉ સરી જતા જ પ્રવાહ,
સઉ દિવસ ભભુકતો તેજે,
રવિ સળગી રહે જગદેહે,
તે નીચે નિશા નિજ ખેલ જમાવતી, અંધ સોડીયું વાળી
સ્ત્રી ચરિત કરતી નિશા દિવસનું રૂપ ધરી આ જામી !
નભ ઉડુગણુથી ઉભરાતું,
તિમિરોદર ઘણું ઉપસાતું,
ઉર ચિત્ર સ્વપ્ન ભણી ધાતું,
જગ મદનતન્ત્રી ધરી ગાતું:—
તે નહિં દેખું નહિં શુણું, રજનિ જ્યાં રૂપ દિવસનું ધારે,
ઓ! રજનિ ! ઘુંઘટ ઉઘાડ ! નીરખવા તને ચિત્ત લલચાયે.
ઓ રજનિ ! ત્હારે કાજ
મુકો દઇશ હું આ સઉ સાજ !
ઓ રજનિ ! જોવા તુંને,
આ બુદ્બુદ ફોડીશ હું તે !
ગૃહજાળ, લક્ષ્મીની જાળ, રચી મુજ શિરે રહે બુદ્બુદને,
ઓ બુદ્બુદ ફોડી, તોડી બન્ધીના બન્ધ, જોઇશ હું તને.
ઓ રજનિ ! જોવા તુંને મુને અભિલાષ ઘણો છે આજે !
બહુ બહુ વર્ષ અભિલાષ ઉંડો ઉરમાં ધર્યો છે સાચે !
હું ચન્દ્ર ! રજનિ, તું રજનિ ! જીવ હું, તું જ જેમ પરલોક;
તુજ તિમિર વિશે તરી જોઇશ. "ઉભો તુજ સમો કયાં જ પરલોક ?
તોડી જ સજડ આ બન્ધ
હું જોઇશ, રજનિ, તુજ ફન્દ !

મુજ નવો થશે અવતાર!
નવું તેજ પ્રકટશે આંખ !
મુજ સરવા થાશે કાન !
શુણી શકીશ હું યમનું ગાન !
આ દમ્ભ થકી, આ ઢોંગ થકી સરી પડીશ રસાતળમાં હું !
આ નાટકના પટને ચીરી પેસીશ–જ્યાં વણવેશ નિશા તું.

## કુમુદસુંદરીનો સરસ્વતીચંદ્રને પત્ર.

અવનિપરથી નભ ચ્હડયું વારિ પડે જ પાછું ત્યાં ને ત્યાં,
ટુંકું કર્મ ટુંકું રહેવાને સરજેલું આ ધરતીમાં.
નભવચ્ચોવચ્ચ રંગીન થાતાં ગરૂડરાજની પાંખ થકી
સુભગ ઘડિક એ બન્યું; નવાઇ ન, એ દશા જો નાજ ટકી.
પણ ઉંચા નભના સંચારી પક્ષિરાજ તું આવ્યો આ
ધરતીપર ત્યાંથી ઉડ પાછો; પક્ષહીનનો દેશ જ આ.
ફફડાવી પાંખો સોનેરી, રચ રસયંત્ર તું રસધરમાં !
વિશાળ વ્યોમ માંપી લે, ને ન્હા સૂર્યકિરણના સરવરમાં !
ગિરિશિખરે, ઘનમાં ને નભમાં ઉંચો તું ઉડશે જ્યારે,
સૂર્યબિમ્બથી સળગી ઉતરતા કર-અંબાર વિશે જ્યારે;
સુવર્ણપક્ષની જશે ભભક ભળી તે સમયે તુજ કીર્તિને
જોઇ જોઇ પૃથ્વીપરથી પૂજીશું–ઉરમર્મથી અનુમોદીને,
નહિં ઉડાયે પોતાથી–પણ પ્રિયની વિમાનગતિ જોઇ
રાચવું એટલું રહ્યું ભાગ્ય તે રાખ ! નીકાર રહીશું રોઇ-

## આકાશ.

"હું વિશ્વમંડળમાં વસું ને વિશ્વ વસતું મુજમાં !
વિભુના પ્રભુને એમ અનુકરૂં વિભુ થઇ વસુ વિભુમાં. ૧
અણુમાં વસું, વિભુમાં વસું, વિભુ-ઉર જેવું વ્યોમ હું !
અણુને ધરું, વિભુને ધરું, વિભુ ઉર જેવું વ્યોમ હું. ૨
દૂરથી બિન્દુસમાં દેખાય જે મનુનેત્રને,
પણ નિકટથી ન મપાય વીતતાં જુગ જેના ક્ષેત્રને. ૩
અગણિત એવા સૂર્ય સરખા ઉદરમાં ગર્ભો ધરું,
પણ તોય માનવ–નેત્ર જેવા ગર્ભને પણ પોષું હું. ૪

પોષું હું એવા નેત્રને, પોષું હું એવા શ્રોત્રને,
સમ દૃષ્ટિ મ્હારી સર્વનાં સરખાં ગણે છે ગોત્રને. ૫
દુઃખીયારી પૃથ્વી આખી તેતણા ઉર ઉપરે
હસ્તસ્થળી સમ ફેરવું ધનઃ ચુમ્બું વળી નગચિબુકને. ૬
ઉંચું નીચું એ ભેદ ગર્ભે વસતી દૃષ્ટિ બાળતી
વિભુસૃષ્ટિમાં એ બ્હાર આવી ભેદ ભુલી મ્હાલતી. ૭
મનુમન્દિરે મુકું છાપરાં, ફુવે હસે જન જોઇ તે,
કંઇ ગરુડ તેને ભેદીને મોભે ચ્હડી ઉભા રહે. ૮
તે વીર રાચે ન્યાળીને આ અમળ મુજ અનન્તતા,
મુજ જેવું ઊર કરી કરી ફુલે ફુલે જગ જીતતા. ૯
ધુમસ સમા ધૂમકેતુ ચાય ઘડીક તેની દૃષ્ટિને,
ઉડી જાય પણ તે ઘડીકમાં ને જુવે એ મુજ સૃષ્ટિને. ૧૦
દેખાય નહી પણ દોરી લેખા રાખી જગના પન્થની !
ખેંચાતી ખેંચાતી ત્યાંજ ચાલતી ગુરુ લઘુ ગ્રહમંડળી. ૧૧
વણ આદિ ને વણ અન્ત, વણ આકાર ને વણ માપ હું !–
દેખે જનો જે ગોળ તે નિજ બિમ્બ જેની ખાપ હું. ૧૨
સ્થિર એક ને જગ સંચરે તે માંહીં જે તે એક હું,
સ્થિર ભાસતું કે સરું તે કોણ મુજ વણ જાણતું ? ૧૩
સ્થિર સત્વ હું સમ કેટલાં સ્થિર બાઝીને વળગી રહે ?
એ નાટય કેરા સૂત્રધાર તણા પ્રપંચો કયાં વહે ? ૧૪
નર ! આંખ ત્હારી ઠારી હુંપર જોની સત્ય જ આવું જે.
જોનાર એ આ આંખ તુજમાં આંસુ કયાંથી જ આવ્યું જે ! ૧૫
ઉર મ્હોટ ! વિશ્વની કીધ ચિન્તા એ સમાયું તુજમાં.
શરમાય રોતાં નહી શું તે જે રહ્યું એવા સાથમાં ?
મુજ બન્ધુ ! ઓ વિભુ ઉર ! ઘડીમાં આમ વપુ સંકોચતાં.
તું શીખીયું કયારેજ ભુલ્યું ભાન તું શું શોધતાં ? ૧૭
નથી નાશ કોઇ પામીયું, નથી જોડ કો વીખુટી પડી,
ધનરાજિ ઓગળી તોય ધરતી–ઉરમાં સરીને વહી. ૧૮
આ વાગતીતી વાંસળી, સ્વર રમ્ય રુડા સાંભળ્યા,
સ્વર સંભળાય ન તોય એ આકાશ હું તેમાં ભળ્યા. ૧૯
દેખે ન તું ત્હોયે રમે તુજ સાથ વાયું–વલ્લરી,
કમ્પે જ ઝાડું તે સમે દેખે તું એની ઝલ્લરી. ૨૦

નર્યો તે નવું થાશે નહી, છે તે નથી ના થઇ જશે,
તાપે તપ્યું જળ બાષ્પ બનશે, નષ્ટ પણ તે ના થશે !૨૧
" રે ઉઠ, રોવું તજી દે, જીવ, તું અનન્ત !
જો આ અનન્ત મુજ કોતર છે ગભીર;
તે મધ્ય વ્યાપી સુતી પાસજ પ્રિય ત્હારી
જોતી તુંને, નજર તું પણ નાંખ ત્હારી. ૨૨
રુવે હસે નયન સીમવતાં જ ભાઇ !
ભેદાય ના વિકૃતિથી ઉર જે અનન્ત.
આ છાય દષ્ટિસીમને બહુરંગી મેઘો
તેથી છવાય નહી મ્હારી અગાધ ગૂહા. ૨૩
મન્વન્તરોથી વય ના જ મપાય મ્હારું,
થાકી મરે શરીર માપતી મ્હારું સંખ્યા,
આભોગ વ્યાપી મુજ તે તું રહે પુરાણ,
તેને શું રોવું હસવું ? વદ, બન્ધુ આત્મન્ ! ૨૪
ઢંકાયું ઢાંકણું પયોદ—સમું જ કો આ;
તે ફુટશે યમસમીર તણે ધસારે;
તે ફુટતાં નીરખશે વિભૂતિ તું મ્હારી,
તે ફુટતા નીરખશે વિભૂતિ તું ત્હારી; ૨૫
એ ઢાંકણું નથી જ છિદ્રવિનાનું કાંઇ,
છિદ્રો થકી જ તુજ મુજ તું ભાન ધારે !
દેખાય અભ્રની ઘટાતણી ચાળણીથી
કો કો સમે મુજ અનન્ત વિભૂતિ—અંશ. ૨૬
એ ઢાંકણા થકી જ પોષણ ત્હારુ, ગર્ભ !
થાશે; તું તેથી તુજ મુજ વિભૂતિ જોવા,
સૌન્દર્ય પાન કરવા વળી, શક્ત થાશે !
ચોમાસું મૂળ મધુમાસની લક્ષ્મી કેરુ. ૨૭
રે પદ્મ ! અભ્ર વચમાં પડતો નીહાળી
શાને મીંચાય ? તુજ વાસસરોવરે એ
સમ્પૂર્તિ નીરની કરી વપુ નિજ હોમી
પાશે અદૃશ્ય બની નીર—સુધા ધરાને. ૨૮
રે ! સૂર્ય મુજ ઉરમાં હજી છે હયાત;
દેખાય એ નહી તથાપિ મરીચિ એના

પેંશી પયોદપટમાં કરી બાથ જેવું
લ્હોળુ ધનુ, ઝઝુમતા તુજ સેજ માથે." ૨૯
તિમિરગર્ભ પણ, તારાગણુ નિજ કુક્ષિવીશે નભ ધારે;
તિમિરદ્વીપની આશપાશ નભસાગર ગર્જન માંડે;
અનંત તેજથી અંધ–અનંત નિનાદથી બધિર–બનેલો
શ્વાનયોનિગત પામર પ્રાણી જડતામાં જન્મેલો,
તે પ્રાણી પણ ઘોર રજનિમાં રજનિશિરે નભવાણી
ગાજતી દેખી ભસે પર–બોધ તણો નહી મર્મ પ્રમાણી. ૩૦

# દોલતરામ.

## ઐાદાર્ય.

### સવૈયા.

શક્તિ હોય તો સુખ કરવાને અહોરાત્ર રહેવું તૈયાર,
વિત્ત હોયતો વાવરવાને ધર દ્રઢ હેવા વારંવાર;
જ્ઞાન હોય તો સુપાત્ર જોઇ દેજે વિદ્યાનો ભંડાર,
રામ હોય નહિ તો મુખથી આશિષના દે કહાડી ઉદગાર; ૧
અપૂર્ણ જીવો ભૂલ કરે તે વાંક ગણાતો નથી તલભાર,
સ્વભાવને અનુસરણ્ કરે છે સત્વ સકલ તે મનમાં ધાર;
શ્વાન ભસેને સર્પ ડસે ભુંકે ખર મોર કરે ટઉકાર,
દાંત કરે વાનર શુક પ્રલપે તે સહુ પ્રકૃતિને આધાર. ૨
"અઘટિત ઘટના પટીયસી" માયાથી વાહ્યા ન જશો યાર,
બહુવિધિ રચના પ્રપંચથી ભરપૂર જણાયે આ સંસાર;
ભેદ ભેદને ભેદ જણાશે ઐક્ય દ્દષ્ટિગોચર ન લગાર,
સાર વસ્તુનું ગ્રહણુ કરીને અન્યગણો ઉચ્છિષ્ટ અસાર. ૩
નાટ્યશાળમાં સાડી પહેરી પુરૂષ બને છે સુંદર નાર,
હાવ ભાવથી જડ કામુકનું ચિત્ત હરે છે જોતાં વાર;
પાત્ર કુપાત્ર બન્યું પણુ તેને દેવો ક્ષણુ શાનો ધિક્કાર ?
સૂત્રધાર નચવે ત્યમ નાચે પરાધીન જીવિત વ્હેનાર. ૪

દીન મૂર્ખ શઠ દંભી લોભી ક્રોધી માની પાપી જાર,
શુદ્ધ સ્વાર્થની અણુ સમજણથી પામે પામર દુઃખ અપાર;
કુસંગનો પણુ રંગ ચ્હડે અભ્યાસે બુઠાં મન નિરધાર.
ક્ષમા-રમાને હૃદયે ધારી તેપર ધરજે પુરણુ પ્યાર. ૫
"બુદ્ધિકર્માનુસારિણી" છે લોહ તણી જાણો તલવાર,
સખી બને શાણાની, કરશે એજ મૂર્ખ ગ્રાહકને ઠાર,
ઉદારતા તે માટે ધરજો મળે કદા કો જન નાદાર,
સમુદ્ર સમ ગંભીર બની કરજો દિલ દરીઆને દૂરખાર. ૬
સાધ્ય સર્વનું એક જણાએ સાધનમાં એ ભેદ અપાર,
શાહુકાર તસ્કર ધન માટે, જુઓ, કરે કેવા ઉપચાર;
પણુથી એક કરે ધન સંચય અન્ય મુકે છે અંગ ઉધાર,
કર્મ બીજ સ્ફુરતાં ફળ થાએ, નિમિત્તનો લેવો શિદ ભાર ! ૭
વેગવાળું આ ભવસાગરમાં પ્રયાણુ જીવતણું ક્ષણુવાર,
દૃષ્ટ અદૃષ્ટ અદૃષ્ટ દૃષ્ટ થઇ જાએ છે કરતો પલકાર;
શીત તાપ દિન રજની સમ સુખ દુઃખ યુગલ છે જગ મોઝાર,
કરે આવજા વારા ફરતી કોણુ વેગ ખાળી શકનાર ? ૮
કોણુ કોણુનું અહિત કરે છે કોણુ કોણુનું હિત કરનાર,
આપ આપનું સંભાળી લ્યો તરવો છે ભવ પારાવાર;
દોષ ગણીને રોષ કરી સંતોષ તજી ન કરો અપકાર;
પરિણામે બહુ હર્ષ મળે છે માટે કરવો પર ઉપકાર. ૯
ઘોર દુઃખ પણુ કાળજતાં ઝટ વિસ્મૃતિ કૂપ વિષે પડનાર,
સર્પ જતાં લીસોટા રહેશે ડંખ-રહિત સ્મૃતિ પણુ રહેનાર;
દ્વેષ ક્લેશ સહુ વ્યર્થ જશે ઠરશે મન જવ થાશે ઉદ્ધાર,
ધૈર્ય ધરી તે માટે દુસ્મન પર મન રાખી રહો ઉદાર. ૧૦
કાર્યસિદ્ધિ કદિ એક થઇ ત્યાં હર્ષ તણો ન ઘટે સંચાર,
હાનિ થાય તો ગ્લાનિ ધરવી એ પણુ મૂરખનો વ્યવહાર;
લાભ હાનિમાં હર્ષશોક કે રાગદ્વેષને મન નહિધાર,
સમદૃષ્ટિ સમભાવ ધરી ઔદાર્ય તણો કરવો વિસ્તાર. ૧૧
" ત્રિવિધ તાપ ગુણ દશા ઉપર મેળવવો વિતનો જયકાર,
ત્યારે ફરતા કાળચક્રની શા માટે ધરવી દરકાર ?
પ્રયાણુ ઉપર વ્હાણુ ચ્હડયું આવ્યું પાછું જાએ બહુ વાર,
કર્ણધાર પણ દરબીનથી જોઇ ઉતારે સામે પાર. ૧૨

ધરણી કેવી ક્ષમા ધરે છે ધરણીધર ધારણ—આધાર;
સ્વસ્થ સુસ્થ તે પણ બનતાં જનને આપે સુખના અંબાર.
" **आह्लानंहिविसर्गाय** " જુવો સૂર્યના તપનો બ્હાર,
હૃદય ઝરણથી પ્રેમસરિત વહેજો ન'વરાવા નર ને નાર. ૧૩
ત્યાગ વગર મ્હાભાગ થવાનો નિયમ જણાતો નથી લગાર,
વાવ્યાવિણ ઉગે નહિ તો લણશો ને ભરશો કેમ વખાર ?
જીરવવાની સહન શક્તિ મેળવતાં છાજે છે અધિકાર,
કનક થાય ઘર્ષણ તાપન તાડનથી લલનાના શણગાર. ૧૪
અમીદ્રષ્ટિથી જોઇ સમષ્ટિ કષ્ટ કાપવા બનો ટટાર,
સકલ સૃષ્ટિને વ્હાલી ગણતાં વ્હાલ ધરે છે સરજનહાર;
નિજ પ્રતિબીંબ સકલમાં જોઇ નિજ સમ રાખ સકલપર પ્યાર,
" **उदार चरितानां वसुधैवहि कुटुम्बकं** " સુખિયું સુખકાર. ૧૫

# નરસિંહરાવ.

## તદ્ગુણ.

**પરિવ્રાજિકા યશોધરા:—**

અનુષ્ટુપ્

" અરહંત તણા ઊંડા હૃદયે કોસમે પડે,
પૂર્વાવસ્થા તણી છાયા ? ભગવત્! પુછું આદરે. ૧
છાયા એ આપની કાંઇ લાંછનો ઉર શુદ્ધને ?
નિર્વાણ શાન્તિમાં એથી પડતો ભંગ કો ક્ષણે ? " ૨
શંકાઓ દીનભાવે એ જિજ્ઞાસુ પુછતી સતી;
દયાસિન્ધુ મહાત્મા ત્યાં, બુદ્ધ દે વિમલા મતિ. ૩

**બુદ્ધ ભગવાન:—**

વસંતતિલકા

" સાધ્વી ! તું જો ? ઉદધિમાં અતિ દૂર પેલું,
જ્યાં ચુમ્બતાં ઉદધિ વ્યોમ તહિં ઠરેલું,
એકાગ્ર ધ્યાન ધરતું શશિબિમ્બ શોભે,
લાંબો પટો પસરી કૌમુદીનો જલૌઘે. ૪

ને ધન્ય આ પળ વિશે સહસા જ પેલી
નૌકા અલક્ષ્ય સરતી તિમિરોદરેથી
આવી કરે મધુર કૌમુદીમાં પ્રવેશ,
ધારે અલૌકિક છબી ધરી શુભ્રવેશ. ૫
એ ચંદ્રનો નવ કરંતી સમાધિ ભંગ,
પોતે ધરે શશીની શાન્તિ તણો જ રંગ,
નૌકા સ્વરૂપ ક્ષણ તેહ વિલુપ્ત થાતું,
ને કૌમુદી જળ વિશે જઈ એ સમાતું." ૬

**પરિવ્રાજિકા યશોધરાઃ—**

**અનુષ્ટુપ્**

"સત્ય, એ જોઉં છું સર્વ, અર્થ ના સમજું કંઇ;
ભેદ એનો બતાવો ને, ભગવન્ ! જ્ઞાનના નિધિ !" ૭

**બુદ્ધ ભગવાનઃ—**

**વસંતતિલકા**

" સાધ્વી તને કહું હું આજ નિગૂઢ એક,
અજ્ઞાન પામર લહી શકશે ન ભેદ;
નિર્વાણનું અકલ રૂપ ન મન્દ જાણે,
શાન્તિ જલે લહરિને સ્થિતિભંગ માને ! ૮
નિર્વાણ સિન્ધુ જલમાં કદી ના વિકાર;
આભાસ થાય કદી અન્યજ એ પ્રકાર;
મ્હારા અગાધ હૃદયે બનિયા બનાવ,
તેમાંથી એક વરણું સુણ્ય ધારી ભાવ: ૯

**અનુષ્ટુપ્**

મથનો મ્હેં કર્યા ઉંડાં બોધિવૃક્ષ તળે રહી,
ચિત્રો નાના પ્રકારોનાં પ્રગટ્યાં ને ગયાં શમી. ૧૦
અન્તે આનન્દ સિન્ધુના જળમાં બોળતું મ્હને;
પ્રગટ્યું તીવ્ર કો ઉંડું સંવેદન કહું ત્હને; ૧૧
પામ્યો હું સહસા ત્યારે, અપ્રમેય દશા નવી,
ખરો નિર્વાણનો સિન્ધુ રેલાયો હૃદયે રમી. ૧૨

**વસંતતિલકા**

નિર્વાણ એ અનુભવ્યો સતત પ્રવાહી,
વર્ષો અનેક લગી, શાન્તિ રહી છવાઇ;

તો એ ઉંડા અનુભવો કદી ભિન્ન ભાસી,
એ શાન્તિમાં પ્રગટતા, પછી જાય ન્હાશી. ૧૩
જો એક વેળ બનિયું, ન બન્યું કદી જેઃ—
હું ધ્યાનમાં સ્થિર રહ્યો, નવ લક્ષ બીજે;
ને તે ક્ષણે મધુર મૂર્તિ યશોધરાની,
એ ધ્યાનમાં સ્ફુરતી જો! પ્રકટીજ છાની. ૧૪
આભૂષણો વળી દુકૂલ જ રાણી જોગાં,
સર્વે ગયાં સરી, અને પ્રગટયાં જ બીજાં;
સાદાં તથાપિ કંઇ દીપિત દિવ્ય તેજે,
તે ધારતી મૃદુલ કાન્તિ નિહાળી મ્હેં તે. ૧૫

અનુષ્ટુપ્

નૌકા પેલી સરે જ્યોત્સનાપૂરમાં તે સમી સ્થિતિ,
દિવ્યતા પામતી ત્હારી મધુરી મૂર્તિની હતી. ૧૬

વસન્તતિલકા

એ શુદ્ધ મૂર્તિ તુજ આ હૃદયે સ્ફુરંતી,
નિર્વાણ કૌમુદી જશે દીઠી મ્હેં સરંતી;
નિર્વાણમાં નવ થયો કંઇ તેથી ભંગ,
નિર્વાણ કેરૂં બની તું રહી દિવ્ય અંગ. ૧૭

અનુષ્ટુપ્

દિવ્ય સંવેદનો એવાં અરહંત વિના બીજા,
ભોગવે ના કદી, તો શો પૃથગ્જન તણી દશા! ૧૮
નિન્દે પૃથગ્જનો એવા બાહ્ય નિર્વાણ ભંગને;
તલ્ન કર્દમમાં ન્હોટયા, પામે શું ગિરિશૃંગને? ૧૯

---

## રાજ્યારોહણ.

---

### શિખરિણી.

હજારો વર્ષોના રવિ શશી ઉગ્યા આથમી ગયા,
અખંડ જ્યોતે એ હજી ગગન દીપો તપી રહ્યા;
અને તેં તો નાનાવિધ અનુભવો શા અનુભવ્યા,
દિલ્હી! શા શા નૃપ તુજ ઉછંગે રમી શક્યા? ૧

## નિશાણી પેઠી.

ક્યાં ? પાંડવ કૌરવ રમણુ પડાવી,
ચંદ્રવંશને બહુ દીપાવી;
લુપ્ત કર્યા નિર્વાણુ ત્રિશે સહુ
ઉદય અસ્ત પલટાવીને. ૨

ને અનંગપાળ તુવાર ગવાયો
તે પણુ તિમિર પટેજ સમાયો;
વંશ અનેક ગયા ભૂંસાઇ
ચિત્રપટે ચિતરાઇને. ૩

ને વીર અને શૃંગાર રસોને
નાયક એક અજાણ્યો કો'નો ?
ચંદ કવિએ ગાયો પ્રેમે,
રસની રેલ મચાવીને. ૪

ક્યાં ગયો આજ પૃથુરાજ જ શૂરો,
સંયુક્તાનો પ્રાણુજ પૂરો ?
ઘોરી મહમ્મદ એનો જેતા;
તે પણુ ગયો તણુાઇને. ૫

વળી તુર્ક મુગલને તીખા મરેઠા
વિજયે ચઢીને પડિયા હેઠા.
નાદિર કાળ સરીખો નાચ્યો,
રુધિર રેલ રેલાવીને. ૬

એ વિજયી નૃપ સહુ કેરી મૂર્તિ,
કાળ સિન્ધુમાં તરંગ સરખી,
ઉછળી ઉછળી સમી ગઇ સહુ;
ક્ષણુભર જોર જણુાવીને. ૭

## શિખરિણી.

ગયા એ ઉદ્વેગો, તિમિર ભરિયા એ દિન ગયા,
પ્રસારી શાન્તિને અરુણુ ગગને રંગ પુરિયા;
ફરી દિલ્હી ! તેં તો વસન સજિયાં ઉત્સવતણું,
અને તું ઉત્સંગે લઇશ નવ સમ્રાટ હમણું. ૮

## નિશાની પેડા

આ શુભટાણે આનન્દ વરસતાં
વાજે વાદ્ય અનેક સુરસ, ત્યાં
દીન જનોનાં રૂદન જ છાનાં
સુણશે ભૂપ દયા ભીનો. ૯

આ વિશાળ ભારત દેશ વસેલા,
કોટિ કોટિજન હૃદય છૂપેલા;—
ભાવો ઊંડા પ્રેમ તણા તે
વાંચી લેશે પ્રેમીલો. ૧૦

એ રાજ તણો અધિરાજા આજે
ભારત સિંહાસને વિરાજે;
તેથી અધિક સિંહાસન રૂડું
પ્રજા હૃદયમાં સ્થાપીને. ૧૧

સામ્રાજ્ય મુકુટ શિર ધારણ કરતો,
રાજ્ય વિભવ તે ક્ષણ વિસરતો,
હૃદય વસેલા પ્રજા જનોને
રીઝવશે સુખ આપી ને. ૧૨

ને પ્રજાજનોની ઊંચી આશા
પૂર્ણ જ કરવા ઉત્સુક રાજા
કીર્તિ અચળ મેળવશે મોંઘી
પ્રેમ સાંકળી સાંધીને. ૧૩

## પ્રમાણિકા

અસંખ્ય દીપમાળ, ને
ધ્વજા, કમાન હાર, ને
અનેક વાદ્ય સુસ્વરે,
ઉરે ધ્વનિ જગાડતાં; ૧૪

પ્રચંડ તોપ ગર્જતી,
જ્વલંત વ્યૂહ સૈન્યના;
તુરંગમો મજો ઘણા,
સજેલ સાજ મ્હાલતા; ૧૫

**સોરઠો**

સ્વપ્ન સૃષ્ટિ સમ સર્વ રચના એહ જશે ઊડી,
ભૂપ ન ધરશે ગર્વ, અચલ રહ્યો એ ધર્મમાં; ૧૬

**શિખરિણી**

પરંતુ દીનોનાં હૃદય રૂદનોને શમવતી,
દયા નીતિ તારી, નૃપવર! અહો શાશ્વત થતી;
ખરી કૂંચી લાધી જન હૃદયની એક તુજને,
સદા તે સંભાળી! સ્થિર ચલવજે રાજ્ય રથને; ૧૭
અને રહેશે સ્થાયી હૃદય હૃદયે મૂળ ધરતો
ઘટા ઘેરી સર્વે દિશ પ્રસરતો પ્રેમ વડલો;
ન ઝંઝાવાતો એ કદી પણ તરૂને ડગવશો!
સદા શીળી છાયા મહિ ભરત ભૂમિ સ્થિર વસો! ૧૮

---

## ઘુવડ.

---

**ખંડ હરિગીત**

રચી ઉતાવળ કારમી
તિમિરમાં તારક તરે;
રજનિકુહરે ભર્મો ભર્મો
માયાવી ચિત્રો ચીતરે.
વિશ્વ દમતી શાન્તિ આ
હૃદયને ક્ષોભે ભરે;
ને અનુત્તર કારમા
પ્રશ્નો રચી પીડા કરે.
ઘુવડ ત્યાં તરૂઝુંડમાં
બેઠું આવી એકલું;
ઊડી તારકવૃન્દમાં
જે ભેદ ઊંડા દેખતું.
પ્રશ્નવમળે ઘૂમતું
ચિત્ત મુજ ચોગમ ભમે;

શાન્તિમાં નવ શાન્ત એ
અંધારમાં ઊંડું શમે.
અણુગણ્યા બ્રહ્માણ્ડના
ગોળ નિજ પલ્લવ ભરી;
પ્રકૃતિ ઘન અંધારમાં
ચાલી અનન્તપણા ભણી. ૫
ક્યાંથી આવી ? ક્યાં જશે ?
હેતુ ઊંડો શો હશે ?
વિસ્મયે પૂછું અહિં,
ઉત્તર પૂરો મળશે કહિં ?"
ધુવડ બોલ્યો:–"કદી નહિં !" ૬
કદી નહિં ?–એ શી સુણું
વાણી ક્યાંથી કારમી ?
મૌન ફરી રજનીતણું
વ્યાપી રહ્યું મુજને દમી. ૭

### ખંડ શિખરણી

"મધુર મૃગતૃષ્ણા જગતણી
સતત લલચાવે નિજ ભણી,
અને દોડું વેગે અમૃતસમ પીવા જળ તહિં;–
તૃષા મ્હારી શું ત્યાં કદી શમિત થાશે સુખ લહી ?"
ધુવડ વદતું ત્યાં—"કદી નહિં ?" ૮

### ખંડ હરિગીત

"ઘુવડ કાળા ! થા પરૂં !
પ્રશ્ન નવ પૂછું ત્હને."
કદી પાછો હું ફરૂં
ઊંડાં મનન ઘેરા મને. ૯

### ખંડ શિખરણી

"કુલહકપટો દુષ્ટ જનનાં,
વળી વિષમ અન્યાય જગના,
પૂરે મ્લાનિ મ્હારા હૃદયકુસુમે, મર્દીજ દઇ,
ખીલે પાછું શું એ કુસુમ કુમળું આ ભવ મહિં ?"
ધુવડ ત્યહિં બોલ્યું—"કદી નહિં !" ૧૦

ખંડ હરિગીત

“ચૂપ ! ચૂપ ! ઉલૂક તું !
અણુપૂછયો વચમાં હવે ?”
એટલું વદી મૂક હું
બની વ્યોમમાં નિરખું હવે. ૧૨

ખંડ શિખરિણી

“હૃદયતણી તન્ત્રી તૂટી ગઇ
મધુર મુજ વીણા મૂક થઇ,
નમેરા આઘાતો વિકટ જગના એ સહી સહી;
ફરી શું સંગીતે મધુર સુર લેશે રસ વહી ?”
ઘુવડ વદતું—“એ કદી નહિં !”

ખંડ હરિગીત

“બસ ! હવે ઓ ઘૂક ! તું
તાનભંગ તું શિદ કરે ?”
તાનલક્ષ્ય ન ચૂકતું
મુજ હૃદય પાછું ત્યાં ઠરે. ૧૩
“પ્રેમમય ઉલ્લાસમાં
પાપહીન વિલાસમાં;
મુગ્ધ નિર્મલ હાસમાં
શુચિ બાલ્ય વીતી જો ! ગયું. ૧૪
લલિત પ્રેમ વિકાસમાં
સુન્દરીભુજપાશમાં;
ઉચ્ચવિક્રમઆશમાં
યૌવન અમોલું જો ! વહ્યું. ૧૫
બાલ્ય એ, યૌવન શું એ
દેખવું ફરી આ ભવે ?”
હૃદય મુજ છાનું રૂવે
ત્યાં—“કદી નહિં !”—ઘુવડજ લવે.
“મૌન ધર ! ભૂંડા ! હવે.” ૧૬
“પ્રિય જનો હૃદયે વસ્યાં
સંગ રડિયાં ને હસ્યાં;

ક્રૂર કાળે એ ગ્રસ્યાં,
ફરી ભેટ એશું કો સમે ? ૧૭
પુણ્ય કર્મો મન ધર્યાં
કૃતિ વિશે નવ તે ઠર્યાં;
સુપ્રસંગો જે સર્યા
આ જીવને ફરી શું રમે ?"
"કદી નહિ ! એ કદી નહિ" ૧૮
ઘુવડવાણી ના ગણું
ચિન્તને હું ડૂબીયો;
પ્રશ્ન ઊંડો ફરી સુણું
છબી દિવ્ય કરતો ઉભી જો ! ૧૯

ખંડ શિખરિણી

"લલિત મૃદુ હાસે મલકતી
વસન કંઈ આછું ઝળકતી,
ઉષા રંગીલી આ કનકમય પાંખે ઊડી જતી;
ધસે પ્રેમે પૂષાઃ ભુજયુગલ લેશે કદી સતી ?"

ખંડ હરિગીત

ઘુવડ બોલ્યો—"નવ કદી !" ૨૦
"ધુત ! છાનો રૂહે હવે !
તજી આત્મગૌરવ શું લવે ?" ૨૧

વસન્તતિલકા

"મોધી વિશુદ્ધ કળી જો ? નવી માધવીની,
વેરે સ્મિતો નવલ ચાંદની શાં રસીલી;
તે કીટદંશથી અજાણ પડી વિનાશે,
શું એ પ્રફુલ્લ ફરી જીવન માર્ગ જાશે ?"

ખંડ હરિગીત.

"કદી નહિં ! એ કદી નહિં !
ઘુવડ ઘુરકે "કદી નહિં !" ૨૨
"કદી નહિં ! શું કદી નહિં ?
ભૂત નવ ભાવિ બને ?
સ્રોત નીચે ગયું વહી
તે પાછું ઉંચે નવ ચઢે ?" ૨૩

"પ્રેમગાનો રેડીને
મધુર મુગ્ધાકાનમાં;
યુવક વચનો ફેંકીને
ચાલ્યો પીવા જળ–ઝાંઝવાં. ૨૪
યુવક એ સુખસેવને
સાચી પ્રેમસુધા કંઇ;
ચાખશે આ જીવને ?
યુવક બોલ્યો—"કદી નહિ'!" ૨૫
"અધરસંમુખ આવતાં
મુખ ખશેકે સુન્દરી;
ચુમ્બનો અણચુમ્બિયાં
આસ્વાદવાં શું કદી ફરી !"
યુવક કહેઃ—"એ કદી નહિ !"
કદી નહિ ! હા ! કદી નહિ ! " ૨૬

---

# કર્તવ્ય અને વિલાસ.

---

### શિખરિણી.

મીઠી શીળી ત્હારી અમી વરસતી કાન્તિ કુમળી,
અને પ્રેમે ભીનાં નયન મધુરાં–એ કહિં મળી;
મ્હને રાખે કેદી કરી તુજ સમીપે, મુજ કળી !
તથાપિ દે જાવા સબળ મૃદુ બંધેથી નિકળી. ૧
ઘડયાં કર્તવ્યો જે મનુજશિર મૂકયાં જગપતિ,
ઉવેખ્યાં એ જાએ કયમ કરી પ્રિયે? કહે મુજથકી ?
વિલાસો પ્રેમીલા નવ ગણું કદી નીરસ વળી,
અરે તોએ આજ્ઞા શિર ધરવી જે જાય ન ટળી. ૨
વિલાસો રાખ્યાછે, અનુપમ ભરી આગળ બીજા,
રમી ઝીલીશું તે અહિં થકી વિસામો લઇશું જ્યાં;
નહિ ત્યાં તો બીજો શ્રમ કંઇ, ત્યાં તો ચિરલગી,
તણાયા જાવાનું સુખ સરિત માંહિ, પ્રિયસખી !" ૩

"અરે ક્યાં છે, કહો, એ, નહિં સહજ વાહી જઇશ હું."
"નથી દીઠા તેં શું ? સુણ્ય, સુણ્ય, અધીરી ! સહુ કહું;—
નથી જોતી શું તું અનુપમ પ્રદેશો ઝળકતા,
પ્હણે પેલા સન્ધ્યાશિખરની પછાડી છૂપી રહ્યા ?" ૪
"અરે ક્યાં છે, કહો, એ ? સહજ નહિં વાહી જઈશ હું."
"પ્હણે ઘેલી ! પેલા, અમળ પસર્યા શું બીજું કહું ?
પ્હણે પેલો મેઘે કનકગિરિ લાંબો કીધ ઉભો,
પછાડી તે ઝાંખે ભૂમિ જહિં રહ્યાં છે ચિરસુખો." ૫
"અરે વ્હાલા ! સ્વપ્નાં સકળ તુજ એ તો કવિપણાં,
તૃષા પીડયાં દેખે મીઠું જળ સૂકે રાન હરણાં."
"અરે કાં ભૂલે તું ? કવિત નિકળે એ ભૂમિથકી,
નહિ સ્વપ્નાં એ તો સહજ ઉપલબ્ધિ હૃદયની." ૬
"ભલે વ્હાલા ! જાઓ સફળકૃત થાઓ, ઝટ પછી
અહિં આવો લ્હાવો લઇશું બમણો તો ફરી મળી."
"પ્રિયે માં તું મુંને ગણુતી તુજમાં પ્રેમ વિમુખો,
જડયો તુંમાં મ્હારો જીવ, તુજમહિં છે મુજ સુખો. ૭
કસ્યું કાચા સૂત્રે હઇડું મુજ વ્હાલી સજડ ત્હેં,
જડયું પ્રેમે ત્હારા હૃદય સરસું તે નહિં છૂટે.—
સમર્પી આ મ્હારો જીવ સકળ આ ચુમ્બનમહિં.
ત્હને આપું, લે આ,—લઇશ ફરી પાછો મળીફરી. ૮

---

## અવસાન.

---

### વસંતતિલકા.

અંધારમાં ઝબુકીવીજ વિલીન થાય,
ઉલ્કા સરે ગગનમાં ગગને સમાય,
ગીત ધ્વનિ પ્રકટી શૂન્ય ત્રિશેજ ડુબે,
આનન્દ માનવ—ઉરે પળ માત્ર થોભે. ૧
એ ઇંદ્રજાલ રચના ગમતી તથાપિ
ભારે ભર્યાં હૃદયને ક્ષણ હર્ષ આપી;
મૌનેથી ઉપની વળી શમિયા જ મૌને
ઝંકાર આ સુખ કરે કહીં બન્ધુઓને. ૨

ઝીલ્યા ગણું સફળ આ ઉર-યત્ર માંહીં
દેવીતણા મધુર નૂપુરનાદ કાંઇ;
છો ને પછી કવિત નૂપુર મૂક થાય,
ઝંકાર નૂપુર તણા નવ વ્યર્થ જાય. ૩
ને નાદ એ સરી જશે વહી મન્દ મન્દ,
નિઃશબ્દ શાન્તિ—ઉરમાં લય પામી ધન્ય;
તે નાદની સમ વિલીન થઇ હું જાઉં,
ને મૌનના ગહન સિન્ધુ વિશે સમાઉં. ૪
તે વેળ ઓ રસિક બન્ધુ ! હું માગું એક,
માં વીસરી કંઇ જતો મુજને તું છેક;
જો એક અશ્રુ તુજ મ્હેં કદી હોય લોહ્યું,
એકાદ અશ્રુ તણું દાન જ યાચું તો હું. ૫

---

# કલાપિ.

---

## ભરત.

ભરત ઉમ્મરે પહોંચી, છોડી વૈભવ રાજ્યને,
વનમાં ગંડકીતીરે, આશ્રમ બાંધીને રહ્યા.
ૐકારના રટનમાં દિન જાય ચાલ્યા,
એકાગ્ર ચિત્તથી ભજે પરિબ્રહ્મ રાજા.
આહાર કંદ ફલનો કરતો સદાએ
એકાન્ત શાન્ત સ્થલમાં સુખથી વસે છે.
હૈયું સદા સહુ પરે સમતા ધરે છે,
જેના પ્રભાવથી વને ખીલતું રહે છે;
એ યોગતેજ તરૂમાં ચળકી રહ્યું છે,
તિર્યંચ ત્યાં અધિક હર્ષ મહીં ફરે છે.
જટાપીળી શીર્ષે કૃશ અવયવો ઉપર રહી.
દિસે છે તે મ્હોટી મધુર ફુલના પુંજ સરખી;
સમાધિ વેલાએ જલશીકરથી સિક્ત બનતી,
અને એ મોતીડાં વિખરી ખરતાં કેશ પરથી.

વિભૂતિના સ્પર્શે સુરખ દિસતાં આર્દ્ર વિપુલ,
રહે ધેરાયેલાં પ્રણય પ્રણયી દિવ્ય નયનો;
મટી તેના તેજે કુદરત તણી સૌ વિષમતા,
સુખે નેત્રો જોતાં સતત ગતિની બ્રહ્મ રચના.
રે સંસારી નિમિષભર તું, ફેંકજે દષ્ટિ આંહી,
આ દષ્ટિનું અનુકરણ કેં, રાખ સંસાર માંહી;
ભોળા ! હારી ગડમથલમાં શાન્ત થા શાન્તથા કૈં,
સ્થિતિની તું ઉપર ચડી જો ત્યાગની દષ્ટિ આંહીં.
આ ત્યાગીનાં નયન ફરીથી જોઇ લે એકવાર,
શું તેમાં ના સતત વહતી પ્રેમની એક ધાર ?
હા ! તૈયારી સહુ અરપવા ત્યાગમાં એ નથી શું !
બીજાનાં કૈં દુઃખથી ગળી એ નેત્ર જાશે નહીં શું ?

તપસ્વીના આ તપમાં રહી છે,
મહાદયાની અતિ તીવ્રરેખા;
ફુલો, લતા ને તરૂ, મેઘ માંહી,
આનંદ પીતાં નયનો સદા છે.
પ્રભાત કાલે નભની સુનેરી,
સન્ધ્યા સમેની સરની લહેરી;
વાયુ તણા શીતલ ગન્ધથી એ
આભાર હૈયું ઋષિનું દ્રવે છે.

સન્ધ્યાકાલે પ્રભાતે એ તપસ્વી નદીએ જતો,
સ્નાનાદિ કરી નિત્યે ટેલતો વનમાં હતો.

નદી વહે છે ગિરિથી રમન્તી,
ફુલો તણાં ગીત હજાર ગાતી;
ગાયત્રીનો મંત્ર જપે નદીમાં,
ઉભો રહીને ઋષિ એક દી ત્યાં.

ત્યાં ધૂ ધૂ ધૂ ગિરિ નભ મહીં ગાજતો નાદ આવે,
મોજાં તેના પ્રતિધ્વનિ તણાં ભેખડે આથડે છે.
વારિ કમ્પ્યું, ડગમગી ગયાં શૃંગ અદ્રિતણાં ને
ત્રાસે ન્હાસે વનચર બધાં, કોઇ ધ્રૂજી પડે છે.

સિંહ ધ્વનિથી જય ગર્જનાથી,
ડરી મૃગો કૈ ઋષિ પાસ આવે;

ફલંગ મારી ઝરણું કૂદે છે,
તપસ્વી તે ચિત્ર ઉભો જુવે છે.
ત્યાં એક બાલમૃગ કો હજુ જે અશક્ત
કૂદી જતાં ઝરણુ તે જળમાં પડયું, ને
એ પુરમાં તરફડી ઘસડાતું જોઇ
બાગ્યું ઋષિ હ્રદય એ અનુકમ્પવાને.
ઉપયોગી થવા પ્રેરે તપસ્વી દિલને દયા,
પડે છે વારિમાં તેથી યોગી તે મૃગ ઝાલવા.
બલ કર મહીં આવ્યું પૂરને વીંઝવાને,
ગરીબ મૃગ બચાવા કાંઇ ચિન્તા દિસે છે;
ઋષિ, પદ ગ્રહી તેનો ખેંચીને બહાર લાવ્યો,
હરિણુ ઉગરવાથી કાંઇ આરામ આવ્યો.
જરા મીંચાયેલાં નયન મૃગનાં સુન્દર દિસે,
અને તેના ભાવો ઋષિ તરફ કેવા મૃદુ દિસે !
ઋષિનું હૈયું આ નિરખી શકતું તું રસિકતા,
થતું જોઇ ઘેલું કુદરત તણી આ મધુરતા.
પંપાળ્યુ, પાણી પાયું, ને આશ્રમે ઉંચકી ગયો;
તૃણાદિ ત્યાં દઇ તેને કૂદતું ઋષિએ કર્યું.
રમે છે, કૂદે છે. ઋષિ ચરણુ ચાટે જીભ વડે,
અને એ યોગીની મૃગપર અમીની નજર છે;
ઉગી તેને શિરે ચળકતી રૂપાની શીંગડીઓ,
ઋષિની પાઠે એ કરતી ચળ ન્હાની કુમળીઓ.
ઋષિની છાયા શું ફરતું દિનરાત્રિ ઋષિ કને,
પિતા માતા બન્ધુ સહુ મૃગ ઋષિને સમજતું;
ઋષિ તેને દેતો કુમળું તૃણને પત્ર કુમળાં,
અને બાંધે માલા કુસુમ કલીની ડોક ઉપરે.
સ્નાનાદિ ક્રિયા કરીને ઋષિ એ,
આશિષ દેતો મૃગ બાલને, ને;
"તું જીવતું રહે" વદતો દયાળુ,
ચુમ્બી લઇને હસતો દયાલુ.
આભાર ભૂલી મૃગ ના ગયું'તું,
જોતાં ઋષિને દિલ રીઝતું'તું;

કૈં ગેલથી તે ઋષિને હસાવે,
ને એ મહાત્મા દિલને હલાવે.
દૂરે જાતાં મૃગ વન મહીં યોગી બેચેન થાતો,
ખોવાતું તો શ્રમ લઇ વને શોધવા દૂર જાતો;
પીઠે તેને ઉચકી વળતો આશ્રમે હર્ષ ભેર,
સુખી તેને નિરખી વહતાં નેત્ર આનન્દરેલ.
અહોહો ! અલ્પ જીવોના પ્રેમમાં બલ છે બહુ !
ખેંચાતાં પ્રેમથી તે સૌ ખેંચી પ્રેમવતી શકે.
યોગી ચાલ્યો જપતપ ભૂલી પ્રેમ ખેંચાણુ માંહી,
ચાલ્યો ને તે અટકી ન શકે આટલે દૂર આવી;
ધક્કો દેતાં હૃદય પિગળે આર્દ્રતાને, અરેરે !
ખેંચે તેને હૃદય કુમળું કોણુ ઠેલી શકે છે ?
ભીનાં નેત્રે ઋષિ ધીમે ક્યારે ક્યારે કહી જતો,
"દૂરે થા ! દૂર હુંથી થા ! રે વ્હાલા મૃગ બાલ તું!"
ખેંચે છે તે પ્રણયી દિલને ઠેલવું, હાય ! શાને ?
ધક્કો દેવા મૃદુ હૃદયને, યોગી તું ! કેમ ઇચ્છે !
ત્હારા આવા નિયમ સઘળા શુષ્ક લાગે મને તો,
મીઠી વૃત્તિ કુદરતી અરે, બાળવા ઇચ્છતો કાં ?
વ્હાલું છે તો કયમ દૂર કરે ? નેત્રમાં કેમ અશ્રુ ?
ધક્કો દેતાં પ્રણયી દિલને શ્રેય હું તો ન માનું:
આવાને શું તુજ હૃદયને ચાહતાં પાપ થાય !
સ્વાર્થી તું છે પણુ પ્રણયથી કાંઇ ત્હારૂં ન જાય.
સાક્ષી પૂરે તુજ જિગર જો આંસુથી વાતને આ;
તેની સામે કઠિન બનીને થાય છે આગ્રહી કાં ?
પીવા તેને હૃદય ઝરણું ટેવ છે તેંજ પાડી;
બીજે ક્યાં એ જન હૃદયની પામશે લ્હાણુ આવી ?
એ તો ત્હારાં સમિધ ફુલને સ્પર્શતાં એ ડરે છે !
તું ખીજે તો મૃદુ મૃદુ થઇ ગેલ કેવાં કરે છે !
તું રીઝે તો તુજ તરફ એ હોંશથી દોડી આવે !
એ નેત્રો શાં તુજ જિગરથી વાત છાની કરે છે !
કિન્તુ યોગી ! તુજ ફરજ તું કાંઇ જૂદીજ માને !
આ પ્રીતિ કૈં તુજ હૃદયને માર્ગ જૂદો બતાવે !

હું સંસારી નવ કહી શકું યોગ્ય આ, વા નહીં આ,
ત્હોયે આવી તુજ મગજની શુષ્ક રીતિ રૂચેના.
રાગને ત્યાગની વચ્ચે હૈયું એ ઝૂલતું હતું,
એક દી યોગી ઉરે આ ઉદ્‌ગારો નિકળે કંઇઃ—
" કંઇ દુઃખે છે ! દુઃખ તો જણાય છે !
" કહીં દુઃખે શું ? પણ ના કળાય તે !
" મને રૂચે આ મૃગ છોડવું નહીં !
" કહીંય આસક્ત થવું રૂચે નહીં !
" બ્રહ્માંડ આખું નિજ માનનાર જે,
" બને ન વ્યક્તિ કદિ પાળનાર તે;
" ન ન્યુન કોઇ નવ કો વિશેષ વા,
" ન દૃષ્ટિએ ઉર્મિ ચડે પડે ન વા.
" ન ઓટ તેને ભરતી નહીં હશે,
" તળાવ જેવો ઉદધિ રહે ભલે;
" દયા ભલે કૈં ઉપયોગની થતી;
" દયાથી આસક્ત થવું ઘટે નહીં.
" બચાવ્યું મેં ભલે તેને હવે છો કૂદતું ફરે,
" પડે જો સિંહ પંજે તો નિર્માયું તે ભલે બને;
" ચાલે સૌ પર જેમ ચક્ર ફરતું નિર્માણનું સૃષ્ટિએ,
" તેવું તે મૃગ ઉપરે સુખથી છો એ ચક્ર ચાલે હવે;
" રોકાશે મુજથી નહીં કયમ પછી ચિન્તા નકામી ધરૂં,
" જે મ્હારૂં, જગનું અને સહુતણું તે છો બને તે તણું.
" ફર સુખથી હવે તું શોધીને કોઇ ટોળું,
" ફરી કદિ પણ મ્હારા આશ્રમે આવવું ના;
" જપતપ કરનારો પાળશે આ તને ના,
" અરર ! પણ સુખે તું છોડશે કેમ સ્નેહ ? "
ઋષિ તારી સ્થિતિ જોઇ આવે છે મુજને દયા;
આવશે વ્હાલથી તેને પંપાળીશ હવે ન શું ?
નેત્રો રમે આ તુજ વાદળીથી,
ક્રીડા ગમે છે કંઇ માછલીની;
સન્ધ્યા સમે કૈં વધુ હર્ષ આવે,
તો કેમ ત્હારૂં મૃગલું ત્યજે છે ?

રમાડ તેને પણ લુબ્ધ ના થજે,
ઋષિ ! ન એ શું તુજથી બની શકે ?
દયા વધુ છો ઉપયોગની થતી,
દયા બતાવે હજુ ઉચ્ચ માર્ગ કૈં.
નડે જો સિંહ પંજો તો નિર્માયું તે ભલે બને;
રડજે તું નહિ ત્યારે, કિન્તુ હાલ રમાડજે.
છોડી દેવા રસ મધુર સૌ સાધ્ય લાગે તને જો,
તો ના શાને પ્રણયી મનનાં સાચવે ત્યાગ ત્હારો !
હું સંસારી મુજ હૃદય આ ખીલતાં હર્ષ પામું,
તું યોગીને તુજ હૃદયને બાળવું યોગ્ય લાગ્યું ?
સુખ અનુભવનારો કિન્તુ આંસુય પાડે,
જરૂર સ્થિર નહીં તે કમ્પતો તાર ચાલે;
રૂદન નહીં ત્યજાતું હાસ્યના ત્યાગ પ્હેલાં,
કટુ નકી કટુ લાગે સ્વાદનું ભાન થાતાં.
બને તે કેમ કોઇથી ચાહવું ને ન ચાહવું ?
બને તો તું ભલે તેને છોડી દેજે રમાડવું !

× × × ×

વત્યા કૈં દ્હાડા ને મૃગ પ્રિય હજુ છે ઋષિ દિલે;
વહેશે કૈં દ્હાડા મૃગ પ્રિય રહેશે ઋષિ દિલે.
અહાહા ! બન્ધાયો જગત ત્યજનારો મૃગ મહીં,
અરે ! છૂટયો ફાંસો સમજણ છતાં એ કદિ નહીં.
ધીમે ધીમે શરીરપર એ મૃત્યુના હસ્ત લાગ્યા,
કિન્તુ ઓછી નવ થઇ અરે ! બન્ધની કાંઇ પીડા;
પમ્પાળે છે શિથિલ કરથી યોગી તેનું કુરંગ,
નિત્યે નિત્યે વધુ વધુ હજુ યોગમાં થાય ભંગ.
જટાથી ટેકવી માથું સૂતો છે ઋષિ એક દી,
મૃત્યુથી તૂટતી નાડી જોરથી ધબકી રહી.
પાસ ઉભું છે દુખિયું કુરંગ,
શું થાય છે તે સમજ્યું હતું તે;
ચાટે ઋષિના કર ને કપાલ,
ને નેત્ર નેત્રે મળી દઈ રોતાં.

ભીના હતા ગાલ ઋષિ તણા એ,
અશ્રુ હતું એક તહીં રહેલું;
બોલ્યો ઋષિ "રે! મુજ બાલ બાપુ!
"આ આશ્રમે હા કયમ જીવશે તું?
"તું એકલાની સ્થિતિ શું? અરેરે!
"ટોળું હવે શોધીશ કયાં નવું તું?
"રે! શું થશે મૃત્યુ અકાલ ત્હારૂં?"
પંચત્વ પામ્યો વદી એમ યોગી.
કથા એવું કહે છે, કે જન્મશે મૃગ એ ઋષિ!
વાંછના જે રહી તે તે પૂરી સૌ કરવી પડે.

---

## વૃદ્ધ માતા.

### મંદાક્રાંતા.

બાપુ! તું તો કયમ ભટકવા દૂર ચાલ્યો? અરેરે!
ત્હારી, માતા તુજ ગરીબડી ઝુંપડી કેમ ત્યાગી?
સન્દેશો એ કંઇ નવ મળે? કાગળે કાંઇ ના ના!
આશા રાખી રડી રડી અરે! વર્ષ મેં આઠ ગાળ્યાં!
આશામાં તો ભય બહુ અને ભોળવે છે મને એ!
શું એ કાયા ભડભડ થતી બાળી નાખી ચિતાએ!
ત્હારૂં મૃત્યુ કદિ થઇ ગયું હોય હું કાં અજાણી?
રે! જાણું તો દુઃખ મુજ બધું શાન્તિ પામું નિવારી!
ના ભીંજાવું નયનજલથી નામ ત્હારૂં પછી હું,
ના આપે આ હૃદય ઠપકો પાપથી એ બચે તું–
કે વિચારો હૃદય ગમતા આવીને ઉડી જાતા!
બાપુ! આવું તિમિર કદિ એ કોઇ દિલે હશે ના!
ન્હાનું બચ્ચું રમત કરતાં ચીસ પાડે અજાણ્યે,
શું જાણે કે ફડફડી ઉઠે માતનો જીવ ત્યારે?
તું તો મ્હોટો પણ જરૂર કે બાલ બુદ્ધિ રહી છે!
ત્હારી માતા તુજ વિણ દુઃખી કેમ જાણી શકે એ?
શું એ ત્હારૂં હૃદય કુમળું કોઇ કન્યા મહીં છે?
આ ડોશીને હૃદય તુજ શું. ભાઇ! ભૂલી ગયું છે.
બાળ્યું મ્હારૂં હૃદય બહુ એ ભાઇ! બુરા વિચારે,
મ્હારૂં હૈયું તુજ શિર નહીં દોષ એ કોદિ ઢોળે.

વ્હાલા ત્હારૂં મુજ સમ હશે દગ્ધ હૈયું કદાપિ !
ના વિસામો તુજ હૃદયને, બાપલા કૈં કદાપિ !
લક્ષ્મી, કીર્તિ, પ્રણય, સહુની વ્યર્થ આશા થઇ શું ?
ગાંડો ઘેલો થઇ ભટકતો જંગલે તું હશે શું ?
એવોત્હોયે ડરીશ કદિના માતની ઝૂંપડીથી,
કાલો ઘેલો નિરખીશ તને, બાપુ ! હું આંસુડાંથી.
આ મ્હોટાઇ જગતની મને કાંઇ વ્હાલી નથી, હો !
મ્હારાં ઘેલાં મુજ હૃદયને ડાહ્યલાંથી વધુ, હો !
જે ઘંટીને દળીદળી તને પોષતી હેતથી હું,
ન્હાના તારા સહુ જ કજીયા પૂરતી કોડથી હું.
હોંશે ઘંટી દળીશ ફરી તે જોઇ મ્હોં બાપ ? ત્હારૂં,
જ્યાં સુધી હું શિથિલ મુજ આ દેહમાં જીવ ધારૂં.
ત્હારી માની તુજ જિગરમાં રાખજે ના દયા તું,
ત્હારી માની ગરીબ સ્થિતિને માનજે ના દુઃખી તું.
ત્હારૂં માગ્યું દઇશ સઘળું ઘંટીએ વેચી નાંખી,
રહેજે તું તો જયમ ઠીક પડે આળસુ તેમ ભાઇ !
રે રે બાપુ ! તુજ બુમ સુણે કેદની શું દિવાલો ?
કે કોઇથી જખમી થઇને એકલો, ભાઇ સૂતો ?
કે ફેંકાયો વનમહીં દૂરે સિંહની કો ગુફામાં ?
શું એ હાડો વિખરી પડી સૌ શ્વાસ લેતાં હશે ના ?
કે સિન્ધુમાં ગરક જ થયો સોબતી સર્વ સાથે ?
જ્યાંથી કાંઇ ખબર કદિએ પાઠવી ના શકાયે !
બાપુ ! બાપુ ! મમ હૃદયતો આંધળું છેક થાતું !
કેવી રીતે તુજ સ્થિતિતણી વાતરે ! મેળવું હું ?
આંહી ત્યાં મેં ભટકી ઘસવી ડાંગ છે, બાપુ ! મારી,
રસ્તા સર્વે નયન જલથી ભીંજવી આંખ ખોઇ.
મ્હોં જોવું છે, મુજ જીવિતનો અન્ત આવી પહોંચ્યો;
આ ડોશીનું મુખ નિરખવા, બાપ ! તું આવજે, હો
ત્હારૂં મૃત્યુ થયુંજ સમજી ભૂતને શોધતી હું !
જૂઠી આશા મૃત સહ નકી વાત ના થાય, બાપુ !
ના તો તેને કયમ મળ નહીં નિત્ય તુને જપીને.
ત્હારે માટે રડી તલફી જે શેર લોહી સુકાવે !

કમ્પે છે આ દિલ જરી સળી ઘાસની કમ્પતાં, ને
દોડે છાયા ઘનતણી અને દિલ મ્હારૂં ડરે છે?
ઘેલું મ્હારૂં દિલ કંઇ કંઇ પૂછતું વાત તેને,
ને અન્તે એ વધુ દુઃખી બની ઊંઘતું કે રડે છે ?
ભાસે છે આ જગત સઘળું ક્રુર બાપુ મને તો !
ત્હારી ના તે નીરસ સઘળી વાત, બાપુ ! મને તો.
આવે છે સૌ મુજ ઘર મહીં જોઇતું આપવાને,
કિન્તુ મ્હારા દરદ પરના કોઇને કંઇ દયા છે !
કાં સંતાયો ? પ્રિય પ્રિય અરે ! આવને આવને તું !
તું વિના આ જગતપર છે કોઇના મિત્ર મ્હારૂં !
ના આવે તો સમજણ મને કાંઈ ના આપશે શું ?
શું દૈવે ના કંઇ પણ દયા રાંકની લાવશે શું ?
બીજાને તો જરૂર સુખડાં શોધતાં હાથ લાગે,
મ્હોટાં તોયે જરૂર વિરમે સર્વ તોફાન અન્તે.
પાપી એ સૌ સમય વીતતાં પાપની માફી પામે,
એ શાન્તિ શું કદિપણ મને આપશે ના પ્રભુ એ ?
ક્યારે મ્હારી દુઃખની પરશે ક્રૂર શિક્ષા ? અરેરે !
ક્યારે ત્હારૂં મરણ સુણતાં મૃત્યુ થાશે ? અરેરે !
સુકાયું આ રૂધિર સઘળું હોય ના જીવ જાતો
જૂઠી આશા ઉપર જીવ આ કેમ વીંટાઇ રહેતો
વીતેલો આ સમય મુજને સર્વ ચોકખું કહે છે,
ના ના ! બાપુ ! મુજ મગજમાં કૈંજ શંકા રહી છે.
શ્વાસેશ્વાસે કયમ હજુ જપે હોય આ દિલ ત્હારૂં
" બાપુ ! બાપુ ! પ્રિય પ્રિય અરે ! આવને આવને તું ! "

---

## તુલસી.

---

**મંદાક્રાંતા.**

છૂપી ઉંઘે ઘનપડમહીં તારલા વ્યોમ અંકે,
નિદ્રા મીઠી ગિરિ નદી અને વિશ્વ આખું લે છે,

ને રૂપેરી અમિત દિસતી વીજળી એક સ્થાને,
સુતી સુતી હસતી મધુરૂં સ્વપ્નમાંહીં દિસે છે.
આવી રીતે ધ્વનિ કરી મહા શ્યામ વ્હેતી યમુના;
તેના બ્હોળા જલ ઉપરની ભેખડે કોણ છે આ ?
કૂદી નીચે જલ સમીપ તે માનવી આવી ઉભું,
ને શોધે છે કંઇ પણ કશું હાથ તેને ન આવ્યું.
એવામાં ત્યાં શબ જલ પરે કોઇ આવે તણાતું,
હોડી તેને સમજી જલદી જોરથી ઝાલી લીધું.
ને આ ચાલ્યો પુરૂષ તરતો ઉપરે તેની બેસી,
હર્ષે બોલ્યો "પ્રિય નકી થશે આજતો આશ પૂરી."
ત્યાં તો અભ્રે ધવલ ભડકા વીજળીએ કર્યા શા,
તેથી સર્વે તરૂ નદી અને આભ તે જે છવાયાં;
ગાજી ઉઠયું ચમકી વન આ મેઘની ગર્જનાથી,
નિદ્રામાંથી મયુર ટહુકયા હર્ષથી જાગી ઉઠી.
છો ઉડીને મયુર ટહુકે પ્હાડ ગાજે ભલેને—
તેમાંથી તે મગજ નરનું કોઇથી એ ન જાગે !
દૃષ્ટિ તેની શબપર હતી તોય જોઇ શકે ના,
છોને આખું જગત સળગી વીજળીથી બળે આ !
તેની પાસે જીગર ઘસડી જાય છે લેઇ હાવાં,
તેની પ્યારી હૃદય વિભુતિ સ્નેહની જે સરિતા.
આલેખાયું હૃદયપટમાં ચિત્ર વ્હાલી તણું છે,
અંગોમાંથી જીવન સઘળું ત્યાંજ આવી રહ્યું છે.
દોરાતો આ પ્રિયજન કને આમ આશા ધરીને,
પ્હોંચી ઉભો શબ ઉપરથી ઉતરીને કીનારે;
પાસે મૂકી મૃત શરીરને મસ્ત પ્રેમી વદે છેઃ—
"દીવા મ્હારા પ્રિય સખી તણા ઓરડાના દીસે તે."
અંધારામાં ત્વરિત પગલે ડોલતો ચાલતો આ,
આવી પ્હોંચી પ્રિય ગૃહકને જોઇ ઉંચે ઉભો ત્યાં;
ગોખેથી ત્યાં લટકી ઝુલતું કાંઇ દોરી સમુ છે,
ઝાલી તેને ઉપર ચડીને ગોખમાંહિ ઉભો તે.
દીઠી તેને-હૃદય ધડકે જેમ ચીરાઇ જાતું !
દીઠી તેને—અવયવ બધા પીગળી જાય છે શું !

દિસે તેને ચકર ફરતો કંપતો ઓરડોએ,
કામી પ્રેમી અનિમિષ રહી પ્યારીને નીરખે છે.
જોઇ લેજે ફરી ફરી સુખે પ્રેમનું સ્થાન પ્રેમે,
આવી મીઠી સુખની વખતે કોઇ વેળા ન આવે.
આવી પ્રીતિ તુજ ન વખતે હોય કાલે પ્રભાતે,
આ આશાનું મધુર સુખ તો આજ ઉડીજ જાશે.
જોઇ લેજે ફરી ફરી ભલે દૂરથી જોઇ લેજે,
ઇચ્છે તેવું સુખ અનુભવી આજની રાત લેજે;
તારે માટે દિવસ ઉગતાં કાંઇ જુદુંજ ભાગ્ય,
તારો નિર્મ્યો કરૂણ પ્રભુએ કાંઇ જુદો જ માર્ગ !
જોને તારી યુવતી રમણી શાન્ત નિદ્રસ્થ આ છે,
ને વેલી શું શરીર સુખમાં શાન્ત શયા પરે છે;
નિદ્રા મીઠી કરસુખભર્યાં ફેરવે છે કપાલે,
શું મૃત્યુથી કબજ થઇને અંગ સર્વે ઢળ્યાં છે !
નિદ્રાનું આ સુખ ત્યજી દઇ ઉઠીને સુંદરી ! તું.
ચાંપી લેને હૃદય હૃદયે મિત્રનું, સુંદરી ! તું.
એ હૈયાનો રસ તુજ પરે ખૂબ વર્ષી રહ્યો છે,
રાત્રીના બે પ્રહર સુખમાં પૂર્ણ માણી હવે લે !
આ રાત્રિમાં તુજ પ્રિય કને મીઠડાં ગીત ગાવાં,
ત્હારે તેની જરૂર કરવી આજ તો તૃપ્ત આશા.
ત્હારે કાંઇ મધુર સુખમાં આજ તો ઝુલવાનું,
કાલે તો કો નવીન રસના સિન્ધુમાં ડુબવાનું.
પેલો કામી પુરૂષ હજુ ત્યાં ગોખમાંહિ ઉભો છે.
તેનાં કામી પ્રણયી નયનો પ્રેમીને નીરખે છે;
ત્યાં દીવામાં ચડચડી મર્યું એક ભોળું પતંગ,
જોવા લાગ્યો સ્થિર નયનને ફેરવી ત્યાં યુવાન !
બોલી ઉઠયો, "અહહહ પ્રભુ ! સ્નેહની આ દશા શી ?
" ઓહો કર્તા તુજ કરણીમાં આવી તે ક્રૂરતા શી ?
" પ્રેમી ભોક્તા પ્રણયી હૃદયે ભોજ્યની પાસ આવે,
" તે ભોક્તાનું જિગર કુમળું ભોજ્ય તે કેમ બાળે ?
" કાંઇ મીઠું સુખ નકી હશે પ્રેમીને બાળવામાં,
" ને કૈં તેથી વધુ સુખ હશે પ્રેમીને દાઝવામાં;

" બાળી દે તો-પ્રિય સખિ-મને ! " એટલું બોલી દોડી,
સુતેલીના હૃદય સહ તે ધ્રૂજતી છાતી ચાંપી !
જાગી બોલી ચમકી લલના, "જીવના જીવ મ્હારા !
" શું અત્યારે તુજ સખી કને આમ આવ્યોજ વ્હાલા ! "
ને બન્ને એ હૃદય ધડકયાં સાથ સાથે દબાઇ,
ભાને ભૂલી પ્રણયી સુખિયાં શાન્ત પામ્યાં સમાધિ.
આ બન્નેની દૃઢ ક્ષણ મહિં છૂટશે ગ્રન્થિ હાય !
કેવો મીઠો સમય સુખનો ત્હોય કેવો ક્ષણિક !
જૂનાં થાતાં મધુર સુખડાં ચિત્ત શોધે નવાંને,
તે આશામાં વખત સઘળો આમ પ્રેમી ગુમાવે.
સ્થાયી કયાંયે, સુખ નવ મળે સ્થાયી આશા ન કયાંએ.
રે સંધ્યાની સુરખીવત સૌ સ્નેહના રંગ ભાસે,
ને આશામાં મધુર સુખ તે તૃપ્તિમાં કેમ છે ના ?
રે તોયે સૌ હૃદય ધરતાં તૃપ્તિની કેમ આશા !
જે છે તે છે સુખ દુઃખ અને તૃપ્તિ આશા અહિં તો,
જે પામોતે અનુભવી સુખે સ્નેહી લેજો તમે તો.
સંયોગી એ સુભગ દિલડાં તૃપ્તિનું આજ લ્હાણું,
ઉંડો ઉંડો અતિ સુખ મહિં ભાન ના ભુલવાનું.
ધીમે અર્ધી રવિકરવતી પોયણી જેમ ખીલે.
બન્ને તેવી મૃગનયનીની આંખડી ઉઘાડે છે;
એ આંખો તો પિયૂષ પિયુનાં અંગને લેપી દેતી,
એ આંખોથી વશીકરણશી પ્રેમ મૂર્છા વહેતી,
ને ઘેરાતાં નયન પિયુનાં ઉઘડયાં દીર્ઘ સ્નિગ્ધ.
અર્પી દેતાં હૃદય પ્રિયના પાદમાં જેમ હોય;
પીલેઇને શરીર પ્રિયનું નેત્રથી નેત્ર ચોટયાં,
મીઠા ભાવે રતિમય તહીં પૂર્ણ સત્કાર પામ્યાં.
એ દૃષ્ટિના અમી ઝરણમાં ગાન દૈવી ગવાતું,
બન્ને આત્મા રસમય થતાં ઐકયનું પાન થાતું.
એ દૃષ્ટિમાં લય થઇ ગઇ વિશ્વની સૌ ઉપાધિ,
વેળા વહેતી સતત ગતિએ તેહ ત્યાં સ્થંભી ઉભી,
નાના રેરે વખતનદ તો જાય ચાલ્યો સપાટે,

ને રોકાતો પલ પણ નહિં પ્રેમીનાં કાર્ય માટે.
બિચારાંની સફલ ઘડીઓ લેશ ના દીર્ઘ થાતી;
ઓહો ! એ તો જલદી જલદી આવી કે ઉડી જાતી.
જ્યારે બન્ને રસમય હિલો સાથ સાથે દબાયાં,
ત્યારે તેના ગૃહ ઉપર કૈં વાદળાં દોડતાં'તાં;
ને હાવાં તો ઘનદળ સહુ વિખરાઇ ગયાં છે;
તારા સાથે શશી ચળકતો પશ્ચિમે ઉતરે છે.
ઓહો મીઠું જરૂર દિસતું તૃપ્તિનું આજ હ્હાણું,
કેવું ઘેલું કૂદી કૂદી ઉડી ગીત ગાતું ચકોરૂં !
કેવાં નાચી પ્રતિવીચિ ઉરે ચંદ્રનું બિમ્બધારે,
ને વાયુના અધર ફરકે પુષ્પના ઓષ્ટ સાથે.
હિમે ઢાંક્યા ગિરિવરતણાં શૃંગશૃંગે શશી છે,
ને ગુલ્મોના પ્રતિકુલ ઉરે ભૃંગ બાઝી રહ્યા છે;
આજે ક્યાંએ વિરહ દુઃખનાં મ્લાનિ કે અશ્રુછે ના,
ક્યાંએ છે ના જગતપરની સર્વ વ્યાપી કટુતા;
પૂર્વે લાલી ચળકતી દિસે આભમાં કેસુડાંશી,
જે જોઇને કલરવ કરી ઉડતાં કૈંક પક્ષી;
પિયુ સાથે શયન કરતી સાંભળી સુંદરી તે,
બોલી "મ્હારા પ્રિયતમ ગઇ રાત્રિ ચાલી ! અરેરે !"
આહા ! અંતે જન હૃદયને બોલવાનું "અરેરે",
કંપી રહેતાં જીગર સુખમાં ઉષ્ણ નિશ્વાસ આવે.
આંસુડાં જ્યાં નયનપરથી હર્ષનાં ના સૂકાવા;
ત્યાં તો નેત્રો દુઃખમય બન્ને આંસુની ધારવાળાં !
ચોંટી મ્લાનિ પિયુ હૃદયને સાંભળી તે "અરેરે",
ને અંગોમાં દુઃખમય અરે મ્લાનિની સુસ્તી આવે;
ફેંકી દૃષ્ટિ અતિ દુઃખ ભરી પ્યારી ના નેત્ર સામે,
જે દૃષ્ટિમાં દુઃખમય અમી વ્હાલનું વર્ષી રે' છે.
બંને ઉઠી શિથિલ પગલે ગોખમાં આવી ઉભાં.
ભારે હૈયે કુદરત તણું શાંત સૌંદર્ય જોતાં.
ઉગે છે ત્યાં જળહળ થતો પૂર્વમાં લાલ ગોળો,
નાચી રહે છે કિરણ સલિલે રેડતાં રંગરાતો.
" કેવું વ્હાલા ખુબસુરત છે વિશ્વનુ રૂપ ભવ્ય !

" નાચે કેવો સુખમય તહિં ઢેલ સાથે મયુર !
" અશ્રુ ઝીલે પ્રિયતમ કને હેતથી એ મયુરી,
" ને તે દે છે મયુર પ્રણયી પ્રેમની ચીસ પાડી.
" ચુમ્મી અશ્રુ તુજ પ્રિય સખે ! ગાલથી લૂછી નાખું,
" જાવું ના ના મુજ સહ રહે, એટલું નાથ યાચું: "
બોલી એ ત્યાં નજર યમુના તીર પાસે પડે છે,
ને ત્યાં પેલું શબ નિરખતાં નાથને એ પૂછે છે.
" જોને વ્હાલા ! મૃત શરીર કો કેમ ત્યાં છે પડેલું !
" રે રે ! શું ના જગત પર છે કોઇએ મિત્ર તેનું ?
" રોવા તેને જગ પર નથી કોઇના દાહ દેવા !
" વ્હાલા ! તેનું સુખ મય હશે મૃત્યુ કેવું થયું હા ! "
જોઇ તેને પ્રણયી વદતો શાન્ત ગંભીર વાણી;
" હું આવ્યો છું ઉતરી યમુના રાત્રિએ હોડી માની;
" વ્હાલી ! તે એ શબ જરૂર છે, મિત્ર તેનો બનું હું,
" ચાલો તેને નદી તટ જઇ અગ્નિનો દાહ દેશું. "
આભારે કે પ્રણય ઉભરે શીશ નીચું નમાવે,
ને પ્યારાના હૃદય સમ એ સુંદરી ગાલ ચાંપે;
ત્યાં તો " વ્હાલા, સરપ લટકે ગોખની બારીએ છે, "
બોલી એવું કૂદી પડી નીચે સુન્દરી ગાભરીએ.
જોને તેને પ્રિયતમ કહે ઉરથી ઉર ચાંપી:—
" આવ્યો હું તો ઉપર ચડી એ સાપને દોરી માની. "
સુણી આવું ચકિત થઇને મૌન્ય વીચારતી કૈં;
ચિંતાવાળા સજળ નયને સ્વામિને જોઇ રે'તી.
ત્યાં ઓલાયે છત ઉપરથી ઝુલતો એક દીવો,
હાંડીમાંથી સરકી નીકળ્યો ધુમ્રનો શ્યામ ગોટો.
તે જોઇને દૃઢ થઇ જરા ઉચ્ચરે આમ શ્યામા
" મ્હારા વ્હાલા હૃદય તુલસી ! દાસ તું રામનો થા.
ફાની છે આ જગત સઘળું અંત આ જીવવાને,
જે છે તે ના ટકી કદી રહે સર્વદા કાળ ક્યાં એ.
શોધી લેને પ્રિય પ્રિય સખે સર્વદા જે રહેશે,
આશા તૃપ્તિ વિભવ સુખની તુચ્છ સૌ છોડી દેને.
હું તારી ને મુજ પણ સખે પ્રેમી આ દિલ તારૂં,

તે જાણીને હૃદય મુજ તો આજ ચીરાઇ જાતું.
તારૂં તે ના તુજ રહી શકે તુટશે સર્વ મ્હારૂં,
માટે છોડી " તુજ " " મુજ " હવે દાસ થા રામનો તું.
આ દીવો જો તુજ ગૃહ બધું તેજથી પૂરી દેતો,
દીપ્તિ હીણો તિમિરમય છે ધૂમ્ર તો અંત તેનો.
ભોળા તારા હૃદય સહ આ પ્રેમનું જે શરીર,
તે તો વાયુ વતી ઉડી જતી આખરે અંત ખાક.
શું છે હું માં ? સુખ રૂપ તને દેહ આ ના થવાની,
વ્હાલા, તેને મરણ પછી તો કાષ્ટમાં બાળવાની.
ટેકો જ્યારે તુજ હૃદયનો કોઇ કાંઇ ન રેશે,
રોતાં ત્યારે જીવિત સઘળું પૂર્ણ તે કેમ થાશે ?
તૈયારી તું પ્રિયતમ કરી મૃત્યુની લે અગાડી,
ને મ્હારો તું કર ગ્રહી મને સાથ લેને ઉપાડી;
તોડી ભીંતો તિમિર ગઢની દિવ્ય સ્થાને ઉડી જા,
ને તે માટે હૃદય તુલસી ! દાસ તુ રામનો થા.
તેં શીખાવ્યો રસ ઉર ભરી પ્રેમ સંસારનો જો,
દોરી જા તું મુજ ઉર હવે દૂર સંસારથી તો.
શું શીખાવું ? શીખવ મુજને પ્રેમ વૈરાગ્યમાં તું,
જાગી ચેતી ઉઠ ઉઠ હવે ઉંઘ વા સર્વદા તું. "
ઉંડું ઉંડું હૃદય ઉતરી સાંભળી આ રહ્યુંતુ
ને પ્રેમીના મગજ ઉપરે ઉષ્ણ લોહી ફરંતું.
નિદ્રામાંથી દિવસ ઉગતાં ઉઠતો જેમ હોય,
રાતું તેનું મુખ ત્યમ દિસે શાંત ગંભીર ભવ્ય.
દૃષ્ટિ ફેંકી પ્રિય મુખ ભણી પ્રેમ ઔદાર્યભીની,
બોલ્યો વાણી ગદ ગદ થઇ મેઘની ગર્જના શી.
" રે કલ્યાણી ! સખી ? ગુરૂ ! પ્રિયે ! પ્રેમની દિવ્ય જ્યોતિ !
" તારે પંથે વિહરીશ હવે જાળ જંજાળ તોડી.
" સંસારીને શીખવીશ હવે સ્નેહ, વૈરાગ્ય, ભક્તિ,
" ને અંતે હું મરીશ સુખમાં રામનું નામ બોલી;
" ચાલો ચાલો નદી તટ પરે ઝુંપડી બાંધશું ને—
" વ્હાલા મ્હારા રઘુપતિતણાં ગીત ગાશુંજ પ્રેમે.
" શૃંગારી હું તુલસી તુજ ક્યાં ? શાંત વૈરાગ્ય તે ક્યાં ?

" સંસારી આ તુજ હૃદયમાં જ્ઞાનનું ઊગવું ક્યાં ?
" શું વિચારૂં મુજ મગજ તો ભડકાવરૂં આ બને છે,"
" શું વિચારૂં ? મુજ હૃદયમાં આંસુડાં ઉભરે છે. "
જન્મ ને જીવનાં કૃત્યો આકસ્માતિક સૌ અરે,
પાસા ફેંકે જનો સર્વે દા દેવો હરિ હાથ છે.
" કરૂંછું " ને " કર્યું છે મેં " જૂઠું એ અભિમાન હા,
કરી તે શું શકે પ્રાણી આ અનન્ત અગાધમાં ?

---

# મણિશંકર (કાન્ત.)

---

## માનસ–સર.

---

અંતર ઉછળ્યું હો—સહસા ધૈર્ય ગળ્યું હો,—ધ્રુવ.
ક્ષોભ થયો વૃત્તિમાં અતિશય, તરંગ જબ્બર ચાલે,
માનસસર મારૂં ડોળાયું, ખૂબ ચલિત જલ હાલેઃ
સ્થાનક ન મળ્યું હો ...સહસા૦
હાય ! વધે જલ, અલ્પ દિસે સ્થલ, છેવટ રે ! શું થાશે ?
નાજુક પાળ, પ્રચંડ ભરાવો, હા ! શી રીત સમાશે ?
જલમલ ન ચળ્યું હો ...સહસા૦
આવે ઉગ્ર ઉછાળા ઉપર, તોફાન ખરૂં જામે,
નાનું સર, દેખાવ ભયાનકઃ શાથી સદ્ય વિરામે !
પાછું ન વળ્યું હો ...સહસા૦
રંગ ગયો બદલાઇ ખરેખર ! નિર્મળતા પણ ઉડી,
જલસેના ઉભરાવા માંડી, પાળો પણ ગઈ બુડી,
સ્થલ સાથ ભળ્યું હો ...સહસા૦
ઉપર થઈ ઢોળાય બધેથી મસ્ત ધોધવા દોડે,
જંગ બરાબર થાતાં નિર્બળ પરિસીમાને તોડે,
આખર ન કળ્યું હો ...સહસા૦

# વસંતવિજય.

" નહિં નાથ ! નહિં નાથ ! ન જાણો કે સવાર છે;
" આ બધું ઘોર અંધારૂં-હજી તો બહુ વાર છે."
હજારો વર્ષો એ વચન નિકળ્યાને વહિ ગયાં,
ખરે ! વક્તા શ્રોતા નથી તદપિ એ વિસ્મૃત થયાં;
સહુ માદ્રી પાંડુ તરત જ પિછાને ઉચરતાં,
વટી જોક વેળા અસીમ શતશૃંગે વિચરતાં.
ગિરિના પ્રાન્તમાં કાંઇ બાંધી પર્ણકુટીદ્વય,
બન્ને રાણી તથા રાજા કરતાં કાલ ત્યાં ક્ષય.
નિદ્રા પ્રશાન્ત જરીએ ન હતી થયેલી,
દુઃસ્વપ્નદર્શન મહિં જ નિશા ગયેલી;
ખુલ્લા પ્રદેશ પર જૈ ૫રૂં થોડિ વાર,
ઉઠ્યો નરેન્દ્ર મનમાં કરી એ વિચાર.
ધીમે શયનને છોડી જરા એ બ્હાર જાય જ્યાં,
" નહિં નાથ ! નહિં નાથ ! શબ્દો એ સંભળાય યાં.
" પ્રિયે માદ્રી ! શું છે ? નથી નથી જતો સ્નાન કરવા,
" વહી નિદ્રા, માટે અહિં તહિં જરા જાઉં ફરવા;
" મટ્યું આ અંધારૂં તરત નથી રાત્રી પણ બહુ,
" હમેશાંને સ્થાને પછી કરીશ હું આહ્નિક સહુ."
ન જવાનું કહી દેવી નિદ્રાવશ થઇ હતી;
જાગૃતિ ક્ષણ રોકાઇ ફરી પાછી ગઇ હતી.
સારૂં થયું પ્રિય સખી થઇ છે પ્રસુપ્ત,
સાચી બિના નહિં જ રાખી શકાત ગુપ્તઃ
સંતાપથી નૃપતિ થાય હવે વિદાય,
છે અંધકાર, પણ ભૂલ જરા ન ખાય.
કંસારી તમરાંઓના અવાજો આવતા હતા,
સ્થલ-કાલ છતાં શાંત બન્નેને ભાવતા હતા;
વહે થંડો વાયુ કરી દઇ બધે શાંતિ વનમાં,
ઘણા થોડા આજે ઉડુગણ પ્રકાશે ગગનમાં;
હજી એક પ્રાણી ગિરિમહિં નહિં જાગૃત દિસે,
વધે અંધારામાં નરવર અગાડી વન વિષે.

ત્યાં, જવું હતું તે આવ્યું સર સુંદર પાસનું,
આપ્યું હતું પુરા જેને નામ "માદ્રીવિલાસ"નું;
ઝાંખી ભરેલ જલની સ્થિરતા જણાય,
જોતાંજ તર્ક નૃપના કયંહિએં તણાય;
બેસે શિલા ઉપર ચાલિ સંચિંત રાય.
ઉંડા વિચાર મહિં છેવટ મગ્ન થાય;
અનિદ્રાશ્રમથી તેનો ધૈર્યભ્રંશ થયો હતો:
પૂર્વના સ્મરણોમાં જ ઘણો કાલ ગયો હતો.
થવા માંડયાં ત્યાં તો રવિઉદયનાં ચિહ્ન સઘળે,
કિંકેલી સૃષ્ટિના વિષમ સ્વર સાથે સહુ ભળે;
જવા માંડયું સર્વે સ્થળ મહિંથી અંધારૂં ઝટ જ્યાં,
પુરાયો પ્રાચીમાં નવીન સરખો રંગ પણ ત્યાં;
કોલાહલ થવા લાગ્યો અરૂણોદયથી બધે,
પૂર્વની રકિતમા સાથે સહુ આ ક્ષોભ એ વધે;
વૃક્ષો અદૃશ્ય સઘળાં નજરે પડે છે,
ધોળાં અનેક ગમથી ઝરણાં દડે છે;
એ દેશ ચક્ષુ તજી ઉપર જ્યાં ચડે છે,
ઉંચાં પ્રચંડ શિખરો નભને અડે છે;
" અરે શું આટલો કાળ નિષ્કારણ વહી ગયો,"
સદ્ય એવું કહી રાજા સ્વસ્થાનેથી ઉભો થયો.
ફરી જોતાં શોભા બહુજ બદલાયેલ નિરખી,
ડગ્યું પાછું ધૈર્ય સ્મરણ મહિં આવી પ્રિય સખી;
"નિહાળું છું શું હું મનહર વસંતપ્રસરને!
અરે રે! શેની, શી, અનુભવ કરૂંછું અસર એ!"
સૃષ્ટિ સૌન્દર્યને જોતાં કૈં રોમાંચ થયું હતું,
ઘણા દિવસનું પેલું યોગાંધત્વ ગયું હતું;
ઉઠે દોડે એવી જલચર કરે ગમ્મત ઘણી,
નિહાળી તે જોયું વળી પછી જરા પર્વત ભણી;
ગમી ના એ વૃત્તિ હૃદય રસથી સંયમ ચડયો,
'થઇ ન્હાવા વેળા' નૃપતિ કહી એવું મહિં પડયો;
સ્નાનથી થઇને શાંત પડયો એ નિત્ય કર્મમાં,
જતાં રાગ બની વૃત્તિ પાછી તદ્રુપ ધર્મમાં;

પૂરૂં કરી તરત તે સ્થલને તજે છે,
ઇચ્છાવિરૂદ્ધ દૃઢ આગ્રહને સજે છે;
" શાને થવું પતિત આશ્રમધર્મનાથી,
" સૌન્દર્ય શું ? જગત શું ? તપ એજ સાથી ?"
જઇ આશ્રમમાં લેછે નિત્ય માફક ભોજન,
ઇચ્છે પછી જરી નિદ્રા પૂર્ણ વિસરવા વન;
ઉઠયો થોડી વારે નૃપતિ જયમ નિદ્રા કંઇ લઇ,
મનોવૃત્તિ તેવી સ્થિર વિમલ ને સાત્ત્વિક થઇ;
જઇ થોડે છેટે પછી અનુભવે શીતલ હવા,
પડે દૃષ્ટિ માટે વન તરફ લાગે નિરખવા;
અક્ષુબ્ધ હૃદયે જોઇ રચના એ ઋતુ તણી,
મળવાને પછી ચાલ્યો બીજી પર્ણકુટી ભણી;
માદ્રી જ ફક્ત હતી હાજર એહ વાર,
કુંતા ગયેલ કંઇ કારણથી બહાર;
માતા સતી નકુલને સહદેવની એ,
હા ! તાપસી નૃપની સાથ હતી બની એ:
ઝીણા વલ્કલને આજે એણે અંગે ધર્યું હતું,
નહિં લાવણ્યને ઓછું વનવાસે કર્યું હતું.
" નથી શું કુંતાજી ? નહિં અરર આંહિ રહી શકે,
" પ્રિયે ! તું એકાકી, સ્વજન વિણ વૃત્તિ કયમ ટકે
" ખરે ત્યારે આનો અનુભવ જરા આજ કરીએ,"
" જરા આ પાસેના ઉપવન વિશે કાંઇ ફરીએ."
પ્રસંગ બદલાતાં એ સિદ્ધાન્ત વિસરી ગયો,
મટી તાપસ એ પાછો ભર્તા—સ્વામી ખરે થયો;
શાન્તિ મહિં નહિં થયો કંઇ ફેરફાર,
એથી જ હાલ નૃપતિ વિસર્યો સવાર;
માદ્રી નહિં કરી શકી કંઇએ નકાર;
જાણેલ હોય કદિ શું વિધિના પ્રકાર ?
પૂર્વાશ્રમ તણી બુદ્ધિ પાછી આવી ગઇ હતી;
ફરે સાંપ્રતને ભૂલી વનમાં સાથ દંપતી;
વહી જતાં ઝરણાં શ્રમને હરે,
નિરખતાં રચના નયનો ઠરે;

મધુર શબ્દ વિહંગ બધાં કરે,
રસિકનાં હૃદયો રસથી ભરે;
વસંતે સ્થાપેલું પ્રબલ નિજ સામ્રાજ્ય સઘળે,
નવાં લીલાં વસ્ત્રો તરુવર ધરે છે સહુ સ્થળે;
બધી સામગ્રી એ મદનરસથી સૃષ્ટિ ભરતી,
જનોના જુસ્સાને અતિ ચપલ ઉદ્દીપ્ત કરતી;
ઉછળ્યું લોહી તેથીએ સાવચેત થયો નહિં,
સ્ત્રીસંગે નર્મગોષ્ઠીમાં વધે છે વનની મહિં;
ઉત્તુંગ નમ્ર સહકાર દિસે ઘણાય,
લાખો વળી અગરૂ ચન્દન ત્યાં જણાય;
વૃક્ષો લતા–સકલ–કંઇક અપૂર્વ રંગ,
જામે ન કાં પ્રબલ મિત્ર વડે અનંગ!
ફરતાં ફરતાં આવ્યો એક માલતીમંડપ,
પ્રવેશ સતીની સાથે કરે છે તે મહિં નૃપ;
ધીમે ધીમે છટાથી કુસુમરજ લઇ ડોલતો વાયુ વાય,
ચોપાસે વલ્લીઓથી પરિમળ પ્રસરે, નેત્રને તૃપ્તિ થાય;
બેસીને કોણ જાણે ક્યંહિ પરભૃતિકા ગાન સ્વર્ગીય ગાય
ગાળી નાખે હલાવી રસિક હૃદયને–વૃત્તિથી દાબ જાય.
" સાંભળ્યું મોહ પામીને હવે કોકિલકૂજન,
" પ્રિયાપંચમવૃષ્ટિથી ન્હાવાનું થાય છે મન. "
જરા શંકા પામી તદપિ નહિં કાંઇ કહી શકી,
વળી એવી બીતિ નૃપવદન જોતાં નહિં ટકી;
નહીં રાજાજીનો હુકમ પણ પાછો કદિ ફરે,
વિચારી એ માદ્રી તરત જ જરા કૈં શરૂ કરે:
દિવ્ય રાગ શરૂ થાતાં બન્યું શાન્ત બધું વન,
લોહચુંબકથી જાણે ખેંચાયાં સર્વનાં મન;
માધુર્ય એ ઉછળતું ક્યંહિ ના સમાય,
હા ! કેમ આ હલક અંતરથી ખમાય !
સાથે મળ્યાં તરત દંપતી સર્વ દોડી,
ભેટી રહ્યાં સ્વર વિશે દઇ વૃત્તિ જોડી;
ઘેલાં બની બધી સૃષ્ટિ રસમાં હાલ ન્હાય છે,
હાય ! એક જ પાંડુના હૈયામાં કૈંક થાય છે

સંગીતામૃત વર્ષતાં પ્રથમ તો આનન્દ વ્યાપી ગયો,
સાથે-એક-કરૂ પ્રિયા હૃદયને આવેશ એવો થયો;
ખેંચાયું પણ વેગ પૂર્ણ કરતાં-આવી સ્થિતિની સ્મૃતિ,
રાખે અંકુશ તોય સ્પષ્ટ વપુમાં દેખાય છે વિકૃતિ;
નિહાળી નૃપને રાજ્ઞી જરા ગાતાં રહી ગઇ,
હાય રે ! ઉલટી તેથી તેની શાંતિ વહી ગઇ !
" પ્રિયે ! માદ્રી !-આહા !-સહન મુજથી આ નથી થતું,
" નહિં મારે જોયે તપફલ ભલે એ સહુ જતું:
" ચલાવી દે પાછી મધુર સ્વરની રમ્ય સરિતા,
" છટાથી છોડી દે, અરર ! કયમ રાખે નિયમતા ! "
વૃત્તિઓ પરથી તેનો અધિકાર ગયો હતો,
અપૂર્વ ધ્વનિથી છેક મન્દોમત્ત થયો હતો;
" સખી દેવી-વ્હાલી ! સ્વરૂપ તુજ આજે બહુ દીસે,
" ખરે રંભા જેવી રસમય અહીં-નંદન વિશે; "
નિહાળે વર્ષાવી પ્રણયરસ બન્ને નયનથી,
જરા ધાસ્તી પામે સતી પણ હવે હાય ! મનથી;
ગીત પૂર્ણ થતાં રાજા જાયછે પાસ કે મિષે.
"ક્ષમા""પ્રાણ-નહિ" બોલી લે છે એને ભુજાવિશે.
"રે હાય ! હાય ! નહિં નાથ ! નહિ ! " કહીને,
છૂટી જઈ કર થકી અળગી રહી તે;
હા ! દીન દૃષ્ટિ કરી એ નિરખી રહે છે,
દુઃખે ભર્યાં નયનથી નૃપને કહે છે;
" ડરૂં છું-ભય પામું છું જોઇને આજ આપને,
" અરે કેમ વિસારો છો ઋષિના ઉગ્ર શાપને ?"
બહુ બ્હીતી બ્હીતી થર થર થતી એ કરગરે,
નથી ઓછી થાતી તદપિ વિકૃતિ અરે;
" ધટે છે શુ દેવી !-હૃદયપર આ નિર્દય થવું !
" અરેરે ! આ આવું પ્રબળ દુઃખ-મારે કયંહિ જવું !
પ્રિયા-પ્રિયા-પ્રિયા તારા હાથમાં સર્વ હાયરે !
ત્વરાથી દેહ જોડી દે, આ તો નહિં ખમાયરે !
" જાણું બધું, પણ દિસે સ્થિતિ આ નવીન,
" મારૂં નથી બળ બન્યો જળ બ્હાર મીન;

" દેવી ! વિચાર કરવા સઘળા તજી દે,
" રે હાય ! સ્પર્શસુખ પ્રાણસખી ! હજી-દે."
વિચાર કરવા જેવો હવે વખ્ત રહ્યો નહિં,
ઝંપલાવી પડે માદ્રી નરેન્દ્રભુજની મહિં.

* * * * *

નહિં ચાલે આથી ગત વખતમાં દૂર હૃદય,
પડયા શબ્દો છેલ્લા શ્રુતિ પર બહુ મન્દ સદય;
જરા ત્રૂટયાં વાકયો કંઇ કંઇ થઇને રહી ગયાં,
હજારો વર્ષો એ પણ પછી હવે તો વહી ગયાં;

## પરવા.

### ગઝલ.

મને તું એક દુનિયામાં રખે ઠપકો સખે દેતી !
રહી એ એક ઠપકાની મને પરવા રખે દેતી !
ચડયો સંગીતને નાદે બન્યો ચકચૂર હું રસમાં !
તને સ્વર જો સુણાવું તો અરે ! ઠપકો રખે દેતી
નહીં એ નાદની બાલે કદર કૈં પામરો સમજે !
કદરની ના મને આશા, કહું, બેદિલ રખે કહેતી !
ન હાયાં કાલ પણ વ્હાલી જતો રસ પૂર્ણ જીવનનો;
નહીં દોલત નહીં મારી રખે કંઇ મોહમાં રે'તી !
બતાવીશ કેંક જો કે હું તને ભવના ચમત્કારો:
ગરીબી તોય રે'વાની, રખે સહ ગર્તમાં વ્હેતી !
કદાપી ના શકીશ બોલી, ફરીને સ્પષ્ટ આ શબ્દો !
ડુબી રસ સાગરે પડતાં જરા ઠપકો રખે દેતી.

## આશાગીત.

### ગઝલ.

અહા શા આજ વર્ષાવે સ્વરો આત્માપરે આશા !
અજેલો આર્ત એ શો એ સ્વરરત્નાને ઠરે આશા !
અરે શું આવશે ત્યારે ફરીશું સાથ એવો દિન,

કદાપિ સ્નેહને સ્વર્ગે, કહે છે, શું ખરે આશા ।
અને શું રૂઝશે આખર જખમ એ શુદ્ધ હૈયાનો,
અને એ ચાલશે સાથે દયા કેવા કરે આશા !
નહી પરવા જરા અમને કશી એ વસ્તુ ઐહિકની,
કરે સંતોષ જે તેને મને તો ઉદ્ધરે આશા !
નિહાળુ હા ભવિષ્યે જો ઘડી પણ નેત્ર રસ જૂનો,
સખાનો સૌમ્ય હૈયું તો, સુખે ભવને તરે આશા !
મને મીઠા રહી આસ્થા, સદા તવ ગાનમાં દેવી,
સ્વરો એ દિવ્ય જીવનને ભરે ને સાંભરે આશા !

---

## સાગર અને શશી.

---

**રાગ–શંકરાભરણ.**

આજ મહારાજ ! જલપર ઉદય જોઇને,
ચંદ્રનો હૃદયમાં હર્ષ જામે !
સ્નેહઘન કુસુમવન વિમલ પરિમલ ગહન,
નિજ ગગન માંહિ ઉત્કર્ષ પામે !
પિતા ! કાલના સર્વ સંતાપ શામે !
નવલ રસ ધવલ તવ નેત્ર સામે,
પિતા કાલના સર્વ સંતાપ શામે !
જલધિ જલ દલ ઉપર દામની દમકતી !
યામિની વ્યોમ સરમાંહિં સરતી !
કામિની કોકિલા કેલી કૂજન કરે !
સાગરે ભાસતી ભવ્ય ભરતી !
પિતા ! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી !
સરલ તરણી સમી સરલ તરતી !
પિતા સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી !

---

## મેમાનોને.

---

મહેમાનો ! ઓ વ્હાલાં પુનઃ પધારજો ?
તમ ચરણે અમ સદન સદૈવ સુહાય, જો !

કરજો માફ હજારો પામર પાપ જે—
દિનચર્યામાં પ્રભુ પાસે પણ થાય, જો !
મહેમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !
ઉન્નત ગિરિશૃંગોનાં વસનારાં તમે;
ઉતર્યાં રંક ઘરે; શો પુણ્ય પ્રભાવજો !
શુશ્રૂષા સારી ના અમને આવડી;
લેશ ન લીધો લલિત ઉરોનો લ્હાવજો !
મહેમાનો ! ઓ વ્હાલાં પુનઃ પધારજો.

---

# રમણભાઈ.

---

## તત્કાલ મહિમા.

---

### હરિગીત.

બહુ ગૂઢ તરૂમાં બેસીને જે ગાય મીઠું કોયલ,
ચાલે ઘડી તે એક ને પછી બંધ તે અદ્ભુત સ્વર:
ગાનાર ના દેખાય ને તે જાય સઘળું સ્વપ્ન શું,
એ એક ક્ષણનું મંજુ ગાયન ના સુણ્યું તે ના સુણ્યું;
કદિ કુસુમ કોમલ ખિલી રહે નાજુક લતા શોભાવતું,
રંગે લલિત ને ગંધ મીઠો સહુ દિશે ફેલાવતું;
કંઇ કાલ રહિને ખરી પડે ને જાય ધુળમાં એ બધું,
એ અંતરે મીઠું કુસુમ એ ના સુંઘ્યું તે ના સુંઘ્યું;
આકાશમાં ઉંચે થકી તારો ખરે કદિ રાત્રિયે,
સળગી ઉઠીને મધ્યમાં પળ એક જ્યોતિ પ્રકાશી રહે;
ઝટ પછી પડે તે કયાંય ને ના ચિહ્ન રહે એ તેજનું,
દુર્લભ પળે એ વિરલ દર્શન ના દીઠું, તે ના દીઠું;
કદી દીઠી નદી લાવણ્યની, અનુભવી વરસતી ચાંદની,
આશા તણી છાયા દીઠી કળી પુષ્પની જ્યાં નીકળી;
કે દીઠી વીજળી ચમકતી સ્મિત નિરખી કો યુવતિ તણું,
ને ભાવ ઉદ્દીપન તરત ત્યાં ના થયું તે ના થયું;
તરૂણી સ્વહૃદયરહસ્ય કહેતી દૃષ્ટિ નીચી રાખીને,

ત્યાં ગાલપર તે સમય સુરખી ઊછળી રહી રાતી જે;
તે ચિત્ર પામે નાશ જ્યાં ઉત્પન્ન થઈને ક્ષણ ટક્યું,
તે પર તહિં તત્કાલ ચુંબન ના લીધું તે ના લીધું:
જાતે જ જે ખરી કીર્તિ છે બહુ હર્ષ ને સુખનું ભર્યું,
ઉંચું સહુથી શૃંગ છે જીવન તણા પર્વત તણું;
અનુભવ કરાવી વિવિધ જે ક્ષણમાં જતું રહે દોડતું,
યૌવન, મિત્રી! તે સફળ જલદી જ ના કર્યું તે ના કર્યું:

——:o:——

## પ્રભુમયજીવન.

——:o:——

### તોટક.

મુજ જીવન આ પ્રભુ! તુંથી ભરૂં,
બલ દે, અભિલાષ હું એહ પુરૂં;
મુજ દેહ વિશે, વળી આત્મ વિશે,
જડ ચેતનમાં પ્રભુ વાસ વસે:
મુજ રક્ત વિશે, મુજ નાડી વિશે,
મુજ દૃષ્ટિ વિશે, મુજ વાણી વિશે:
મુજ તર્ક વિશે, મુજ કર્મ વિશે,
પ્રભુ! વાસ વસો મુજ મર્મ વિશે:
શિરમાં, ઉરમાં, મુખમાં, કરમાં,
પ્રભુ વ્યાપી રહો મુજ અંતરમં:
મુજ જીવન કેરૂં રહસ્ય ઉંડું,
બન પ્રેરક ચાલક શાસક તું;
ધરીને ઉરમાં રસની પ્રતિમા—
જહિં ઉન્નતિનો સ્થિર છે મહિમા—
સ્મરી આકૃતિ એ નિજ પીંછી ધરે,
અનુસાર જ ચિત્ર પછી ચિતરે;
જયમ ચિત્રક એ મન—મૂર્ત્તિ વડે,
બહુ સુંદર ઉત્તમ સૃષ્ટિ રચે:
ત્યમ જીવનના પટની ઉપરે,

મુજ લખન તે તુજ સાક્ષી પુરે;
પ્રભુ! મુદ્રિત અંકિત તું હૃદમાં,
કૃતિઓ બધી ત્વન્મય હો જગમાં;
મુજ વર્તનથી છબી જે બની રહે,
તુજ ઉજ્વલ રૂપની ઝાંખી દિયે;

## ન્હાનાલાલ.

### આમંત્રણ.

આવો સન્તો! આવો સન્તો!
રસકુંજે આવો સન્તો!
રાસેશ્વરને પદ ઝમે ઝીણાં ઝીણાં ગીત;
નિર્મળ તેજ ઉઘાડમાં પાન કરીશું નિત્ય.
વ્હાલાં! ઝીલશું વ્હાલાં! ઝીલશું;
ગીત લહરે વ્હાલાં! ઝીલશું.
સ્નેહ વેલના ફાલમાં હિંચશું ઉર હરખાઇ;
પ્રિય ગુણ ગાન ફુલો ગુંથી ધરશું પ્રિય પદમાંહી:
પ્રિય સંગે પ્રિય સંગે,
આનન્દિશું પ્રિય સંગે.
પ્રેમ વાટિકા ઝરણમાં ગીતી નીરે ન્હાઇ,
રાસેશ્વરને પૂજતાં પ્રભુતા રહે પથરાઇ;
પ્રભુતામાં, પ્રભુતામાં,
જગ ભુલશું રસ પ્રભુતામાં!

### પ્રભાત.

ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે:
ઉગે છે ઉષાનું રાજ્ય ધીમે ધીમે,
ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે

રજનીની ચુંદડીના
છેડાના હીરલા શા
ડુબે છે તારલા આજ ધીમે ધીમે;
ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે.
પરમ પ્રકાશ ખીલે,
અરૂણનાં અંગ ઝીલે;
જાગે પ્રભુ વિશ્વમાં આજ ધીમે ધીમે;
જાગે પ્રભુ જીવમાં આજ ધીમે ધીમે;
ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે.

---

## ગિરનારને ચરણે.

---

### વસંતતિલકા.

ઉગ્યું સવાર સુખ રૂપ સખી શુ અમારૂં,
યાત્રા હજો શુભમુખી અમ ઉર્ધ્વ ગામી;
માંડી સિંહાસન રવિ ગિરનાર શૃંગે,
યાત્રાળુને કનક અંગુલિથી નિમન્ત્રે.
આકાશમાંથી ઉડુ મંડલ સંચર્યું'તું,
આતિથ્ય અર્ધ્ય રવી એકજ અર્પતો'તો;
તે લેઇ લેઇ નમણું ઉર નામતું' તું,
લીલા વિમુગ્ધ પડતું લચી દેવ પાદે.
પ્રાચી વિશે વિચરતા અમ સૂર્ય દેશે,
જ્યાં તેજનાં ઝરણુ કોટિક ફુટતાં'તાં,
જ્યાં ઊડતા અમિત ભાર્ગવના ફુવારા;
આત્મન્ તૃષા છીપવવા લીધ પન્થ ત્યાંના.
ન્હોતી સીમા ગગનીય રચન્તી બાધા,
ન્હોતી સીમા જગત કે જગ બન્ધનોની:
ન્હોતાંજ સંકલન તે સ્થલ કાલ કેરાં:
નિઃસીમ એમ વહતા પ્રભુના પ્રવાહે.
લેતા વિરાટ પગલાં સખી! વિશ્વ ગોલે;
વર્ષો સહસ્રકુદતા મૃગલાની ફાળે;

ઉભા પુરાણુ તીર, લોચન વર્તમાનઃ
એવું હતું બલ વિભુ નવ પ્રેરણાનું.
હા ! કાલ રાશી સરિખા ગિરિરાજ તાતે,
ને એક ભુત કણુ ત્યાં ચરણે પડેલોઃ
રાજેન્દ્રકો થઇ ગયા સખી ! ધર્મગોપ્તા,
તે ગાય વંશ વિભુની ગુણવંત ગાથા.
શું સ્થૂલ નેત્ર નવ ચેતન મન્ત્ર વાંચે ?
શું સૂક્ષ્મની ન વસી સુન્દરતા સ્થૂલોમાં ?
શું સ્થૂલમાં ન ઉભરે ચિર ચેતનત્વ ?
જોયું અમે ગિરિકણે, સ્થૂલની શિલામાં.
જોયું અમે ઉંડું ઉંડુ, અદભુત દીઠું:
તે એક શૈલકણુના ઉર માંહિ જોતાં
ઇતિહાસ વાહી લીધ દર્શન ત્યાં પ્રભુનાં
આદ્યન્ત આ જગત્ જીવનને ભરીને;
ઘોરે અઘોર નીર સાગર કાલ કેરો.
ને તે મહા કમલની દલ પાંદડીમાં
મોંઘો સખી ? પરમ બ્રહ્મ પરાગ ઉડે,
મારી છલંગ સખી ! સાગર એહ કુદ્યાઃ
નિહાળ્યું ભારત સુસાત્વિક વન્દનીયઃ
નિહાળી શ્વેત ગિરિમાળની હિમ ભૂમિ,
ને સાધુ સાધ્વીની દીઠી મહિં શીવ રેખાઃ
ઓળંગી એ હિમ ભૂમિ, જલધિની ઝાડી,
આહ્‌લાદિની વિચરતી દીઠી ધર્મધેનુ.
ત્યાં નિરખી સુભગ રાઘવપાદ લંકા,
ને વિરવીરી બટુકો મહી સ્તોત્ર ગાતાં;
સિદ્ધાર્થ દેવ દીધ ભારતી એક વત્સા,
પોષી સહર્ષ સુરનન્દિની ચંદ્રગુપ્તે;
દે ખંડ ખંડ દુધ રાજર્ષિ અશોકઃ
સૌ એક શૈલકણુમાં ગુઢ પ્રાણુ ! દીઠું
ગાલે ઢળે નમણી પાંપણ અર્ધ મીંચી,
ઢાંકે પુનઃ પુનઃ પાલવ ઉરદેશ;
સંકારી કોર સરતી કરવેલડીએઃ

તેના નથી રસિક શાસ્ત્રીય ભાષ્યકારો ?
દીઠી શિલામહિં ય સાગરની સમૃદ્ધિ,
દીઠો સ્થૂલે મહત ચેતન બોધ વ્હેતો:
તો શૈલને જડ પછી વદ્વું સખી ! કાં ?
તો શૈલને જડ કહી સખી ? નિન્દવું શેં ?
જ્યોતિ ઝીલી મહતભાવદિનેશ કેરી,
સત્કારી સપ્રભ વિશાલ કૃપાની ધારા,
ચાલ્યા અમે પછી પીતાંજ વરેણ્ય ભર્ગ !
આતિથ્ય દેવકુલનું સખી ! યાચવાને.

---

## ગીતાનો બોધ.

---

અનુષ્ટુપ્.

જ્ઞાન:—

જેથી દેખાય સૌ ભૂતે એક ભાવ જ અવ્યય,
અવિભક્ત વિભક્તોમાં: જાણ તે જ્ઞાન સાત્વિક.
જે જ્ઞાને ભિન્નતા લીધે નાના ભાવો જૂદાજૂદા
જણાયે પાર્થ ! સૌ ભૂતે: જાણ તે જ્ઞાન રાજસ.
ને જે સર્વ ગણી એક કાર્યે મોહે અકારણ,
તત્વાર્થ હીન ને અલ્પ કહ્યું તે જ્ઞાન તામસ.

કર્મ:—

નિર્મેલું સંગ છાંડીને રાગ દ્વેષ વિના કરે,
ફલેચ્છા ત્યાગી જે કર્મ, કહ્યું તે કર્મ સાત્વિક;
જે કર્મ કામનાવાળા અહંકારથી કે વળી,
કરે છે બહુ આયાસે, કહ્યું તે કર્મ રાજસ.
નાશ હિંસા પરિણામો સામર્થ્યે ન વિચારીને,
મોહે જે આદરે કર્મ, કહ્યું તે કર્મ તામસ:

કર્ત્તા:—

સંગમુકત અહંમુક્ત, ધૃતિ ઉત્સાહથી ભર્યો,
સમ સિદ્ધિ અસિદ્ધિમાં, કર્ત્તા સાત્વિક તે કહ્યો:
રાગી, કર્મફલેચ્છુ ને લોભી, અશુદ્ધ, હિંસક,

હર્ષ શોકે ભર્યો જેહ: કર્તા રાજસ તે કહ્યો;
અયોગી જડ ડંખીલો શઠ અકકડ આળસુ,
શોગિયો દીર્ઘસૂત્રી જેઃ કર્તા તામસ તે કહ્યો;

બુદ્ધિ:—

પ્રવૃતિ ને નિવૃત્તિ, ને કાર્યાકાર્ય ભયાભય,
બન્ધ ને મોક્ષ જાણે જે બુદ્ધિ તે પાર્થ ! સાત્વિકી ;
ને અધર્મ તથા ધર્મ, કાર્યાકાર્ય જ જે વડે,
યથાર્થ સમજાયે નાઃ બુદ્ધિ તે પાર્થ ! રાજસી.
માને અધર્મને ધર્મ અન્ધારે ઘેરી બુદ્ધિ જે,
સૌ અર્થો અવળા પેખેઃ બુદ્ધિ તે પાર્થ ! તામસી.

સુખ:—

આદિમાં ઝેર જેવું, ને પરિણામે અમીસમું,
આત્મ બુદ્ધિ પ્રસાદે જે જન્મ્યું, તે સુખ સાત્વિક, ।
ઇન્દ્રિયાર્થના સંયોગે આદિમાં જે અમીસમું,
ઝેર જેવું પરિણામેઃ કહ્યું તે સુખ રાજસ;
આદિમાં ને પછી યે જે સુખ આત્માનું મોહન,
નિદ્રાલસ્ય પ્રમાદે જે થતું, તે સુખ તામસ;

વર્ણકર્મ:—

શમ દમ ક્ષમા શૌચ જ્ઞાન વિજ્ઞાન આર્જવ,
તપ આસ્તિકતાઃ સૌ તે બ્રાહ્મ કર્મ સ્વભાવથી.
દક્ષતા, દાન, ઐશ્વર્ય, યુદ્ધમાં નવ ન્હાસવું;
શૌર્ય, ધૈર્ય, પ્રભાઃ સૌ તે ક્ષાત્ર કર્મ સ્વભાવથી,
ખેતી વ્યાપાર ગોરક્ષા વૈશ્ય કેરાં સ્વભાવથી;
સેવા ભાવો તેમ કર્મો શૂદ્રનાં યે સ્વભાવથી.

## યોગીજનોની યોગ ગુફા.

દેવર્ષિ:—

જગતનું મહાભારત આજ ઉઘાડું,
ને વાંચ્યું મહીંથી ત્રિકાળનાં ત્રણપર્વ;
આદર્યું વિશ્વદર્શનની સમાધિ,

ને ઉકેલું બ્રહ્માંડના પરમ ભેદ.

ગુફામાં આસન વાળી સમાધિ જમાવે છે.

ફાટો, ઓ ધરતીની ગુફાઓ !
યોગીનો આ દેશ છે,
પાઠવો પુરાણુ જોગી ભૂતકાલને.

પૃથ્વીમાં ભૂતકાલ પધારે છે.

**ભૂતકાલ**:—

યોગીરાજ ? આ દેશ.

**દેવર્ષિ**: —

બચ્ચા ! જગતની શી સેવા સાધી ?

**ભૂતકાલ**:—

યોગીરાજ ! ઇતિહાસ મૂર્તિ છું.
સૃષ્ટિનું હું સ્મરણ છું;
માનવકથાનું મહાકાવ્ય છું,
ચિત્ર વિચિત્રનો ચોપડો છું;
મહા પુરુષોના અનુભવ છું, ડહાપણ છું.
ઉદાર દૃષ્ટિથીઃ યોગીન્દ્ર !
અમૃત અક્ષરે લખું છું સત્કર્મો સાધુઓનાં,
બોધના શબ્દે આલેખું છું
જીવન ભૂલો કો અસાધુઓની.
ઢાંકેલા ધરા, ભયની ગુફાઓ.
દાખવું છું પ્રવાસીઓ ને.
મનુષ્યના મનુષ્યત્વના,
લખ્યા છે ચાર વેદ મ્હેં,
ને મૂક્યા છે ચાર દિશાઓમાં.
દેવર્ષિ ! સૃષ્ટિનો સુંદર મહેલ છે,
એ મહેલનો હું વજ્ર પાયો છું;
બ્રહ્માંડ જેટલો પુરાણ,
ને બ્રહ્મ જેટલો અવિચળ.
મ્હારૂં નામ " હતું. "

અન્તરધાન થાય છે.

**દેવર્ષિ:—**

થંભો ઓ વાયુના વેગ !
યોગીના આદેશ છે,
પાઠવો ચિરંજીવ યોગી વર્તમાનને.

વાયુમાંથી વર્ત્તમાન આવે છે.

**વર્તમાન:—**

યોગીરાજ ! આ દેશ.

**દેવર્ષિ:—**

બચ્ચા ! શું સાધછ જગતનું હિત ?

**વર્તમાન:—**

યોગીરાજ ! જીવન મૂર્તિ છું,
જગત્‌ની ગતિ ને પ્રવૃત્તિ છું,
માનવ મહાકથાનો ચાલતો અધ્યાય છું,
ચિત્ર વિચિત્રની કલમ છું.
દિવસ ને રાત્રિની પરંપરા,
અંધકારને પ્રકાશના પડછાયા
પાડું છું સ્થૂલ ને સૂક્ષ્મમાં.
તિક્ષ્ણ દૃષ્ટિ છું યોગીન્દ્ર !
માનવ જાતિનું મન છું.
પરકમ્મા વાસીના પાય છું,
સન્તજનોની સુવાસ છું,
અસન્તોના ઓછાયા છું.
સજીવનનું છું મહાસંગીત.
યાત્રાળુઓ તો મ્હારે આભલાં છે.
નથી–નથી કો સત્ત્વ બ્રહ્માંડ ભરમાં
જે મ્હારે દોરે ન પરોવાયું હોય.
દેવર્ષિ ! સૃષ્ટિનો સુંદર મહેલ છે,
એ મહેલનો હું ફુલ બાગ છું;
નવરંગ ફુલડે શોભતો,
અજબ વાસનાઓ ફોરતો.
મ્હારૂં નામ " છે. "

અન્તરધાન થાય છે.

દેવર્ષિ:—

ઉઘડો, ઓ આભના પડદાઓ !
યોગીના આદેશ છે,
પાઠવો અદ્‍ભુત યોગી ભવિષ્યને.
આકાશમાંથી ભવિષ્યકાળ ઉતરે છે.

ભવિષ્ય:—

યોગીરાજ ! આદેશ.

દેવર્ષિ:—

બચ્ચા ! શું કરીશ જગતનું કલ્યાણ ?

ભવિષ્ય:—

યોગીરાજ ! આદર્શ મૂર્ત્તિ છું,
માનવીને દેવનીયે આશા છું,
બ્રહ્માંડની હું કવિતા છું,
પરબ્રહ્મની પ્રસન્નતા છું.
ઉર્ધ્વ દૃષ્ટિ છું, યોગીન્દ્ર !
સહુનું છું મહા આકર્ષણ,
સૃજનને શિખરે સૂર્ય સમો વિરાજી
મોકલુંછું કિરણોના દોર
માનવીને ઝાલી ઉંચે ચ્હડાવવાને કાજ.
ઉત્સાહ છું, અભિલાષ છું, પ્રેરણા છું;
કલ્પના છું અદ્‍ભુત અમૃતની.
ટેકો છું પડતાંનો,
ઉદ્દીપન છું થાકયાનું,
તીર્થ છું તીર્થગામીઓનું,
મોક્ષ છું મુમુક્ષુઓનો.
જગતની શકયતાનો ભંડાર,
વિશ્વના વિકાસનું કેંદ્ર,
મનુષ્યનું દિવ્ય લોચન છું.
દેવર્ષિ ! સૃષ્ટિનો સુંદર મ્હેલ છે,
તે મહેલનો મિનાર ને ધ્વજ છું;
મહા આભથી યે ઉન્નત,

ને બ્રહ્મધામની દીવા દાંડી જોવો.
મ્હારૂં નામ ' થશે. '
[ અન્તરધાન થાય છે. દેવર્ષિ સમાધિમાંથી જાગે છે. ]

# બળવંતરાય ઠાકોર.

## બોધ.

### પૃથ્વી છંદ.

ગઇ ઋતુ વસંત, પ્રાવૃષે વળી જશે પરવરી,
કિશોર વય ગઇ વહી, ભર જુવાની ચાલી પળી;
દીસે નહિં દીસે તને, પરમ એક કર્ત્તવ્ય કે ?
સમર સ્વામ ધરની હામ, સફર લાંબી છે મસ્તકે.
નડે પ્રકૃતિ પ્રીત આશ ગત કાલ કેરી ઘડી
જડો જુની ઉખેડતાં ખટકી જાય ઉલટી ઉંડી:
દીસે નહિં શું દૂરનું સુભગ શાંત કર્ત્તવ્ય કે ?--
સમર સ્વામ ધરની હામ, સફર લાંબી છે મસ્તકે.
નડે પશુપણું, નડે સપરિવાર પાપો જુનાં;
રહ્યાં ઘર કરી, હસે પટ કરી, વળી ડંખતાં:
નવીન બલદે નહિં વિમલ સાધુ કર્ત્તવ્ય કે ?—
સમર સ્વામ ત્યજની મામ, સફર લાંબી છે મસ્તકે,
નડે વિતથ કલ્પના, ભમતી ચક્ર ખાતી મતિ,
અધૈર્ય, ચલ ભાવના, ઉંડું ઉંડુંજ શ્રદ્ધા થતી:
દીઠું નવ દીઠું ખરે સતતજ્યોતિ કર્ત્તવ્ય કે ?—
સમર સમર સમર સ્વામ, સફર લાંબી છે મસ્તકે.

## પ્રાર્થના.

### પૃથ્વી છંદ.

પ્રભો, શિર નમ્યું: નમ્યુંજ ધરું સર્વદા, એટલી
વિશુદ્ધ મતિ રાખજે: સકલ અન્ય એમાં લહું,

જુવે શિશુતણી ખરી જિગરની બધી લાલસા,
અને વળી જુવે ઉઠી ફરી ફરી ઉપર બુદ્બુદો,
પ્રસારી નિજ મેલ ફીણ વમળો, અરે કીટકો,
લસે અમિત—ને ફુટે તદપિ ખાર મૂકી જતા,
અરે સરિત માહરા જીવનની ! અરે રે પ્રભો !
વહે કયંહિથી બુદ્બુદો ફરી ફરીજ એ એહવા ?
હશે પવન સંતતિ ? ઉદધિનીજ વેલા હશે ?
દીસે નહિં દીસે અગર તિમિર ગહ્વરો આત્મમાં
ત્યાંથી નિકળી ધસે ફરી ફરીજ એ બુદ્બુદો ?
અદષ્ટ—ભવથી અને જીગરનાં જુનાં પાપથી
બચાવ ! જય આપ ! આ વિમલ સ્રોત પોતાપણે
વહે, સલિલ ઓઘ અર્ઘ્ય પ્રસરાવતો, હે પ્રભો !

---

## સર્ગદર્શન.

---

### શાર્દૂલ વિક્રીડિત છંદ.

મધ્યાહ્નને વર્ષાદ થઇ દિવસમાં માધુર્ય રેડી ગયો,
વ્યોમે એકજ વાદળી કનકની ગુંથેલી મેલી ગયો;
જોતામાં મુજ નેત્ર ત્યાં હરી ગયું ને સ્તબ્ધ ઇંદ્રિયગણે,
જોયું સાંભળ્યું જેહ અંતર લહ્યું, વાણી કયમે તે ભણે.
એ સૌવર્ણ પયોદમાં નિરખી મેં જ્યોતિ ભરેલી જટા,
જેના શુભ્ર મરીચિ સ્વર્ગ ચ્હડીને બ્રહ્માંડમાં વ્યાપતા;
ને એ કેશ કલાપધારિ નિરખ્યો અભ્રાસને શોભતો,
મૂર્તિ યોગ તણી, છબી પ્રણયની, સર્ગધ્વનિ ગુંજતો.
એ ગુંજારવના સુકોમલ અને ગંભીર મીઠા સ્વરો
વાધ્યા, શાંતિ પ્રસારતાં, ઉઘડતા આત્માકલિનાં દલો;
ને એ ગીત પ્રવાહ, એ શુચિ જટા જ્યોતિ ફુવારા મહીં,
આત્માઓ ઉડતા અસંખ્ય નિરખ્યા, પીતા દ્યુતિ ને ધ્વનિ.
જ્યોતિ સ્તંભ જલાશયે રવિ રચે ત્યાં જેમ મત્સ્યો બધા,
રૂહે સર્વત્ર પરંતુ સ્તંભ જલમાં આવી જ થાતા છતા;
રંગો જેમ અનંત વારિ કણમાં છૂપા રહે સર્વદા,

ને જ્યાં મેઘ કમાન ખેંચી વિલસે ત્યારેજ થાતા છતા.
ગંધો જેમ અસંખ્ય દ્રવ્ય કણુમાં રાચે લપાઇ સદા,
ને જ્યારે ઋતુરાજ રાસ રમતો ત્યારે જ થાતા છતાઃ
પ્રેમો જેમ ચરાચરે સતત બંધાઇ રહે મુગ્ધ, ને
અંતર્દીપ જ્યહાં સ્ફુરે તુરત ત્યાં જાગી પ્રવાહી બનેઃ
આત્માઓ ત્યમ ગીત જ્યોતિ મય એ શાંતિ વિષે આવતા,
એના પ્રાણુ પ્રવાહમાં ભળી નવા વેગો જ્યહાં પામતા,
ત્યાં જાગી જ સ્વતંત્ર શુદ્ધ બનતા, જ્ઞાની બલી થૈ જતા,
સૃષ્ટિ સર્ગ તણા બધા નિયમ ને સંકેત પામી જતા;
જોતા જે નિજ ભૂત જીવન તણો ચીલો પડયો સૃષ્ટિમાં,
માન્યાં જે સુખ દુઃખ તે નિરખતા તેના ખરા રૂપમાં;
લાભાલાભ ગણી લહ્યા અનુભવો તે સર્વને તારવી,
યોગે પ્રેમ સ્ફુરંત એ વહનમાં ઘડતા પ્રવૃત્તિ નવી.
એ સૌવર્ણ પ્રગાઢ સૌમ્ય જટિલ પ્રેમી દ્યુતિ સ્રોત એ,
વ્યાપંતો નિરખ્યો દિગંત ત્યહિંથી આ સ્તબ્ધ ઇંદ્રિયગ્રે.
સંધ્યા રાગ ભરી હસી ઝળકી ત્યાં લોપંતી એ દર્શન,
પણ એ જ્યોતિ ધ્વનિ છબી તરત આ ધારી રહેશે ગ ।

---

## ખબરદાર

---

## સ્વર્ગીય ગાન.

---

### હરિગીત.

હે પુત્રી કુદરતની ભલી ! માતા અહો આનંદની !
હે દિવ્ય નારિ ! દોરનારી સકળ સૃષ્ટિવૃંદની !
હે વિમળ મધુર પ્રેમકેરી હેમ સંયોગી કડી !
હે ગાન ! ત્હારી સાનની રે કોણને ગુટ્ટી જડી ?
પ્રભુતા ખરી તું ઇશની ! ત્હારૂં રહસ્ય અગમ્ય છે
તુજ ભવ્યતા બ્રહ્માંડમાં પૂરી પ્રતાપી રમ્ય છે !

આજ્ઞા ન કોઇ તુજ ઉથાપે, તેજ એવું દૃષ્ટિમાં;
તુજ આંગળી પર નાચતું રમતું દીસે સૈ સૃષ્ટિમાં !
આ ઉભય રવિ ને ચંદ્ર તો થઇ લીન ત્હારી સેહમાં,
આકાશમાં ઘૂમતા ફરે છે નિત્ય નિર્મળ નેહમાં;
તુજ મોહદંડ અદૃશ્ય રહી તેં મારિયો એવો અરે,
અગણિત વર્ષ થયાં હજી ફરતા નહિં અટકે ખરે !
વળી આ અસંખ્ય જ તારકા ને ગ્રહ દીપે નભમાં ફરી,
તે એકતાન બની રમે તુજ ધ્વનિ વિશે લગની ધરી;
નહિ કો ચળે તુજથી, સુણે રજની બધી સૈ ચકચકી,
તે તુજ હાલરડાં થકી દિવસે રીઝી સુએ નકી ! !
રજની વિશે સૌ તારલા એ દેખતાં એકાંતમાં,
તુજ શક્તિ કરવા ઉરતરંગો જાય છે નભપ્રાંતમાં !—
તુજ કાવ્યપોથીનું હશે શું પાન આ ઉઘાડિયું.
જેમાં પવિત્ર જ ઝલકતું ધ્વનિ–ચિત્ર આ તુંજ પાડિયું ?—
કે તુજ મુખથી કૈં મધુર ધ્વનિ–બુંદ ઝરતાં ઝડપીને,
તેજસ્વી આ નભમાં જડયાં શું કામદેવે તલપીને ?–
એવા તરંગો આવી આ તુજ હૃદયને ઉછળાવતા,
હે ગાન ! તોપણ મર્મ તુજ ઉકેલવા નહિં ફાવતા !
તેં કૈંક કવિવર જગતમાં ઉપજાવી ઉછેર્યા અરે,
ને તેમના ઉરસ્વર્ગમાં સ્વરધાર તુજ રેડી ખરે;
એ ધારના ઉભરા થકી ઉદ્‌ગાર ફૂટી નીકળ્યા,
જે જગતને તુજ મોહમાં ઘસડી પૂંઠે પંથે પળ્યા !
એ સર્વ કવિ, રવિને લજાવે નવલ દિન રચી ગાહવો,
હે ગાન ! ઘસડાઇ ગયા તુજ તાણમાં ભવના ભવો !
નહિં પાર પામ્યા કોઇ તુજ, કે પામશે નહિં કો કદી !
બલિહારી ત્હારી એવી ભારી, શું શકે જગ સૈ વદી !
આ જગતમાં દુઃખશોકની નદીઓ ભરાઇ ઉભરાય છે,
તેના તરંગો આવી આ મુજ હૃદયતટ અથડાય છે;
તે વેળ તો હેગાન ! તુજ ઊંડા ધ્વનિ મુજ કાનમાં
ઉતરી ઉઠાવી તરંગ એ, ઉર રીઝવે તુજ તાનમાં !
છેતુજ અલૌકિક શક્તિ એવી, ઠામઠામે વ્યાપતી,
તુજ સ્મરણવિદ્યુત માત્ર જનદુઃખતિમિર તોડે કાપતો

જનઆત્મપર તુજ શીતળ છાયા છે સદા પથરાયલી,
તો દેહબંધ રહી શકે આ આત્મ તુજ આશે ભલી ! !
રે પારણામાં ઝુલતું બાળક ન જગને જાણતું,
હસવું ગુલાબી હોઠ પર દીસે અકારણ આણતું;
તે આત્મ તેનો મધુર ત્હારા સ્વર સુણીને રીઝતો,
કે આશ મધુરી ભાવિકેરી તુજ કૃપાથી સિંચતો ! !
હે ગાન ! તુજ ઝીણા સ્વરો જો આજ નહિ સુણીયે અમે,
તે કોઇ વધુ દીપતા દિને સુણીશું વધુરસથી શમે;
તુજ ધ્વનિ જ અહિંથી માર્ગ અમને સ્વર્ગનો દેખાડશે,
ને ત્યાં સદા કે અનંત નિજ રસરેલમાંહિ રમાડશે !
આ સિન્ધુના ઘેંઘાટમાં કે પવનની મૃદુ ચાલમાં,
ઊંડા અનંતાકાશમાં કે પૃથ્વીમાં પાતાળમાં,-
જ્યાં જોઉં ત્યાં હે ગાન ! તુજ અસ્તિત્વ તો મુજને મળે,
સૌ જગતને તું રીઝવે તુજ સર્વવ્યાપકતા-બળે !
હે ગાન ! હું આ જગતમાં ભુખ્યો છું તુજ આશીષનો,
તું તો અરે છે સત્ય શ્વાસ જ સર્વ-વ્યાપક ઇશનો !
તો તુજવિના આ સૃષ્ટિકેરી કાય કયમ નીભી શકે ?
નિશદિન મને તું કરે ઝુલતો દિવ્ય ત્હારે હીંચકે !
રે તારલા તુજ ધ્વનિ વિશે આ ધ્યાન નિજ પ્રોઈ રહ્યા,
ને એકતાન બની સહુ જયમ લીન આ તુજમાં થયા;
હા, ત્યમ નિમગ્ન રહી જ, હે સ્વર્ગીય ગાન ! તણાઉં હું,
તુજ મધુર ધ્વનિના સ્વપ્નમાં આ જગતથી સરી જાઉં હું !

---

## સંધ્યાને અરજ.

### લાવણી.

હે સુંદર સંધ્યા ! મને તું દે સંતાડી !
ગુંચવાવે બહુ આ હવે જગત્‌ની ઝાડી !
કંઇ ચિંતા દુઃખ વિચાર, ભમાવે મુજને,
બહુ હૃદય ખમે છે ભાર, વિનવું હું તુજને !

તુજ સુંદર રંગીન પાંખ તેં શી ફફડાવી,
અંદર શી મધુર સુગંધ વળી પ્રસરાવી !
તુજ ધૂપ ભરી એ પાંખ હવે ઉઘાડી,
તેમાં હે સંધ્યા ! મને તું દે સંતાડી !
આત્મા આ મ્હારો હવે ન ઉંચે ઉડતો,
ઉડતાં ઊંડો દુઃખ જળે વિશેષે બુડતો !
મુજ નયન સમીપે ભૂત આવી રહે ઉભું.
ને વર્તમાન ને ભાવિ જોઇ હું ડુબું !
ઉકળી ઉકાળે સૂર્ય જગત્ દિન આખો,
તે સાથ ઉકાળે મને વિચારો લાખો;
પણ જોઇ તુજને હવે વિનવું હે માડી,
સંધ્યા ! લઇ હેતે મને તું દે સંતાડી !
જો મને સુવાડી ગુંથે સ્વપ્નની જાળી,
ને આ સઘળો ઉકળાટ હિયે તું ટાળી,
તો પેલી દૂર સ્વર્ગીય બતાવ પ્રભાતું,
જેમાં આ સઘળું વિશ્વ લીન થઇ જાતું.
ને ભૂલી સઘળું ભૂત આત્મ આ મ્હારો,
કંઇ ચિંતન મધુરૂં કરે બનીને ન્યારો !
મધુકરશું ફૂલ ત્યાં ચુસે, ભમી સુખ વાડી !
તો લે, લે, સંધ્યા, મને તું દે સંતાડી !
ફરતો ફરતો મુજ આત્મ મનન ત્યાં કરશે,
કંઇ પ્રેમ અને આનંદ રંગ ઉર ધરશે.
ને રંજ અને યત્નનો અંત વિચારી,
ઇશ્વરમાં ધરશે આશ પંથ સંભારી.
પણ જો આ જગની રંજ અને દુઃખ વધતાં,
તું જોય મુજ ચોપાસ ધુમ્રશું ચઢતાં.
તો તું નિશ બની લઇ મને પાંખ ઢાંકી દે,
સંધ્યા ! બીડી દે મુજ આંખ સદાની નીંદે !



# બોટાદકર.

## મૃગ અને ગાન.

### મંદાક્રાન્તા.

મૂકી દેછે હરિત તૃણ આ કાં મુખેથી કુરંગ ?
ઓચિંતો શું તુજ સ્મરણમાં કાંઇ આવ્યો પ્રસંગ ?
ચારે બાજુ ચપળ નયનો સંભ્રમે ફેરવે શું ?
ઉંચે હૈયે વિકળ સરખો શબ્દ કૈં સાંભળે શું ?
શું સંકષ્ટે પ્રિય હરિણીએ દૂરથી સાદ કીધો ?
કે શાર્દૂલે ગહન વનમાં ઉગ્ર કૈં શબ્દ કીધો ?
હાહા ! સામે સ્વર મધુર કૈં ગાનના સંભળાય !
તેથી તારૂં હૃદય સહસા ત્યાં જવાને તણાય !
ભોળા ! એતો નહિ પ્રણયથી પૂર્ણ સંગીત કાંઇ,
વ્યાધો કેરી અબુધ મૃગના મૃત્યુની એ ભવાઇ.
ના એ વા'લા રસિક કવિતા મૃત્યુનો સાદ એ છે !
એ શબ્દોમાં સ્વર સકળમાં ઝેર પૂરૂં વહે છે.
હા ! એ ચાલ્યો મરણ મુખમાં શીખના કાંઇ માની,
પો'ચ્યા કર્ણો પ્રથમ થકી ત્યાં સાંભળે વાત શાની ?
કૂદી કૂદી સ્વર ભણી જતો ઠોકરો કૈંક ખાતો,
આડે માર્ગે તન પટકતો કંટકોથી વિંધાતો.
ને મૃત્યુના અનુચર કને આવી નિશંક ઉભો !
કેવો કાળો શબર કરમાં બીન લૈ કાંઇ ગાતો !
વાયુથી એ વિટપ હલતાં ત્રાસીને નાસી જાય,
મૃત્યુ સામે નિડર બની જો એસૂજ ના દબાય.
ભૂલે પ્રાણી નિજ પ્રકૃતિને વૈર મૂકે વિસારી,
એતો શક્તિ પ્રણય ! નિરખી કો અનિર્વાચ્ય તારી !
કોટિ યત્નો થકી પણ ફરી ના શકે જે નિસર્ગ,
તેને આંખ પલટી પળમાં પ્રેમ ! તારો પ્રસંગ.

તું સૃષ્ટિના ક્રમ નિયમથી દૂર રે'તો દીસે છે,
તારી સત્તા નહિ હૃદયથી કોઇ આપી શકે છે!
જો! આ કેવો હરિણ પ્રણયી ગાનથી તુષ્ટ થાતો!
રોમે રોમે રસ પ્રકટતાં ભવ્ય ભાવે ભીંજાતો,
ભૂલ્યો વા'લું વન સરિતને શૈલનાં શૃંગ ભૂલ્યો!
ભૂલ્યો ભીતિ, મરણ, મૃગતા, સૃષ્ટિનો સંગ ભૂલ્યો!
પ્રેમી દોલા ઉપર હિંચતો પ્રેમ પૂરે તણાતો,
ભૂલ્યો 'હુંને ઇતર' તણીએ ભેદ સંપૂર્ણ વાતો;
ને ઓચિંતુ શબર કરથી છૂટતું બાણ આવ્યું,
વિંધી નાંખ્યું હૃદય કુમળું મૃત્યુને સંગ લાવ્યું;
કેવી તારી કૃતિ અધમ આ? વ્યાધ! વિશ્વાસઘાતી!
ભૂંડી સૃષ્ટિ પ્રણયી મૃગને માનશે મૂર્ખ આથી.
પ્રમાવેશી હૃદય હણતાં કૈં ન કીધો વિચાર!
ભોળા હૈયા ઉપર કરૂણા શું ન આવી લગાર!
ભૂંડુ ભાવિ અહહ! તુંજને દુષ્ટ પંથે ચલાવે,
તેથી તારા મલિન ઉરમાં હા! દયા કેમ આવે?
પ્રેમીને તો રસ અધિક છે મૃત્યુના અંક માંહીં,
ભેદ ભ્રાંતિ રહિત હૃદયે કષ્ટ શું હોય કાંઇ!
મીઠું મૃત્યુ સરસ સમયે ભેદ ભૂલાઇ જાતાં,
નિર્ભાગીને જરૂર ન મળે ચિત્તથી નિત્ય ચા'તાં.
એતો પામ્યો રસજલધિમાં ઉચ્ચ એકત્વ આજે,
ઘેર્યું પાપે તુજ હૃદયને તે નહિ મુક્ત થાશે;
મૃત્યુથી કે જીવનથી તને ના થશે શાન્તિ ક્યારે,
એની શાન્તિ અમર સુખને માનતી તુચ્છ ત્યારે.
કંપે વા'લા મૃગ! હૃદય આ નાશ તારો નિહાળી,
શું માને તું પ્રણયી હૃદયે તે શકું હું ન જાણી;
હા! શું માને? રસમય ઉરે માનવું ક્યાં સમાય?
માની લેજો જન જગતના જે મતિથી જણાય.

# વિદ્ધમૃગ.

## હરિગીત.

સંગીત, લુબ્ધક ! સુખદ તારૂં આમ નવ અટકાવ તું,
રસમાં મને મરવા દઇ રસિકત્વ પૂર્ણ બતાવતું;
આ મોક્ષથી મોંઘું અને સાકર થકી વધતું ગળ્યું.
તુજ બાણના સંપાતથી પંચત્વ આ સમયે મળ્યું.
શર લક્ષ બીજાં ફેંકવા તલવારનો કર ધા ભલે,
પણ ગીતના અવરોધથી નવ વ્યથિત કર મુજને અરે !
રસની ધ્રુની હૃદયે વડે રસમાં અધિક હું મગ્ન હું,
રસરૂપ જગત જણાય આ રસને વળી વરસાવતું.
આને ભલે મૃત્યુગણી આણે દયા દીલ માનવી,
પણ વૃષ્ટિ પ્રેમામૃત તણી મારે હૃદયથી માનવી;
પ્રેમાબ્ધિ આ ગરજી રહ્યો રસમેઘ પણ વરસી રહ્યો,
મીંચી નયન અવલોકતાં આજે કૃતારથ હું થયો.
વસુધા વિષે બહુધા ફર્યો ગિરિશૃંગ ઉપર આથડયો,
પણ હર્ષવર્ષણનો પુરંદર આજતું મુજને મળ્યો;
મારી વ્યથા અવલોકીને નવ દીલ દયા લાવીશ તું,
અવસાન સમયે ગીતનો ન નિષેધ મન માનીશ તું.
મુજ માંસને માટે અધીરો એક પળ ન બનીશ તું,
સારંગી રંગ ભરી ઘડી કરથી ન દૂર કરીશ તું;
દઇ તાલ સાયક પાતથી કરગાન એ પણ ઇષ્ટ છે,
આ પ્રેમ પારાવારમાં ના'તાં મરણ પણ મિષ્ટ છે.

# શૈશવ.

## શાર્દૂલ વિક્રીડિત.

કેવું બાળ ! મનોજ્ઞ માનસ તણો સદ્‌ભાવ દર્શાવતું,
તારૂં ઉજ્જવલ હાસ યુક્ત મુખડું સંતુષ્ટ ને શોભતું !

છાયા સંસ્કૃતિની પડયા વગરનું આવર્શથી ઉજળું,
કેવું શુદ્ધ પવિત્ર ચિત્ત તુજને વા'લા વિધિથી મળ્યું ?
કેવાં ચંચળ નેત્ર ને રસભરી શી સ્નિગ્ધ કીકી હસે ?
એમાં ઉચ્ચ અભેદ શો ઝળહળે દુષ્પ્રાપ્ય સંસારને ?
એ આત્મીય અને સમાન સહુને દૃષ્ટિ રહી દેખતી,
ને વૃત્તિ હસતી સદૈવ પ્રણયી, પ્રીતિ બધે પેખતી,
વા'લા એ દગથી સમગ્ર જગનું તું રૂપ કેવું જુએ ?
કેવો નિર્મળ ભાવ એ હૃદયમાં તે શું નહિ કૈં કહે ?
હા ! એવો અધિકાર ના અમતણો સંસારના સંગથી,
દૈવે તે થકી બોલવા તણી તને યુક્તિ બતાવી નથી !
ને કૈં યત્ન કદી અમે શિખવશું જ્યારે તને બોલતાં,
ત્યાં તું વિસ્મૃતિ પામશે જવનિકા જુદી કશી આવતાં.
દેખે તે ન કહી શકે, કહી શકે તે ના વિલોકી શકે,
સદ્વસ્તુતણું કેવું ગોપન કર્યું દૈવે કળાથી દીસે ?
પાદાંગુષ્ટ ચૂસે લઇ મુખ વિષે પીયૂષ શું ત્યાં વસે ?
સે છે શૈશવનો અવર્ણ્ય અથવા સંતોષનો સ્વાદ એ ?
હા ! પીયૂષ ભર્યું પરંતુ જગ એ દેખી ન ચાખી શકે,
એના સંગથી એ સુનિર્ઝર અરે ! સેંજે સુકાઇ જશે !
વા'લા ! શૈશવમાં અનંત સુખ ને આનંદ ઉંચો હશે !
તેથી સ્વપ્ન સમાન સ્વલ્પ દિનમાં વીતી જતું એ હશે !
એની જીવન તત્ત્વરૂપ ઘડીઓ મીઠી મજાની હશે,
ને તેથી સનકાદિકે ન મટવા બાલત્વ વાંછયું હશે !
જો ! પામી પ્રતિમાસ બાલવય આ કેવો હિમાંશુ હસે,
વારંવાર સુધા તણા અનુભવે સિંચ્યો સુધાથી દીસે !
કાલે કાળ કુદી જતો તુજ તણું હા ! બાલ્ય આ લઇ જશે,
ને અભ્યાસી થકી તને જગતના રંગો બધા લાગશે.
તારા નેત્ર વિષે દીસે પ્રણય ને આશા જગન્નેત્રમાં,
તારૂં ચિત્ત રમે અભેદ મહીંને સંસારનું સ્વાર્થમાં.
વા'લા એહ વિરોધમાં બહુ બળે સંસાર આ જીતશે,
ને આ પ્રેમ–અભેદ ઉપર પછી ગાઢાં પડો નાંખશે.
'આ તારી જનની અને જનક આ' એ સૂત્રથી આદરી,
પોથી ભેદ તણી તને શિખવશે સાદ્યંત સાથે મળી.

એતો શિક્ષણુ ભેદ દુર્ગ તણી સૌ બારીકીઓ જાણુવા,
ના એમાં થઇ મગ્ન માન્ય જગની મિથ્યા મજા માણુવા;
અંતે ભેદની સંગ યુદ્ધ સમયે તારી પરીક્ષા થશે,
ને અભ્યાસ કળા તથા કુશળતા સૌ કામ ત્યાં આવશે,
પાછો ભેદ અભેદ ને પ્રણુયતું જીતીશ તો પામશે.
ને હારીશ કદાપિ તો તુજ ગતિ સંસાર જેવી થશે.

---

# મણિલાલ ભટ્ટ

---

## સિદ્ધાર્થનો ત્યાગ પ્રસંગ.

---

### વંશસ્થ. ૪,

નિશીયતાં ચંદ્ર છંવન્ પ્રકાશની,
હરી પ્રભા આથમતો હતો, વળી;
નિશાર્દ્ધતા સૂચક શુકલ પક્ષનો,
પ્રકાશ તારા ગણુનો થતો હતો.
ઉણા થતા સ્નેહથી મંદ ડોલતી;
પ્રદીપની જ્યોત ઝીણી થતી હતી;
રથાંગના મૌન થઇ હતી રડી,
પ્રશાંતતા રાત્રિની વાધતી હતી;
ઉંઘી ગએલી અવરોધ ગાગધી—
તણા હતા હસ્ત ત્રિણા પરે હજી;
મૃદંગના લેપ લિસા હતા, વળી,
તરંગતા તારની ચાલતી હતી;
ગવાક્ષ માર્ગે હજી તો જતી હતી,
કપોત વર્ણી ધુમ વેણિ ધૂપની;
મૃદુ સ્નવી થૈ ન હતી પુરે પુરી,
પ્રફુલ્લ હારાવલિની કળી હતી;

મુખાબ્જથી મત્ત વિલાસિની તણા,
પ્રસારતા આસવની સુવાસના;
સમીર વાતાયનથી ધીરા ધીરા,
બહિર્દિગંતે સરતા જતા હતા.

અનુષ્ટુપ્

સુતેલો એટલામાં તો, ઓચિંતો આપ જાગિઓ,
ભરેલો દુ:ખથી જેને ખોટો સંસાર લાગિઓ;
સુપુત્ર સુખ શય્યામાં, ભાળી સુતેલ ભામિની,
ઉભો પર્યંકની પાસે, જોતો દૃષ્ટે અમી ભરી.

ઉપજાતિ.

ત્યાગી વિચારો બનિયા વિરોધી,
માયા થઇ આરૂઢ ચિત્ત રોધી;
ઉઠયો વિરાગી થઇ કિંતુ જાગી,
ગયો પ્રિયા પાસ બની સરાગી;
શય્યા પરે હંસની પાંખ જેવી,
યશોધરા શાંત હતી સુતેલી;
વિભિન્ન હોયે યમુના પ્રવાહ,
છુટો હતો કેશ કલાપ તેમ.
બેઠેલ હોયે ન મરાલ પક્ષી,
કરે મુકેલું હતું તેમ શિર્ષ;
બિડાયલાં પદ્મ ન હોય તેની,
ઉંઘે હતી આંખડલી મિચેલી;
મણીધરો હોય ન જેમ બેઠેલા,
રહ્યા હતા બે પગ તેમ ભેળા;
સોડે સુતા રાહુલ આસપાસ,
રાખ્યો હતો સ્નેહથી એક હાથ;
જ્યોત્સ્ના તણો પુંજ ન હોય તેવો,
ગોરો ભરેલા મુખનો રૂપાળો
પયોધરિ માત તણા અધીરો,
કુકુંમ વરણો કર દૈ સુતેલો;
પ્રિયા અને પુત્ર સુતાં નિહાળી,
મોહી રહ્યો ગૌતમ ભાગ્યશાળી;

આ સંગને ત્યાગ તણી તુલામાં,
ઉભો પડી તર્ક પરંપરામાં;

સિદ્ધાર્થ— અનુષ્ટુપ્.

દાંપત્ય સ્નેહની સીમા, આમાં આવી રહેલ છે,
ઉપેક્ષા કરીને તેની ચાલ્યાં જવું અયોગ્ય છે;
નાના એમ નથી આ સૌ, દુઃખદાયી અસત્ય છે:
સત્યને શોધવું જેને, તેને ત્યાજ્ય પ્રપંચ છે,
કોનો પુત્ર અને કોની નારી સમૃદ્ધિ સાહ્યબી;
અંતે જે સંગ ના આવે, મિથ્યા તેની શી મોહિની.

## સતી અને દક્ષનો યજ્ઞ.

સતી:—

આર્યપુત્ર ! તમે આ શું બોલો,
ખરા ખોટાનો કંઇ તોલ તોળો;
આવ્યે અવસરે જાય ભુસાઈ,
આડે દા'ડે જે હોય લડાઇ.
વીસરાય શું દીકરી ક્યાંહી,
જેની માતા કરે રાજ જ્યાંહી;
પૂજ્ય વર્ગમાં જેહ સવાઇ,
ભુલે સસરો શું તેહ જમાઇ,

શંકર—

તમારા સમ છે શુભ્રુ ! તમને અથવા મને;
સંદેશ સરખો એ જો, કહાવ્યો હોય એમણે.
જેણે આમંત્ર્યું છે ભૂત માત્ર,
જુઠા ! જાવ શું ભુલે તે જામાત્ર;
રાખ્યું હોશે તેડું તમે છાનું,
સમ સગરા તમારા ન માનું.
આમ નિઃસંગ રો' તે શું સારૂં,
જુવો સંસારની આંખે વારૂ;

જો શું ઉછરંગ જોગ જગનનો,
સુખ વૈભવ તાત ભવનનો.
તમે હોંશ કરો ન કરાવો,
મને ઉલટી ઉદાસી બનાવો;
મારી હોંશીલી માત રીઝાવા,
તમે ક્યારે સાસરીએ આવ્યા ?
તમે ક્યારે પ્રભુત્વ બનાવી,
મને મૈઅરીઆંમાં ફુલાવી ?
મારા પિએરની શેરીને અંથ,
જતા આવતા થઇ મુજ કંથ;
મીઠી આંખ તણે અણુસારે,
મારી સખીઓથી જોવાયા ક્યારે ?
જોવા દીકરી જમાઇનાં જોડાં
હશે આતુર એ સૌ ન થોડાં ?
મારી બાળ સૈયરોનો ભાવ,
ચાલો જોજો લેએ રૂડો લ્હાવ.
મારી માતને હેતને હાથે,
જમજો સમવય સ્નેહીઓ સાથે;
મારૂં મોટરોમાં સનમાન,
જોઇ તમને થશે અભિમાન;
દાડ આડે બની ઠકરાયા,
આવા પરણુવા ત્યાં શું જોવાયા;
કાળા ગોરા કે વરવા રૂપાળા,
મારી સખીઓ તો 'છે' કે'છે કેવા ?
દાસ દાસીને ગજરથ ઘોડે,
ચાલો આપણુ જઇએ સજોડે:
મારી બેનોને સખીઓના લાવે,
મારે જાવું મૈઅર બડા દાડે.
ઉઠો વાઘાંબરી ના સતાવો,
ફરી અવસર આવે ન આવો:
પાથરીને પાલવ વારંવાર,
યાચું આટલું હું ત્રિપુરાર;

કરૂ દક્ષ વતી કાલાવાલા,
ચાલો ઉઠો સભવો ન વ્હાલા !

શીવ:—

શાણાં સમજુ થઇ ભૂલો કેમ ?
વણ તેડયાં જવાય ત્યાં કેમ ?
દે ન સન્માન જો દક્ષરાય,
હાસ્ય દેવોમાં આપણું થાય;
ઘટે માન બને કદી આવું,
માટે સર્વથા હું નહિ આવું.

સતી:—

હાં હાં આજ હું સમજી આ સઘળું,
તમે આડા થઇ વદો અવળું;
મારા પિએરનું ઓછો ઘસાતું,
નથી મુજથી હવે તે ખમાતું.
તમે ઉજળાં સગાંના ન સંગી,
આડા અતડા ન લેશ ઉમંગી.

શંકર:—

ઇચ્છા છે તો ભલે એવી, સિધાવો લઇ નંદીને,
પ્રણામ માહરા કે'જો, દક્ષને પાદ વંદીને.

× × × ×

સતી:—

નિવેદજો આ સઉ વૃત્ત નંદી,
મારા વતી ત્યાં જઇ પાદવંદી;
એકાંતમાં શંકરને કહેજો,
મારાં વળી વાયક આ પ્રમાણે.
સત્યે તમ દ્રોહી તણે બનેલો,
દુર્ભાગ્ય આ દોષિત દેહ મારો;
ઉત્સંગને યોગ્ય નથી રહેલો,
હુતાશને આ પળ હોમવાનો.
પ્રભો તમારાં પદ પૂજવાનાં;
પુરાં થયાં પ્રાકત ન પુણ્ય મારાં;

પ્રિએરિયાંનો ધરી પક્ષ મારાં,
સુણ્યાં નહીં મેં વચનો તમારાં;
અયોગ્ય મારા વચનને દુભાયા,
હશો તમે તો પણ નાથ મારા;
શરીર કષ્ટી તપ આદરીશ,
પરંતુ પાછી તમને વરીશ;
કે અસ્તુમાન ધરી ઘણેરૂં,
કહ્યું ન માન્યું શિર છત્ર કેરૂં;
તેનું મળ્યું આ ફળ ભાગ્ય મારૂં,
હુતાશને પાતકને ઉતારૂં;

---

## લલિત.

---

### સરસ્વતી–સ્તવન.

---

જય ! સરસ્વતી !
ઉર–સર વિલાસતી–
અમીરસ ઉછળાવતી–
સુકુમાર નન્દિની !

વિમલ સરલ રસ–તરંગ સમ અમ–
હો ! સ્વચ્છન્દ વિહાર !
તુજ કોમાર કળાયલ સમ હો–
ભાવ–જીવન સંચાર ! !

જય ! સરસ્વતી !
પ્રતિભા જગાવતી -
મલકતી મનસ્વિની–
સુકુમાર નન્દિની !

દેવપુત્રી ! સંજીવની ઉષ્મા !
જ્યોતિ આત્મઉજાળ !

પ્રાણુ–પ્રેરણા ! પ્રણુય પ્રચારક–
વિશુધ ભક્ત તુજ થાવ ! !
જય ! સરસ્વતી !
મલકાવી મ્હાલતી–
ઉમંગ–આશ–સિંચતી–
પ્રભુ–પન્થ સહચરી ! !

## ભલા ભગવાન.

હો ! ભલા ! ભગવાન ! દેવા ! હો ! ભલા ભગવાન !
દુઃખીના વિશ્રામ દેવા—ધ્રુવ.
ભૂલી પણ ગઇ કાલ જાતાં વ્હાણું ઉડયાં કૈંક વાતાં
તોયે આવી 'આજ' આ કાં? હો ભલા ભગવાન !
દારૂણ દુઃખના પ્રતાપે કંઇ વળે અંધારાં આંખે !
ના સૂઝે ભવને ભૂલાવે !— હો ભલા ભગવાન !
વૃત્તિ વઠતાં, વહાલાં વછોડે વિસારે વ્હાતાં;
તોયે કાં ન મટે મન માન્યાં !— હો ભલા ભગવાન !
વ્હાલાંને વિચારવાની ઉરની અમીસર વાણી
જીવતી સુકાય શાની ? હો ભલા ભગવાન !
બીનાં મર્મ જન ભોળાનાં કૈં ઘટે સતેજ થાવા:—
ઉરાડી અમીના છાંટાઃ— હો ભલા ભગવાન !

## સ્વજનના સ્નેહ.

સ્વજનના સુદ્ધ સાચા સ્નેહની તો વાત જૂદી !
પરસ્પર પ્રેમના આચારની તો રીત જૂદી !
સોऽहं સોऽहं સતી રટે સાहं સાहं કન્થ;
સેવે એક બીજાં સદા, એ સહચાર અનન્ત.
વિરહ–સહવાસની જાદૂઇ બલિહારી જ જૂદી !
અજબ આકર્ષણે ખેંચાય સાંકળ એજ જૂદી !

સ્વજનના શુદ્ધ સાચા સ્નેહની તો વાત જૂદી !
અબોલ આંખે સમજતાં વ્હાલપની કંઈ રીત;
અમીમય હૈયાં ઉમળકે થાય પરસ્પર લીન !
સ્વજનના શુદ્ધ સાચા સ્નેહની તો વાત જૂદી !

---

# સાગર.

---

## સ્નેહયોગીને-

---

ગુરો ! સુર ! સ્નેહના યોગી ! સમાધિ પૂજવા આવું :
ગરીબ હૈયું, સખે ! મ્હારૂં : ચ્હડાવું પુષ્પ શું, બાપુ !
ગુરો ! પયગમ્બરી ત્હારી ભરી હૈયે થયો ઘેલો :
ભિખારી છું : મગર ભફસે ભરેલો છું હવે ચેલો !
દીધી, ગુરુ ! તેં મ્હને દીક્ષા : હવે માગીશ હું ભિક્ષા :
ગુરો ! આજે અગર કાલે, શિખું છું હું અહાલ્લેક !
ઘણો તુજ મામલો ગાયો : દીઠો : વેઠયો : ગુરો ! રોયો :
ગુરો ! અવધિ ! અહા ! અવધિ ! અજબ છે પન્થ તેં જોયો !
મહા વિકરાલ ભૂખરમાં ડગી ત્હારી સમાધિ ના !
સખે ! સ્નેહી ! સહ્યું જે તેં જગત જાણી શકે ના ! ના !
સીકન્દર કે અકબ્બરથી, જબર રાજ્યો જીત્યાં, રાજા !
બિરાજે મુસ્તફા સાથે ! સમાધિલેખ મ્હેં વાંચ્યા !
કલાપી ! ગાયું કેકામાં અજબ, ગુરુ ! વેદનું ગાણું !
ઉઘડશે નેત્ર જ્યાં જ્યાં ત્યાં કહેશે ગૂઢ કૈં છાનું !
ગુરો ! તું અગ્નિમાં ચાલ્યો ! શ્મશાને હોંશથી મ્હાલ્યો !
સનાતનમાં જીવ્યો, બાકી ! અનિર્વચનીય તુજ ખ્યાતિ !
અમે અહીં 'અન્ધ-હસ્તિ'નો જૂઠો દાવો રચ્યો : દેવ !
કલાપી ! સ્નેહયોગી છો ! અજબ ગુરુમન્ત્ર-'હાલ્લેક' !
દયાલુ છો ! કૃપાલુ છો ! કરો પયગામ કૈં તાજો ?
ઘટે વ્હાલાં ઉરે, ગુરુ ! તો, નવો સુરશબ્દ ઉચ્ચારો !
નિખાલસ સ્નેહી સુર હૃદયે લખ્યા, અહ ! ભેખના લેખ !
તું વે, બુલબુલ ! ફકીરી ગા ! પુકારો ઈશ્કે'હાલ્લેક !

## દ્વારામતી.

---

દેવિ ! અહો દ્વારામતિ ! હતી પ્રેમ પુણ્ય પ્રભાવતી !
શી આજ, હા ! સાગર તટે તુજ દામણી મૂર્તિ ખડી !

તુજ નૂર ક્યાં ? તુજ શૂર ક્યાં ?
તુજ ધામ દામ દમામ ક્યાં ?
એ યાદવોના મ્હેલ ક્યાં ?
ક્યાં સ્નેહ સરિતા રેલતી ?
શ્રી કૃષ્ણચંદ્ર તણાં, અહો ?
એ પ્રેમધર્મ નિશાન ક્યાં ?
ક્યાં પ્રેમ ભીની ભૂમિ ક્યાં ?
ક્યાં આજ, હાય ! ગરીબડી ! !
ક્યાં સુર સરિત સમોવડી—
સ્ત્રોતસ્વિની સખી ગોમતી ?
મેલી અહીં આ દીસતી
સાગર તણી શી વીરડી ? !
ક્યાં છે કુમારી સરસ્વતી ?
બ્રહ્મર્ષિ ઉર હાઝર હતી !
જેને દિલે દ્વારામતી—
નિજ નેન શી વ્હાલી હતી !
શું શારદા હજી છે અહીં ?
જહીં શ્વાનને ય ગમે નહીં !
શી હેતહીણી ઝુંપડી !
શું એ વિભૂતિ વસે તહીં ? !
તુજ ધર્મ ધામ રુચિર શું !
રૂપ નામ સૌ પલટીગયું !
દ્વારામતી બદલાઇ, શું—
શું 'દવારકાં' ! આ શું થયું !
ઇતિહાસની જૂની આરસી !
રજ તે પરે શી આ ચડી !

ભીંત આંસુની આડી ખડી
દેખે નહીં મુજ આંખડી.
પ્રદ્યુમ્નની ધરતી અહીં
અનિરૂદ્ધ યાદ કરાવતી!
સ્મૃતિ સ્નેહ ધર્મની રાજતી
મુજ પ્રીતિ ત્યાં તાજી થતી
દેવિ ! ઉષા ! પ્રણયાંગના
ચૈતન્ય જ્યોતિ ! વીરાંગના
હૃદયે, અહો ! તુજ નામના—
સ્મરણે નવી ગતિ લાધતી
ભીની છતાં ઉર આંખડી !
હજી યે જુવે કૈં વાટડી !
મુજ–ઝિંદગી લાલી ભરી
ક્યારે–ઉષા અજવાળતી !
મુજ કલ્પનાની પ્રતિકૃતિ !
મુજ પ્રેમની આછિ છબી !
તુજ વ્યોમમાં શી આ પડી !
પણ–ગાન કાં ગાતી નથી ?

---

# જેઠાલાલ. (મુકુલ.)

---

## પ્રેમ વર્ષણ.

---

### લાવણી.

અહ શાન્ત રજની આ અરે ગગનમાં વિમલચન્દ્ર વિલસે છે,
વરસે છે પ્રેમની ધાર અરે કોઇ અકલ પીયૂષ વરસે છે.
જગ પ્રપંચ રહે સહુ દૂર હૃદય કોઈ રમે અકથ આનંદે,
જગ સકળ પરે આ ઢળે નહિ કાંઇ વસે ભેદ ઉર એને.
જગ સકળ ઊંઘમાં પડયું જાગતું હૃદય પ્રેમ ચાખે છે,
પીઓ પ્રેમ પીઓ પ્રેમ અજબ કોઇ છુપો પાય છે મુજને.

ટીપું ટીપું શોધવા કાજ સ્વપ્નમાં મનુજ કોઇ રખડે છે,
ઢળી પડયો અખુટ ભંડાર અરે ત્યાં જગત કેમ ઉંઘે છે.
પીઓ પીવાય તૃપ્તી ન થાય અખૂટભંડાર ઢોળનારાને,
નથી દીસતી કશી દરકાર પીઓ પીવાય જેવું જે જેણે.
જાગો કોઇ જગતનું સત્ત્વ જગતનું કોઇ માનવી જાગો,
આ વ્યર્થ ઢળે સૌ પીયૂષ અરે કોઇ એક વ્યક્તિ તો જગો.
નહિ દીધો કોઇએ કાન પીયૂષનું પાન પીધું પીનારે,
નિદ્રિત સૃષ્ટિ સહુ ધસી અરર પળ પછી મૃત્યુ–અંધારે.

---

## મોહ.

---

ધૈર્યને ઘોઇ નાખીને બુદ્ધિમાં વિષ પ્રરે તું,
આત્મના ધ્વંસને માટે છે આ સત્ત્વ કારમું ! !

એ કોઇ કાળજ્વર કે અહિનો;
બુદ્ધિ વિષે દંશ થયો જરી તો.
શાંતિ બધી જીવનની હરાય;
રૂએ રૂએ એ વિષ વ્યાપી જાય.

અરેરે મોહમાં કેવું મીઠું ઝેર વસી રહ્યું;
અનેક રત્નનું જેથી સત્વ ઝાંખું થઇ ગયું..

વિવેકને જ્ઞાન જતાં ગળીને;
અકાર્યમાં ચિત્ત જતું વળીને.
બધી શુભેચ્છા સરી સદ્ય જાશે;
અકાર્યમાં શ્રેયઃ થતું જણાશે.

જે વૃતિથી કર્યું કાર્ય તેવું તે કાર્ય થાય છે,
વિષ નાંખી કર્યા પાક કહો તે કોણ ખાય છે;
વિષના વ્યસનીને તો વિષ એજ કરાર છે,
વળ્યું જે એક વેળા તે વળવાનું ધરાર છે;

જોનાર છે તદપિ ' કાંઇ નથી ' જણાય,
કે'નાર છે તદપિ કાંઇ ન સંભળાય;

પાસે છતાં સઘળું શૂન્ય સમાન લેખે,
આત્મ પ્રતારણ છતાં સહુ સત્ય પેખે.
દરેક કાર્યમાં કિન્તુ પરિણામ છુપું વસે,
કવી તે શુ શકે પ્રાણી કાળ માત્ર છુપો હસે.

---

# ચંદ્રશંકર પંડયા.

---

## વ્હાલાંને આમંત્રણ.

---

આવો આવો વ્હાલાં સાથે ઉડીએ,
ભોગવવાને કૈં કૈં દિવ્ય વિલાસ જો;
ઉંચાં ઉંચાં તેજોમય આકાશ છે,
ઉંચા ઉંચા આત્માના અભિલાષ જો. આવો.
એકલવાયાં ઉડવું મુજને ના ગમે,
ચાહે આત્મા સ્નેહીના સહચાર જો;
ઊણાં ઊણાં સુખ સહુ મુજને લાગતાં,
સ્નેહીજન ના સાથે ભોગવનાર જો. આવો.
મ્હારાં છો ને રહેશો મ્હારાં સર્વદા,
બાંધ્યા પ્રભુએ સ્નેહભર્યા સંબન્ધ જો;
વિધિ નિર્મ્યા સંબન્ધો કરવા સાર્થ કાં
સંચરીએ ના સાથે વ્યોમ અનંતજો ? આવો.

---

**દાઝું ભલે દુ:ખાનલે દિલ સ્નેહીનાં બાળું ન હું.**

## હરિગીત.

ના ના પૂછો દિલની દશા જે હોય તે છોને રહી,
શું કામ બાઇ ! જાણીને કે દુ:ખી છું કે છું સુખી ?
સુખદુ:ખ મ્હારા ભાગનાં પ્રારબ્ધના નિયમો રચે;
મિથ્યા ન તે થાયે કદિ તો લાભ શો તમને કહો ?
તોયે સુણી સુખ માહરાં સુખ બાઇ ! જો તમને થતું.
તો તો કથા મુજ સુખની લ્યોને તમોને હું કહું;

પણ દુઃખ જે જે દોહ્યલાં મન્થન કરે આ હૃદયનું,
વૃત્તાન્ત તેનો તો કદી હું નહીં કહું ના નહીં કહું.
સાચુંજ જો "દુઃખો કહ્યે હોલાય દિલ કૈં દાઝતું,"
સાચું ન શું "દુઃખો સહ્યે જીવન તપસ્વી તો થતું ?"
મુજ હૃદયતાપ શમાવવા દિલસોજ શું દિલ હું દહું ?
દાઝું ભલે દુઃખાનલે દિલ સ્નેહીનાં બાળું ન હું.

---

અવકાશ છે, અવકાશ છે,–શુભને સદા અવકાશ છે.

---

## હરિગીત.

છોને સનાતન પ્રશ્ન કૈં દિઙ્મુઢ તુજ દિલને કરે,
છો વર્તમાનની ગ્રન્થિઓ તુજ ઉરને ગુંચવ્યાં કરે;
છો હોળીઓ વ્યવહારની જંજાળની સળગ્યાં કરે,
તું સેવજે બન્ધુ ! તથાપિ સર્વદા શુભ શાન્તિને.
છોને પ્રલોભન પાશ કૈં મીઠા મનોહર પાથરે,
છોને નિરંકુશ નિન્દકો નિન્દા સદૈવ કર્યા કરે,
છોને અચિન્તિત અન્તરાયો રોધતા તુજ પન્થને,
તું ધારજે બન્ધુ ! તથાપિ નિત્ય નિશ્ચલ ધૈર્યને.
શાને થવા દે વ્યાપ્ત તું શોકાભ્રથી ઉર વ્યોમને ?
શાને નિરાશાગ્રસ્ત થૈ નિઃશ્વાસ તું મૂકયાં કરે ?
જોને શુભાશયિ ચિત્ત દેવી ઉભી કૈં કૈં આશ દે.
અવકાશ છે, અવકાશ છે,–શુભને સદા અવકાશ છે.

---

## અમે તો ભારતનાં સંતાન.

---

ભારતનાં સંતાન, અમે તો ભારતનાં સંતાન,
ઊંચા ઊંચાં સ્થાન, અમારાં ઊંચા ઊંચા સ્થાન. અમે તો.
બીભત્સ ચેષ્ટા, અપશબ્દોનાં નવ શોભે તોફાન,
સુધરેલી દુનીઆમાં અમને મેળવવાં છે માન. અમે તો.
વસન્ત–ઉત્સવ હુતાશનીનો ધરશે સુન્દર સ્વાંગ,
અનિષ્ટ–સંશોધન કરી કરીને થશું શુદ્ધ સર્વાંગ. અમે તો.

સભ્ય પ્રજાને શોભે એવા થાશે અમ આનન્દ,
તનને પોષી, મનને પોષી, વિહરીશું સ્વચ્છન્દ. અમે તો.
રાષ્ટ્ર–જીવનની સંશુદ્ધિના શીખશું મોંઘા પાઠ,
ઉત્સવ કરશું કૈં કૈં એવા જોશે પ્રભુ સાક્ષાત્. અમે તો.

---

# નાટ્ય અને ગદ્ય.

## પ્રેમાનંદ.

( સત્રાજીત પોતાની પુત્રી સત્યભામાને કેદ કરી, તેને કોઈ બીજાની સાથે પરણાવી દેવાનો વિચાર કરે છે. કેદખાનામાં સત્યભામા કૃષ્ણની પ્રતિમા ચીતરે છે, તે પ્રતિમા સત્યભામાની દાસી નાગરિકા ગુપ્ત રીતે લઇ જઇ, કૃષ્ણના સખા શ્રીદામાને આપે છે. શ્રીદામો કૃષ્ણ પાસે તે લઈ આવે છે. )

### પ્રતિમાદર્શન.

(જયજય મહારાજ કહી શ્રીદામો પ્રતિમા સંતાડતો પ્રવેશ કરે છે. )

શ્રીદામો—વયસ્ય ! તમારે કાજે અથડાઇ અથડાઇ મારો તો આટો નીકળી ગયો.

કૃષ્ણદેવ—સખા ! પણ કાંઇ વળ્યું કે નહિ ?

શ્રીદામો—અમે જાણીએજ છીએ કે અમને પડેલું કષ્ટ કોઇ પૂછનાર નથી, પણ કામ થયું કે નહીં તેતીજ ખબર પૂછાશે !

કૃષ્ણદેવ—ગોપબંધુ ! તારી પ્રકૃતિ તો સારી છે ને ? વારૂ કહે જોઇએ પ્રિયા તને ક્યાં મળી ? અને એની પ્રીતિ મારાપર છે, એવું તને કંઇ વાતચીતમાં જણાયું કે નહિ ?

શ્રીદામો—મારી સાથે વાતચીત તો કરી પણ હું એવો રસજ્ઞ છું, કે તેની તમારાપર પ્રીતિ છે, કે નહિ તે પૂરેપૂરૂં સમજી શક્યો નહિ !

( એમ કહી પ્રતિમા સંતાડતો જાય છે. )

કૃષ્ણદેવ—વયસ્થ ! આ સમય હાસ્યનો નથી. વારૂ જો તુ પૂરેપૂરૂં સમજી શક્યો નહીં તો જેટલું સમજ્યો તેટલું કહે જોઇએ.

શ્રીદામો—મહારાજ! એમાં તે શું કહેવું છે? હવે તો હું ઘેર જઉં છું; મને તો ભૂખ લાગી છે.

કૃષ્ણદેવ—બેશબેશ; તને મોકલવાનું પ્રયોજન શું છે, તે પણ કંઇ સમજે છે, કે નહીં? (પછે તેનું લુગડું ઝાલી આચકો મારે એટલે સંતાડેલી પ્રતિમા પડી જાય છે.) અલ્યા! આશું? ક્યાંથી લાવ્યો અને આ પ્રતિમા કોની છે? હાંહાં, એ મેં ઓળખી; પણ કહેશે કોણે આલેખી?

શ્રીદામો—મહારાજ! મેંજ તો! એવી તો હું ગણીએ છબીઓ કાઢું છું?

કૃષ્ણદેવ—શ્રીદામા બોલ્ય, બોલ્ય; આ તું કયાંથી લાવ્યો અને કોણે કાઢેલી છે!

શ્રીદામો—વયસ્ય! એ સુવર્ણસરોજિકાવાળીએ કાઢી છે અને આપનો ગોપ ત્યાં જઇ ચોરને ઠગી મોર મારી લઇ આવ્યો છે, એની કથા જરા લાંબી છે; જો સાંભળવાનો અવકાશ રહ્યો હોય તો કહું.

(કૃષ્ણદેવ પ્રતિમાભણીથી શ્રીદામા ભણી જોઇ.)

કૃષ્ણદેવ—ગોપબંધુ! હું આ પ્રતિમામાં આલેખેલા ભાવ જોઇ રહ્યા પછી તારી વાતથી જાણીતો થઇશ. (એમ કહી પ્રતિમા ભણી નજર કરે છે.)

શ્રીદામો—પણ મહારાજ! હું ભુલી જઇશ ત્યારે!

કૃષ્ણદેવ—તે તને ફરીફરી સાંભરી આવે એવું હું કરીશ. પણ સખા જોતો ખરો; આપણે એને છળ કરી બોલાવી તેથી તે કેવી ભૃકુટિ ચઢાવી રહી છે?

### માલિની.

મદન કર મરોડી, ખેંચતો શું કમાન,
અતિ અતિ થઇ વાંકી, મિત્ર! આ ભ્રૂ સમાન;
સ્મરધનુ નહિ એતો, શો કરૂં હું વિચાર,
તિલક હરતણુંએ થાય શંકા અપાર.

અપિચ—

### વસંતતિલકા.

ત્રિપુણ્ડ્ર જે હરતણું, વદતાં ન ફાવે,
રે રે વયસ્ય! ઉપમા, મનમાં ન આવે.

જો હું શશીસમવદું, તવ તે કલંકી,
કો ભ્રૂ સમાન નવ હું, ગણું સિંહલંકી.

શ્રીદામો—મહારાજ ! જો એની ભરગુટીને કોઈની ઉપમા અપાય એવી નથી તો પછે એની અપરધુટી કેવી હશે તે તો કેમ જ કહેવાય ?

કૃષ્ણદેવ—મકરંદના સ્વાદની તે મણિધરને શી પરખ ! એતો ભ્રમરજ ભોગવી જાણે. પણ સખા ! એણે ચંદ્રક કર્યો છે તે તેં જોયો કે ? જો જો !

### સ્રગધરા.

પૂર્ણિમાચંદ્ર જાણે વર વરતુલશી, ધાર બાંધી રહ્યો છે,
શોભા સારી શશીથી કિરણ પસરિયાં, હારી એતો ગયો છે;
આકાશે એક વિધું, દ્વય અહિં નિરખુ. અભ્ર આવે ન પાસે,
એ પૂરા ચંદ્ર માંહે મલિનપણું દિસે, સ્વચ્છ આ બે પ્રકાશે.

શ્રીદામો—કહાનજી ! હજુ તારા જોવાના રહ્યા તે દેખાડશો કે?

કૃષ્ણદેવ—(સસ્મિત) તારા જુએ એવોજ દેખાય છે! પણ તારા એ-યસંશયનું મારી પ્રિયાના અલૌકિક લાવણ્ય વડે સહેજ સમાધાન થાય તેવું છે. જો સાંભળ્ય:—

### ગીતિ.

વગર કલંકિત ઉગ્યા, એક નહિ પણ વિધુ ભલા બે આ;
તારા ઝાંખા થઇને, અંગો અંગે વશી રહ્યા જો આ.

શ્રીદામો—દેવ ! એ જાણે દેવી થવાને એ કે પગે ન થઇ રહી હોય એવી દેખાય છે.

કૃષ્ણદેવ—વયસ્ય ! એનાં અંગો અંગની શોભા વર્ણવતાં સુધી મનોજ મને ઉભો રહેવા દે એમ લાગતું નથી, તથાપિ એ આપણાથી લજ્જા પામે છે તે સમયે એનો દેખાવ કેવો થયો છે તે તું જો:—

### તોટક.

નયને નમતી ગમતી ગવરી,
લજવાતી અતિ ગતિ જો શી કરી;
મદને વદને કરી એ છુપવે,
વદતી વનિતા અતિશે ન રવે.

અપિચ--

## ગીતિ.

સંકોચાયે કાયે, કુમુદિની પેઠે તદા ઘણી શોભે;
પ્રાતર દિનકર થોભે, જોઇ ક્ષોભે પ્રભાવડે લોભે.

શ્રીદામો—કહાનજી! "ભાભા ભારમાં તો વહુ લાજમાં" એ માગે કંઈ નહિ થતું હોય?

કૃષ્ણદેવ—શ્રીદામા! તારે અને મારે સ્નેહ શી રીતે થયો હશે, એ સમજાતું નથી! જો જો પ્રિયાની સર્વાંગસુંદરતા શી શોભી રહી છે!

## હરિગીત.

જ્યોતિષ્મતી કહું ચંદ્રની તો, ધવલતા એમાં લહું,
જ્યોત્સ્ના જો જડી લેઉંજ હૈડે, શિતળતા એવું કહું;
નાના નથી છે અધિક એથી, કામકારી કામિની;
સર્વાંગ સુંદરતા સ્વીકારૂં હૃદય મેઘની દામિની.

અપિચ—

## ગીતિ.

ચપળા ચતુરા કેવી, તડિત તરૂણી ગઇ નહિ ભાળી;
ઉચ્ચ અકુંશે ભેદ્યું, આ કરિવરનું હૃદે અહા બાળી!

શ્રીદામો—મહારાજ! એ તો બધુંય ખરૂં પણ પેલો વાઘ અને બકરી બે શા કાજે ચીતર્યાં હશે? હું તો ધારૂં છું, કે દેવને ચતુરાઇ જણાઇ આવે કે દેવીને વાઘ બકરીનાં ચિત્રામણ પણ ચીતરતાં આવડે છે ખરાં! એટલા જ કાજે એ બે ચીતર્યાં હશે બાકી બીજું શું?

કૃષ્ણદેવ—(તે બે ચિત્ર જોઇ) સખા! મારી કને જે ચિત્ર છે અને તું જેને બકરી કહે છે, તે બકરી નથી પણ હરિણી છે. (વિચાર કરી) હાહા હું સમજ્યો! અરે આ શું? (નિશ્વાસ નાંખી) પ્રિયાએ મને આવો જ ગણ્યો કે?

શ્રીદામો—વયસ્ય! આ વળી લગનમાં વધન કેવું? એમાંથી વળી કંઇ 'ઇદ તૃતીય' નીપજે એવું છે, કે શું?

કૃષ્ણદેવ—(સખેદ) ગોપબંધુ! એ ચિત્રવડે પ્રિયાએ આવાભાવનું સૂચન કર્યું છે. સાંભળઃ—

## માલિની.

હરણુ હરિણી કેરૂ, અશ્રુ ચાલે કરે છે,
મૃગ અરિ જીતી જાયે, સ્મશ્રુ શૂરા ધરે છે!
નથી ઘટીત થયું એ, એમ કંતા કહે છે,
બળ કળ છળ વા'લા વ્યર્થ આ દે' દહે છે!!

અપિચ—

## ભુજંગી.

અરે એવું કોણે કર્યું આજ આવી,
અરે કીર્તિ મારી અતિશે લજાવી!
હવે હું હણું ચક્રથી શક્ર હોયે,
ભલે જાય નાશી ભૂ પાતાળ તોયે.

શ્રીદામો—(ખખડાટ સાંભળી ગામ રાયલાની પેઠે) દેવ! દેવ! નાસો નાસો! નાગણુ નાગણુ! નાગણુ આવી નાગણુ!

## પ્રતિમાલિંગન.

( પ્રિયાની પ્રતિમા જાતા કૃષ્ણદેવ પ્રવેશ કરે છે. )

કૃષ્ણદેવ—અરે પ્રિયા! કોપક્રિયા!—નાના, ક્રીડા કરવી તું જવા દે. હવેથી હું એવો પણ છળ કરનાર નથી.

## ગાથા.

મૃગમદ તિલક તરૂણી, કોપ કરંતાં વળી જરા જાયે;
આપે છે તે અતિશે, તોયે જીવ આ પ્રિયા! અમૂઝાયે!

અપિચ—

## શાર્દૂલવિક્રિડીત.

દાબે છે સખિનો પ્રિયા કર જરી, આનંદ અંગે ધરી,
વિસારો વનિતા ન જે વિસરવું, આવા કટાક્ષે કરીઃ
દે આલિંગન દે પ્રિયા કર ગ્રહી, આથી ન કાંઇ વધુ,
યાચું છું અનુદિન દીન થઇને, અર્પુ તને આ બધું!

( એવે ઉતાવળો ઉતાવળો દ્વારપાલક પ્રવેશ કરે છે. )

દ્વારપાલક—દેવનો જયજયકાર હો? મહારાજાધિરાજ! ઉભયસચીવદ્વારે આવી ઉભા છે અને દેવને મળવાની ઇચ્છા રાખે છે.

કૃષ્ણદેવ—( કચવાતે મને ) દ્વારપાલક? જા જઇ તેડી લાવ્ય.

(પછી પ્રતિમાને આલિંગન દઇ ગુપ્ત સ્થળે મૂકતાં નિશ્વાસ નાંખી કહેછે કે,)

### મોતીદામ.

કુમુદ હિમાંશુ લહે દિનરાત,
પ્રિયા ! પણ થાય જુઓજ પ્રભાત;
અહાય સુધાંશુ કુમુદ મુઝાય,
વિયોગ વહો હરિવક્રિત્ર કદાય !

અપ્રિય—

### ગીતિ.

નૌતમ આ નીલોત્પલ, પુંડરીક થયું જુઓ જુઓ જુવતી;
તાદ્રુપે તારૂણી, મીલન માલા કદા કરો દ્રવતી.

( એવે અક્રૂર, સાત્યકિ અને દ્વારપાલક પ્રવેશ કરે છે.)

સાત્યકિ—(નમન કરી) દેવીશ્રીનો જય હો.

કૃષ્ણદેવ—( અક્રૂરને જોઇ ઉભા થઇ ) અહો ધર્મજ્ઞ ! પધારો પધારો.

અક્રૂર—અહો કુલમણિ ! આપની પ્રકૃતિ આત શ્રમ લઇ આદ આપવા યોગ્ય નથી. અલંઅલં હવે સુખાળા થાવ.

સાત્યકિ—સત્ય છે સત્ય. યદુમણિ ! આપ બેસો બેસો.

કૃષ્ણદેવ—વારૂ હું બેસું છું. અને તમે પણ બેસો.

સાત્યકિ—દેવ ! દેહ કષ્ટ વેઠી દ્વારકાગમોત્સવની આજ્ઞા આપી, તેથી આખા પુરમાં આપની પ્રશંસા અમો શ્રવણ કરીએ છીએ.

### ગીતિ.

રઘુકુલ કેતુ રામે, કીરતિ કારણ સતી વને મે'લીઃ
યદુકુલ કેતુ કૃષ્ણે, ઉત્સવ કારણ વપુ પીડા ઠેલી.

અક્રૂર—સાત્યકિ ! તમારૂં કહેવું સત્ય છે. રઘુકુલ કરતાં યદુકુલની કીર્તિ ભૂમંડલમાં યાદવેંદુએ અતિ પ્રસારી છે.

### શાર્દૂલવિક્રીડિત.

રામે રાવણ રોળિયો રણ વિષે, સુગ્રીવ સા'યે સહી,
કૃષ્ણે કંસ વિડારી ડારી પુરમાં, મારી નસા'યે ગ્રહી;
શસ્ત્રાસ્ત્રો શિખિયા વસિષ્ઠ મુનિથી, મારીચ તોયે બચ્યો,
યાતુધાન ગયા દળા વ્રજવિષે, પ્રેમે પ્રજુ આ પચ્યો.

કૃષ્ણદેવ—અહો શિનિપુંગવ ! આજના મહોત્સવ સંબંધીની સ
રચના પદ્મપરાગોદ્યાનમાં થઇ ગઇ છે, કે અદ્યાપિ કરવા
કંઇ બાકી છે ?

સાત્યકિ—અરિ પ્રતાપાનલ ! અમે ઉભય પદ્મપરાગોદ્યાનમ
થીજ અહીં આવ્યા છીએ. દેવશ્રીની આજ્ઞાનુસાર પ્રતિવર્ષ પ્રમા
જ્યાં ત્યાં વંશગ્રહ જોતજોતામાં બંધાઇ ગયાં છે. રાજભુવનો પ
તૈયાર થયાં છે, તથા સામાન્ય પુરજના કાજે પ્રભાકરનાં પ્રખર કિ
રણો અટકે એવી પણ યોજના કરાઇ ચુકી છે. આપના હકાર શ
બ્દથી ઘણાજ થોડા સમયમાં ઉદ્યાનની શોભા ઇંદ્રોદ્યાનથી પણ અધિ
દેખાય છે.

### મંદાક્રાંતા.

શા આકાશે અડકીં અડકી વંશ હર્મ્યો રહ્યા છે,
શા લોકોએ મુદમન થઇ વ્યાધિ આદિ દહ્યા છે !
શો લક્ષ્મીનો વ્યય વધુ બને કો ગણે આજ રાગે !
જાણે દેવો કલપતરૂથી વાંચ્છિતા વસ્તુ માગે.

અક્રૂર—યાદવેંદુ ! સર્વ પ્રકારની મહોત્સવ સજાઇ પૂર્ણપણે સજા
ગઇ છે. હવે માત્ર એ મધ્યે ન્યૂનતા છે, તે એટલીજ કે,

### શિખરિણી.

અહો મોટા નાના, નિજ નિજ થળે આવીં વસિયા,
પ્રકાશે હાસે તે, મદ ઉનમદે રંગ રસિયા;
દીપાવો આવો ત્યાં, નભમણિ ત્રિધુરૂપ લઇને,
કુમુદો ત્યારે તો, વિકસિત્ત થશે દુઃખ દહીંને.

કૃષ્ણદેવ—તો શું મારે આવવાનું જ ત્યાં બાકી છે ? ભલે !
આવ્યો ! ( એમ કહી ઉઠે છે અને બંને સચિવો અનુક
આશીર્વાદ આપી તથા નમન કરી ચાલ્યા જાય છે. )

( ફેંટામાં ફૂલ ખોશી કમર બાંધી હાથમાં લાકડી ઝાલી મેળાગ
જવાને વેશે શ્રીદામો પ્રવેશ કરે છે. )

શ્રીદામો—ચલિયે ચલિયે; ચલા ચલા, ચાલહો ચાલહો; આવશો
કહાનજી ! ચાલવું છે કે ? જાતં જાતં, પાતં પાતં અ
ખાતં ખાતં, કયમદેવ દયિતા જોઇએ છીએ કે ?

કૃષ્ણુદેવ—(સખેદ) અરે ગોપબંધુ ! આમ ગાંડાં શું કાઢો છો ? મારૂં કાર્ય કરનાર તું ક્યાંકે ? ખરેખર મોટા થવામાં જ મરો છે. બાકી શું મારો કાર્યનિયંતા આ બને અને હું શું આમ દુઃખમાં દિન ગાળું ? હર હર ! જેવી વેળા તેવી રક્ષા.

શ્રીદામો—દેવ ! આટલા દુઃખી શેણે થાવ છો ? ગાંડા કે ઘેલા, પણ પ્રભુને પ્રતિમાતો અમે જ આણી આપીકની ! જે પ્રતિમા લાવે તે અણિમાદિક કેમ ન લાવે !

કૃષ્ણુદેવ—(પ્રતિમા શબ્દ સાંભળતાં) અરે ગોપબંધુ ! હવે આપણે પદ્મપરાગોદ્યાનમાં જવું પડશે, માટે તું દ્વારપાલક થા અને હું પ્રિયાને પ્રેમાલિંગન દઇ લઉં.

શ્રીદામો—મા'વજી મૌક્તિક માલા પ્રત્યક્ષ પહેરવી તે ઠીક કે મરિચિકા જળનાં મૌક્તિક વીણી માળા કરવી તે ઠીક ?

કૃષ્ણુદેવ—વયસ્ય ! પ્રત્યક્ષને અભાવે કંઇ અપ્રત્યક્ષ રૂપ ઉતરે નહીં. જા જા તને કહ્યું તેમ તું કંઇપણ હવે પ્રશ્ન કર્યા વગર જઇ સાવધ પણે કર્ય, અને પછે મને પ્રત્યક્ષપ્રિયા મેળવ્ય એટલે હું ઉભય અર્થનો ભોક્તા તારી કૃપાવડે થઇશ.

શ્રીદામો—" ધણીને સુઝયું ઢાંકણીમાં અને પાડોશીને સુઝયું આરશીમાં. " આ અમે તો અમારે દ્વારપાલક બન્યા, પણ જો જો મહારાજ હો ! વાર લાગશે તો વેળા વટી જશે. અને અમે બંધ રહેલો મહોત્સવ ઠરાવ્યો તે અમારો ભાવ વકકર ઘટી જશે.

( એમ બડબડ કરતો દ્વારકને બેસે છે. )

કૃષ્ણુદેવ—(પ્રતિમાને આલિંગન દઇ ) અહો અનન્ય જ ! જો આજ તું મારી પ્રિયાનો મેળાપ કરાવીશ અને તેને મારી પ્રતિદિવસની પ્રાણ પ્રિયા કરીશ તો હું રતિસહ આ પ્રમાણે પૂજન કરીશ.

## ગીતિ.

રતિપતિ ! ગજગતિ અહિલા, મેળવ્ય ચુંબન કરાવ્ય વેસરનું;
કમળ કુસુમ ચઢાવું, અપાંગ મૃગમદ કરાવું કેસરનું.

અપ્રિય—

## માલિની.

અખર નખર પાતે પૃષ્ટ આ જો ધવાવું,
સદન સદન પુજા, કામ ! તારી કરાવું;
મદન ! કદન તારૂં, શંભુથી જે થયું છે,
વદન નવ વદે કો, કષ્ટ જાણે ગયું છે !

## ભીમ અને હનુમાન.

( અર્જુન સ્વર્ગમાં ગયો છે. અને દ્રૌપદી સહ પાંડવો લોમશ ઋષિના આશ્રમમાં રહે છે, ત્યાંથી પાંડવો કેટલોક સમય ગંધમાદન પર્વત નજીક યાત્રાર્થે ગયા. ત્યાં એક વખત ઇશાન દિશામાંથી વાતા વાયુને લીધે હજાર પાંખડીઓ વાળું કમળ–પુષ્પ ઉડી આવ્યું. તેવાં બીજાં પુષ્પો લાવવાના દ્રૌપદીએ ભીમને ઇચ્છા દર્શાવી. ભીમ તે પુષ્પ લેવા ગંધમાદન પર્વત ઓળંગી કુબેરની તલાવડી તરફ જાય છે. થોડે દૂર પછી બે રસ્તા આવે છે. જેમાં એક રસ્તો દેવોને માટે છે. જો ભુલથી પણ તે રસ્તે ભીમ જાય તો શાપ પામે, એટલા માટે પોતાના લઘુ અનુજનું કલ્યાણ કરવા હનુમાન પૂચ્છ પ્રસારી એ રસ્તે બેસે છે. અને ભીમને જતાં અટકાવે છે. )

હનુમાન—( મંદસ્વરે ) અહો મહાકાય ! તારૂં શું ખોવાઇ ગયું છે? તું શું શોધે છે ? આવ્ય અહીં આવ્ય, હું તારૂં દુઃખ દુર કરીશ. અને તારૂં જે ખોવાયું હશે તે તને ખોળી આપીશ. તું એટલુંય નથી જાણતો કે “ ઘેડાજ ગાડાં વાળે ” કે “ ઘેડા વિના ગાડાં નજ વળે. ”

ભીમ—( સઆશ્ચર્ય ) અરે તું કોણ છે ? શું વાનર ? અને તેને વાચા ? ! અહો શાખામૃગ ! કંકે આવા વર્ણનીય સ્વરૂપવાળો તું કોણ છે ? કોણ ?

### ચામરવૃત.

વીજળી સમાન પ્રકાશ છે તાહરો હરિ,
વીજળી સમાન અંગરંગ ફરે ના જરી;
વીજપાતના સમાન વાર્ણી વીર તાહરી,
ચંચળાઈ ચંચળા સમાન તાહરી ખરી.

અપિચ—

### આમરવૃત્ત.

સાથિયા સમાન ભુજ બે મહાન ગોઠવી,
તે પરે રહ્યો છું પોંળું નાનું મુખ ઓઠવી;
સ્કંધ દીર્ઘ ને હૃદે વીશાળ તારૂં વાનરા !
રક્ત વક્ત્ર કોણ છે તું કોણ ? શે પડ્યો ધરા ?

( આ પ્રકારે તેને પૂછ્યા છતાં જ્યારે તેણે કાંઇ પણ ઉત્તર ન આપ્યો કે આંખ સરખીએ ન ઉઘાડી ત્યારે ભીમે એકદમ કોપાવેશમાં આવી દીર્ઘસીંહનાદ કર્યો જેથી અનેક પશુ પક્ષી તરફડી પૃથ્વી પર પડવા લાગ્યાં તે જોઇ હનુમાને પોતાની પીળા રંગની બે આંખો કિંચિત્ ઉઘાડી, તેના પર ક્રુર દષ્ટિ કરી આ પ્રમાણે કહ્યું:–)

હનુમાન્—અરે ભલા માણસ ! તું કોણ છું ? હું મારી વેદનાથી વ્યાકુળ થઇ હવડાં જરા સુઇ રહ્યો'તો તે મને તેં શા કાજે જગાડયો ? શું તું માનવ છે ? માનવો તો સર્વ પ્રાણી પર દયાવાન હોય છે તે આમ બુમો પાડી નિરપરાધિ પ્રાણીઓનો ઘાત કેમ કરે ? અમે પશુ જાતિ કદાપિ ધર્મને ન જાણીએ, કિંતુ તારા સમાન મહાન મતિમાન મનુષ્ય આવું દૂષિત અને પુણ્યને હરનાર ક્રૂરકર્મ શ્રવણ કેમ આચરે ? હાં હાં ઠીક, જે કરવાનું છે તે તેં કર્યુંજ નથી. કર્યું ! શ્રવણ કર્યં.

### વસંતતિલકા.

વૃદ્ધાતણી નવ કરી, નર ! સેવાના તેં,
ધર્મો ન ધ્યાન ધરિયા, મતિનાવના તેં,
ગર્વિષ્ટ શ્રિ ! થઇ તેં, મૃગઆદિ માર્યા,
પાપિષ્ટ ! ઇષ્ટ મળિયું, વદ્ય અર્થ સાર્યા ?

અપિચ—

### વસંતતિલકા.

કે' કેમ માનવવના, વનમાં તું આવ્યો ?
આદેવ લોક પથ શે, મનમાં તું લાવ્યો ?
નિશ્ચે મરે ન ઉમરે ખરી વાત મારી,
વિશ્વાસ રાખ્ય વળી જા, મનમાં વિચારી.

કે' કે' તારે કંઇ ભક્ષણ કરવું છે ? જો એમ હોય તો હું તને સ્વાદિષ્ટ ફળ આપું તે ભક્ષણ કરી ચાલ્યો જા. મૃત્યુને વશ મા થા ! અરે દીન માનવ ! મને તારી દયા આવે છે ! કે' તું કોણ છે કોણ ?

ભીમ—( સકોપ ) ઐશ્ય ધર્મિષ્ટના દીકરા ! કે' તું કોણ છે ? શા કારણથી વાનરનું સ્વરૂપ ધારી મોટો ધર્મવેત્તા થઇ બેઠો છું ? હું કોણ છું તે તારે જાણવાની જીજ્ઞાસા છે તો શ્રવણ કર્ય શ્રવણ કર્ય:—

ઇંદ્રવજ્ર.

ક્ષત્રિય જાતિ, કુરૂ કુલ મારૂં,
છું ચંદ્રવંશી, વીરહાક મારૂં;
વાયુ પિતા, માતજ કુંતિ વારૂ ?
કે' વાનરા ! કેમ સુને તું વારૂં ?

અપિચ—

ઇંદ્રવજ્ર.

છે ભીમ તો નામ ભલા ! અમારૂં.
છું દ્રોણનો શિષ્ય તને વિસારૂં;
જો વીર તું ધીર હવે ન હારૂં,
તો તો ખરેખાત તુંને હું મારૂં.

હનુમાન—શું તું તને પોતાનેજ બલિષ્ટ માને છે ? તો તું મારી જાતિ અને મારા ધારેલા વિચાર શ્રવણ કર્ય:—

સેનિકા છંદ.

વાનરાથી જાત મારી જાણ તું,
માન્ય મારૂં ને બચાવ્ય પ્રાણ તું;
ના હુંથી વિરોધ વાત આણ તું,
ના કરી શકે કહું પ્રયાણ તું.

ભીમ—હું મને પોતાનેજ બલિષ્ટ શિષ્ટ કે વરિષ્ટ માનું છું તે પ્રસંગવશાત્ જણાશે, કિંતુ અધુના તો તારે આટલુંજ કરવું જોઇએઃ—

રથોદ્ધતા.

જો વિરોધ તુજથી કદી થશે,
ના ભયી અભયી ભીમ આ હશે;
છોડય તું પથ થકી હવે અહા !
જાય જીવ[illegible] નવો શિવ છે [illegible].

હનુમાન્—

### શાર્દુલવિક્રીડિતઃ

બ્યાધિયે કરી ક્લેશયુક્તજ થયો માટે ન ઉઠી શકું,
જો જાવાની જરૂર હોય બળિઆ ! તો હું ન રૂઠી શકું !
ઉલ્લંઘી મુજને સુખે પરવરો શું રૂઠી ત્રુઠી શકું ?
આતો વૃદ્ધ અમે કહ્યું સહુ ખરૂં ઊઠી ન લૂઠી શકું !

ભીમ—

### શાર્દુલ વિક્રીડિત.

જો નિર્ગુણ મહાપ્રભુ સરવના અંગે રહ્યા વ્યાપિને,
વિજ્ઞાને કરી જાણું રૂપ વિભુનું માપે લહ્યા માપીને;
જો ના જાણું તદા જરૂર જરૂરે મારૂતિરૂપે કરી,
ઉલ્લંઘું ગિરિના સમેત તુજને શંકા કરૂં છું પરી.

હનુમાન્—

### શિખરિણી.

હનૂમાને ભાખે, ઉદધિ ગણિયો ગોપદ સમો,
અનુમાને નાવે, સમરથ હરિ એહ વસમો;
કદા તું જાણે જો, ચરિત બળ સૌ મારૂતી તણું,
તદા તું કે' મુને નરવર ગણું ભ્રાતથી ભણું.

ભીમ—

પ્રશંસા પામેલો, મતિ બલ વિષે મારૂતિ હરિ,
ઉલંઘ્યો અબ્ધિ હા, નમન ગણુના યોજન ધરી;
નહિં કોઇ એવો, દશરથ કુળે કીર્તિ અરપી,
હરિ, હું તેનો છું, વડવીર ભલો ઉડય કરપી !

હનુમાન—

અરે ક્યાં મારૂતિ ! વદન વદિયો કામ કરવા,
અરે શેમો ફુલે ? નવ મન મને કોઇની પરવા !
હશે ભ્રાતા તારો, બળધર મહાગુણ ગરવા,
વળ્યું સારૂં તેમાં, કશું નવ દિસે ધ્યાન ધરવા.

ભીમ—

પ્રતાપી આ તાપી, વદન વદુ છું કોપ જ ઘણો,
અમે ભ્રાતા જેવા, અધિક મનમાં શે નવ ગણો !

હવે આવી પો'ચ્યું, સ્મરણ કર તું શંભુનું સદા;
ઉઠો કે ના ઉઠો, મરણ ન મૂકે હું થકી કદા.

હનુમાન—

ગીતિ.

વીરા ! તારા વેણે, કંપે કાયા કહું ખરૂં તુજને;
શક્તિહીન થયો છું, માટ ખસેડી ભલે મળો મુજને.

ભીમ—( સકોપ ) શું ત્યારે તું તારી પોતાની મેળે નહિજ ખસે, એમ તારૂં કહેવું છે ? હું તારૂં આ લાંગુલ પકડી તને ખસેડી ચાલ્યો જઉં ? પ્રાણીને નીપજાવનાર પરમેષ્ટિ જેટલા માનપાત્ર મનાય છે તેટલાજ કે તેથી વધારે પ્રાણીનો સંહાર કરનાર શંકરદેવ પણ મનાય છે. (ઇત્યાદિ બોલી તે વાનરને નિર્બળધારી નાશ કરવાના હેતુથી ડાબે હાથે તેનું પૂછડું પકડી ખેંચવા માંડયું પરંતુ તે લેશ માત્ર હાલ્યું નહિ )

હનુમાન્—અહો ! મહાવીર ! રણધીર ! શૂરવીર ! જરા સાચવીને મને ખસેડને ! હું ઘણોજ શક્તિહીન થયો છું ! ભાઇ તું કાપે છે કેમ, શું લાંગુલ તારાથી નથી ઉંચકાતું ? ના ના એમ હોય નહિ ! ! આ કાળમાં તારા જેવો યોદ્ધા અમે સાંભળ્યો નથી ! તેનું બળ આટલું કેમ હોય ?

ભીમ—(ભ્રકુટિ આદિ ચઢાવી અત્યંત કોપ કરી) મૂઢ મર્કટ ઉપહાસ કરી લે; અને જેનું ધ્યાન ધરવું હોય તેનું ધરી લે, ( એટલું બોલી બે હાથેથી તેનું પુછડું પકડી અત્યંત બળવડે ખેંચવાનો યત્ન કરે છે અને તે જ્યારે રજ માત્ર પણ હાલતું નથી ત્યારે નિઃશ્વાસ નાખી તે વાનરની પ્રસંસા કરે છે) અહો ધીરવીર ! તું સાક્ષાત્ શંકર, બ્રહ્મા કે વિષ્ણુ પણ નથી. ઇંદ્રાદિ દેવોનો પરાભવ તો અમે કરેલોજ છે એટલે તું તે છે એમ પણ મારાથી કહેવાતું નથી. (નમન કરી) મારૂં માન મર્દન કરે એવો માત્ર મારો ભ્રાતા કપિરાજ કહેવાયલો છે, માટે શું તમો સાક્ષાત્ તેજ છો ? જો એમ હોય તો પછે મારે ખેદ કરવાનું કાંઇપણ કારણ નથી.

હનુમાન્—( અત્યંત પ્રસન્નતાથી ઉઠી ઉભા થઇ ) ભીમ ! ધન્ય છે ધન્ય છે ! ! તેં મને ભલો ઓળખ્યો ! (આલિંગન દઇ) ભ્રાતા ! આ માર્ગે જનાર માનવ માત્રનું મૃત્યુ થાય તેવું હોવાથી મેં તારૂં માન મર્દન કરી તને જતાં અટકાવ્યો. હું તારાપર ઘણોજ

પ્રસન્ન થયો છું, માટે તારી ઇચ્છામાં આવે તેટલાં વરદાન તું મારી પાસે સત્વર માગી લે માગી લે.

ભીમ—(બે કર જોડી નમન કરી) પ્રથમ તો મને એજ કહે કે તમે ચિરંજીવ શાથી થયા? તમારા ઇષ્ટદેવની અયોધ્યા પૂરી તજી અહીં આવી વસવાનું કારણ કિયું?

હનુમાન—(પ્રસન્ન થઇ) વત્સ! રાજિવલોચને મને દશકંધર મારી અયોધ્યામાં આવી રાજ્યાસને બેઠા પછી વરદાન માગવા કહ્યું; ત્યારે મેં અત્યાગ્રહે માત્ર એટલું જ માગી લીધું કે જ્યાં સુધી જગતીમાં રામના ગુણાનુવાદ ગવાય ત્યાં સુધી હું નાશ ન પામું. અહોરાત્ર રામગુણ શ્રવણ કર્યા કરૂં, એટલું જ જો પ્રભુ પ્રસન્ન થયા હો તો આપો. એ મારી મનસા પ્રભુએ પૂરી કરી જેથી મારી ઇચ્છામાં આવે ત્યાં હું નિવાસ કરી રહુ છું; છતાં, અહીં અપ્સરાદિ આવી નિરંતર રામગુણગાન કર્યા કરે છે એટલે મારે સર્વભૂમિ સમાન માનવાને બાધ જેવું નથી.

ભીમ—(ખાત્રી પૂર્વક પોતાના ભાઇ હનુમાન્ છે એમ જાણી તેના પગમાં માથું મૂકી) હે ભ્રાત! હું મને પોતાને ધન્ય માનું છું કે આજ હું આપનું અલૌકિક દર્શન કરી શક્યો! હર્ષવડે સર્વ હૃદય ભરાઇ ગયું છે એટલે વરદાન માગવાની જગાજ બાકી રહી નથી! માત્ર મારી કમળ લેવાની પ્રતિજ્ઞા સિદ્ધ થાય એટલું જ જો પ્રભુને રૂચે તો કરવા કૃપા કરશો.

હનુમાન—(તેને માથે હાથ મૂકી) વત્સ! હું તને પ્રસન્ન થઇ વરદાન આપું છું કે તું જ્યારે સિંહનાદ કરીશ ત્યારે હું તેની સાથે મારો શબ્દ સંયુક્ત કરીશ જેથી સર્વ શૂરવીરોના તેજનો ક્ષય થશે. જો તારી ઇચ્છા હોય તો તે દિવ્ય કમળ તને હુંજ લાવી આપું.

ભીમ—(નમન કરી) જ્યેષ્ઠ ભ્રાતા! જેમ તમે મને વરદાન આપી પ્રસન્ન કર્યો, તેમજ પાર્થને એકવાર દર્શન દેઇ તેને સ્વેચ્છિત વરદાન આપવા કૃપા કરશો; અને દિવ્ય કમળ કિંકરજ પ્રાપ્ત કરી શકે એવા ઉપાયની યોજના કરશો.

હનુમાન—સમય આવે હું અર્જુનને મળી તે જેમ પ્રસન્ન થશે તેમ કરીશ. જો તારે દિવ્ય કમળ સ્વપરાક્રમથીજ લેવાં હોય તો

તો જટાસુર કે જેને તેં હણ્યો છે તેનો ભાઇ બકાસુર વનદેવતાઓની શીખવણીથી કમળ વનમાં જવાનો માર્ગ બંધ કરી બેશી રહ્યો છે તેનો નાશ કરી ઉત્તરમાં અવળો વળી કુબેરના અનુચરોનો પરાભવ કરી કમળ લેઇ જજે. કિંતુ ભ્રાતા! તને ગમે તે કષ્ટ કરે તથાપિ વનદેવતાઓ જે સ્ત્રી જાતિ મનાય છે તેમનો તું નાશ કરીશ નહિ.

ભીમ—(નમન કરી) હું આપના કહેવા પ્રમાણે સર્વ કરીશ.

હનુમાન્—(ભીમને વનદેવતાઓએ પૂરી દીધેલો માર્ગ બતાવી) વત્સ! એ માર્ગે થઇ જવાશે. (એટલું કહી હનુમાન્ અંતર્ધાન થઇ જાય છે.)

ભીમ—(સઆશ્ચર્ય) અહાહા! મારા જેવો આ ભૂમિમાં કોણ ભાગ્યશાળી છે! (રૂંધી રાખેલો માર્ગ જોઇ) હાં ઠીક; મારે આજ સ્થળે માર્ગ પાડી જવાનું છે.( એમ વિચાર કરી વૃક્ષાદિને તોડી ફોડી જવા જેટલો માર્ગ કરતો કરતો ચાલ્યો જાય છે ).

---

# નર્મદાશંકર.

## વિરાટ નગરમાં પાંડવ.

વિરાટ—પ્રધાનજી! આ ભવ્ય સુંદર પુરૂષ કોણ છે?

પ્રધાન—મહારાજ! હું પૂછું છું, એને.

વિરાટ—હુંજ પુછું છું. ક્યાંથી આવો છો વિપ્ર?

વિપ્ર—રાજા! હું દેશાંતર કરતો આંહીં આવ્યો છું; તમારી કીર્તિ સાંભળીને.

વિરાટ—અમારે ત્યાં રહી શું કરશો?

વિપ્ર—(અક્ષ દેખાડી) રાજા યુધિષ્ઠિરે મને મિત્ર ગણી પોતાની પાસે રાખ્યો હતો ને મેં તેને અક્ષ ઢાળવાની સકળ કળા શિખવી છે.

વિરાટ—ઠીક થયું અમારે હમણાં અક્ષનું ગૂજ શિખવે તેવાને રાખ-

વાની અગત્ય છે; કે અટલ જુગારીઓની લુચ્ચાઇ પકડી કહ-
ડાય, નામ શું છે ?

વિપ્ર—મારૂં નામ કંક છે રાજા ! પણ ખેલતાં હારૂં તો મારી પાસે કાંઇ માગવું નહીં, ને જીતું તો હોડનું દ્રવ્ય તમારે આપવું.

વિરાટ—ત્યારે મેં તમને રાજસભાસદ સ્થાપ્યા આજથી; આવો બેસો; અને પ્રધાનજી ! આંહીથી ઉઠયા પછી કંકને આપણા મહેલમાં એક ઠેકાણે રહેવાની સોઇ કરી આપજો.

કંક—કલ્યાણ થાઓ ! (રાજસભા બેસે છે.)

મશ્કરો સેવક—રાજા આ બ્રાહ્મણને રાખે છે ખરા પણ રખેને એ ધુત રમાડી રાજાનું ને નગરનું ઉંધું વાળે !

પ્રધાન—જુઓ જુઓ મહારાજ ! પેલો પ્રચંડ પુરૂષ કાળાં વસ્ત્ર પહેરી ખાંધે મોટો કડછો રાખી આવે છે; ને બીજા હાથમાં ખડગ જેવું કંઇ છે !

વિરાટ—અરે ! રાક્ષસ જેવોજ દેખાય છે ને; અહીંજ આવે છે તે.

પ્રધાન—કોણ છે, તું એ બળવાન પુરૂષ ! ને તારૂં નામ શું છે ?

અજાણ્યો—(હસીને) મારૂં નામ બલ્લવ ! હું રાજા યુધિષ્ઠિરને ત્યાં હતો. સકળ પાકકળા જાણું છું; વળી યુદ્ધકળા પણ ભીમની પાસે શિખ્યો છું; મને રાખવો હોય તો હું રહું ને નહિ તો ચાલ્યો જાઉં.

પ્રધાન—રાખીશું એને મહારાજ ? રસોઇ કેવી કરે છે તે તો જમ્યા પછી જાણીશું, પણ બહારથી મળી આવશે તેને દેખાડવાને એ ઠીક છે.

વિરાટ—બલ્લવ ! તને હું મારા રસોઇઆનો ઉપરી ઠેરવી રાખું છું, પણ સાવધ રહેજે, રસોઇનું કામ છે.

બલ્લવ—નિર્ભય રહો રાજા ! ને મારી રસોઇના સુવાસથીજ મ્હોડામાં પાણી છુટશે પ્રધાનજી !

વિરાટ—પ્રધાનજી ! એને રસોડાની પાસે જ ઓરડો કહાડી આપ-વાનું સેવકને કહો ને બલ્લવ ! જા તું એની સાથે.

મશ્કરો—રસોઇઆના ભોગ છે હવે, જરા જો ભુલ કીધી કોઇએ તો તમેણમાં નાંખી દેશે બલ્લવ, આ પર્વે આવે છે.

(બૃહન્નટા આવે છે.)

બૃહનટા--હું ગાતાં બજાવતાં, નાચતાં શિખવી જાણું છું ને મને સૌ બૃહન્નટા કહે છે.
વિરાટ—પ્રધાનજી ! પૂછો એને એ રાજ્ય કન્યાને શિખવશે સારી રીતે ?
પ્રધાનજી--મહારાજ કહે છે, કે તું રાજ્ય કન્યાને શિખવીશ ?
બૃહનટા--હા મહારાજ !
વિરાટ—પ્રધાનજી ! એને તમે જાતે રણુવાસમાં લઇ જજો.
પ્રધાનજી—બેસ બહાર બૃહનટા !
મશ્કરો—રાજાએ યુધિષ્ઠિરના માણસો રાખવા માંડયાં છે તેનો પાર કેમ આવશે ? ક્યાં રાજા યુધિષ્ઠિર ને કયાં રાજા વિરાટ ! એનાથી સૌને કેમ પળાશે ? આજ તો આભ ફાટયું છે, ને શું.
વિરાટ—વળી આ મૂરતી કયાંથી આવી ?
પ્રધાનજી—નામ શું છે ક્યાં રહેવું ?
નકુળ—અમે રાજા યુધિષ્ઠિરને ત્યાં હતા. હું અશ્વપરીક્ષક છું અને આ ગો પરીક્ષક છે. મારૂં નામ ગ્રન્થિક અને આનું નામ તંતિપાળ છે.
વિરાટ—એ પણ ઉપયોગી છે; રાખો એઓને પણ પ્રધાનજી !
પ્રધાનજી—સાંભળ્યું ? રાખ્યા તમને; સભા ઉઠયા પછી મળજો મને.
વિરાટ—વાત તો ખરી છે જે યુધિષ્ઠિરનું બધું ધુળધાણી મળી ગયું છે. ત્યાંથી તેના આશ્રિતો રખડતા થયા છે. તો પણ હવે બીજા કોઇ આવે તેને માટે વિચાર કરવો.
પ્રધાન—હા મહારાજ ! હવે ઉઠવાનો સમય થયો છે,
વિરાટ—આજ કાંઇ કામ ન થયું કાલે હવે. (ઉઠે છે.)
મશ્કરો—હવે હું જઇ છુપો છુપો રાણી શું કરે છે તે જોઉં.

(રાણી મંદિર)

રાણી—દાસી ! છુટા કેશનો જુડો વાળેલો છે. ને એક મલિન વસ્ત્ર પહેર્યું છે તે કોણ જાય છે ? તેને બોલાવ તો.
દાસી—એને શીદ બોલાવો છો રાણીજી ! શણગારને ખોટી થશોજી.
રાણી—એ બહુ ફુટડી છે ને વેશ ત્યારે ચીંથરીઓ છે.
દાસી—(જોય છે) આ કાળાં ઠીકરા ઉપર આટલાં શીદને મોહો છો ! છે જરા સક્કો પણ વંતરી જેવી છે.

રાણી—લોંડી તે લોંડીજ, તે તો દેવાંગના જેવી છે, વંતરી જેવી તો તું છે.

દાસી—તેડી આણું છું ત્યારે. ( દાસી જાય છે. )

રાણી—છે તો કોઇ કુલીન, એમાં તો સંદેહ નથીજ.

( દાસી આવે છે )

દાસી—આ તમારે આવી રાણીજી !

રાણી—તું કોણ છે ને કયાં જાય છે ?

અજાણી—હું કૃષ્ણના રણવાસમાં હતી ને પછી રાણી દ્રૌપદીની દાસી હતી, પણ તે બાપડી રઝળતી થઈ એટલે હું પણ રાજ્યોમાં ભટકતી થઇ છું. કોઇ તેવું ઠેકાણું મળે તો ત્યાં પડી રહી રોટલા ખાઉં. રાણી દ્રૌપદી મને પોતાની વ્હાલી સહી જાણતી.

રાણી—તું દાસી જેવી નથી લાગતી. કોઇ રાજપત્ની હોય તેવી જણાય છે, હું તો તને નહીં રાખું. કેમકે રાજા તારૂં મુખ જોઇ મોહિત થાય તો પછે મારો ભાવ ન પૂછે.

અજાણી—તમારે રાખવી હોય તો રાખો મને. રાજાનું ભય ન રાખશો, કેમકે પાંચ ગંધર્વ મારા પતિ છે. તે અદીઠ રહી રાત દહાડો મારી રક્ષા કરે છે. જે કોઇ મારી ભણી કુદૃષ્ટિ કરશે તેને તેઓ મારી નાંખશે; વળી હું કોઇના પગ નહીં ધોઉં અને કોઇનું એઠું છાંડયું નહીં ખાઉં. એ બે વાતની મારે બાધા છે.

રાણી—એવું છે, તો સુખે મારે મંદિરે રહે. હું તને વેળાએ રાજી કરીશ તારૂંનામ શું છે ?

અજાણી—હું સૈરન્દ્રિના નામથી ઓળખાઉં છું.

રાણી—( દાસીને ) આ સૈરન્દ્રિને સઘળું બતાવી દે, ને સૈરન્દ્રિ ! તું સ્નાન કરી તારૂં વસ્ત્ર પહેર્ય.

સૈરન્દ્રિ—મને સાદાં વસ્ત્ર અપાવજો, કે જે નિત્ય ધોવાય.

દાસી—( બબડે છે. ) આ આવી શોકય મારી, આટલી ચીપાસાએણુ છે તે કેમ પરવડવાનું છે ? ( મોટે સાદે ) ચાલ સૈરન્દ્રિ ! બતાવી દઉં તને કામ.

---

## મહત્તા.

લોક કહે છે કે અભણ્યા તથા દુર્ગુણી જન સંસારસુખનો લ્હાવો લે છે, ને ભણ્યા સદ્ગુણી દુ:ખ પામે છે એ શું? જન ભણ્યા ને સદ્ગુણીજ છે તો તે દુ:ખ પામશેજ નહિ, ને પ્રસંગોપાત વેળાએ તેઓને દુ:ખ લાગ્યું તો થોડીવાર; પછી વિવેકથી તેઓ દુ:ખમાં પણ સુખ માનશેજ. અગર કબુલ કર્યું કે અભણ્યા ને દુર્ગુણી, સંસારનાં સુખ ભોગવે છે તો એ ઠેકાણે જાણવું કે સંસારસુખની સમજજ જુદી છે–ખાવું પીવું ને મઝા મારવી એટલીજ સમજ છે. પણ એને કોઇ ઉંચી જાતનું સુખ નથી કહેતા. વિવેક સાથે રહ્યું હોય છે તેજ સુખ કહેવાય છે. શ્રમે મેળવી વિવેકે ઉપભોગ કરે તે વધારે સુખી કે હરામનું મેળવી ઉછાંછળી રીતે ( પછવાડે નઠારાં ફળ નીપજે તેવા ) ભોગ કરે તે વધારે સુખી? પાછલાને કોઇ ખરૂં સુખી કહેતું નથી; "આત્મવત્ સર્વ ભૂતેષુ" એટલે જેવું આપણા આત્માને વિષે તેવું બીજાના આત્માને વિષે જાણવું એ નીતિનો જે મૂળ પાયો અને જનમંડળનું બંધારણ છે તે વિચાર પ્રમાણે વર્ત્ત-નારા ઉંચું સુખ કેમ ન ભોગવે? ને જે દુર્ગુણી સુખ ભોગવે છે તેવા દુર્ગુણી જગત્માં સઘળાજ હોય તો માણસનાં સુખનું ઠેકાણું પછી ક્યાં હાથ લાગવાનું? દુર્ગુણી સુખ ભોગવે છે તે થોડીવારજ અને તેનાં પરિણામ પણ ભુંડાં હોય છે–જે ભુંડાં પરિણામોને જોઇને લોકો પાછા સદ્ગુણથી સુખ મેળવવાને પ્રયત્ન કરે છે.

ઉંચો માણસ પોતાના પ્રેમ શૌર્યાદિક યશથી, વિવેકી રહેણીથી અને નિર્મળાં સુખથી પ્રસિદ્ધિ પામ્યો હોય છે; ને એની ઓળખમાં લોકો તેના કુટુંબ વર્ગને ફલાણું કુળ એવું નામ આપે છે. ઉંચા માણસની ઘરમાં ને બહાર વર્ત્તવાની રીતિ ઉંચી હોય છે ને ઉંચી સ્થિતિમાં રૂડી રીતે ઉછરેલા જે વંશજ તે કુલીન કહેવાય છે.

યશથી ઉંચી સ્થિતિ થાય છે ને ઉંચી સ્થિતિમાં ઉછર્યાથી ને પાછા યશ મેળવેથી ઉંચી સ્થિતિ કાયમ રહે છે. પોતપોતાનાં ગુણ-કર્મયશથી લોકમાં બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય ને શૂદ્ર એ ચાર કુળ બંધાયાં–તેમાં બ્રાહ્મણ ક્ષત્રીનાં કુળ વિશેષ ઉંચાં મનાયાં. રાજ્યમાં ફેરફાર થયેલી લોકની સ્થિતિ બગડી ને પૂર્વનાં કુળ સંકર થઇ ગયાં. થોડાક બ્રાહ્મણ સિવાય સર્વ ક્ષત્રીય, વૈશ્ય, શૂદ્ર, એક થઇ રહ્યા.

આજકાલ બ્રાહ્મણ, વાણિયા, કણબી, રજપૂત, વગેરેની સ્થિતિ પરદેશી રાજાની પ્રજારૂપે એક સરખી છે. સૌ લોક યશ ઉદ્યમ રહિત છે. એ જ્યારે પાછા યશ મેળવશે ને પોતાની સ્થિતિ સારી કરશે ત્યારે પાછાં નવાં કુળ બંધાશે.

કુળના યશ, કુળની સમૃદ્ધિ, કુળની સુઘડતા એ આપણામાં નથી તોપણ કુળ શબ્દથી માનેલી મોટાઇથી આપણે કુળનું મોટું અભિમાન રાખીએ છીએ ને અભિમાનથી ફૂલાઇ ઘણાં બન્ધન વેઠીએ છીએ, ઘણો ખર્ચ કરીએ છીએ, વધારે નઠારી સ્થિતિમાં આવીએ છીએ ને વધારે કુળહીન થઇએ છીએ. કાળસ્થિતિને અનુકૂળ નહિ એવા મમતી વિચારથી જ્યારે આપણે બાપદાદાનાજ ધંધા કર્યાં કરીએ, બાપદાદાનીજ રીત રાખવામાં માન સમજીએ ને ઇચ્છા તથા શક્તિ પ્રમાણે જે ઉદ્યમ કરવાના છે તે ન કરીએ, કાળ પ્રમાણે ધર્મ બદલાય છે તે વિચાર મનમાં ન આણતાં અને જે બન્ધનથી દુઃખ પામ્યા છીએ, પામીએ છીએ ને એ જાણીએ છીએ તે છતાં તે બન્ધનને વળગી રહીએ ત્યારે યશ કેમ મળે? ને યશ વિના આપણે નવાં કુળ કેમ બાંધીશું? " ઢંઢણપાળ ને મદન ગોપાળ," " ઘરનાં છોકરાં ઘંટી ચાટે ને ઉપાધ્યાને આટો," " ખાવા પીવા ખેરસલ્લા ને ધીંગાણાં બોતેરા," " સુખમેં રામ બગલમેં છૂરી," કાળાં કામ કરી જેમ તેમ પેટ ભરવું ને બહાર દેખાડવું કે શ્રીમંત છીએ એવું જ્યાં હોય ત્યાં વળી કુલીનતા કેવી?

દ્રવ્યથી સર્વ બહારની સમૃદ્ધિ અનુકૂળ થાય છે માટે એ ઉદ્દેશે સૌ બનતો ઉદ્યમ કરે છે, પણ એથી સ્થાયી લાભ નથી. સ્થાયી લાભ તો યશને ઉદ્દેશે ઉદ્યમ થાય તેમાં છે. વિદ્યા—જ્ઞાન સદ્‌ગુણ પ્રાપ્ત કરી ઉદ્યમમાં યશ મેળવાય તો દ્રવ્ય એની મેળેજ ચાલ્યું આવે, પણ અંતરનાં પ્રેમ શૌર્યાદિક ગુણે માણસ કેળવાય ને ધર્મબંધન—કુળબંધન—રૂઢિબંધનથી છૂટો પડે ને ધાર્યો યશ પ્રાપ્ત કરે તો તે કુળની સ્થાપના થાય.

પૃથ્વી ઉપર સર્વ દેશમાં રાજકુળ સૌથી શ્રેષ્ઠ મનાય છે; કારણ કે મૂળપુરૂષો ને વંશજો પ્રેમશૌર્યથી ઔદાર્યથી, મોટાં તન મન બળથી ને ઉત્તમ સદ્‌ગુણથી ને મોટી શ્રીમંતાઇથી ને મોટા વિવેકથી ને સુઘડ રીતભાતથી બીજા સઘળા કરતાં વિશેષ શોભી રહ્યું હોય છે. એ કુલીનતાના અંશ જે પ્રમાણે જે માણસનામાં વિશેષે

હોય તે પ્રમાણે તે કુલીન કહેવાય. રાજકુળ છે ને તેનામાં સદ્‌ગુણ શૌર્ય નથી તો તેની સ્થિતિ હીણી થવાની ને પછી તે કુલીન કહેવડાવે તે શા અર્થનું? કેટલાક બ્રાહ્મણ ને રજપૂત ખેતી કરતા થયા છે. હવે તેઓની કુલીનતા તે માત્ર પોતાના વર્ત્તમાન ઉદ્યોગમાંજ સદ્‌ગુણ રાખે તેટલી. પૂર્વની કુલીનતા તે તો નહિજ.

બાપદાદા ગોરપદું કરતા હોય ને દીકરાની ઇચ્છા ખલાશીનું કામ કરવાની અથવા લશ્કરમાં રહેવાની હોય તો દીકરાએ ખલાશીનાં કામમાં અથવા લશ્કરમાં પોતાનું શૌર્ય બતાવવું. સોનીની ઇચ્છા મામલતદાર થવાની હોય તો તેણે મામલતદારીને માટે તૈયારી કરવી. અર્થાત્ ગમતાં ફાવતાં કામમાં હાથ ઘાલી તેને પાર પાડવું, અથવા પાર પાડવાને મથવું. બ્રાહ્મણ દરિદ્રી હોય તોપણ તેણે બીજો ઉદ્યોગ ન કરવો ને ભીખ માગ્યાં કરવી એવું છે ત્યાંસુધી અને જાતિબંધન છે માટે તેણે દેશાટન ન કરવું તથા પરનાતના કુલીન મિત્ર સાથે એક પંક્તિએ ભોજન ન કરવું એવું છે ત્યાંસુધી હાલના ને હવે પછીના વખતમાં આપણે હિંદુઓએ ઉંચા યશની ને કુલીન થવાની આશા રાખવી મિથ્યા છે.

એ પ્રમાણે કુલીનતા, યશ ને સુખની સમજ છે, અને તેથીજ દેશનો ઉત્કર્ષ છે. દેશનો ઉત્કર્ષ ઘરોના ઉત્કર્ષવડે છે ને ઘરોનો ઉત્કર્ષ તેને ચલાવનારા પુરૂષવડે છે માટે અકેક જણે પોતાનો ઉત્કર્ષ કરવા સારૂ ખંતથી શ્રમ કરવો. હાલમાં ઘણા માણસો સરસાઇથી પોતાની સ્થિતિ સુધારવા પછવાડે મંડયા છે, પણ તેઓને બંધન બહુ નડે છે, પણ એ બંધન તોડવાને તેઓએ સત્યનો આગ્રહ, કર્મ કરી બહાર દેખાડવો જોઇએ.

## કવિતા.

કવિતાની મુખ્ય ત્રણ જાતિ છે. ગીતકવિતા, વીરકવિતા અને નાટક.

ગીતકવિતા—એ કવિતા અવશ્ય રાગ તથા તાલના ધોરણ ઉપર રચાય છે ને તેથી તે ઘણું કરીને ગાયનના સૂરને લીધેજ વધારે અસર કરે છે; બાકી સાદી રીતે વાંચી ગયાથી ઘણી લહેજત નથી આપતી. સંસ્કૃતમાં જયદેવકવિની અષ્ટપદી છે તે એ રીતની કવિતા છે. બ્રીજભાષામાં સુરદાસ વગેરે અષ્ટસખાનાં પદો છે તે એ

જાતની કવિતા છે. આપણી ગૂજરાતી ભાષામાં જે જે ભક્ત કવિયો થઇ ગયા છે તેઓનાં પદ, ગરબી, લાવણી એ ગીતકવિતા છે. એ કવિતામાં બીજો પ્રકાર છે તેને સંગીતકવિતા કહે છે—કે જે ગાયનના સાજસાથેજ ગાવાને રચેલી હોય છે. ઠુમરી, દાદરા, ખ્યાલ, ટપ્પા, ધ્રુવપદ એ સંગીતકવિતા છે. ગીતકવિતા પણ સાજસાથે ગવાય; પણ સાજસાથે ગાવાને—ગાયનશાસ્ત્રના નિયમ અવશ્ય રાખી ગાવાને અને અર્થવિષે સામાનું લક્ષ થાઓ કે નહિ પણ ગાયન ઉપર તો આણવુંજ એ હેતુથી સંગીતકવિતા રચાય છે.

રાગ ગાવો અઘરો છે, પણ કવિતાને તેની રચના પ્રમાણે નીકળતા ઢાળમાં વાંચવી એ સહેલું છે. કવિતા એક જાતનું ગાયન છે, પણ ગાયન કંઇ કવિતા નથી. પદ, ગરબી, લાવણીઓ, વગેરે કરવામાં પિંગળશાસ્ત્રના નિયમ જાણવાની જરૂર નથી. જેઓને એવી કવિતા કરવી હોય તેઓએ થોડો ઘણો ગાવાનો અભ્યાસ રાખવો. ગાયન કંઇ કવિતાને જરૂરનું નથી, પણ ઉપર કહી તેવી કવિતાને તો જરૂરનું છે. ગીતકવિતા ચાર રીતની—૧. ભજન અથવા ધર્મસંબંધી. ૨. વીરપુરૂષો તથા વીરકર્મની સ્તુતિસંબંધી. ૩. નીતિ તથા તત્ત્વજ્ઞાનસંબંધી. ૪. જમણવાર લગ્ન વગેરે શુભકાર્ય અને પ્રીતિસંબંધી. એ કવિતામાં મનનો ઊભરો બહાર પડતો હોય છે. એમાં પદ્ધતિ, સંબંધ, વાદ કંઇ જોવામાં આવતું નથી, જેમ કવિનો જોસ્સો આવે તેમ તે બહાર નીકળી પડે છે ને ગમે ત્યાંથી ગમે ત્યાં ઉતરી પડે છે. એવી કવિતામાં સારી પદ્ધતિની જરૂર નથી, તોપણ જેમાં કોઇએક વાત પૂરી રીતે લખી હોય તે વધારે સારી કવિતા ખરી. મોટાં આખ્યાનો ને રામાયણ મહાભારત વગેરે ગ્રંથો ગાઇને ગાતાં સાંભળીને સમજવાના હેતુથી દેશીમાં—ઢાળમાં લખાયાં છે. પણ વિષય મોટો ને લખાણ ઘણું તેથી તે ગીતકવિતા છતે પણ તેને ગીતકવિતા ન કહેવી. ગીતકવિતા તે નાનીજ હોવી જોઇએ. થોડામાં પણ વિસ્તારવાળું ધર્મનીતિ સંબંધી જે વાર્તારૂપ કથન તે આખ્યાન અને મોટા વિસ્તારવાળું તે વીરરસ કવિતામાં ગણાઇ વિષય પ્રમાણે નામ ધારણ કરે છે.

વીરકવિતા—જે કવિતામાં વીરરસનું પ્રાધાન્ય હોય તે. એમાં બીજા શૃંગારાદિક રસો પ્રસંગે હોયજ, પણ વીરરસ મુખ્ય છે. બીજી સઘળી કવિતાની જાતિ કરતાં આ જાતિ ઉત્તમ છે. એવી કવિતા

કરનારો ઉત્તમ પંક્તિના કવિવર્ગમાં બેસે છે. સંસ્કૃતમાં રામાયણ, મહાભારત તે વીરકવિતાના મુખ્ય અને શ્રેષ્ઠ નમૂના છે. સંસ્કૃત રામાયણ ને મહાભારત ગાયનમાંજ ગાવાને બનાવેલાં નથી; ( આપણે ગાવા ધારીએ તો જેમ તેમ ગાઇ શકીએ ખરા )–શુદ્ધ કવિતામાં છે. આપણી ભાષામાં એ જાતની કવિતા ભાષાંતરરૂપે ઘણી છે. સામળભટની બનાવેલી સિંહાસનબત્રીસી, વિક્રમના પરમાર્થ વર્ણનના દોહરા, ચોપાઇ, છપ્પામાં છે તે કેવળ ભાષાંતરરૂપે નથી.

વીરકવિતા રચવી ઘણી અઘરી છે. ઇતિહાસપુરાણમાંની વાર્તા શોધી વિસ્તારવી, આડકથાથી શોભાવવી, પદાર્થ અને ગુણના તેજી વર્ણનથી રંગવી, અર્થ વિચાર ને અર્થાલંકાર પ્રૌઢ રાખવા અને રચના પણ શબ્દાલંકારયુક્ત સાદી રાખવી. પ્રથમથી તે છેવટસુધી એક સંબંધ વાદપુરઃસર રાખી હતી. મુખ્ય વિષયને અર્થથી તે અંતિલગણ જાગતો રાખવો એ સઘળું વિરલી બુદ્ધિનું કામ છે.

વીરકવિતા, નીતિભક્તિની રામબાણ પણ આનંદ સાથે શીખામણ આપે છે. તેનો ઉદ્દેશ સદ્ગુણ વધારવાનો છે. મોટું પરાક્રમ, સત્ય, ન્યાય, પ્રમાણિકપણું, મૈત્રી, ધર્મ અને પરમાર્થ વગેરે ગુણો પોતાના અદ્દભુત પૂર્ણ શણગારથી આપણને દર્શન આપે છે. એઓ કહે છે કે આવો અમને ભેટો, અમને તમારાં મનમંદિરમાં રાખો, અમારો ખર્ચ ઘણો નથી, અમે ભારે નહિ પડીએ. એઓનાં જ્યારે દર્શન થાય છે તે વેળા આપણે ચિત્ર થઇ રહીએ છીએ. એ સદ્ગુણો પ્રથમ થોડા દિવસ તો આંખ આગળથી ખસતાજ નથી ને વધારે કાળ થતો જાય છે ને બીજાં કામમાં પડીએ છીએ તોપણ તેઓની અસર આપણા ઉપર રહે છે. વીરકવિતા એ દેશના લોકની ઉંચી સ્થિતિ બતાવે છે. એ મોટી દોલત છે. એવડે દેશના લોક પોતાની સ્થિતિ જાળવી રાખે છે ને નઠારી સ્થિતિ થઇ તો તેમાંથી પાછા ઝટ સારી સ્થિતિમાં આવે છે.

રસશાસ્ત્રની એવી બલિહારી છે કે જેવો કવિતાનો રસ હોય તે પ્રમાણે જો સમજુકની આગળ તે કવિતા વાંચી હોય તો સામાનાં દિલમાં તે મોટી સ્થાયી અસર કરે છે. વીરકવિતાના બંધારણમાં ત્રણ વાનાં છે. ૧ મુખ્ય વિષય એકજ જોઇએ. બીજી આડકથા દાખલા દાખલ આવે, પણ તેને આણતાં મુખ્ય વાત ઢંકાઇ જાય તેમ ન થવું જોઇએ. ૨. મુખ્ય વિષય પ્રૌઢ જોઇએ. એવો કે આપણું

મન તરત હરી લે અને કવિતાને પણ પ્રૌઢત્વ આવે. ૩. કર્મ રસભર્યાં થયેલાં બતાવવાં જોઇએ.

એ કવિતામાં માણસના ગુણનું સાધારણ વર્ણન તો હોયજ, પણ અમુક સ્ત્રીપુરૂષના અમુક ગુણોનું વિશેષે ભભકમાં વિસ્તારે વર્ણન આવવું જોઇએ. મનુષ્ય સ્વભાવમાં હોયજ નહિ તેવું છેક નહિ, પણ વિરલામાં હોય તેવું ખરૂં ને ઉંચું ને ઉંચી ભાષામાં તે ચીતરવું જોઇએ.

નાટક—એ એવી રીતનું લખાણ છે કે જેમાં કવિ પોતાને નામે કોઇ બીજાઓનું વર્ણન નથી કરતો, પણ તે બીજાઓને બોલાવી તેમની વાત તેઓનીજ પાસે કહેવડાવે છે. કોઈની વાત આપણે કરીએ તેના કરતાં તે કોઇ પોતાની વાત પોતે કરે તેમાં વધારે સાચવટ અને એથી વધારે અસર હોયજ. નાટકમાંના સંભાષણો ગદ્ય તથા પદ્ય બંનેમાં હોય છે.

નાટક બે રીતનાં છે—દુઃખપરિણામ નાટક અને સુખપરિણામક નાટક. પહેલા નાટકમાં મનના જોસ્સા, સદ્‌ગુણ, દુર્ગુણ અને માણસ જાતનાં દુઃખ એઓનાં ચિત્ર પ્રત્યક્ષ માલૂમ પડે છે; ને બીજા નાટકમાં માણસ જાતની મૂર્ખાઇ, તેઓની રીતભાત, ટેવ, ખોડ, મોજ શોખ વગેરેનું નકલ દાખલ વર્ણન હોય છે. પહેલામાં કરૂણરસનું પ્રાધાન્ય હોય છે ને બીજામાં હાસ્યરસનું પ્રાધાન્ય હોય છે. ગૂજરાતી જૂની કવિતામાં નાટકો લખાયાંજ નથી.

વળી વનકવિતા, બોધકવિતા, વર્ણકવિતા એ નામે પણ કવિતા ઓળખાય છે.

વનકવિતા—એમાં ગામડાં, વાડી, વન, વગેરે સ્થળનું અને પશુ, પક્ષી અને ઝાડપાન તથા તે સ્થળમાં વસનારાઓ એસંબંધી કથન હોય છે. ભરવાડ અને ખેડુતના વિષયને લગતી જે બાબતો તે એ કવિતામાં છે. ડુંગર, નદી, સરોવરનાં વર્ણન પણ એમાં આવે છે. સૃષ્ટિના પદાર્થોના દેખાવનાં અને જીવવાળી વસ્તુઓના સ્વભાવનાં—સુખનાં વર્ણન એ કવિતામાં છે. દાણલીલા મહિના વગેરે છે તે વનકવિતા છે.

બોધકવિતા—એમાં બોધ આપવા ઉપરજ પ્રાધાન્ય છે. નીતિભક્તિનાં પદો તે એ વર્ગમાં છે. આપણામાં જે કવિતા ચાબકાને નામે ઓળખાય છે તે પણ એજ જાતિમાં છે.

વર્ણનકવિતા—એ ભાગ કોઇ વિષય ઉપરથી જુદો નથી પડયો; પણ હરકોઇ વિષયની કવિતાના સ્વરૂપ ચીતરવાની રીત ઉપરથી જુદો પડયો છે. વર્ણનકવિતા એ કોઇ બાબત નથી પણ બાબતની બતાવવાની રીતિ છે. ઉત્તમ કવિ ને મધ્યમ કવિ વર્ણન ઉપરથી તરત પરખાઇ આવે છે. ઉત્તમ કવિનું વર્ણન એવું રંગદાર હોય છે કે વસ્તુનું ખરૂં સ્વરૂપ તરત મહોડાં આગળ આવી ઉભું રહે છે. ઉત્તમ રીતે કરેલાં ઋતુઓનાં વર્ણન આપણે વાંચીએ તો ભરઉનાળામાં ભરચોમાસાની મઝા લેતા હોઇએ તેવી આપણા દિલમાં અસર થાય. ઉત્તમ વર્ણન ઉપરથી ચીતારાઓ જેનું વર્ણન હોય તેનું ચિત્ર પાડી બતાવે છે.

---

## ઉંચુ સુખ.

આજકાલ આપણા લોકમાં વિદ્યારહિતત્વ અને ઠંડું લોહી એ સૌથી મોટી ખામી છે અને એથી કાયરપણું, ખુશામત, તાબેદારી, બીકણપણું અને નામર્દાઈ એ ખામીઓ છે. એ રોગ દૂર કરવાના ઓસડમાં વિદ્યા અને સારી સંગતિ એ બે છે; પણ વિદ્યા મળવાનાં સાધનમાં મુખ્ય જે પુસ્તકો તે જેવાં ને જેટલાં જોઇએ તેવાં ને તેટલાં નથી. તેમ પડોશમાં કોઈ રાજ્ય એવું નથી કે ત્યાંના લોકની રૂડી સ્થિતિ જોઇ આપણે તેવી કરીએ. આપણે નસીબે સુધરેલા દેશોસંબંધી ગ્રંથ ને ન્યુસપેપરો વાંચીને અને આપણા દેશમાં આવેલા સત્તાધારી લોકની સ્થિતિ જોઇને સારી સંગત વિષે વિચાર બાંધવાના છે. અર્થાત્ એ સાધન પણ નબળું છે. ત્યારે હવે સાધન શું છે કે જેથી તે ખામીઓ જાય ?

હરેક વિષય જાણવાની હોંશ અને હરેક વિષય સંબંધી વિચાર કરવાની ટેવ અને વિચાર કરતાં જે કંઇ ફાયદા કરતું જણાય તે મેળવવાને ઉછળતી આતુરતા સાથે ન થાકે તેવો ઠર્યો ઉદ્યોગ કરવાની ટેવ એ રાખવાં જોઇએ. તેમ બાળલગ્નથી ને ગરીબાઇથી ઉગતા જુવાનોને સંસાર ચલાવવાની કાળજી પડેથી તેઓનામાંથી કૌવત ઘણું ઓછું થઇ ગયું છે તે પાછું આવવું જોઇએ. બાળલગ્ન બંધ કરવાં અને પૈસાની કાળજી ન રાખતાં ઉદ્યોગ ખોળવામાં મથ્યાં કરવું ને તે મળેથી તેમાં મચ્યાં રહેવું અને લોકલાજનો ડર ન

રાખી નાતના ધારાના ખર્ચ ન કરતાં કરકસરથી સ્વતંત્રપણે રહેવું એથી સુખનો વધારો થશે. વળી અંગ વાળવાને કસરત કરવાની ટેવ રાખવાથી શરીરમાં કૌવત આવશે, લોહીમાં ગરમાવો વધશે અને તેથી મનના જુસ્સાઓ વધી બહાર પડશે. કેફ કરવાની ટેવથી લોહીમાં બગાડો થાય છે ને હરકોઇ કામ કરવામાં ઝાઝીવાર જુસ્સો ટકતો નથી, માટે એથી દૂર રહી મલીદા ખાવાની ને તેને મહેનતથી પચાવવાની ટેવ રાખવી કે શરીરમાં લોહી વધે.

ઉપર જે સાધન કહ્યાં તેથી મનના જુસ્સાઓનું જોર વધશે ને વિદ્યાર્થીને સંસારના અનુભવથી તે કવાયતમાં કેળવશે. જ્યારે જોર અને કવાયત જુસ્સાઓને મળશે ત્યારે એ પોતાની ધારણા પાર પાડવાને લડાઇનાં મેદાન કેમ નહિ શોધે ને ત્યાં જૂના દુઃખ દેતા વિચારો સાથે કેમ નહિ લડે ? અને મથતાં મથતાં કોઇ દહાડો તે વહેમોનો કોટ એકદમ કેમ નહિ તોડી પાડે ? વહેમને ખસેડવામાં અને પછી ઉંચા વિચારનાં ઉંચાં સુખ ભોગવાય તેવું કરવામાં ઉંચા જુસ્સા એ રામબાણ સાધન છે.

એ ઉંચાં જુસ્સામાં પહેલો સ્વતંત્રતાનો છે. ઉદ્યોગથી પોતાનો નિર્વાહ કરવો. પછી જેવી રીતે થાય તેવી રીતે અને એને વિષે આમ સમજવું કે, ગરીબ તો ગરીબ પણ પોતાની મહેનતનું રળ્યું ખાઇએ છીએ, કોઇની મહેનતનું રળ્યું ખાતા નથી ને કોઇના ઓશિયાળા નથી. હરેક કામ કરતાં લોકમાં આમ કહેવાશે; એનો ખ્યાલ તો બિલકુલ મૂકી દઇને પોતાનો અનુભવ જે કહે તેજ કરવું; પછી તેમાં દુઃખ થાઓ કે સુખ થાઓ અને એને વિષે આમ સમજવું કે જેનું કામ તે તેજ કરે. એકના કામ સંબંધી બીજો શું પૂરે-પૂરૂં જાણવાનો છે ? સ્વતંત્ર વિચારથી એક તો ઠગાવાની ધાસ્તી નહિ, બીજું કે લોકની ઘણી ઘણી તરેહની સલાહથી મનમાં મૂંઝાવાનું નહિ ને કોઇએ કંઇ આશા આપવાનું અને સહાય કરવાનું કહ્યું તો તેને માટે તેના પરાધીનપણામાં રૂડી જોગવાઇ ગુમાવાની નહિ; વળી લોકના વિચાર ઉપર આધાર રાખી કરેલાં કામનાં છેવટમાં હાનિ થઈ તે વેળા પસ્તાવાનું નહિ, મૂર્ખ લોક તો આમ પણ વગાડે ને તેમ પણ વગાડે માટે એના બોલવાને શું માન આપવું ? જગતમાં બધેજ કોઇ કામમાં યશ મળે છે ને કોઇ કામમાં અપયશ મળે છે; સુખ મળે છે ને દુઃખ મળે છે, તેમ, અગર આપણા

કામમ અપયશ મળ્યો ને આપણને દુઃખ થયું તો તેમાં પણ શું ? યશ ને સુખ મળ્યાં હોત ત્યારે આપણી છાતી કેવી ફુલાત કે આપણે કોઇની સહાયતા વિના આપણી પોતાનીજ બુદ્ધિથી કામ પાર પાડયું ! તેમ આ અવળા પાસા પડયા તો તેનાં પણ ફળ ભોગવવાં. આપણા કામમાં સુખદુઃખ ભોગવનારા આપણે છીએ, લોક નથી. પરવશ રહેવાથી બુદ્ધિનો ઘટાડો, કાર્યની હાનિ ( સંધી જતી રહે ) અને સદાનું દુઃખ થાય, છે. રાજ્યમાંની સુલેહને આંચ ન આવે તેવી રીતે એકેક જણે પોતાના વિચારને તથા કર્મને સ્વતંત્ર રાખવાં કે જેથી પાછી રાજ્યમાંની સુલેહ વધારે દીપી રહે.

બીજો જુસ્સો અભિમાનનો છે. માણસો આકારમાં સરખા છે, મૂળ લાગણીઓમાં સરખા છે, વિદ્યાસંગતિ ને યોગ જુદાં જુદાં મળેથી તે જુદી જુદી રીતે ઘડાય છે, તોપણ કેટલાએક કુદરતી હક્ક સર્વ માણસના સરખાજ છે ને એકેક માણસના પોતાનાજ છે. આ મારૂં છે, આ મેં કીધું છે એ જુસ્સો સૌ માણસને જન્મથીજ છે ને કદી જાય તેવો નથી. વળી એથી તો સૌ માણસ સુખને માટે ઉદ્યમ રાખે છે ને પોતાનાં કામની ઘટતી વ્યવસ્થા કરે છે. તેઓ પોતાની આસપાસના જનની સાથે સરસાઇ રાખે છે ને એઓનાં કામના ઉપર નિઘા રાખી તેમાંથી પોતાનો લાભ જુએ છે ને પોતે કેટલે દરજ્જે તેઓથી ચઢતા ઉતરતા છે તેના વિચારથી શિક્ષા મેળવેછે.

ત્રીજો જુસ્સો દેશાભિમાનનો—એટલે એકેક જણના દેશપ્રત્યે અભિમાનનું સ્નેહાકર્ષણે એકરૂપ થઇ રહેવું તે સંબંધી છે. એ જુસ્સો સૌથી ઉંચો છે. એથી દેશીજનની સ્વતંત્રતા વધે છે. તેજ દેશ, તેજ હવાપાણી, તેજ ભાષા, તેજ ધર્મ ને તેજ રીતભાતમાં ઉછ-રેલા જે જન તેઓનું સુખ ઘણું કરીને સરખુંજ હોય છે. અકેક જણના સુખથી સૌ દેશી જનનું સામાન્ય સુખ કહેવાય છે ને એ સામાન્ય સુખમાં એકેકનું સુખ આવી જાય છે; વળી એકેકનું સુખ પોતાના ભાંડુના સુખ ઉપર આધાર રાખે છે, માટે મારાં સૌ ભાંડુ-ઓનું સારૂં થાય ( પછી તેમાં મારૂં થશેજ અથવા મારૂં ન થયું ને ઉલટું મારૂં નરસું થયું તોપણ શું ) એ જુસ્સો—એ મોટા મનનો મોટો જોસ્સો દરેકની અંદર થવો દુર્લભ છે. સૌને સારૂં તો આપણે સારૂં. સૌની ખરાબી તો આપણી ખરાબી એ વિચાર કરવાથી ને એ વિચારને અનુસરી ઉદ્યોગ કરવાથી, સર્વ દેશી જનને તન મન ને

ધનની તરફ બહુ બહુ લાભ થાય છે. દેશાભિમાનથી દેશીજનનું ઐક્ય થાય છે. ઐક્યથી બળ વધે છે, બળથી પરદેશી શત્રુનો પરાભવ થયેથી યશ મળે છે અને દેશમાં ઉદ્યમ વધે, સુખનાં સાહિત્યોમાં વધારો થાય છે. ધર્મસંબંધી ને રાજ્યસંબંધી વિષય મોટા ઉત્પાત કરનારા છે માટે તે એથી સુખમાં ઘટાડો ન થાય તેવું કરનાર દેશાભિમાન છે. દેશાભિમાનથી ઘણાક દેશોએ મોટાં નામ મેળવ્યાં છે, તેમ આપણો દેશ પણ તન, મન, ધન, બળમાં રૂડો કહેવાશે—શરીરબળ, વિદ્યા, કળાકૌશલ્ય, સુઘડ રીતભાત, ધર્મનીતિ, વિચાર અને રાજ્યનીતિ એ સર્વ વિષયમાં તે ઉંચું નામ મેળવશે અને આપણે ઉંચાં સુખ ભોગવીશું. અર્થાત્ આપણા લોક જે પોતપોતાના જુજ ઉદ્યમથી સંતોષ માની બેસી રહ્યા છે ને ભાંડુઓ સંબંધી કંઇજ વિચાર કરતા નથી ( પોતાનોજ સ્વાર્થ સાધે છે, ને ઘણીવાર ભાંડુઓનું ભુંડું ઇચ્છી સાધે છે ) તેઓને આ વિચારવું જોઇએ કે પેટ તો કાગડા કુતરા પણ ભરે છે માટે સંતોષે ન રહેતાં મોટા ઉદ્યોગથી મોટું નામ ને પછી મોટું સુખ મેળવવું જોઇએ કે જેથી આશ્રિતો ઉપર પરોપકાર થાય,—વળી વિચારવું જોઇએ કે સંપ ઘટેથી કામમાં યશ ન મળતાં બેની લડાઇમાં ત્રીજાનું ફાવે છે માટે એ રીતે સુખ ખોયાના કરતાં થોડીવાર દુઃખ સહન કરી સમાધાનથી ઐક્યમાં રહેવું. એથી ખરા ને ઉંચા સુખમાં વધારો થયાં કરે છે.

---

## નવલરામ.

---

### વિદ્યારણ્ય.

---

હું પરમેશ્વરની વિચિત્ર રચના જોવાને માટે કેટલાક વરસોથી દેશ વિદેશમાં ફરતો ફરૂંછું, ઘણાક સ્થાનપર ફરતો ફરતો મથુરામાં એક દિવસે આવ્યો ત્યાં તે વેળાએ સખ્ત ઉનાળો હતો, તેથી થાકીને સાંજની વેળાએ જમના નદીના કિનારા ઉપર બેશીને પાણીની લહેર અને તરંગોની મજા જોતો બેઠો હતો, ચારે બાજુ ઉપરની

મંદમંદ સુગંધવાળી શીતળ હવા શરીર ઉપર આવ્યાથી શરીર ઠંડું થઇ ગયું હતું. આકાશની તરફ નજર કરી જોઉંછું તો હીરાના કટકાની પેઠે એકના પછી એક તારા નીકળતા હતા, એમાં ઘણો શોભાયમાન પૂર્ણ ચંદ્રમા પણ પ્રકાશતો હતો, તે કોઇ વખત મેઘની અંદર આવીને પોતાની પ્રિયા પૌર્ણમાસીની રાતના મુખને મલીન કરતો અને કોઇ કોઇ વખતે પોતાનાં કિરણો પ્રકાશિત કરીને તેને આલ્હાદિત કરતો હતો. ઝાડો ઉપર પક્ષીઓ જાત જાતનાં શબ્દ કરતાં હતાં, તે પણ ધીરે ધીરે ચુપ થયાં, અને મનુષ્યોનાં ઘરમાંના ચિત્રવિચિત્ર જે શબ્દો સંભળાતા હતા તે પણ બંધ થઈ ગયા. એટલામાં સર્વ કષ્ટોને દૂર કરનારી અને સંતાપને મટાડનારી નિદ્રા-દેવી સઘળાં પ્રાણીઓની આંખમાં આવીને ઘણા કલેશોને શાંતિ આપવા લાગી. એવા અપૂર્ણ સમયમાં હું એક પત્થરની લાદી ઉપર બેસીને આકાશની તરફ નજર કરીને જગતનું કાર્ય, કારણ, સુખ, દુઃખ, ધર્મ, અધર્મ એવા બીજા કેટલીક જાતના વિચારો કરતો હતો. પાણીનો ખળખળ અવાજ, ઝાડનાં પાંદડાનો શર શર શબ્દ અને ઠંડા પવનની મંદમંદ સુગંધ આવવાથી મારી મનની સઘળી વૃત્તિઓ ધીરે ધીરે અવસન્ન થઇ ગઇ, અને મારા ઉપરનો આવો લાગ જોઇને નિદ્રાદેવી છૂપી રીતે મારી આંખમાં પ્રવેશ થઇ. અને આંખના દરવાજા બંધ કરી લીધા. એ વખતે મને માલમ પડયું, કે હું કોઇ મોટા જંગલમાં ફરૂંછું. કોઇ કોઇ જગાએ મોટાં મોટાં જુનાં ઝાડો જોઉં છું, કોઇ કોઇ જગાપર મોટી મોટી નદીઓ અને ઝરાના કિનારાપર ફુલના બગીચા ખીલી રહેલા છે. આવી અપૂર્વ શોભા જોયાથી મારા હૃદયમાં અજાયબની આગ સળગ્યાથી હું ચારે બાજુએ જેટલો જેટલો વધારે ફરવા લાગ્યો તેટલો તેટલો સુખ અને ઉત્સાહ વધવા લાગ્યો.

ફરતો ફરતો એક સરોવરના કિનારાના નિર્જન અને નિસ્તબ્ધ વનમાં જઇને જોઉંછું તો એક અતિ સુંદર કન્યાને ત્યાં બેઠેલી જોઇ, તેને જોઇને મને ઘણો આનંદ થયો. તેનું ઘણું ઉજ્જવલ પ્રસન્ન મ્હોડું અને અપૂર્વ શાંત સ્વભાવ જોઇને મેં તેને વનદેવી સમજીને ઘણા સન્માનની સાથે દંડવત્ કર્યા, તેના દર્શનથી આંખને તૃપ્તિ થતી નહતી તેથી તેની સામે હાથ જોડીને વારંવાર તેનું સ્વરૂપ જોવા લાગ્યો. તે વખતે તે કપાળ ઉપર પોતાનો હાથ મૂકીને

ગગનમંડળને જોતી હતી. તે વખતે મેં વિચાર કર્યો કે તેની પાસે જઇને કંઇ પૂછું. પરન્તુ મારા મોમાંથી દાંત નીકળવાની પહેલાં તે વનદેવીએ મને કહ્યું મેં તમારા મનની વાત જાણી લીધી છે. મારૂં નામ વિદ્યાદેવી છે, જ્યાં તમે જવા ઇચ્છો છો ત્યાં જવાને આ રસ્તો સર્વથી સીધો રસ્તો છે, જે માણસ આ સુંદર વનમાં ફરવા આવે છે, તેને હું રસ્તા દેખાડું છું. ચાલો તમારી સાથે હું આવું છું.

તેના બોલવા ઉપર ભરોસો રાખીને તે વેળાએ હું તેની પછ-વાડે પછવાડે જવા લાગ્યો, બન્ને તરફનાં ઝાડોની વચમાંથી જતાં જતાં તે અરણ્યની શોભા પવિત્રતા જોવાથી ઘણો આનંદ થયો. તેથી તે દેવીને પૂછ્યું "દેવી આ જગાનું નામ શું છે અને અહીં કયા કયા અપૂર્વ વ્યાપાર થાય છે?" આ સાંભળી વિદ્યાદેવીએ તરત જવાબ આપ્યો "આ વિદ્યારણ્ય છે, આ અરણ્યમાં મોટાં મોટાં સુંદર ઝાડો છે. આને જોવાને ભાગ્યવાન પુરૂષોજ આવે છે. પરન્તુ આનું ફળ મેળવવું એ ઘણું મુસ્કેલીનું કામ છે. સર્વના ભાગ્યમાં મળતું નથી. કોઇ કોઇ તો ઝાડની ઉંચાઇ જોઇને જ ડરી જાય છે, કોઇ ફળની આશાથી ઘણો દૂરથી ચડે છે, પણ ત્યાંથી પડીને ઝાડ ચડવાનો ઉત્સાહ પણ કરતાં નથી. જેઓએ આ ઝાડના ફળનો સ્વાદ મેળવ્યો છે તેઓ કદી આને ભૂલતા નથી અને પીછો છોડતા નથી. ચાલો ધીરે ધીરે સર્વ દેખાડું છું. પેલું સામે એક મનોહર ઝાડ જુઓ છો? જેની ડાળીઓ પાકાં ફળોના ભારથી લચી રહેલી છે, અને જેના થડમાંથી મધની ધાર નીરંતર વહે છે અને સૂક્ષ્મમતિ યુવા પુરૂષ જેના ઉપર સુખેથી ચડેલો છે તેનું નામ વાકયતરૂ છે. પેલી જુઓ અંલકારવેલ તેના ઉપર વીંટાઇને કેવી શોભા આપે છે? પેલા ઝાડની પાસે એ પેલું તેજસ્વી ઝાડ જોવામાં આવે છે જેની નીચે મોટા મોટા પ્રવીણ અને સુધીર પુરૂષ બેઠા છે તેનું નામ જ્યો-તિષ છે." આટલુ કહી વિદ્યાદેવી જ્યોતિષના ગુણની વ્યાખ્યા કરવા લાગી. વિદ્યાદેવીની વાત સાંભળતાં સાંભળતાં જ્યોતિષતરૂની પાસે આવી પહોંચ્યો અને જોઉં છું, તો બધા પંડિતો ધ્યાન લગાડીને બેઠા છે અને કોઇ કોઇ વખતે ધ્યાનથી રહિત થાય છે, ત્યારે હસે છે અને આનંદ જાહેર કરે છે. તે ઝાડનો એક આશ્ચર્યકારક બનાવ એ જોયો કે ઝાડના મૂળીયામાં માટી નહોતી તથા મેલ કંઇજ નહોતો, અને એક જુના ઝાડના સ્કંધમાંથી ઉત્પન્ન થયેલું દીઠું તે

ઘણું સારવાન હતું. જેમાં કોઈ પણ કાણું તથા ડાઘ નહોતો, હું એનાથી આશ્ચર્ય પામી વિદ્યાદેવીને પૂછવા લાગ્યો "દેવી ! આ ઝાડનું નામ શું ? અને આ જુના ઝાડમાંથી કેમ ઉત્પન્ન થયું છે ?" ત્યારે વિદ્યાદેવીએ કહ્યુ "આ ઝાડનું નામ ગણિત છે. તમે કેવળ આ જ્યોતિષને નીકળેલું જુઓ છો પણ તેમ નથી. આની આસપાસ ફરીને જોશો તો તમે ઘણા આશ્ચર્યકારક વૃક્ષ અને અપૂર્વલતા આમાંથી નીકળેલી જોશો." ત્યાર પછી હું ફરીને જોવા લાગ્યો ત્યારે હું સમજ્યો કે વિદ્યાદેવી જે બોલી હતી તે ખરૂ હતું, ગણિત ઝાડની–પોતાની શાખા પ્રશાખાઓથી અડધું વન ઘેરાએલું હતું.

પછી ત્યાંથી જ્યારે આગળ ચાલવા લાગ્યો ત્યારે માર્ગ દેખાડનારી વિદ્યાદેવીએ મને કહ્યું "બેટા ! આ જુઓ ! દેશાન્તરનાં ઝાડ તથા તેની કલમ અથવા બીજ બાળીને આ અરણ્યમાં લગાડ્યાં છે, પેલું ગણિતનું ઝાડ જુઓ છો એની કલમ તો તમારા દેશથી લાવીને અહીં લગાડી છે પરંતુ બીજા દેશના ધીર અને વિચક્ષણ પુરૂષો ઘણી સાવચેતીથી રક્ષા, અને ઉન્નતિ કરીને તેનાં ફળ ભોગવીને આનંદ મેળવે છે. ધિક્કાર છે કે તમને જે ઝાડની રક્ષા કરવા સોંપી હતી, તે તમે સર્વ ભાગીને અને સુકુ કરીને વગર કામનું કરી નાખ્યું છે. પેલા ઝાડની ડાબી બાજુએ ઝાડોની હાર જુઓ છો, એનું નામ સ્મૃતિ છે અને તેની પાસે તેના જેવાં બીજાં ઝાડો જુઓ છો તેનું નામ દર્શન છે." એ બંને જાતનાં ઝાડો જોઇને મને ઘણો ખેદ થયો કારણકે એ ઝાડોની ઘણી ખરાબ અવસ્થા થઇ રહી હતી એનો કોઈ રક્ષણ કરનારો નહતો, તેના ઉપર ફળ પણ જોવામાં આવતાં નહોતાં, ડાળીઓ સર્વ ભાગી ગઇ હતી એ ઝાડમાં એટલાં બધાં છીદ્ર પડી ગયાં હતાં કે આજકાલ તે પડી જશે એવું ભાસતું હતું. થડ ઉપર નજર નાખતાં એ શૂન્ય ગર્ભવાળાં જણાતાં હતાં. ત્યાર પછી થોડે છેટે એક પ્રકારનાં જુનાં ઝાડો ભાગેલાં ઉભાં હતાં. તેના ઉપર ફુલ કે ફળ કંઇ પણ નહોતાં. પાંદડાં પણ નહોતાં; પરંતુ ઝાડ આખું લીલું દેખાયું તેથી ભયભીત થઈને વિદ્યાદેવીને પૂછ્યું–"દેવી ! આનું નામ શું છે?" ને તેણે તરત જવાબ આપ્યો "સુત ! તમે જાણતા નથી એ તો તમારા દેશનાં ઝાડો છે, એનું નામ ધનુર્વેદ છે, અને શીલ્પવેદ છે. જો હજી પણ કોઇ તમારામાંથી

એના ઉપર ધ્યાન લગાડે તો તે પાછું ફળ ફુલ આપવાને સમર્થ થાય. પેલી તરફ થોડે દૂર જુઓ ત્યાં એક જાતનાં મોટાં મોટાં ઝાડો ખાલી પડેલી જગામાં ઉભાં છે અને તેના ઉપર થોડાં થાડાં ફળ પણ લાગેલાં છે. અને ત્યાં કોઇ મહાઅભિમાની, ક્રુર, ઉદ્ધત શઠ પંડિત પણ બેઠલા જોવામાં આવે છે ત્યાં કોઇને જવા દેતા નથી કારણ કે તેઓ સમજે છે કે બીજા કોઇ આવશે તો ફળનો ભાગ માગશે એ પણ તમારા દેશનાં ઝાડો છે અને તમારા દેશના રહેવાશીઓ તેની રક્ષા કરે છે. એ ચિકિત્સા અને રસાયણનાં ઝાડો છે.” આવી રીતે ચારે બાજુએ આપણા દેશના ઝાડોની ખરાબ હાલત અને ભાગેલાં ઝાડો અને બીજા દેશોનાં ઝાડોની પરમ શોભા જોતો જોતો કોઇ વખતે મનમાં સુખ થતું હતું, અને કોઇ વખતે દુઃખ અનુભવ કરતો ચાલતો હતો. એવામાં દેવીએ મને પૂછ્યું “બેટા ! શા વાસ્તે વિસ્મિત થાઓ છો ?” મ્હેં ઉત્તર આપ્યો “માતા ! આજ તમારી કૃપાથી મ્હેં અતુલ આનંદ ભોગવ્યો અને જાણી લીધું કે ભૂમંડળમાં આવું નિર્મળ સુખધામ બીજે કોઇએ નથી. જણાય છે કે અહીંઆં મોટા મોટા પુણ્યાત્મા સરળ ચીત્તવાળા પુરૂષો આવતા હશે, બીજાઓને અહીંઆં આવવાનો અંગીકાર તો કયાંથી હોય ?” ઉપલી વાત સાંભળીને વિદ્યાદેવી જરા ખેદ કરીને જરા કહેવા લાગી “બેટા ! ત્હેં ઠીક અંદાજ કર્યો છે. આ જગા ધાર્મિક અને સાધુ પુરૂષોના ગોગ્ય છે, અને તેઓજ અહીં વસતા હતા, પરંતુ હમણાં તો આ વનમાં ઘણો ભય ઉત્પન્ન થયો છે. પાપરૂપી પીશાચ આમાં આવીને વસેલો છે, તેથી આનંદનું નિકેતન તો હમણા નથી હાલમાં તો દુઃખાગાર બન્યું છે. પેલી તરફ જુઓ એક પુરૂષ પરાયા મુલકનો વેશ ધારણ કરીને અભિમાનથી માથું ઉચું અને ડોકને ઉંચી કરીને હાથમાંની લાકડી ઠોકતો ઠોકતો કઠોર ભાવથી પોતાના વૃદ્ધ માણસો ઉપર ક્રુર દૃષ્ટિ કરીને પોતાની સ્તુતિ અને મોટાંની નીંદા કરતો ચાલે છે, જેની ચાલચલણ અને હાવભાવ જોવાથી તમને જણાશે કે એ આખી દુનિયાને પોતાની નજરમાં તુચ્છ સમજી રહ્યા છે. મદદ આપવી અને ઉત્સાહ વધારવો એ તો એક બાજુએ રહ્યો; તે ચાહે છેજ કે કયારે હું આનાથી નીરંકુશ થાઉં. પેલા પીશાચની પાસે જુઓ ક્રોધની પ્રીયા અદેખાઇને સાથે લઇને કેવા આનંદથી અહીંથી તહીં દોડતો ફરે છે. એ અભિમાનનો પોતે સેવક

છે. જો કોઇ અભિમાનને કોઇ આડી નજરથી જુએ તો તે તરત વેર લેવાને ઉભો રહે છે. પેલી તરફ જુઓ, પેલા રાક્ષસે જોતા જોતામાં પોતાના શરીરને એવું ફુલાવ્યું છે કે હમણાં જાણે સંસારને ગળી જવાની તૈયારી કરતો હોયને! આનું નામ શું તે જાણો છો ? તે લોભ છે. પેલા વાકય ઝાડની નીચે બીજા જે પીશાચ ઉભા છે. આ-નાથી પણ આ વનનો ઘણો અપયશ થઇ રહ્યો છે એનું નામ કામ અને દારૂ છે. પ્રાચીન સમયમાં આ આનંદ વનમાં નીષ્કલંક દંપતિ-પ્રેમનો પ્રાદુર્ભાવ હતો પરંતુ હમણાં તો તેનાથી ઉલટું છે. આ સવ કામની ચાતુરી છે. પેલો જુઓ ! દારૂ પોતાનું શરીર લેઇને કેવી ખરાબી કરે છે. કેવું ભયાનક તેનું રૂપ છે. જુઓ એના ભયથી ધર્મ ના-સતો ફરે છે. પ્રિય ! આવા પવિત્ર ગુણધામ વિદ્યારણ્યને આવું દુઃખ સ્થાન જોઇ મારૂં હૃદય ફાટી જાય છે. જે માણસ આ સર્વ રાક્ષસોને આશ્રય આપે છે એનાથી મારો વધ કરે છે. હું આ અરણ્યની અધિ-ષ્ટ્રાત્રી થઇને આવી આવી ખરાબીઓ કયાં સુધી દેખાડું ? પેલી તરફ જુઓ! આ ઘન પલ્લવાવૃત્ત નિવિડ વૃક્ષની અંદર પેલી એક પરમ સુંદરી રમણી જોવામાં આવે છે તેના જેવી કુપાત્ર બીજે કયાંય પણ જોવામાં આવશે નહીં. એના શરીરમાં જે ગુમડાં છે અને કલંક છે તેની ગણત્રી થઇ શકનાર નથી. કેવળ પોશાક ભુષણ સજીને શરી-રની શુદ્ધતા દેખાડે છે.”

આ બધી વાતો સાંભળતો અને જોતો જોતો હું ખેદના સાગરમાં ડુબ્યો અને મનમાં વિચાર કરવા લાગ્યો કે આ અસારસંસાર દુઃખથી પરિપુર્ણ છે. ગમે તેમ હો ! પોતાનું કર્તવ્ય બજાવવામાં વિમુખ થવું ઉચિત નથી. આવી રીતનો વિચાર કરતો કરતો સર્વ સંતાપને નાશ કરનાર વિદ્યાદેવીની પછવાડે પછવાડે જવા લાગ્યો. થોડેક છેટે ગયો એટલામાં પેલા પિશાચ અને રાક્ષસો મારી પાસે આવી પહોંચ્યા. વિશેષ કરીને કામ અને દારૂએ બન્ને નાના પ્રકારનાં મીઠાં મીઠાં વચન કહીને મને તે રસ્તેથી હઠાવવો. માટે કોશેશ કરતા આવતા હતા. જેને પહેલો ઘણો કુત્સિત રંગ હતો. તેનું પણ ઘણું મનોહર રૂપ ધારણ કરેલું દીઠું, કોણ જાણે તે કંઇ કુમંત્રણા આપે એવા ભયથી હું દોડતો વિદ્યાદેવીને પાસે જઇને શરણ થયો. દેવીએ મને અભય-દાન આપીને ધૈર્ય અને તિતિક્ષા નામના બે મોટા બળવાન સીપા-ઇઓને બોલાવીને હુકમ આપ્યા કે તમે બંને હમેશ આ મુસાફરની

સાથે રહો કે જેથી કાઇ પોશાચ પાસે આવી નહીં શકે.

એવી રીતે હું એ વનની બીજી તરફ પહોંચ્યો ત્યારે વિદ્યાદેવી પ્રસન્ન થઇ અને હસીને કહેવા લાગી "પેલો સામે જે એક નાનો પર્વત જોવામાં આવે છે એ તમારો લક્ષસ્થાન છે. ત્યાં પહોંચ્યાથી તમે નિર્ભય અને કૃતકૃતાર્થ થઇ જશો." આ વાત સાંભળીને હું ખુશી થયો અને વનમાંથી નીકળીને પર્વતની તરફ જઇ પહોંચ્યો. પર્વત ઉપર ચઢવાનો એક માર્ગ જોયો. ત્યાં એક બાજુએ એક સુશિલા દ્રઢવૃત્તા સ્ત્રી અને બીજી બાજુએ એક બહુ પરિશ્રમી દ્રઢ પ્રતિજ્ઞ પુરૂષ ઉભા હતા. એ બન્ને મુસાફરોને સાથે ઉપર લઇ જાય છે, જ્યારે મ્હેં એનાં નામ પુછયાં તો સ્ત્રીનું નામ શ્રદ્ધા અને પુરૂષનું નામ યત્ન જાણ્યું.

એ પર્વતના શિખર ઉપર ચઢવું તો મને ઘણું ભારી જણાવા લાગ્યું, મનમાં મનમાં આવ્યું કે વચમાં ત્યાં રહીને થોભીને ધીરે ધીરે જઇશ. પરંતુ વિદ્યાદેવીએ પોતાની શકિતથી જાણી લીધું તેથી બોલી, "પ્રિયતમ ! જો જો આ પર્વતની વચમાં બેસવાની ઇચ્છા કરતા નહીં. જો બેસશો તો પડી જશો. ઉભા રહેવાની કયાંય પણ જગા નથી. સાવચેતીથી ચાલજો." હું વિદ્યાદેવીનાં મીઠાં વચન સાંભળીને ઉત્સાહની સાથે જેમ જેમ ઉપર ચઢતો ગયો તેમ તેમ દુઃખ ઓછું થવા લાગ્યું અને સુખની વૃદ્ધિ જણાવા લાગી. છેલ્લીવારે હું જ્યારે પર્વતના શીખરપર જઇ પહોંચ્યો તો ત્યાંની ઠંડી હવાથી મારૂં શરીર સ્ફૂરતીવાળું થયું અને જાણવામાં આવ્યું કે અહીં ક્રોધ, દ્વેષ. અદેખાઇ, મત્સર, ચોરી અને બીજા કાઇ જાતના જુલમ નથી. કેવળ આરોગ્ય અને પરમાનંદનું અહીં રાજ્ય છે. એ જોઇને મારૂં અંતઃકરણ આનંદ સમુદ્રમાં મગ્ન થયું. માલમ પડયું કે આ વિશ્વમાં આ સ્થાનના જેવું બીજું કોઇ સ્થાન નથી. થોડીવાર સુધી અહા તહીં ફરતો હતો ત્યાર પછી છેટે એક સરોવર જોવામાં આવ્યું. જયારે હું ત્યાં પહોંચ્યો તો શું જોઉં છું ? તે ત્યાં કેટલીક પરમ શુદ્ધ કન્યા કીનારા ઉપર રમતી હતી. એનું અસામાન્ય રૂપ, પ્રફુલ્લ મુખની શોભા, સુંદર અને વત્સ સ્વભાવ જોઇને મનમાં ઘણો આનંદ થયો. બીજું એક આશ્ચર્યકારક એ હતું કે એઓના શરીર ઉપર કંઇ પણ ઘરેણાં નહતાં, પણ તેઓનું શરીરજ અલંકાર રૂપ જ હતું. મ્હેં મનમાં વિચાર કર્યો કે સર્વ દેવકન્યા હશે એટલામાં વિદ્યાદેવી હસીને મને કહેવા લાગી "આ સર્વ ધર્માચલમાં રહેનારી કન્યા છે, પોતપોતાના ગુણને અનુ-

સારે કોઇનું નામ દયા, કોઇનું નામ ભક્તિ, કોઇનું નામ કરૂણા, અને કોઇનું નામ શ્રદ્ધા છે, તમે પણ આ સરોવરમાં સ્નાન કરીને જીવનને સ્નિગ્ધ અને પવિત્ર કરો.

આવી રીતે વિદ્યાદેવીના ઉપદેશથી મ્હેં પેલા શાન્તિ સરોવરમાં સ્નાન કરીને અતીનિર્મળ આનંદ નીરને પીધું તો મારી નીદ્રા ઉઘડી ગઇ, જોઉંછું તો તે જમુનાનો કીનારો છે અને તે પત્થરની લાદી છે, જેની ઉપર મારી આંખ લાગી હતી.

# સ્વ. મણિલાલ દ્વિવેદી.

## પ્રણયમોહ.

( નેપથ્યમાં ) અરે કોઇ ધાઓ ! ધાઓ !

( પછી પુષ્પ વીણવામાં ગુથાએલી, તથા કરૂણા તથા ઉત્કંઠાથી સાંભળતી સીતા પ્રવેશ કરે છે. )

સીતા—અરે મારી પ્રિય સખી વાસંતી બોલતી હોય એમ લાગે છે.

( ફરીથી નેપથ્યમાં. )

( મંદાક્રાન્તા. )

દેવીએ, જે કરી શીશુ ઘણું સલ્લકીપત્ર ઘેલું,
આપી પૂર્વે કરથી ચુંટીને પત્રઅગ્રો ઉછેર્યું;

સીતા—તેનું શું થયું ?

( ફરીથી નેપથ્યમાં. )

પ્યારી સાથે રમતું જલમાં, આવી ત્યાં તેની સામે,
ગાંડો ગર્વેમદબળ ભર્યો હસ્તિરાજા અડગ્યો છે.

સીતા—( ગભરાટથી ડગલાં ભરતી ) આર્ય પૂત્ર ! મારા પુત્રકની વહારે ધાઓ, વહારે ધાઓ. ( સાંભરીને, ખેદથી. ) હા ! ધિક્કાર છે ! ધિક્કાર ! જે શબ્દો બોલવાની ઘણા વખત સુધી ટેવ પડેલી તેના તેજ શબ્દો, પંચવટી દીઠાથી ફરીથી પણ મજ અભાગણીના મોંમાંથી નીકળી જાયછે. હા ! આર્યપુત્ર !

( મૂર્છા પામે છે. )

તમસા પ્રવેશ કરે છે.

તમ.—વત્સે ! શાન્ત થા, શાન્ત થા.

( નેપથ્યમાં. )

**વિમાનરાજ ! અહીં જ રાખો.**

સીતા—(શુદ્ધિમાં આવીને, ગભરાતી ગભરાતી ઉલ્લાસથી) અહો, દયાથી આ, જલપૂર્ણ મેઘની ગર્જના જેવો સ્થૂલ અને ગંભીર શબ્દ ધ્વનિ ! જે કાને પડતાં જ મારા જેવી મંદભાગિનીને પણ તરતજ શુદ્ધિમાં લાવી દે છે.

તમ—( સ્નેહના અશ્રુથી રોતી. ) વત્સે !

( અનુષ્ટુપ. )

આખો ભાગો પડે કાને, ક્યાંથી આવ્યો ન તે સુઝે,
એવો નાદ સુણીને તું કેમ આવી બની દિસે ?
મયૂરી મેઘની સુણી ગર્જના, બનતી યથા.
ઉત્કંઠિતા, વળી ઘેલી, બાવરી, ભડકી રહી.

સીતા—ભગવતી ! આખો ભાગો એમ શીદ કહો છો? મેં તો સ્વર સંયોગ ઉપરથી આર્યપુત્ર જ બોલે છે એમ ક્યારનું એ જાણેલું છે.

તમ.—સાંભળ્યું છે ખરૂં, કે તપ તપતા શૂદ્રને દંડ દેવાને, એ અક્ષ્વાકુ રાજા જન સ્થાનમાં પધાર્યા છે.

સીતા—ઇશ્વરની મોટી કૃપા, કે એ રાજા પોતાના રાજધર્મથી પણ ભ્રષ્ટ થયા નથી.

( નેપથ્યમાં. )

( વસંતતિલકા. )

જ્યાં છે તરૂ, વળી મૃગો, વળી બંધુ મારાં,
ગોદાવરી સમિપ આ ગિરિનાં તટોને;
જેની ઘણી ઝરણ પૂર્ણ ગુફા ઘટામાં,
હું, પ્રાણ પ્યારીસહ કાલ ઘણો વસ્યો છું.

સીતા—( જોતી ) હા ! પ્રભાત સમયના ચંદ્રમંડળ જેવા ફીકા, તથા નિસ્તેજ, અને દુબળા શરીરવાળા, ગંભીર અનુભાવ માત્રથી જ ઓળખાતા શું એ આર્ય પુત્ર જ ! સખિ ! મને અંધારાં આવે છે, મને ઝાલી લો.

( તમસાને ટેકો દઇ મૂર્છા પામે છે. )

તમ.—( ઝાલતી ) વત્સે ! શાન્ત થા ! શાન્ત થા !

( નેપથ્યમાં. )

અ! પંચવટીને દેખતાંજ

( ગીતિ. )

હૃદયલીન દુખાગ્નિ સળગનાર છે આજ ચંડ ભડકે,
ધૂમરાશિ તેના સમમોહમને આવી પ્રેમથી વીટી લે.

હા પ્રિયે! જાનકિ!

તમ.—( મનમાં ) ગુરૂજનો પણ આજ ચિંતા રાખતા હતા!

સીતા—( શુદ્ધિમાં આવીને ) અરે! આ કેમ થયું ?

( પુનઃ નેપથ્યમાં. )

હા દેવિ! દણ્ડકારણ્યપ્રિયસખિ! હા દેવિ! વિદેહ રાજપુત્રિ!

( મૂર્છા પામે છે. )

સીતા—હા ધિક્કાર! ધિક્કાર! કે મને અભાગણીને સંભારતાં જ નેત્ર-નીલોત્પલ મીચાઇ ગયાં, અને આર્ય પૂત્ર મૂર્છાવશ થયા! અરે! શું, નિરૂત્સાહી અશરણ થઇ, ધરણી ઉપર ઢળી પડયા! ભગવતિ તમસે! ત્રાહિ! ત્રાહિ! આર્ય પુત્રને જીવાડો.

( પગે પડે છે. )

તમ.—

( ગીતિ. )

તુંજ, અરે કલ્યાણિ! જીવાડ આજે ત્રિલોકના પતિને,
આજન જેપર બાંધ્યો, સ્પર્શ તેજ કરતણો ઘણો પ્રિય છે.

સીતા—જે થનાર હોય તે થાઓ. આપની આજ્ઞા માથે ચડાવું છું,

( ગાભરી ગાભરી જાય છે. )

( પછીથી ભૂમી ઉપર પડેલા, સજલ નયન સીતાના સ્પર્શથી પ્રસન્ન થઇ સચેત થતા રામભદ્ર પ્રવેશ કરે છે. )

સીતા—( જરા હર્ષથી મનમાં ) ત્રિલોકનાથનો જીવ પુનરપિ પાછો આવ્યો એમ લાગે છે!

રામ—અહો આશું છે!

( વસંતતિલકા. )

નીચોવીયાં શું હરિચંદન-પત્રચિત્તે!
નીચોવ્યું ઇંદુકરકંદલ શું કુટીને!
કે તપ્ત જીવિત તરૂ પરિતર્પણાર્થે!
સંજીવનૌષિધિરસે મુજ ચિત છાંટયું!
છે સ્પર્શ આ પરિચિત પ્રથમે થકીતે;

છે એજ જીવન, વળી મન મોહ એ છે;
સંતાપની પલકમાં હરી સર્વ મૂર્છા;
આનંદની, ફરીથી, જે જડતા વધારે.

સીતા—( ગાભરી ગાભરી ) જરા પાછી હઠતી આટલુંજ મારે બહુ છે.

રામ—( બેઠા થતાં ) પ્રેમાલ સીતા દેવીએ તો મારા ઉપર કૃપા નહિ કરી હોય !

સીતા—હા ધિક્ ! શું આર્ય પુત્ર મને ખોળશે ?

રામ—લાવ જોઉં.

સીતા—ભગવતિ તમસે ! આપણે જરા ઓસરી જઇએ. જો મને મહારાજ દેખશે તો, એમની આજ્ઞા વિના હું પાસે ગઇ તેથી, વધારે કોપ કરશે.

તમ.—અરે વત્સે ! ભાગીરથીના વરદાનના પ્રભાવથી વનદેવતા પણ તને જોઇ શકે તેમ નથી.

સીતા—હાં, ખરી વાત છે.

રામ—પ્રિયે ! જાનકિ !

સીતા—( ક્રોધથી ગદ્‌ગદ્‌ કંઠે ) આર્ય પુત્ર ! આ વૃતાન્તને એ વચન છાજતું નથી. ( અશ્રુસમેત ) અથવા મને અભાગણીને સંભારીને આ પ્રમાણે બોલતા પ્રેમવત્સલ આર્યપુત્ર, જેનું દર્શન જન્માન્તરમાં પણ દુર્લભ છે, તેની સાથે વજ્રના હૈયાની થઇ નિર્દય શાને થાઉં ? એમનું હૃદય હું જાણું છું, તે મારૂં એ જાણે છે.

રામ—( ચોતરફ જોતા વિષાદથી ) અહા ! અહીંઆ કોઇએ નથી એ શું ?

સીતા—ભગવતિ તમસે ! મારો એમણે આ પ્રમાણે અકારણ ત્યાગ કર્યો છે તોપણ એમનું આવા પ્રકારનું દર્શન થતાં, મારા હૃદયમાં શું ચાલી રહ્યું છે તે હું સમજી શકતી નથી.

તમ.—હું સમજી શકુ છું, વત્સે ! હું સમજી શકું છું.

( હરિગીત )

છે આશ તજી બનીયું ઉદાસી, રોષભર્યું તજવા થકી;
જડ ભાવ ભર્યું આ દીર્ઘકાલ વિયોગમાં બળવા થકી;
પ્રીતિરસ પીધે સુપ્રસન્ન, ભર્યું પ્રિયરૂદનથી ઊંડી આગથી;
આ ક્ષણ ગળ્યું તવ હૃદય રસમય પ્રેમ ઉદય થયા થકી.

રામ–દેવિ ! ( ગીત )

સ્નેહરસે શીતલ, તુજ સ્પર્શ, પ્રેમતણી મૂર્તિસમો જુએ,
નવરાવે પ્રીતિરસમાં મુજને, પણ ક્યાં ગઇ તું નન્દિનિ ! રે !

સીતા—આજ એ અગાધ સ્નેહ દર્શાવતા આનંદ રસ ઝરાવતા, આર્ય પુત્રના ઉલ્લાપ, જે અત્રે સંભાળાય છે. એ ઉપરથીજ મને નિશ્ચય થાય છે કે નિષ્કારણ ત્યાગરૂપી કાંટાથી વિંધાયલું પણ મારૂં જન્મ્યું સફલ છે.

રામ—અથવા પ્રિયતમ ક્યાંથી ! એનો નિરંતર પ્રિયતમાનીજ ચિંતાના અભ્યાસથી રામભદ્રને ભ્રમ થઇ ગયો.

( નેપથ્યમાં )

અરે કોઇ ધાઓ ! ધાઓ ! (દેવીએ જે કારશીશુ વગેરે અર્ધું ગાય છે. )

રામ—( કરૂણા અને ઉત્કંઠાથી ) એ બાલતું શું છે !

( નેપથ્યમાં )

( પ્યારી સાથે રમતું વગેરે ઉતરાર્ધ ગવાય છે. )

સીતા—અરે ! હવે કોણ એની સહાયે જશે ?

રામ—વધૂ સાથે વિહાર કરતા પ્રિયાના પુત્રક ઉપર ચઢી આવેલો એ દુરાત્મા ક્યાં છે ! ( ઉભા થાય છે. )

( વાસન્તી પ્રવેશ કરે છે ).

વા૦—( ગાભરી ગાભરી ) શું, દેવ રઘુપતિ !

સીતા—મારી પ્રિય સખી વાસન્તી ક્યાંથી ?

વા૦—દેવનો વિજય થાઓ,

રામ—( નિહાળતો ) કોણ, દેવીની પ્રિય સખી વાસન્તી !

વા૦—દેવ, ત્વરા કરો, ત્વરા કરો, પણે, જટાયુ પર્વતની દક્ષિણે સીતાતીર્થ આગળ, ગોદાવરી ઉતરીને દેવીના પુત્રક ને, દેવ ! આદરપૂર્વક નિહાળો.

સીતા—હા તાત જટાયુ ! આજ તમારા વિના જનસ્થાન સુનું છે !

રામ—અહહ ! આ સર્વ કથાના સંસ્કાર હૃદય મર્મને છેદી નાખે છે.

વા૦—આ માર્ગે મહારાજ ! આ માર્ગે.

સીતા—ભગવતિ ! ખરેખાત, મને વનદેવતા પણ નહિ દેખે ?

તમ.—અરે વત્સ ! સર્વ દેવતાં કરતાં ગંગાદેવીનું ઐશ્વર્ય મોટું છે, તેથી શંકા શાની કરે છે?

સીતા—ત્યારે તો ચાલો એમની પાછળ પાછળ જઇએ.

રામ—( પરિક્રમણ કરીને ) ભગવતિ ગોદાવરિ ! નમસ્તે !

વા૦—(નિહાળતી) દેવ ! દેવ ! સન્નેડ ઉભેલા પ્રિયાના વિજયી પુત્રને નિહાળી પ્રસન્ન થાઓ.

રામ—ચીરંજીવ ! તારો વિજય વાધો.

સીતા—અહો ! આ આવડો મોટો થઇ ગયો !

રામ—દેવિ ! ભાગ્યશાલી છે. જેણે,

( મંદાક્રાન્તા )

તાજી બેડી ! બિસ કલિસમા બાલ દંતાંકુરેથી,
ખેંચ્યાં તારાં, સુતનુ ! લવલી પલ્લવો કાનમાંથી,
તે આ, આજે, મદટપકતા વારણો જીતનારો,
તારૂણ્યે જે ઉચિત સુખ તે ભોગવે પુત્ર તારો.

સીતા—હવે આ દીર્ઘાયુ આ સુંદર હાથણીથી કદાપિ વિખુટો ન પડશો.

રામ—સખિ વાસન્તિ ! જો જો પ્રિયાનું મનહરણ કરવાનું ચાતુર્ય પણ આ બાલક શિખ્યો જણાય છે !

( શાર્દૂલવિક્રીડિત. )

ખોદ્યું કંદ લીલાર્થી પંકજનું તે ખાઇ રહીને કર્યા,
મોટાં અંબુજથી સુગન્ધિ જલના ઝાઝા પ્રીતે કોગળા;
છાંટયું નીગળતી સુંઢે જલ, વળી પ્રેમે વિરામે જતાં,
સીધાનાલસમેતપદ્મદલનું હાથે ધર્યું છત્ર આ;

સીતા—ભગવતિ તમસે ! આ આવડો થયો છે ત્યારે, હું જાણુંછું કે, પેલા લવ અને કુશ, આટલે દહાડે, કેવાએ થયા હશે !

તમ.—જેવો આ છે, તેવા તે પણ થયા હશે

સીતા—હું કેવી અભાગણિ છું, કે મારે કેવલ આર્ય પુત્રનો જ નિરંતર વિરહ છે એટલું નહિ, પણ પુત્રનોએ વિરહ છે.

તમ.—જેવું ભાગ્યમાં લખ્યું હોય છે તેવું થાય છે.

સીતા—અથવા મારો જન્મારો એળે ગયો; કે એવા પુત્રોનો વિરલ, કોમલ, ધવલદંત તથા ઉજવલ કપોલવાળા, મૃદુ મધુર

ધ્વનિ ઉચ્ચરતા તથા મંદહાસ્યથી ખીલી રહેલા, અને કાકશિખંડથી શોભતા અમલ મુખ પુંડરીકને ચુંબન કર્યાનો આર્યપુત્રથી હજુ પણ લહાવો લેવાયો નથી.

તમ.—દેવતાના પ્રસાદવડે **તથાસ્તુ.**

સીતા—ભગવતિ તમસે! આ બે બાલકોના સ્મરણથી મારાં સ્તનમાં પાનો ઉભરાઈ જાય છે તેથી, એક ક્ષણમાત્ર હું સંસાર સુખમાં મહાલી રહી છું.

તમ.—એમાં શું કહેવું? અપત્ય પ્રસવ એ સ્નેહની પરાકાષ્ઠા છે, એજ માબાપને અન્યોન્યશું વિશેષ કસી લેનાર પ્રેમબંધ છે.

( અનુષ્ટુપ )

સ્નેહાશ્રયથી બંનેનાં અંતઃકરણતત્વની,
આનંદગ્રંથિ બંધાયે-એક આ છોકરાં રૂપી.

વા૦—દેવ! આ તરફ પણ નિહાળો.

( વસન્તતિલકા )

ઉડે મનોહર નવાં મૃદુ પિચ્છ ધીમે,
ઊંચી શિખામણી મુકુટ-સમાન શોભે;
તે આ મયૂર મદતાણ્ડવ ઉત્સવાન્તે
પોતે કંદબતરૂ પ્યારીસહે ગજાવે.

સીતા—( ઓવારણાં લેતી અશ્રુસમેત ) આજ એ.

રામ—પ્રસન્ન હો, પ્રસન્ન હો.

સીતા—એમ થાઓ.

રામ—

( લાવણી )

સ્મરણ તુજ ચિત્ત વિષે ધોળાય
નજર તે સમય ફરી ઉભરાય;
ફરે તુજ નૃત્ય પુઠે, મલકાય,
નયનમંડલ સઘળું ધોળાય,
ચતુર વળી ભમર થનનથન થાય,
સરસ રમણીય શોભા નીરખાય;
એવી મુગ્ધાએ તને કરકલિએ દઇ તાલ
નચવ્યો પ્રેમે થનગન થનથન પોતાનો ગણી બાળ
હાલ મન વત્સલથી ન વિસરાય-સ્મરણ તુજ.

વાહ ! જનાવર પણ પ્રીતિને નમે છે.

( વસંતતિલકા. )

થોડાંક પુષ્પ ભર્યું હતું જે આ કદંબ,
તેને ઉછેર્યું ધરી પ્રેમ ઘણો પ્રિયાએ;

સીતા—( નિહાળીને અશ્રુસહિત ) આર્યપુત્રે ભલું ઓળખી કાઢ્યું

રામ—દેવીતણા સ્વજન જેવું વિચારી એને,
ધારે ગિરિ મયૂર તે પર પ્રીત આવી !!

વા૦—દેવ અત્રે આસન પરિગ્રહ કરો.

( વસંતતિલકા. )

આ તેજ દેવ ! કદલી વનમાં પડેલી,
કાન્તાસહે શયનકાજ શિલા તમારી;
ત્યાં બેઠી આપતી. સીતા તૃણપત્ર નિત્યે,
તેથી ન છાંડી હરણાં તજી જાય જેને.

રામ—આ તરફ તો જોવું પણ અશક્ય છે.

( રૂદન કરતો બીજે ઠામ બેસે છે. )

સીતા—સખિ વાસન્તી ! આર્યપુત્રને તથા મને આ બતાવીને કર્યું ? ! હા ધિક્ ! એના એજ આ આર્યપુત્ર ! એનું એ આ પંચવટીવન ! એની એજ પ્રિય સખી વાસન્તી ! એ એજ નાના પ્રકારના પ્રિયપ્રેમવિહારવિનોદના સાક્ષી ગોદાવ વનના પ્રદેશો ! એનાં એજ છોકરાં જેવાં મૃગ, પક્ષિ, તરૂવરો તોય પણ મારી અભાગિણીની નજરે તેનાં તેજ લાગ નથી, એવો મારો અવતાર ફરી ગયો છે.

વા૦—સખિ સીતે ! રામની અવસ્થા કેમ જોતી નથી ?

( હરિણી. )

સતત નિરખે ઇચ્છા થાતાં, તથા પણ દાખવે,
કુવલયદલસ્નિગ્ધાક્ષીથી નવી નવી ખુબી જે;
વિરલ દિલના, ફીકા તે આ, વિયોગથી દુબળા,
નજર રીઝવે, જોકે દીસે હતા ન હતા થયા.

સીતા—દેખું છું સખિ ! દેખું છું.

તમ૦—પ્રિય તે દેખતીજ રે'જે.

સીતા—હા દૈવ ! એ મારા વિનાના, હું એમના વિનાની એવું

કોણે લખેલું હશે ! જન્માન્તરને વિષે જાણે દર્શનનો લાભ થયો હોય એવું છે, તેથી લાવ એક મુહૂર્તવાર પણ વત્સલ આર્યપુત્રને, ખરી જઇને ફરી આંસુ ન્હેવા લાગે તેવા તેવા અન્તરમાં નિહાળી લઉં.

( અતિશય ઉત્કંઠાથી નિહાળે છે. )

તમ૦—( સ્નેહનાં અશ્રુ સમેત ભેટતી )

( માલિની. )

વરસતી પૂર અશ્રુધાર જે હર્ષ—શોકે,
વિકસિત, વધી લાંબી દર્શનૌત્સુકયથી જે,
પ્રીતિરસ ઝરતી, તે ધોળી, ને મુગ્ધતારી,
પ્રિયપતિ નવરાવે—દુગ્ધકુલ્યાશી દૃષ્ટિ.

વા૦— ( હરિણી. )

મધુથી નિગળે, વૃક્ષો તે, દો સુઅર્ઘ્ય ફલે, ફુલે;
વિકચ કમલા મોદે મ્હેકે, વનાનિલ તેમહો;
મધુર ચલવો લાંબી ડોકે પ્રીતિ ગીત પક્ષિઓ;
ફરિથી ઉતર્યા આ શ્રીરામ સ્વયં વન આ વિષે.

રામ—આવો સખિ વાસન્તિ ! અહીંયાં બેસો.
વા૦—( બેસીને રોતી ) મહારાજ ! કુમાર લક્ષ્મણ કુશલ છે ?
રામ—( ન સાંભળ્યું હોય એમ )

( માલિની. )

કરકમલથી આણી જાય તે ઘાસ સામો,
તરૂ, હરિણ, ખગો જે, મૈથિલીએ ઉછેર્યાં:
દશદ પણ ગલાવે તે સમો કો વિકાર,
નિરખિ નિરખિ તે વ્યાપતો મુજ ચિત્તે.

વા૦—મહારાજ ! કુશળ પૂછું છું કે કુમાર લક્ષ્મણ કુશળ છે ?
રામ—( મનમાં ) અરે ! મહારાજ એવું સ્નેહ વિનાનું લુખું વિનય માત્રનું સંબોધન કર્યું; વળી આંસુથી આખા ભાગા બોલે સૌમિત્રી માત્રનીજ કુશળતા પૂછી; તે સર્વ ઉપરથી લાગે છે, કે સીતાની સર્વ વાત આ જાણે છે. ( પ્રગટ ) હા, કુમાર કુશળ છે. ( રૂવે છે. )

વા૦—અરે દેવ ! તમે આટલા બધા અતિશય દારૂણ કેમ થઈ ગયા છો.

સીતા—સખી વાસન્તિ તું એમ શાને બોલે છે ? આર્યપુત્ર તો સર્વને પ્રિય થવાને યોગ્ય છે, વિશેષે કરીને મારી પ્રિય સખીને.

( વસંતતિલકા. )

વા૦—તું જીવ, તું હૃદય છે, મમ પ્યારી ! બીજું;
તું કૌમુદી નયનની, તું સુધા મમાંગે તો;
એવાં હજાર વચને રીઝવી સુમુગ્ધા,
તેનેજ; શાન્ત, અથવા વદું શું વધારે ?

( મૂર્છા પામે છે. )

રામ—વાકયનો વિરામ તથા મોહ બે યોગ્યજ સ્થળે થયાં ! સખિ ! શાન્ત થા, શાન્ત થા.

વા૦—( શુદ્ધિમાં આવીને ) ત્યારે તમે આ ન કરવા જેવું શું કર્યું ?

સીતા—સખિ વાસન્તિ ! જરા જંપ, જંપ.

રામ—લોક સાંખતા નહતા તેથી.

વા૦—શા કારણથી સાંખતા નહતા ?

રામ—જે કાંઇ હોય તે તેજ જાણતા હશે.

તમ—લોકો .એ ઠપકાને યોગ્યજ છે.

( દ્રુતવિલંબિત. )

વા૦—યશ કઠોર ! તને પ્રિય હોય તો,
અયશ આ થકી ઘોર બીજો કીયો ?
હરિણ લોચનીનું થયું શું વને,
અરર નાથ ! કહો મન શું સુઝે ?

સીતા—સખી વાસન્તિ ! તુંજ ખરી દારૂણ ને કઠોર તો છે કે, બળતા આર્યપુત્રને પણ બાળે છે.

તમ૦—પ્રેમ અને શોક એમ બોલાવે છે.

રામ૦—સખિ ! બીજું શું ધારીએ.

( વસંતતિલકા. )

એ ત્રસ્ત બાલ મૃગશી ચલ દૃષ્ટિ વાળી,
ભીતીથી ગર્ભ થથરે, ગતિ મંદ લેતી;
જ્યોત્સના મળી શું, મૃદુ મુગ્ધ મૃણાલ જેવી;
વ્યાઘ્રાદિએ હણીજ અંગની વેલ તેની.

સીતા—આર્યપુત્ર ! આ રહી છું.
રામ—હા પ્રિયે જાનકિ ! ક્યાં છે.
સીતા—હા ધિક્ ! આર્યપુત્ર પણ છુટે મોઢે રોવા લાગ્યા !
તમ૦—વત્સે ! દુઃખી માણસોને પોતાના દુઃખનું નિવારણ કરવું જરૂ-
રનું છે; કેમકે,

( ગીતિ. )

તડાગ જલપુર થાતાં, ઉપાય દેવો માર્ગ તરત જલને;
શોક થકી ઉભરાતું હૃદય શકે ટકી પ્રલાપ માત્ર વડે.

વિશેષ વળી રામભદ્રને તો બહુ બહુ જાતનાં સંસારમાં કષ્ટ આવી પડેલાં છે;

( શિખરિણી. )

વિધિ પૂર્વે રક્ષા કરવી, મન ધાલી જગતની,
સુકાવે શોકાગ્નિ જીવ, કુસુમને તાપ ધમકી,
તજી હાથે, ક્યાંથી વિલપન વિનોદે સુખ મળે ?
જીવે અદ્યાપિ તે ગણું હું રડવે લાભ નિપજે.

રામ—હાય હાય રે !

( હરિણી. )

હૃદય ન પડે ફાટી દુઃખે, દળાઇ પીડાય છે;
શરીર સઘળું બ્હેરૂં મોહે, ન શુદ્ધિ તથા તજે;
અગન મનની બાળે અંગો, ન ભસ્મ કરી મૂકે;
મરમ હણતો દૈવે મારૂં ન જીવિત કાપી લે.

સીતા—એમજ છે.
રામ—રે પૌર મહાજનો !

( હરિણી. )

રૂચ્યું ન તમને દેવીકેરૂં ગૃહે રહેવું, કે તજી
તૃણસમ વને શુન્યે; પૂઠે ન શોક કર્યો જરી;
ચિર પરિચિત સ્થાનાદિ આ ભમાવી મુકે મને,
અશરણ રડું તેથી; સામું જુઓ હજુએ તમે.

તમ૦—શોક સાગર અતિ ગંભીર ઊંડમાટે ચડયો છે.
વા૦—વાત વીતિ ગયે, હવે તો દૈવે ધૈર્ય ધરવું જોઇએ.
રામ—સખિ ! આ પ્રસંગે ધૈર્ય તે આથી કેવું એક હોય ?

( અનુષ્ટુપ્. )

દેવી શૂન્ય થયું વિશ્વ, વર્ષ બાર ગયાં વહી,
નામે ડુબ્યું સીતા કેરૂં, તોયે રામ મુવો નહિ.

સીતા—આર્યપુત્રનાં આવાં વચનોથી મને મોહ થાય છે.

તમસા—એ પ્રમાણે, રે વત્સે !

( ગીતિ. )

સ્નેહ શીતલ, વળી શોકે દારૂણવાળી ન પ્રેમ માત્ર ઝરતી;
ધારા મધુની વરસે તુજ પર આ વિષ રસેથી પૂર્ણ ભરી.

રામ—અરે વાસન્તિ ! મેં

( ઉપજાતિ. )

અંગારનો અંતર શલ્ય આડો
જડાય કિંવા વિષદંશ લાગે;
તેવો જ તીનો હૃદિ શોક-શંકુ
છે મર્મ છેદી પણ શું ન વેઠયો !

સીતા—એ પ્રમાણે આર્યપુત્રને પુનરપિ હું અભાગિણી દુઃખ કર્તા થઇ પડી છું.

રામ—ઘણું નિશ્ચલ રહે એ પ્રમાણે હૃદયને થોભાવી રાખું છું તોય પણ, ઓલી પેલી પરિચિત પ્રિય વસ્તુના દર્શનથી આજ મને આવો આવેગ થઈ આવે છે; વળી

( મંદાક્રાન્તા. )

લોલોલ્લોલ ક્ષુભિત કરણોદ્વેગ દેવા મટાડી,
જે જે માંડું જયમ ત્યમ કરી યત્ન તેને હઠાવી;
કો વિકાર, પ્રસરી દિલમાં, રે' બધે પૂર્ણ વ્યાપી,
જેવો ગાંડો જલ–સમુહ વ્હે રેતનો સેતુ કાપી.

સીતા—આર્યપુત્રના આ દુર્વાર દારૂણ દુઃખ ક્ષોભથી પોતાનું દુઃખ ઉભરાઈ આવ્યું હોય એમ મારૂં હૃદય કાંપે છે.

વા૦—( મનમાં ) દેવ તો મહાકષ્ટમાં આવી પડયા ! તેથી લાવ એમનું મન બીજા ઉપર લગાડું. ( પ્રગટ ) ઘણા કાળ સુધીના પરિચિત આ જનસ્થાનના પ્રદેશોને દેવ નિહાળીએ,

રામ—ભલે. ( ઉઠીને પરિક્રમણ કરે છે. )

સીતા—જે દુઃખને વધારે દીપાવનારાં છે, તેને પ્રિય સખી વિનોદ કરાવનારાં ધારે છે!

વા૦—( કરૂણાથી ) દેવ ! દેવ !

( શાર્દૂલવિક્રીડિત. )

આ તે, આજ લતાગૃહેથી નિરખી રસ્તો રહ્યા'તા તમે;
એ હંસો થકી કૌતુકે ચઢી રહી ગોદાવરી સૈકતે;
આવતાં, મન શૂન્ય જેવું નિરખી, એણે તમારૂં, રચી–
ઝંખાઈ, અરવિંદ કુડ્મલ સમી મુગ્ધ પ્રણામાંજલિ.

સીતા—બહુ નિર્દય જણાય છે વાસન્તિ ! બહુ નિર્દય જણાય છે; કે હૈયાના હીરમાં ઢંકાઇ રહેલા કાંટાને હલાવીને, મને અભાગિણીને તથા આર્યપુત્રને વારંવાર સંતાપ્યા કરે છે.

રામ—રે ચણ્ડિ જાનકિ ! આમ તેમ દેખાય છે, ત્યારે દયા કેમ લાવતી નથી ?

( મંદાક્રાન્તા. )

મુંઝાયે છે હૃદય અતિશે, દેહિગાત્રો ગળે છે;
સંસારે સૌ ઉજડ દિસતો ચિત્ત મારૂં બળે છે;
ધૂજંતો આ ગહન તિમિરે ડુબતો જીવ જાય;
દુર્ભાગી હું કરૂં શું ? સઘળે મોહ અંગે ભરાય.

( મૂર્છા પામે છે. )

સીતા—ધિક્કાર ધિક્કાર, આર્યપુત્ર પુનરપિ મૂર્છાવશ થઇ ગયા.

વા૦—દેવ ! શાન્ત થાઓ, શાન્ત થાઓ.

સીતા—હા આર્યપુત્ર ! મુજ અભાગિણીને લીધે તમ સરખા સકલ સંસારના મંગલમય આધારનો જીવ વારંવાર સંશયમાં આવી પડે એવી દારૂણ દશા ! અરે ! મારૂં સર્વ ધુળ મળ્યું. હું મોઇ !

તમસા—વત્સે ! શાન્ત થા શાન્ત થા. તારા કરનો સ્પર્શ એજ રામભદ્રને ફરીથી જીવતા કરવાનો ઉપાય છે.

વા૦—શું અદ્યાપિ પણ શુદ્ધિ નથી આવતી ! હા પ્રિય સખિ સીતે ! કયાં ગઇ, તારા પ્રાણનાથની પાસે આવ.

સીતા—( ગાભરી ગાભરી પાસે જાય છે ને હૃદયે તથા લલાટે હાથ અરાડે છે. )

વા૦—સદ્ભાગ્યે રામભદ્રને શુદ્ધિ આવી.

રામ— ( વસંતતિલકા. )

લીપે શકે સુરસ અમૃત લેપનાથી
અંતર્બહિરપિ શરીરની ધાતુને જે;
સંસ્પર્શ તે ફરીથી જીવ મૂકી અકસ્માત્,
આનંદનાથી મનમોહ જુદો પમાડે.

( આનંદથી નયન ઝોકાઇ જાય છે ) સખિ વાસન્તિ! પ્રભુનો પાડ માન.

વા૦—દેવ ! કેમ વારૂ ?

રામ—બીજું શું હોય જાનકી ફરીથી મળી.

વા૦—અરે દેવ રામભદ્ર ! ક્યાં છે ?

રામ—( સ્પર્શ સુખનો અભિનય કરતો ) જો આ સામેજ રહી.

વા૦—અરે હૈયાનું હીર બાળી નાંખતા આવા દારૂણ પ્રલાપવડે કરીને પ્રિય સખીના દુઃખથી બળી રહેલી અભાગિણીને ફરીથી શીદ બાળો છો ?

સીતા—મને અહીંથી ઓસરી જવાનું મન છે; પણ દીર્ઘકાળના દારૂણ સંતાપને પણ એકાએક શમાવી દેતા આર્યપુત્રના, અચલ અનુરાગથી સુખકર અને શીતળ સ્પર્શથી કરીને, વજ્રલેપે જડાઇ ગયો હોય એમ પરસેવે નવાઈ જતો અને જડ થઈ ગએલો મારો હાથ પરવશ જેવો ધ્રૂજી રહ્યો છે.

રામ—સખિ ! પ્રલાપ કેવા !

( શિખરિણી. )

ગ્રહ્યો મેં જે પૂર્વે, લગન સમયે કંકણધર્યો,
વળી વારે વારે અમૃતશિત સ્પર્શે મન વસ્યો,

સીતા—આર્યપુત્ર ! હજુ પણ તેના તેજ છો.

રામ—મીંઢો, એનો તે આ, હિમકરશો, કોમલ ઘણો,
મને લાધ્યો પાણિ, લલિત લવલી અંકુર સમો.

સીતા—હા ધિક્! આર્યપુત્રના સ્પર્શથી ભાન ભૂલીને મારાથી ચૂક થઇ ગઇ.

રામ—સખિ વાસન્તિ ! આનંદથી મારી સર્વ ઇંદ્રિય ભાન ભૂલી જડ થઇ લ્હેરાય છે, ને હર્ષથી ગાંડો થઇ હું હાથથી ગયો તેવો થયો છું માટે તું એને પકડી રાખ.

વા૦—હાય ! હાય ; ગાંડાબળજ તો !
સીતા—( ગાભરી ગાભરી ખેંચીને ખસી જાય છે. )
રામ—હા ધિક્ ! ચુકયો ! ચુકયો !

( ગીતિ. )

કરપલ્લવ તે એનો, જડ થરથરતો, લીંસો સ્વેદ જલથી,
સહસા સરકી પડયો હા ! જડ, કંપિત, મુજ સ્વેદ ભિના કરથી.

સીતા—હા ધિક્ ! હજુ પણ એમનો જીવ ઠેકાણે આવતો નથી; અને નયન ઘડીમાં ચંચળ ચમકી રહે છે, ઘડીમાં ઠરી જાય છે, ઘડીમાં મૂઢ બની જોઇ રહે છે, ને ઘડીમાં ઝોકાયાં જાય છે !
તમ૦—( સ્નેહ તથા હાસ્ય અને કૌતુકથી નિહાળતી. )

( ઉપજાતિ. )

સસ્વેદ રોમાંચિત કંપિતાંગી,
થઇ પ્રિય સ્પર્શ સુખેથી બાલા;
વાયુ વહે વારિ નવું સિંચાયે,
ખીલે કળી જેમ કદંબ ડાળે.

સીતા—( મનમાં ) અહો આ મારા પરવશ થએલા આત્માને લીધે ભગવતી તમસાએ મને લાજથી નીચું જોવરાવ્યું; એ શું ધારશે કે આ તારો તિરસ્કાર રૂપ પરિત્યાગ, અને આ તારા હૈયાનો ઉભળકો !
રામ—( ચોતરફ જોતો ) હા ! શું નથીજ ! રે ! નિર્દય વૈદેહિ !
સીતા—ખરેખાત હું નિર્દયજ છું, કે તમને આવા દેખતી છતાં જીવું છું.
રામ—દેવિ ! કયાં ગઇ ! કૃપા કર, દયા કર, મને આ પ્રમાણે તજી જવો એ તને છાજતું નથી.
સીતા—અરે આર્યપુત્ર ! આ તો વિપરીત જેવું આપ બોલો છો.
વા૦—દેવ ! પ્રસન્ન થાઓ; શાન્ત થાઓ; તમારા લૌકિક ધૈર્યથીજ પ્રિયાના વિયોગના શોકથી અત્યંત મુઝાતા હૈયા ઉપર કબજો રાખો. મારી પ્રિય સખી તે અહીંયાં કયાંથી હોય ?
રામ—ખુલ્લુજ છે કે નથી, નહિ તો વાસન્તી પણ તેને ન દેખે. શું આતે સ્વપ્ન હશે ? હું ઉંઘ્યો તો છું નહિ; અથવા રામને સ્વપ્ન શાનું ? સર્વથા એનો એજ, અનેકવાર પરિકલ્પનાએ

નિર્માણ કરેલો, ભગવાન્ વિપ્રલંભજ પુનઃ પુનરૂ મારી પુઠે ભમે છે.

સીતા—મેં નિર્દયેજ આર્યપુત્રને વિપ્રલંભમાં નાંખ્યા.

વા૦—દેવ જુઓ જુઓ, આ

( શાર્દૂલવિક્રીડિત. )

ભાગ્યો શ્યામ જટાયુષે રથ પડયો પૌલસ્ત્યનો લોહનો,
આ અગ્રેજ પિશાચમૂખ ખરનાં કંકાલ સૂકાં જુઓ.
ખડ્ગે છેદી જટાયુ પાંખ અહિંથી સીતા જવલંતી હરી
અંતર્વ્યાકુલ વિદ્યુદંબુદસમો આકાશ ઉડયો અરિ.

સીતા—( ભયથી ) આર્યપુત્ર ! તાતને મારી નાખે છે. મને હરી જાય છે, ધાઓ ધાઓ.

રામ—( ક્રોધથી ઉભો થતાં ) રે તાતના પ્રાણને ને સીતાને હરી જનાર પાપી ! ઉભો રહે.

વા૦—અરે દેવ ! રાક્ષસકુલપ્રલયધૂમકેતો ! હજુ પણ એના ઉપર તમારો રોષ તેવો ને તેવોજ તીખો છે.

સીતા—અહો હું ઉન્મત બની રહી છું.

રામ—અધુના જે પ્રલાપ થાય છે તે સાર્થકજ છે.

( શિખરિણી. )

ઉપાયો હોવાથી અવિરત વિનોદે રસિક જે,
વીરોનાં સંગ્રામે જગત ભરતો અદ્ભુત રસે;
હતો હા ! મુગ્ધાક્ષી વિરહ–રિપુના ઘાત લગી તે;
ન આરો કે રસ્તો કયમ કરી સહું આ વણુ રડયે ?

સીતા—ન આરો કે રસ્તો ! અરે ! હું કરમ ફુટી મોઇજ.

રામ—અરે દુઃખ

( શાર્દૂલવિક્રીડીત, )

છે જ્યાં વ્યર્થ કપીંદ્રમૈત્રિ, હરિનું જ્યાં વીર્ય ચાલે નહિ,
બુદ્ધિ ઋક્ષપતિનીએ ન, ગતિ જ્યાં ના વાયુના પુત્રની,
જ્યાં સુધી નવ વિશ્વકર્મસુતથી રસ્તો શકાયે રચી;
સૌમિત્રી શરનોય પાત નવ જ્યાં, તે ઠામ કયાં તું વસી ?

સીતા—એ પૂર્વનો વિરહ બહુ ભારે હતો એમ મારૂં મન માને છે.

રામ—સખિ વાસન્તિ ! હવ રામનું દર્શન મિત્રોને દુઃખ માત્ર ઉપ-

જાવનારૂં થયું છે, તમને હું ક્યાં સુધી રડાવ્યાં કરીશ ? માટે મને જવાની રજા આપો.

સીતા—( ઉદ્વેગ અને મોહથી તમસા ઉપર ટેકો દઇને ) ભગવતિ તમસે ! શું આર્યપુત્ર જાય છેજ !

તમ૦—વત્સ ! ધીરજ ધર, ધીરજ ધર. આપણે પણ આયુષ્યમાન્ કુશ લવને બાર વર્ષ થયાંની જન્મગ્રંથી બાંધવા સારૂં ભાગીરથીના ચરણારવિંદ સમીપ જનારાંજ છીએ.

સીતા—ભગવતિ ! કૃપા કરો; એક ક્ષણ માત્ર પણ દુર્લભજનનું દર્શન કરી લઉં.

રામ—વળી હવે તો અશ્વમેધમાં છે મારી સહધર્મચારિણી પણ—

સીતા—( કાંપતી ) આર્યપુત્ર ! કઇ ?

રામ—સીતાની સુવર્ણમય મૂર્તિ.

સીતા—( ધડકતે હૈયે અશ્રુસમેત ) આર્યપુત્ર ! હવે આપનું રૂપ પ્રકાશ્યું; અહો ? મારા પરિત્યાગની લાજનો કાંટો આર્યપુત્રે ઉખેડી નાંખ્યો.

રામ—તેને પણ નિહાળીને આંસુભર્યાં નયન ઠારૂં.

સીતા—ધન્ય છે એને, જેને આર્યપુત્ર બહુ મોટી ગણે છે, અને જે આર્યપુત્રને વિનોદ કરાવતી સર્વ જગતની આશાનું જડીયું થઇ પડી છે.

તમ૦—( મંદ હસતી હસતી, સ્નેહનાં આંસુથી ભેટતી ) રે વત્સ ! એવી તું પોતાનીજ સ્તુતિ કરે છે.

સીતા—( લાજથી નીચું ઘાલતી મનમાં ) ભગવતીએ મને હસી કાઢી.

વા૦—આપના આ મેલાપથી અમારા ઉપર મોટી કૃપા થઇ છે. જવા વિષે તો, આપના કાર્યને હાની ન પહોંચે તેમ થવા દો.

સીતા—વાસન્તીએ આજ મારી દુશ્મનની ગરજ સારી.

તમ૦—વત્સ ! ચાલ જઈએ.

સીતા—( દુઃખી થતી ) ચાલો.

તમ૦—અથવા તારાથી કેમ જવાશે, જેનાં

( અનુષ્ટુપ્. )

રોપાયાં નાથમાં જાણે તૃષ્ણાથી દીર્ઘ ચક્ષુઓ,
ઉખડે તે હજુએ ના મર્મચ્છેદક યત્નથી.

સીતા—અપૂર્વ પુણ્યથી જેનાં દર્શન થએલાં છે એવા આર્યપુત્રના ચરણકમલને નમસ્કાર.

( મૂર્છા પામે છે. )

તમ૦—વત્સ ! શાન્ત થા, હૈયું ઠેકાણે રાખ.

સીતા—( શુદ્ધિમાં આવી ) અથવા મેઘનાં ટોળાંથી વીંટાઇ રહેલા પૂર્ણિમા ચંદ્રનું દર્શન તે કેટલી ઘડી હોય !

તમ૦—અહો રચના !

( વસંતતિલકા. )

આ એકલો રસ કરૂણ નિમિત્ત ભેદે,
દેખાય ભિન્ન સમ, ભિન્ન વિવર્ત પામે;
આવર્ત બુદ્‌બુદ તરંગ રૂપી વિકારે,
ભાસે યથા સલિલ, છે જલ તોય સર્વે.

રામ—વિમાનરાજ ! આ તરફ આ તરફ.

( સર્વે ઉઠે છે. )

તમ—વાસ—( સીતા અને રામ પ્રતિ )

(માલિની.)

અવનિ, અમરસિંધુ, મુજ જેવાં બીજાં વા,
કુલપતિ વળી પોતે આદિ છન્દપ્રયોક્તા;
મુજ નિજ સતી પતિ સાથ પોતે વશિષ્ઠ,
તુજપર વરસાવો ભદ્ર સૌ મંગલાર્થ.

( સર્વ જાય છે. )

(ઉત્તરરામ ચરિતમ્.)



# પ્રકૃતિ.

**सदा संतुष्टमनसः सर्वाः सुखमया दिशः**

" નિરંતર શાન્ત મનવાળાને બધી દિશાઓ સુખમય છે. "

વારંવાર એમ કહેવામાં આવે છે, કે માણસો સંસારમાં જેટલાં પોતાના ગુણ તથા યોગ્યતાથી જયવાન થાય છે, તેટલાંજ પોતાની પ્રકૃતિથી પણ થાય છે. આ વાત ગમે તેમ હો તો પણ એટલું તો કહી શકાય કે તેમના સ્વભાવની શાન્તિ ઉપર, તેમની ધીરજ અને ક્ષમા ઉપર, તેમ તેમના સંબંધમાં જે હોય તે સર્વ માટે યથોચિત સંભાવના અને પ્રીતિ ઉપર, તેમના સુખનો ઘણો આધાર રહે છે. પ્લેટોએ કહ્યું છે, કે સામાનું ભલું ઇચ્છતાં આપણે આપણુંજ ભલું કરીએ છીએ એ ખોટું નથી.

કેટલાંની પ્રકૃતિ જ એવી હોય છે, કે સર્વમાં કાંઇક ને કાંઇક સારૂંજ નજરે પડે છે. એવી કોઇ વિપત્તિ તેમને નથી કે જેમાંથી તે કાંઇ પણ સંતોષ કે શાન્તિ ગ્રહણ ન કરી શકે; અદૃષ્ટના વિપર્યય માત્રને તે એવીજ દૃષ્ટિથી જુએ છે, કે તે સર્વ સારાને માટે છે. આવાં મનુષ્યની વૃત્તિએ કરી, તે સર્વને સ્પૃહણીય છે. એમની દૃષ્ટિમાંજ એવો વાસ્તવ સંતોષ, આનંદ અને સબળ શ્રદ્ધારૂપી મોતીઓ પડેલો છે કે જેથી તેમને બધું તેવું જ લાગે છે. એમ ન ગણવું કે આવા માણસ નિર્બળ બુદ્ધિનાં કે અવિચારી હશે; ઘણામાં ઘણા વિશાળ અને સર્વગ્રાહી શક્તિવાળી પ્રકૃતિનાં માણસ જ ઘણામાં ઘણાં પ્રસન્ન હોય છે, ઘણાં પ્રેમાલ હોય છે, ઘણાં શ્રદ્ધાળુ હોય છે, ઘણાં વિશ્વાસુ હોય છે. તીક્ષ્ણ દૃષ્ટિવાળા બુદ્ધિવાન્ મનુષ્યનેજ ઘોર અંધકારમય ઘનઘટામાંથી પણ સર્વના કરતાં પ્રથમ, ન્યાય્યમય સૂર્યનો પ્રકાશ જણાઇ આવે છે.

વર્તમાન વિપત્તિમાં તેને ભાવિ સંપત્તિના અંકુર સમજાય છે; વર્તમાન કાળનાં તેને વિશ્વ માત્રનો સુખ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન જણાય છે. આંટીના સમયોમાં તેને સુધરવાના અને નિયમિત થવાના પ્રસંગ દેખાય છે; તેમ શોક અને કષ્ટમાં એને ધૈર્ય, હિંમત, જ્ઞાન

સાનુભવ બુદ્ધિનો પ્રકાશ દેખાય છે પણ આમ થઇ શકવાનું નિદાન એકજ છે, ને તે એ કે પ્રકૃતિની નિરંતર પ્રસન્નતા.

પ્રસન્ન પ્રકૃતિ એ યદ્યપિ સાહજિક છે, તથાપિ બીજી બધી ટેવોની પેઠે એ પણ કેળવણીથી પ્રાપ્ત કરી શકાય તેવી છે. જીવિતને સારૂં સારૂંનરસું કરવું એ એક રીતે આપણા પોતાના હાથમાં છે. જીવિતને નિરંતર બે પાસાં હોય છે, અથવા છે. તેમાંનું આપણને જે રૂચે તે આપણે જોઇએ અને તે પ્રમાણે તેમાંથી સુખ કે દુઃખ અનુભવીએ. કહ્યું છે કે, જ્ઞાની અજ્ઞાની ઉભયને સુખ દુઃખ સર્વે પ્રાપ્ત થાય છે, પણ જ્ઞાની સમાધાનથી પ્રસન્ન રહે છે અને અજ્ઞાની રડારોળ કરી કલેશ પામે છે. જો કે એ દુઃખને અન્યથા કરવાને અસમર્થ તો બન્ને સરખે પ્રકારેજ છે. જીવિતનું પણ તેમ છે. તેમાં જે કાંઇ થાય છે, તે અન્યથા કરવાને આપણે અસમર્થ છીએ, તો પણ નિરંતર પ્રસન્નતા રાખવી ને સંતોષ તથા સમાધાનથી વર્તવું, કે જેનો ઉપાય નથી તેવી વાત માટે પણ અતિ કલેષથી જીવિતને દુઃખમય કરવું, એ આપણા પોતાના અધિકારની વાત છે. જેવી દૃષ્ટિએ વિલોકીએ તેવું બધું જણાય છે, માટે સર્વદા પ્રસન્ન દૃષ્ટિથી પ્રસન્નતાજ રહે છે.

એવા નિશ્ચયથી જીવિતના સર્વ વિભાગ પ્રકાશિત, સુંદર અને આનંદિત થાય છે; તે પથરાને પણ પીગળાવે છે, દુઃખે દમે છે, અજ્ઞાનને હરે છે, શોકને વિદારે છે, બુદ્ધિ વિભવ એથી અધિક પ્રકાશ પામે છે ને શરીરસૌંદર્ય પણ એનાથી ઓપે છે. એવી વૃત્તિવિના જીવિતનો શીતળ પ્રભાવ ભોગવી શકાતો નથી, તેમાં વિકાસી રહેલાં પત્રપુષ્પોનો અનુભવ લેવાતો નથી ને આખું વિશ્વ ઉજ્જડ, નિર્જીવ, નિરર્થ, વેરાન હોય તેમ લાગે છે, તથા વિશ્વની મહત્તામાંનું કશું દેખાતું કે અનુભવાતું નથી.

પ્રસન્નતા છે, તે જેમ સુખનું નિદાન છે, તેમ ચારિત્રનું મોટું સંરક્ષણ છે. એનાથી ભલાઇ અને સદ્‌ગુણનાં બીજને ફાલવા માટે ઉત્તમ ભૂમિકા બંધાય છે. એનાથી હૃદય વિશુદ્ધ થાય છે ને વૃત્તિ પ્રસાદવાળી થાય છે, દાતૃભાવની એ સખી છે, ધૈર્યની ધાત્રી છે, ડહાપણની માતા છે, મન અને ચારિત્ર ઉભયને સુધારનારૂં એ ઉત્તમ ઔષધ છે. પ્રસન્નતા જેવી ઉત્તમ છે તેવીજ ટકી શકે તેવી પણ છે.

ઘણા મહા પુરૂષો બહુ લાંબુ જીવિત ગાળી, વૃદ્ધવયે પણ કાર્યધુરા વહન કરવાથી ન કંટાળી, પ્રશસ્ત જીવિત ગાળી ગયા છે, તેનું નિદાન વિચારતાં તેમના સ્વભાવની પ્રસન્નતા એજ કારણરૂપ જણાઇ છે.

પ્રસન્નતાનું નિદાન જુવો તો પ્રેમ, શ્રદ્ધા, આશા અને ધૈર્ય એ ચાર વાનાંજ છે. પ્રેમ પ્રેમ પેદા કરે છે, આશા દુઃખે :સુખરૂપ બનાવે છે, શ્રદ્ધા નિરંતર સહનશીલતા પેદા કરવા જેટલી ન્યાય પુરઃસરતા શિખવે છે, ને ધૈર્યથી પ્રયત્ન પરાયણ રહી સંતોષમાં વિરમાય છે. એમ એ ચારથી પ્રસન્નતા ઉદ્ભવે છે, એક પ્રસિદ્ધ લેખક જણાવે છે, કે કોઇ પણ માણસ પોતાના આનંદના કોશને તેટલેજ અંશે વધારી શકે છે, કે જેટલે અંશે તે પારકાને તે કોશ વહેંચી આપી શકે છે. સારૂં અને મીઠું બોલવામાં જેટલો પ્રયાસ છે તેટલોજ પ્રયાસ નઠારૂં અને કડુ બોલવામાં છે. ને યદ્યપિ સારૂં બોલ્યાનો કે કર્યાનો બીજે કશો બદલો ન મળે તથાપિ પોતે સારૂં કર્યું એ સ્વાત્મ સંતોષનો બદલો ઓછો નથી. પ્રેમ અને પ્રીતિની પ્રસન્નતા પૂર્વક સર્વને વિલોકવાથી સર્વનો તેવોજ ભાવ આપણા ઉપર પ્રતિફલિત થાય છે.

પ્રીતિ, પ્રસન્નતા કે ઉપકાર અથવા દયા તે કાંઇ અપાય મુકાય. તેમાં સમાતાં નથી; પણ સ્વભાવની નમ્રતા અને નરમાશમાં સમાય છે. કોઇ પોતાની પેટી ઉઘાડીને પોતાના પૈસા કોઇને આપી શકે પણ પોતાના હૃદયમાંથી જ આપી શકે એવી મૃદુતા ન આવે, તો તે ખરી પ્રીતિ ગણાય નહીં. જે પ્રીતિનું માપ માત્ર દ્રવ્ય દાનમાંજ રહેલું છે, તે કાંઇ ઝાઝા હિસાબવાળી ગણાતી નથી, ને તે તો વારંવાર જેટલું સારૂં કરવા ધારેલું હોય તેટલુંજ નઠારૂં કરી બેસે છે પણ જે ખરા આર્દ્રભાવથી દયા કરવામાં આવે છે, વિચારપૂર્વક સમયોચિત સાહાય્યરૂપે જે નરમાશ દેખાડાય છે, તેનું તો ઉત્તમોત્તમ ઉત્પન્ન થયા સિવાય રહેતુંજ નથી.

નરમાશ કે પ્રસન્નતા રૂપે જે સારો સ્વભાવ દર્શન દે છે, તેને છેક ખુશામત રૂપે કે છેક ગાંડાપણુ રૂપે સમજવાનો નથી. " નમે નમેકી રીત હે, બોત નમે નાદાન " એ સ્મરણમાં રાખવાની આવશ્યકતા છે. કેમકે જેટલા સદ્ગુણ છે, તે બધા જ્યારે મધ્યમાર્ગે

હોય ત્યારેજ ઉત્તમ કહેવાય છે. ખરો દયાભાવ કે પ્રેમભાવ છે, તે કાંઇ જેને તેને નમવામાં ને મીઠું બોલવામાં કે હાથ જોડવામાં રહેલો નથી. તેમ નથી રહેલો લોકની ખુશામદ કરવામાં કે પોતાના સ્વતંત્ર સત્ય વિચારોને મારી નાંખવામાં. મન, કર્મ વાણી ત્રણની એકતા રાખવી અને સર્વના ઉપર નરમાશ રાખી પ્રસન્નતાથી રહેવું એ કહેવાનું તાત્પર્ય છે. જે ખરો દયાભાવ કે ખરો પ્રેમભાવ છે તેજ આ વિશ્વમાં અવિરત કાર્યપરાયણ રહે છે. પણ જે સંશયગ્રસ્ત અને સ્વાર્થી લોક છે તે સમય એળે ગાળે છે.

જે યુવાન મનુષ્ય પોતાની જીંદગી કોઇ પણ પ્રકારના ઉગ્ર ભાવમાં મસ્ત થઇ તણાયા વિનાજ આરંભે છે, તે કાંઇ ઉપયોગનો નથી એમ એક વિદ્વાન કહે છે, તે યથાર્થ છે. એવા કોઇ ભાવની જેને મસ્તી ચઢી હોય તે કોઇ ઉચ્ચતમ ઉત્તમતા ઉપર શ્રદ્ધાવાળો છે, કોઇ મહત્તમ પદની આશા કરનારો છે, ને કોઇ ઉદાર ભાવમાં વિલિન છે, એમ તો સિદ્ધજ છે. પછી તે બધું અશક્ય હોય તો પણ કાંઇ ચિંતા નહીં. અભિમાન, સંશય અને સ્વાર્થ એ જીવિત માત્રના બહુ નઠારામાં નઠારા સહાય છે, ને જવાનીમાં તો તે સવિશેષે અયોગ્ય ને હાનીકારક છે. જે અભિમાની છે, તે એક ઝનુની ગાંડા જેવો છે. તે નિરંતર સ્વપરાયણ હોવાથી તેને પરનો વિચાર કરવાનો પણ અવકાશ નથી. સર્વ વાતમાં તે પોતાનું પ્રમાણ લે છે, ને પોતાનોજ એમ અભ્યાસ કરતાં, પોતાનેજ પોતાનો ઇશ્વર કરી સ્થાપે છે. એવા નીચ ભાવમાંથી ઉતરવા માટે કોઇ ઉચ્ચ ભાવની મસ્તીમાં રહેવાની આવશ્યકતા છે. એમ થવાથી મનનું સાંકડાપણું ઓછું થાય છે અને પ્રસન્નતાનો ગુણ સહજમાં ખીલી નીકળે છે.

પણ એ કરતાં અધિક નઠારી સ્થિતિ તો એ લોકોની છે, કે જેમને આખા વિશ્વમાં કશું સંતોષ આપવાવાળું જણાતું નથી. તેમના પોતાના આલસ્યનું પ્રતિબિંબ તેઓ સર્વત્ર દેખે છે, અને સર્વત્ર અરૂચિ અને અસંતોષથી અપ્રસન્ન રહે છે. નઠારા વિદ્યાર્થી જેમ સર્વદા રજાના ઇંતેજાર હોય છે તેમ તેવા લોક સર્વ સ્થળે પોતાની નારાજીજ પ્રકટ કરે છે. આખા યંત્રમાં જે નઠારામાં નઠારૂં ચક્ર તેજ ઝાઝું ચું ચું કરે છે. અસંતોષની બુદ્ધિ વધારીએ તો

એટલી વધે કે કમળાવાળી આંખે બધું પીળું સુઝે છે તેમ ક્રોધ ઠામથી સંતોષનું એક કિરણ પણ હૃદયમાં પ્રવેશ પામે નહીં.

કેટલાક લોકને પૈસાનો અસંતોષ હોય છે તો કેટલાકને સંતતિનો હોય છે તો કેટલાકને પોતાની કે પોતાનાંની પ્રકૃતિનો અસંતોષ હોય છે. આવા લોક પોતાના જે તે એકાદ અસંતોષ વિષેજ વાતો ચલાવ્યા કરે છે ને જ્યાં બેઠા હોય ત્યાં સાંભળનારને એક દંડરૂપ થઇ પડે છે. એટલુંજ નહીં પણ તેમને પોતાને એ ટેવ એવી સજ્જડ ચોંટે છે, કે તેમનાથી પછી મારૂં લેણું અને મારૂં દેવું, મારો સંસાર ને મારૂં ઘર કે મારૂં માથું દુ:ખવું કે મને તાવ આવવો એ વાત કદિ ચૂકાતી નથી. શરીર સારૂં થાય તો તેમને તે નઠારૂં છે એમ માન્યા વિના ગમતું નથી. અને એમ તેમનો જન્મારો કેવળ અપ્રસન્નતામાંજ જાય છે.

નાની નાની ચિંતાઓથી અળગા રહેવું એજ જરૂરનું છે. ઘણી વાર તો તે આપણી પોતાનીજ સરજેલી હોય છે, કલ્પેલી હોય છે. તે કલ્પના ધીમે ધીમે ટેવરૂપે થઇ સ્વામીત્વમાં ભળી જાય છે અને પછી આપણા ઉપર ચઢી બેસે છે. માટે એ ટેવ જેમ બને તેમ ત્યજવી અને પ્રસન્ન રહેવું. નીચ સ્વાર્થ એજ આવી પ્રકૃતિનું કારણ છે. સ્વાર્થી માણસો પોતા વિના બીજાને માટે લેશ પણ દરકાર કરતાં નથી, ને તેથી તેમને એટલાં બધાં અપ્રસન્ન રહેવાનાં કારણ મળે છે, કે તેઓ જેની તેની સાથે લડે છે અને સર્વ વાતથી નાખુશ થાય છે.

પ્રકૃતિ એવે માર્ગે દોરવવી કે જેમાંથી નિરંતર પ્રસન્નતા સધાય. સહજ સહજમાં મિજાજ બગડી જાય એવી ટેવ અને એવી ચિંતાઓથી દુર રહેવું. ઘણાને એવી ટેવ હોય છે, કે હજુ ચિંતા કારણ ના આવી પડયું હોય તે પહેલાંજ તેને કલ્પી લઇ મહા દુ:ખ વહોરી બેસે અને અનેક જનને પીડા કરે. આમ કરવાથી કાર્ય ઉલટું બગડે અને અપ્રસન્નતા ઉદ્દભવે.

# સદ્બોધ.

### બુદ્ધિ અને ધન.

સંસારની વિષમતા એ પ્રત્યક્ષ વાત છે; એને ગમે તેટલા વિચારથી દૂર કરી શકાય તેમ નથી કે ટાળી શકાય તેમ નથી. એટલા માટે સમાન ભાવ વિસ્તારવાની ઉમેદ રાખનારને માત્ર ઉપહાસાસ્પદ અને તરંગી મનુષ્ય રૂપેજ બહુ વખત થયાં ગણવામાં આવે છે. કેમકે જો એ એક કામ આજ પૂર્ણ કરી રહે, તો પણ તેને સવારથી નવે નામે શરૂ કરવું પડે. આ પ્રત્યક્ષ વિષમતાના કારણરૂપ ચાર વસ્તુઓ છે. બલ, બુદ્ધિ, ધન અને પદવી. જંગલીમાં જંગલી હાલતમાં પણ પ્રથમની બે વાત કહી તેને લીધે વિષમતા થવાની. બીજી બે છે, તે થોડે ઘણે અંશે સુધરેલી અને સંસ્કાર પામેલી મંડળીને વાસ્તવિક રીતે લાગુ પડે છે; કદાપિ એમ પણ કહી શકાય કે એ ચારેનો સમાસ અધિકાર એટલામાં જ થઇ શકે. પણ એ અધિકારનું વાસ્તવિક લક્ષણ સમજવામાં માણસો છેતરાય એવો ઘણો સંભવ છે. દ્રષ્ટાંત તરીકે જોઇએ તો બુદ્ધિ કરતાં પદવી અને ધનને પસંદ કરવું, એ જેટલું સાધારણ છે તેટલું બીજું કાંઇ નહીં હોય. છતાં એ કરતાં વધારે મૂર્ખાઇ ભરેલું બીજું કાંઇ જ નથી. બુદ્ધિ છે, એ ધન કરતાં અતિ ઉત્તમ પ્રકારનો અધિકાર છે. એ વાત અનેક રીતે સિદ્ધ કરી શકાય તેવી છે; કારણકે તે એટલી બધી અહાર્ય અને અવિનાશી છે, એટલી બધી અવિકારી છે, એટલી બધી નિયમિત છે; પણ બુદ્ધિની ધન કરતાં સવિશેષ ઉત્કૃષ્ટતા તો આ ઉપરથીજ સમજાશે કેઃ—શુદ્ધમાં શુદ્ધ રાજ્યમાં બુદ્ધિની અસર ઘણામાં ઘણી હશે; અને જે ઘણામાં ઘણું અશુદ્ધ રાજ્ય હશે તેમાંજ ધનની અસર ઘણી હશે. અર્થાત્ બુદ્ધિને મળતી પ્રતિષ્ઠા અને તેનો અધિકાર એ ઉપરથી આપણે આખા રાજ્યની કે દેશની ઉત્કૃષ્ટતા વિષે નિશ્ચય કરી શકીએ; પણ ધનની અધિક ગણનાથી તો માત્ર તે દેશની અધમતા અને તેનો વિપરિત ભાવજ સમજી શકાય છે. વળી બુદ્ધિથી પદવી કરતાં પણ વધારે ઉત્તમ પ્રકારની સમાનતા પ્રાપ્ત થાય છે. એ પણ એ વિષયના અનેક વિચારથી સિદ્ધ થાય તેવું છે. ને વિશેષે કરી આ રીતે કે ઘણાક માણસો પોતાની પદવીને માટે વાસ્તવિક રીતે પોતાની બુદ્ધિનો ઉપકાર માને છે, પણ અદ્યાપિ કો-

ધએ એ રીતિની પ્રતિરીતિ ગ્રહણ કરી પોતાની બુદ્ધિ માટે પોતાની પદવીનો ઉપકાર માન્યો નથી. જ્યારે લીઓનાર્ડો ડી વીન્સી મરી ગયો, ત્યારે એના રાજાએ કહ્યું કે "હું હજારો અમીર બનાવી શકીશ, પણ એક લીઓનાર્ડો મારાથી થશે નહિ;" એમજ સીસ-રોએ એક ભ્રષ્ટ થએલા કુલીનને કહ્યું કે "હું મારા કુલમાં પ્રથમ છું, પણ તું તો તારામાં છેલ્લો છે." અને એના સમયથી, જે લોકો માત્ર પોતાના કુલનુંજ અભિમાન રાખતા હોય, તેમને બટાટા સાથે સરખાવવાનો રિવાજ પડેલો છે, તેમના વિષે જે શુભ છે તે બધું જમીનમાં જ હોય છે. એ ઘણું કરીને વાજબીજ થયું છે, કે એવાને પદવી ઉતરી આવેલી છે, કેમકે તે પોતે તો પદવીએ ચઢી શકે તેમ છેજ નહીં.

( ચેસ્ટરફિલ્ડનાં ઉપદેશ વચન )

---

# મિત્ર.

---

મિત્ર માત્ર બે અક્ષરનો શબ્દ છે, પણ તેની ગંભીરતા સીમા વગરની છે. જે રસ માતામાં છે, તે રસ પિતામાં નથી, જે રસ પિતામાં છે તે રસ માતામાં નથી, જે રસ ભાઇઓમાં છે, તે અ-ન્યમાં નથી, તેમ જે રસ સ્ત્રીમાં છે તે ઉપરનાં ત્રણે કરતાં જૂદોજ છે; પણ મિત્ર એ વસ્તુ એવી છે, કે તે કોઈ સમયે માતાની પેઠે માયા દેખાડે છે, કોઈ સમયે પિતાની પેઠે હિતોપદેશ દેછે, કોઇ સમયે સોદર ( સગા ) બંધુઓની પેઠે સહાયતા કરે છે, અને કોઈ સમયે તો આપણું મન હઠથી આગ્રહી થઇ ગયું હોય ત્યારે શું કરવું યોગ્ય છે, તે વિષે પતિવ્રતા સ્ત્રીની પેઠે સ્નેહપૂર્વક સરલ અને સરસ રીતિથી પ્રાર્થના કરે છે. આપણાં શાસ્ત્રોમાં ત્રણ પ્રકારના ઉપદેશ લખ્યા છે. રાજોપદેશ, બાંધવોપદેશ અને કાંતોપદેશ. વેદનો ઉપદેશ એ રાજોપ-દેશ જેવો છે, મહાભારત, રામાયણ અને પુરાણોનો ઉપદેશ એ બાંધ-વોપદેશ જેવો છે અને કાવ્ય નાટકાદિનો ઉપદેશ અને અભિ-પ્રાય કાંતોપદેશ જેવો છે. જે અભિપ્રાય વેદ, પુરાણો અને ઇતિહા-સોમાં હોય છે, તેજ અભિપ્રાય કાવ્યો કહે છે, પણ તે એવો રસ,

એવી મધુરતા અને એવી અલંકારની ચમત્કારિક યુક્તિથી કહે છે, કે સાંભળનારના મનમાં અલૌકિક અસર થયા વિના રહેજ નહીં. એટલાજ માટે કાવ્યોપદેશને કાંતોપદેશ સરખો ગણ્યો છે. જો કે કાંતોપદેશ બીજાથી થવો અશક્ય છે, તોપણ સન્મિત્રો તેવે પ્રસંગે કાંતોપદેશ દેવા પણ ચૂકતા નથી. એટલુંજ નહીં પણ કાંતોપદેશ એ પોતાનું ( મિત્રનું ) કામ નહીં છતાં એવો સરસ કરે છે, કે કુલીન કાંતાઓથી પણ ભાગ્યેજ થઇ શકે એમ કહીએ તો વધારે પડતું નથી. પ્રાચીન મહા પંડિતોએ જે નિયમ બાંધ્યો છે તે આપણે માન્ય રાખવો જોઇએ, તોપણ મને એવો નિશ્ચય છે, કે તેઓએ કાંતોપદેશને ઠેકાણે મિત્રોપદેશ લખ્યો હોત તો વધારે ઘટીત હતું. આ ઉપરથી એમ તો સિદ્ધ થાય છે કે માતા, પિતા, બાંધવ અને સ્ત્રીનો રસ મિત્રમાં આવી શકે છે, પરન્તુ મિત્રનો રસ ઉપરના એકેમાં આવી શકતો નથી. મિત્રનું કામ નહીં માતાથી, નહીં પિતાથી, નહીં ભાઇઓથી કે નહીં સ્ત્રીથી થઇ શકે. કેટલાક વિચારો એવા હોય છે, કે જે માયાળુ માતાને કહી શકાય જ નહીં, કેટલાક વિચારો એવા હોય છે, કે પવિત્ર પિતાજીની સેવામાં મેલાયજ નહીં, કેટલાક વિચારો એવા હોય છે, કે સ્નેહી સહોદરને સ્વાધીન કરી શકાયજ નહીં, કેટલાક વિચારો એવા પણ હોય છે, કે જે પોતાની પવિત્ર પતિવ્રતા પ્રિયા પાસે પણ પ્રકટ કરી શકાય જ નહીં. પણ એવા કયા વિચારો જગતમાં છે, કે પોતાના પવિત્ર મિત્રના નિર્મળ હૃદયમાં જેનું યથાસ્થિત ચિત્ર આપતાં આપણું મન ઘડીવાર પણ શંકા ખાય ? મને તો નથી લાગતું કે એવો કાંઇપણ વિચાર હોય. હું તો એમજ માનું છું કે માણસોએ પોતાના પવિત્ર સન્મિત્રને પોતાનું હાલતું, ચાલતું અને બોલતું મૂર્તિમાન હૃદય છે એમ ગણવું. આપણું શું હિત છે અને શું અહિત છે, આપણે શું કરવાનું છે અને શું ન કરવાનું છે, આપણું શું ભૂષણ છે અને શું દૂષણ છે, આ જગતમાં શું સત્ય છે અને શું અસત્ય છે, આપણે કયો માર્ગ ગ્રહણ કરવાનો છે, અને કયો ત્યાગ કરવાનો છે તેનો અને ટુંકામાં સંસારમાં વર્તવાની સર્વ સારી રીતિના સમજણનો આધાર, સુખને સમયે મદથી ઉછૃંખલ ન થઇ જવાનો આધાર અને કષ્ટને સમયે અત્યંત દુઃખના ઘા વાગવાથી બેભાન અને આકુલ વ્યાકુલ ન થઇ જવાનો આધાર ઉપરના બેજ અક્ષરમાં રહ્યો છે. એટલુંજ નહીં પણ

જ્યારે આપણું મનરૂપી મૃગ, વિચિત્ર વિચાર રૂપી વગડામાં રખડી થાકી જાય છે, ત્યારે તેને વિશ્રામ લેવાનું સ્થલ, વિશ્વાસને રહેવાનું ઘર, પ્રિતિરસ રાખવાનું પાત્ર, સુખદુઃખમાં સરખો ભાગ લેનાર અને એકતાનો આરામ સન્મિત્ર સિવાય કોણ થઇ શકનાર છે? કોઇજ નહીં. જુઓ, હવે બે અક્ષરના અર્થમાં કેટલી ગંભીરતા રહી છે! કોઇને મિત્ર કરવો અને કોઇના મિત્ર થવું તેમાં કેટલું કામ છે તે સારી પેઠે વિચારવાનું છે. ઘણું કરીને જેને મિત્ર શબ્દથી બોલાવીએ તેવા મિત્રો ઘણા વિરલા હોય છે. એવા મિત્રની સંપત્તિથીજ પ્રાચીન રાજાઓ પ્રખ્યાત થઈ ગયા છે. એવા મિત્રોની સહાયતાથીજ મહાત્માઓ મહાન્ ગણાયા છે. ચંદ્રાપીડ જેવા ધીર અને વીર રાજાએ એવાજ મિત્રને માટે પોતાના પ્રાણ છોડયા છે. ઋતુધ્વજ રાજાએ એવાજ મિત્રની મિત્રતાથી પોતાની મરણ પામેલી પ્રિયા મદાલસા પાછી મેળવી છે. વળી પ્રાચીન લોકો કહી ગયા છે, કે "પશુધન એ ધનજ ન ગણાય. દ્રવ્ય એ અરધું ધન ગણાય છે, ધાન્ય એ ખરૂં ધન ગણાય છે, પણ વિદ્યા, પૃથ્વી અને સન્મિત્ર એ ત્રણ તો અતિ ધનમાં ગણાય છે."

મહામહોપાધ્યાય શંકરલાલ માહેશ્વર.

---

# મિત્રતા.

---

યુવાન પુરૂષોમાં ઘણું ખરૂં મનમાં આવે તે કહી દેવાની ટેવ હોય છે. જેથી કરી લુચ્ચાઇમાં પાકા થએલા માણસોનો તેઓ બિચારા ભોગ થઇ પડે છે. કોઇ લુચ્ચો માણસ તેમને કહેશે, કે હું તમારો મિત્ર છું, તો ખરેજ તેને ખરો મિત્ર ગણે અને ક્ષણિક મિત્રતાના વચનથી તેમાં વગર વિચારે બેહદ વિશ્વાસ રાખે, તેથી પોતાને હંમેશાં નુકસાન થાય એટલુંજ નહીં પણ ઘણી વખત નાશકારક પરિણામ નીપજે. આવી મોઢે બોલીને દર્શાવેલી મિત્રતાથી સાવધ રહેવું. તેવા મિત્ર આવે ત્યારે તેમને ઘણી સલુકાઇથી મળવું, પણ તેમના બોલવામાં કાંઇ ભરોંસો રાખવો નહીં. તેમની જોડે વાતચીત કરવી પણ વિશ્વાસ રહિત. પહેલીજ મુલાકાતમાં અથવા થોડાક ઓ-

જખાણુમાં લોકો મિત્ર થઇ જાય છે, એવું કદિ ધારતા નહીં. ખરી મિત્રતા તો હળવે હળવે થાય છે, અને અન્યોન્યના ગુણનું જ્ઞાન થયા વગર તે મિત્રતા વૃદ્ધિ પામીને કદિ પક્વ થતી નથી.

યુવાનોમાં વળી એક જાતની નામની મિત્રતા હોય છે. તે મિત્રતા તેટલી વખત તો ખરેખરી હોય છે પણ સારા ભાગ્યે લાંબીવાર ટકતી નથી. અચાનક એકઠો સમાગમ થયાથી અને વ્યસન તથા વિષયના એક રસ્તામાં પડવાથી આવી મિત્રતા એકદમ બંધાઇ જાય છે. ધન્ય છે આ મિત્રાચારને ! તે પણ વળી આસક્તિ અને વ્યસનથી દૃઢ થએલી !

આવી મિત્રાચારી તો નીતિ અને ઉચ્ચ રીતભાત વિરૂદ્ધ કેવળ તરકટજ છે. અને તેવા મિત્રોને ન્યાયાધીકારીઓએ શિક્ષા કરવી જોઇએ.

આવા નીચ સંબંધને મિત્રતાનું નામ આપવું એ શું તેમની એવકુફાઇ અને અજ્ઞાન નથી ? ખોટા કામમાં ખરચવાને એક બીજાને નાણાં ધીરે છે. પોતાની દુષ્ટ મતલબ સાધવાને માટે બચાવ કરવાના અને સામા થવાના કજીઆમાં તેઓ ઉભા રહે છે. એકમેક તેઓ જાણતા હોય તેટલું બધું અને ન જાણતા હોય તેટલું જુઠું પણ કહી દેછે. કાંઇક વાંધાથી તુર્ત ભાઇબંધાઇ તુટી જાય છે, અને જાણે કોઇ વાર મળ્યા ન હોય એમ એક બીજાને કોઇ સંભારતું નથી, અને સંભારે છે તો આ યોગ્ય વિશ્વાસ પોતે મૂકેલો હોય અગર પોતામાં મૂકાયલો હોય તેને હસી કહાડવાને અગર તેનો ઘાત કરવાને પ્રસંગેજ. વળી જે વાત સાધારણ રીતે કહેવાથી પણ શક્ય માલમ પડે તેવી વાતને તમારા મનમાં ઉતારવાને કોઇ સમ ખાઇને તથા ખાતરીથી ભાર દઇને કહે, ત્યારે તમારે જાણવું કે તે તમને ઠગવાને આવ્યો છે. અને એ વાત તમારા મનમાં ઉતારવામાં એને કાંઇ નફો છે. નહીં તો તે એટલી બધી યુક્તિ કરે નહીં.

મિત્ર અને સોબતીમાં ઘણો ફેર છે, એ વાત લક્ષમાં રાખવી. કેમકે ઘણો બળતાવડો અને સભ્ય સોબતી ઘણો અયોગ્ય અને નુકસાન કરે એવો મિત્ર થઇ પડે, અને ઘણી વખત તો થાય છેજ. તમારા મિત્ર વિષે લોકનો જેવો અભિપ્રાય હશે તેવોજ તમારા વિષે તેઓના મનમાં આવશે. સ્પેન-દેશની એક કહેવત છે કે “ તમે

કોની સાથે રહો છો તે મને કહો તો, હું તમને કહું કે તમે કેવા છો." કોઇ માણુસ લુચ્ચાની અથવા નાદાનની મિત્રતા કરે ત્યારે સામાના મનમાં સહજ આવે કે તેને કોઇ દુષ્ટ કામ કરવાનું છે. અથવા તેવું કામ કર્યું હશે એને સંતાડવાનું છે. તમારે તો એટલી સાવચેતી રાખવી કે ખળ અને મૂર્ખની દોસ્તીમાં પડવુંજ નહીં, ખળ અને મૂર્ખની સંખ્યા વધારે હોય છે. તેવાઓની સાથે તકરાર કે દોસ્તી કરવા કરતાં, હું તો તેમનાથી નિર્ભયપણે અલગ રહેવાનું વધારે પસંદ કરૂં. તમે તેમના અવગુણુ અને મૂર્ખાઇનો ધિક્કાર ઉઘાડી રીતે બેલાશક બતાવો, પણુ તેથી તમને તેઓ પોતાની જાતના દુશ્મન છે એવું ગણુવાના નહીં. તેમની મૈત્રી કરતાં દુશ્મનાઇ ઓછી નુકસાનકારક છે. અંતરમાં તો સાધારણુ રીતે બધાની જોડે પડદો રાખીને કામ કરવું, પણુ મોઢે બધા જોડે ખુલાસેથી બોલવું. કેમકે દીલરખા દેખાયાથી આપણે ઘણા અણુગમતા થઇએ છીએ. તેમ દીલ સ્પષ્ટ દેખાડી દીધાથી પણુ ઘણું નુકસાન થાય છે. મધ્યમ ગુણુ સારો. ઘણા જણુ સાધારણુ બાબતો સંબંધે પણુ દિલરખા હોય છે. જ્યારે ઘણા જણુ તો હોય તે બધું—કહેવાનું ને નહીં કહેવાનું—મૂર્ખાઇમાં બકી જાય છે.

ચેસ્ટરફિલ્ડનાં ઉપદેશ વચન.

---

## ઉદ્યોગ.

---

ઉદ્યોગનો અર્થ સદુદ્યોગજ સમજવાનો છે. ઉદ્યોગની ટેવ બાળપણુથીજ પાડવી જોઇએ. ઉદ્યોગથી ગમે તેવું મુશ્કેલ કામ પણુ મનુષ્ય કરી શકે છે. ઉદ્યોગના વગર કાંઇપણુ પ્રાપ્ત કરી શકાતું નથી. ઉદ્યોગ એજ આપણું જીવન છે એવું ઇશ્વરે નિર્માણુ કરેલું છે. જીવનને આવશ્યક કોઇપણુ પદાર્થ એવો નથી કે તે ઉદ્યોગ વગર પ્રાપ્ત કરી શકાય. ઉદ્યોગ કર્યા વગર મનુષ્યે પ્રારબ્ધ પર આધાર રાખવો એ ખરેખરી મૂર્ખાઇ છે. બને તેટલો ઉદ્યોગ કરી ફલ માટે ઇશ્વર પર આધાર રાખવો એજ આપણું કર્તવ્ય છે. ફળની અપેક્ષા વગર કર્મ કર્યા કરવું એજ આપણો ધર્મ છે. નિષ્કામ ભક્તિ જેમ સર્વ

ભક્તિમાં શ્રેષ્ઠ છે તેમ નિષ્કામ ઉદ્યોગ એ સર્વ કર્મોમાં શ્રેષ્ઠ છે. તેને લક્ષ્મી શોધવી પડતી નથી, લક્ષ્મી તેને શોધતી આવે છે. દૈવ જ બળવાન્ છે એમ કહેનારા માત્ર કાપુરૂષોજ છે. ગમે તેટલાં વિઘ્નો આવે તોપણ તેનાથી હારી ગયા વગર કાર્યનો નિર્વાહ કરવો એ ઉત્તમ પુરૂષનું લક્ષણ છે, ને તે ઉદ્યોગી પુરૂષજ કરી શકે છે. એ ખરી વાત છે કે કેટલીક વાર ઉદ્યોગ કર્યા છતાં પણ ઇષ્ટ ફળ પ્રાપ્ત થતું નથી. એવે સમયે દૈવ, પ્રારબ્ધ, કે આસપાસના સંજોગ ઉદ્યોગથી બળવત્તર થાય છે એમ કહેવું પડે છે. પરન્તુ આપણું કર્તવ્ય તો ઉદ્યોગ કરવાનુંજ છે. ઉદ્યોગ કરી સર્વ ઇશ્વરાર્પણ કરવું ને ફળની અપેક્ષા પણ ન રાખવી એજ ઉત્તમ નીતિ છે અને એજ પ્રમાણે ગ્રહણ કરવી જોઇએ. ઉદ્યોગમાં જ આરોગ્ય અને ધર્મ રહેલાં છે. જેવું આરોગ્ય ઉદ્યોગી પુરૂષ ભોગવે છે તેવું નિરૂદ્યોગી ભોગવતો નથી. ઉદ્યોગથી કદિ પણ હાનિ થતી નથી. આળસથી શરીરમાં અને મનમાં અનેક પ્રકારના વ્યાધિ અને આધિ ઉત્પન્ન થાય છે. આપણું મન ક્ષેત્ર જેવું છે. તેમાં ઉદ્યોગથી સારા વિચારોનાં બી રોપીશું તો સારાં ફલ થશે, પણ આળસથી ગમે તેવા કુવિચારો ઉત્પન્ન થવા દઇશું તો ફળ પણ તેવાંજ થશે એ સ્પષ્ટ છે. શરીર આળસુ રહી શકે છે, પણ મન કદાપિ આળસુ રહી શકતું જ નથી. એ હમેશ યાદ રાખવું. મન ઘણું ચંચળ એટલે અસ્થિર છે. વિદ્યુદ્વેગથી પણ તેની ગતિ ઘણી વિશેષ છે. એક પળમાં મનમાં દૂર દૂરના, આ દુનીઆના ને પેલી દુનીઆના, વિચારો આવે છે. મનને વશ કરવું આજ કારણથી બહુ કઠણ છે. અભ્યાસ અને ઉદ્યોગથી જ મન વશ થઇ શકે છે. દુર્વાસનાનો નાશ કરી સારા ધાર્મિક વિચારો ઉદ્યોગથીજ ઉત્પન્ન થઇ શકે છે. ઉદ્યોગી પુરૂષ જેવી ધર્મ નીતિ સાચવે છે અને જેવાં ઇશ્વરપ્રિય કર્મો કરે છે, તેવાં બીજાથી થતાં નથી. એટલાજ માટે ઉદ્યોગમાંજ ધર્મ સમાયલો છે એમ કહ્યું છે.

બુદ્ધિમાન્ પુરૂષ બુદ્ધિ બળપર વિશ્વાસ રાખી ઓછો ઉદ્યોગ કરે કે ઉદ્યોગનો તિરસ્કાર કરે તો અન્તે તેને માલમ પડશે, કે સાધારણ બુદ્ધિવાળા પણ ઉદ્યોગી પુરૂષથી તેનો પરાભવ થાય છે. બુદ્ધિમાન્ પુરૂષ એમ સમજે છે, કે બુદ્ધિના પ્રભાવથીજ મને સર્વ પ્રાપ્ત થશે તો તેમાં તેની મોટી ભૂલ છે એમ તેને જણાયા વિના રહેશે

નહીં. ઉદ્યોગ વગર કાંઇપણ પ્રાપ્ત થવાનું જ નથી એમ તેણે સમજવું જોઇએ. નાનાં કામમાં ઉદ્યોગ કરવાથી પુરૂષ મોટાં કામ કરવા સમર્થ થાય છે. ઉદ્યોગથી શું શું સાધ્ય થાય છે, તે જોઇ આશ્ચર્ય ઉત્પન્ન થયા સિવાય રહેતું નથી. પ્રાચીન ગ્રંથકારો જે મોટા મોટા ગ્રંથો લખી ગયા છે તે જોઇ આપણે વિસ્મય પામીએ છીએ; પણ એ સર્વનું રહસ્ય ઉદ્યોગમાંજ રહેલું છે. દરરોજ ત્રણ ત્રણ કલાક મુસાફરી કરવાથી સાત વરસમાં પૃથ્વીનું પરિક્રમણ થઇ શકે છે. વ્યવસ્થિત ઉદ્યોગ આમ સુમહત્ કાર્યો કરવાને પણ મનુષ્યને શક્તિમાન્ કરી શકે છે.

એ પણ યાદ રાખવું કે વ્યવસ્થા વગરનો ઉદ્યોગ તે ઉદ્યોગજ નથી. માત્ર ગમે તે કાંઇ કરવામાં મનને રોકાયલું રાખવાથી કંઇ લાભ નથી. આળસનાં દુષ્ટ પરિણામોમાંથી બચવાને માટે અને પોતે ઉદ્યોગી છે એમ મનને આશ્વાસન આપવા માટે કંઇ પણ યોજના કે ઉદ્દેશ વગર જે તરફ મન દોડે તે કામ કરવાને ઉદ્યુક્ત રાખવું એ વ્યવસ્થિત ઉદ્યોગ નથી, ને એથી કંઇ લાભ નથી. માત્ર આળસથી થતી હાનીમાંથી બચે છે, એટલોજ લાભ છે. વિશેષ નથી. માટે પ્રયોજનને ઉદ્દેશીને વ્યવસ્થાપૂર્વક ઉદ્યોગ કરવો એજ આપણું કર્ત્તવ્ય છે.

જે ઘણો ઉદ્યોગી છે તેને હરકોઇ કામ કરવા માટે અવકાશ મળે છે. તે વ્યવસ્થા પૂર્વક કામ કરે છે, તેથી પોતાના વખતના વિભાગો કરે છે અને તેમાં જે કંઇ કરવું હોય છે તેની ગોઠવણ કરે છે. આથી તે ધારેલું કામ કરી શકે છે ને વળી અવકાશ પણ મેળવે છે. સત્પુરૂષોનો વખત કાવ્ય વિનોદમાં અને શાસ્ત્ર વિનોદમાં જાય છે અને મૂર્ખોનો વ્યસનમાં, નિદ્રામાં અને કલહમાં જાય છે— આ વચન યથાર્થજ છે. સેનેકા નામનો રોમન તત્વજ્ઞાની પોતાના મિત્રને પત્રમાં ખાત્રી કરી આપે છે, કે એવો એક પણ દિવસ ગયો નથી કે તેમાં મેં કાંઇ પણ લખ્યું ન હોય કે કોઇ સારા ગ્રન્થકારનો ગ્રંથ વાંચી તેનો સાર ન કાઢયો હોય. ઉદ્યમથીજ ઉત્કૃષ્ટતા પ્રાપ્ત કરી શકાય છે. એવો અભિપ્રાય એટલો બધો વ્યાપક છે, કે આળસુઓને 'મૂર્ખ' એવી યોગ્ય સંજ્ઞા સર્વત્ર આપવામાં આવે છે. ઉદ્યોગી પુરૂષને આ પ્રમાણે વ્યવસ્થાપૂર્વક કામ કરવાથી અવ-

કાશને માટે ફરીઆદ કરવાનો પ્રસંગ આવતો નથી. લ્યુથરને ધર્મ સુધારાના ઉપદેશ માટે ઘણી મુસાફરી કરવી પડી હતી, અને અતિશય મંથન કરવું પડયું હતું. તેમ છતાં પણ વ્યવસ્થા પૂર્વક ઉદ્યોગ કરવાની ટેવને લીધે તેને 'બાઇબલ' નું ભાષાન્તર કરવાનો વખત મળ્યો ને તે કામ તેણે ઘણું સંપૂર્ણતાથી કર્યું. આ કામ તેણે આટલા બધા વ્યવસાયમાં પણ શી રીતે કર્યું તે તેના પોતાનાજ પત્ર ઉપરથી સહજ સમજાય છે. તે કહે છે, કે "એક પણ દિવસ એક કવિતાનું ભાષાન્તર કર્યા વિના જતો નહીં." આ રીતે તેણે સમગ્ર ગ્રન્થનું ભાષાન્તર કર્યું. ડીમોસ્થનીસ નામના ગ્રીકવક્તાએ થ્યુસીડાઇડીસના ઇતિહાસની પોતાને હાથે આઠવાર નકલ કરી હતી. તેનું કારણ તે ઇતિહાસકર્તાની ભાષાશૈલીનો સંપૂર્ણ પરિચય મેળવવો એજ હતું. તુર્ક અને સ્પેનીશ લોકોમાં કહેવત છે તેમાં ઘણું સત્ય છે. તે આ પ્રમાણે છે–"ઉદ્યોગી પુરૂષને માત્ર એક સેતાન હેરાન કરે છે, પણ આળસુને હજાર સેતાનો હેરાન કરે છે. "માણસોને સાધારણ રીતે સેતાન લલચાવે છે; પણ આળસુ સેતાનને લલચાવે છે એ નિશ્ચિત છે." દરરોજ ઉદ્યોગ કરવાની ટેવ કેળવવાથી દુર્વાસના, દુષ્કર્મ કરવાની લાલચો, અને દુષ્ટ વિકારોથી મન દૂર રહે છે. આજ કારણથી કહ્યું છે, કે ઉદ્યોગમાં ધર્મ સમાયલો છે.

## સ્વાભિમાન.

ગર્વ—અતિશય ઊંચો વિચાર—અને દીનતા—અતિશય નીચો વિચાર—એ બેની વચ્ચે સ્વાભિમાન રહેલું છે. ગર્વિષ્ટ પુરૂષ પોતાની શક્તિઓ વિષે ઘટે તેથી વધારે ઊંચો અભિપ્રાય બાંધે છે. આથી છેવટે દુઃખ અને હાનિ ઉત્પન્ન થાય છે. કેમકે પોતાની શક્તિ બરાબર કેળવવા તરફ દુર્લક્ષ થવાથી ગેરલાભ થાય છે અને પરાજય પામવાથી દુઃખ ઉત્પન્ન થાય છે. એથી ઉલટું, પોતાની શક્તિને વિષે અવિશ્વાસ હોયતો તેથી પણ અનિષ્ટ પરિણામ નીપજે છે. જેમ ગર્વથી મનુષ્ય પોતાની શક્તિને વિષે અયોગ્ય–વિશ્વાસ રાખે છે અને તેથી તેને કેળવવા કે સુધારવા પ્રયત્ન કરવામાં શિથિલ થાય છે,

તેમ અવિશ્વાસથી કંઇ પણ સારૂં કામ કરી શકતો નથી. પોતે શક્તિમાન્ છે છતાં અવિશ્વાસથી તેની શક્તિઓ મંદ થાય છે, તે કોઇ મોટું કામ માથે લેતો નથી; કેમકે તેનામાં શક્તિ છે છતાં નથી એમ તે અવિશ્વાસથી ધારે છે. આ પ્રમાણે અવિશ્વાસ તેમજ અતિ વિશ્વાસ બંને અનિષ્ટ છે. સ્વાભિમાન એ બેની વચ્ચે રહેલું છે. ગર્વ અને ઉદ્ધતાઇ જેમ નિંદ્ય અને હાનિકારક છે, તેમ ખુશામદ કે હાજીહા પણ તેવીજ નિંધ અને હાનિકારક છે. સ્વાભિમાન મધ્ય વૃત્તિ છે તેથી ઉત્તમ છે. અવિવેક કે અતિ–વિવેક વર્જ્ય છે. યોગ્ય વિવેકજ ગ્રાહ્ય છે, એ હમેશ યાદ રાખવું. ઘણાકને આનું ભાન નથી. તેઓ ઘણીવાર બેમાંથી એક છેડોજ પકડે છે. વિવેક દર્શાવે છે, તો તે અતિવિવેક થઇ ખુશામદનું સ્વરૂપ ધારણ કરે છે. કેવા વર્તનમાં ને કેવા વખાણમાં અવિવેક રહેલો છે તેનું તેમને ભાન નથી. તેમણે હમેશાં યોગ્ય મર્યાદામાંજ રહેવું જોઇએ, કે તેથી યોગ્ય વિવેક અને સ્વાભિમાન સચવાય. પૂજ્યવર્ગ તરફ હમેશ ઉંચી ભાવના રાખવી અને તેનો યોગ્ય સત્કાર કરવો એ મનુષ્ય માત્રનો ધર્મ છે; પરન્તુ એ ધર્મમાં કાંઇ નીચતાથી વર્તવાની જરૂર નથી. પૂજ્ય પુરૂષોને પોતાનો ધર્મ બરાબર બજાવીને જ રાજી રાખવા.

આનો અર્થ એમ પણ ન સમજવો કે વિવેકની મર્યાદાનો અંશે પણ ત્યાગ કરવો ઇષ્ટ છે. વિવેકની મર્યાદા લેશમાત્ર પણ ઓળંગવી નહીં, તેમજ અતિદીન કે કૃપણ વર્તન રાખવું નહીં; એનું નામ સ્વાભિમાન. એ વૃત્તિ દરેક માણસમાં હોવી જોઇએ અને તેણે બાળકમાં પણ કેળવવી જોઇએ. આ ઉપરથી સમજાયું હશે, કે સ્વાભિમાન કાંઇ વિવેક કે નમ્રતાથી લેશ પણ વિરૂદ્ધ નથી. ઉલટું, સ્વાભિમાન વિવેક ઉત્પન્ન કરે છે. જેને પોતાને વિષે યોગ્ય અભિમાન છે તેને અન્યને વિષે હોય એ સ્વાભાવિક છે; માટે જ સ્વાભિમાની વિવેકી હોય છે. જેમ તે પોતાની તરફ અન્યની ઉદ્ધતાઇ સહન કરતો નથી, તેમ તે અન્ય તરફ પણ ઉદ્ધતાઇ દર્શાવતો નથી. પોતાની તરફ અન્ય-પુરૂષની દીનવાણી કે દીન વિચાર જેમ તેને પ્રિય નથી, તેમ તે અન્ય તરફ એવું વર્તન દાખવતો પણ નથી. પ્રત્યેક પુરૂષની યાચના કરવી એમાં તે સ્વાભિમાનનો લોપ સમજે છે, તેથી તે એ માર્ગે કદિ પણ જતો નથી. હરિએ એક કાવ્યમાં ચાતકને ઉપદેશ કરી વાચકોને સૂચવ્યું છે, કે જેને જેને તમે જુઓ

તો તે પ્રતિ દીનવચન મા વદો, અર્થાત્, નીચી યાચના મા કરો. આ ઉપરથી સમજાશે, કે સ્વાભિમાનનું ખરૂં સ્વરૂપ જાણવું અને તે ગ્રહણ કરવું આવશ્યક છે. સ્વાભિમાનમાં બે બાબતો સમાયલી છે. પ્રથમ તો માન મેળવવા જરૂરના-ગુણો પ્રાપ્ત કરવા અને પછી એ ગુણો પ્રાપ્ત થયાથી કેવું વર્તન હોવું જોઇએ તેનું જ્ઞાન હોવું. માન મેળવવા માટે કયા કયા ગુણોની જરૂર છે તે જાણવું અઘરૂં નથી; કેમકે જે ગુણોને લીધે આપણે અન્યને માન આપીએ છીએ તે ગુણો મેળવવા જોઇએ એ તરત સમજાય છે.

રા. બા. કમળાશંકર.

---

સ્વ. દોલતરામ.

# સેવા સંસ્મરણ.

---

સત્વવર્મા—મહારાજ અમરસત્ર, દીન દુઃખ નિવારણ કરવામાં તમે સદા તત્પર છો, સ્વાર્થ તમે સમજ્યા નથી, સૂર્ય પણ સમયે રાહુગ્રસ્ત થાય છે, તમારૂં શૌર્ય કોઇ વેળા કશાથી ગ્રસ્ત થયું નથી-થવાનું નથી. નિરંતર આત્મસમર્પણ કરી અમરસત્ર નામ તમે અન્વર્થ કર્યું છે. અને તેમ કરી મહારાજાધિરાજ સિદ્ધરાજની અનન્ય પ્રીતિ તમે સંપ્રાપ્ત કરી છે. તો યોગ્ય વર જાણી પોતાની તેજોમયી ગુણવતી આનંદદાયિની અને ઉપશમની અધિષ્ટાત્રી એકની એક નંદિની અચલા સત્યકીર્તિને મહારાજાધિરાજ તમને કન્યાદાનમાં આપે છે તે સ્વીકારો.

અમરસત્ર—( આશ્ચર્ય દેખાડતો સલજ્જ થઇને ) આ શું ? મારા ઉપર આટલો બધો ઉપકાર ? ( અચકાય છે )

ધર્મપાળ—મહારાજાધિરાજની આજ્ઞા સ્વીકારો, વયસ્ય.

અમરસત્ર—આતે આજ્ઞા કે દયા ? કૃપાનાથના આ પારિતોષને હું પાત્ર છું ?

વિદ્યાધર—( અમરસત્રને કાનમાં ) લક્ષ્મી ચાંલ્લો કરવા આવે છે ને વાર શાની કરો છો ? જાઓ લ્યો દાન. નહિતો રહેશો કુંવારા.

સત્વવર્મા—અમર, ત્હારી પરીક્ષા તને નથી. કૌસ્તુભની પરીક્ષા સર્વદર્શી કૃષ્ણ પરમાત્માને હતી. પરાર્થે સત્ર સમર્પણ કરનારનેજ સત્યકીર્તિ વરે છે; માટે મહારાજાધિરાજની આ કૃપાનો અંગિકાર કર.

અમરસત્ર—જેમ આજ્ઞા. ( ઉઠીને નમિત વદને મહારાજાધિરાજ પાસે જાય છે, એટલે રાજા અમરસત્રના હાથમાં સત્યકીર્તિનો હાથ મૂકે છે. જયજયના શબ્દ થાય છે. વાદિત્ર વાગે છે, બંધુકના ભડાકા થાય છે અને નેપથ્યમાં નીચે પ્રમાણે મંગળ પાઠ બોલાય છે. )

**શાર્દુલવિક્રિડિત.**

ઇચ્છાથી સ્રજી આ સમષ્ટિ, સ્થિતિમાં રાખી, કરે છે લય,
" **सच्चिद्रुप** " અનાદિ અક્ષર અને આનંદનું આલય,
પામે પાર ન યોગ સાંખ્ય શ્રમથી, તર્કો થયા જ્યાં અલમ્
તે સાક્ષી પરબ્રહ્મ આ યુગલનું " **कुर्यात् सदा मंगलम्.** "

( એ રીતે મંગલ પાઠ થઈ રહ્યા પછી )

સિદ્ધરાજ—પુત્ર અમરસત્ર, પરસ્ત્રીનું રક્ષણ કરનારને સ્વસ્ત્રી સાચવાનું કહેવું એ તો અયોગ્ય છે; સર્વ જગત્ પ્રાણિ માત્ર ઉપર પ્રીતિ રાખનારને વધૂ ઉપર વ્હાલ રાખવાનું શિક્ષણ પણ અસ્થાને છે. પવિત્ર સત્યકીર્તિના ગુણના કથનમાં તારી ગુણજ્ઞશક્તિને દોષ આવે છે. તો હવે કન્યા આપી તને એટલુંજ કહું છું કે—

( વસંતતિલકા )

મિથ્યા સ્વકલ્પિત સુકીર્તિ–પ્રસાદ માટે,
મિથ્યા મથે સતત જીવ અનેક ધાટે,
આભાસ નશ્વર સટે બનતા પતંગ,
તું સત્યકીર્તિ પરણ્યો કરી ધર્મસંગ.
(પણ) જે

( શાર્દૂલવિક્રીડિત )

શુદ્ધાન્તઃકરણે પ્રસન્ન વદના શાન્તા સદા નંદિતા,
પ્રજ્ઞા જ્ઞાનપ્રકાશિતા દૃઢ વ્રતા સૌહાર્દથી મંડિતા.
સત્સંકલ્પવતી મહા સુકૃતમાં મગ્ના રમાડી રમે,
જીવન મુક્તિ ઋતા ઋતંભર સુતા સાક્ષાત્ તને જો નમે.

અમરસત્ર—પિતાજી, શું કહું ? પરંતુ,

( શિખરિણી. )

કૃપાથી સત્કીર્તિ કરગ્રહણ કીધું ઉમળકે,
હઠે પૂરા પ્રેમે હૃદય–ફલકે ધારૂ ચટકે,
શિરે આજ્ઞા ધારૂ સુતનુ કુલજા પ્રીતિ વધવા,
બતાવું તેજસ્વી અધિકતર આ સ્નિગ્ધ સધવા.

સંધિરાજ—યથાર્થ છે, આજ સુધી કુમારિકા રહેલી સત્યકીર્તિ તમારા જેવા યોગ વરને પામીનેજ સધવા થઇ છે.

( રોળાવૃત્ત. )

ધર્મ સત્યનો સંગ વાસના ઉચ્ચ પ્રસરજો,
સંધિ સત્ત્વ સંબંધ ઇષ્ટ ગુણગાન શીખવજો.
આપ વસ્તુ–યાથાર્થ્ય કૃપાથી મનમાં ધરજો,
કીર્તિ માલતી કલિ યોગ્ય આ મધુકર કરજો.

સિદ્ધરાજ—તથાસ્તુ, પુત્ર હવે તમે ઉભય ઉચિત આસને બેસો.
( સુભદ્રા ને ધર્મપાળની પાસે બન્ને જણા બેસે છે. )

સત્ત્વવર્મા—મહારાજ સંધિરાજ, સજ્જનના રક્ષણાર્થે આપનો ભગીરથ શ્રમ જોઇ મહારાજા પ્રસન્ન થયા છે. અપમાન વેઠી, કષ્ટ સહી, દૈન્ય ધરી, કેવળ પરાર્થે, આપે ચંદનવૃક્ષસમ ગળે સર્પ વીંટાળ્યા, માથે મર્કટ કુદાવ્યા, અને અંગ ઘસાવ્યાં. એવી આપની ઉદાર વૃત્તિને ઉચિત સ્થાન કોશાધ્યક્ષનું છે, તે પદ મહારાજાધિરાજે આપને સમર્પ્યું છે. જેમ આપના દેહનો તેમજ રાજ્યલક્ષ્મીનો પણ સદ્વ્યય કરજો. ( પારિતોષ આપે છે. )

સંધિરાજ—( પારિતોષ લેતો લેતો. )

( દોહો )

ભૂતને ભવિષ્યમાં નથીજ મ્હારૂં,
વર્તમાનમાં શરીર–શસ્ત્ર ચારૂ,
પરહિતાર્થ ના ઘસાયું હોત લેશ,
મને મારી દેત પ્રેત કેરો વેશ.

તો સ્વાર્થને માટે કરેલી ક્રિયામાં પણ પરાર્થ જોનાર મહારાજની કૃપા વિના આમાં હું તો અન્ય કંઇ જોતો નથી.

વિદ્યાધર—ન દેખતા હો તો આપો મને લક્ષ્મીનું આધિપત્ય.

( સંધિરાજ પારિતોષ લઇ બેસે છે. )

સત્વવર્મા—આર્ય સત્યશાલિન્, આ પ્રપંચ રચનામાં તમે અસંગ રહ્યા છો. કેવળ નિઃસ્પૃહ રહીને તમે માત્ર સત્યનીજ સેવા કરી છે. વળી સ્થિતપ્રજ્ઞ છો, માટે મહારાજાધિરાજ આપને ન્યાયાધિશનું પદ આપે છે, તે સ્વીકારો. ન્યાયાસન બેસી સુજનને અભય, દુર્જનને દંડ અને પ્રજાને સંતોષ આપજો.

( પારિતોષ આપે છે. )

સત્યશીલ—( પારિતોષ લેતો લેતો )

( ગીતિ. )

સત્ય શોધવા શકિત, સત્ય પાળવા ધૈર્ય સિદ્ધરાજે,
આપ્યાં છે તો તત્પર, સેવક છે ન્યાય આપવા કાજે.

( પારિતોષ લઇ બેસે છે. )

સત્વવર્મા—મેધાવી અને કરણુદાન ! તમે બન્નેએ પણ આ રાજ્યની સેવા સારી કરી છે. વિષયના પ્રપંચ જોવામાં, તેના યથાર્થ સ્વરૂપનું ભાન કરવામાં, આપણા સૈન્યના ફૂટેલાં સત્વોને વીણી કાઢવામાં, શબ્દ સુરને સાવધ રાખવામાં, તમારૂં કૌશલ અનુપમ છે. તે જોઇ મહારાજાધિરાજ તમો મેધાવીને રાજ્યના કોટવાળ ઠરાવે છે. રાજ્યમાં સળો ન પેસે, પરસ્પર વિરોધ ન થાય, સંપથી અન્યોન્યનું બળ વૃદ્ધિ પામે, ધર્મ્મક્રિયા સતેજ રહે, કલિનો પ્રવેશ ન થાય, અને સુખનો કોટ તુટે નહિ, એ સહુ તમારે જોવાનું છે. કરણુ-

દાન, તમને દશ ગોપુરના અધિષ્ટાતા ઠરાવ્યા છે. બળતા, અંધા, અભાગી, અને નિઃસત્વ વિકારોથી બનેલાં પ્રેત પણ દીનજનને હાસ્યાસ્પદ નથી. માટે રખેને બહિઃપ્રસ્થના સત્વોને અંતઃપ્રસ્થમાં પ્રવેશાવી પાપીમંડળ પ્રજાને રંજાડે નહિ એ વાત ઉપર તમારે લક્ષ રાખવાનું છે.

( પારિતોષ આપે છે. )

મેધાવી અને કરણદાન—

( પારિતોષ લેતા લેતા )

( ઇંદ્રવિજય. )

સર્પતણું વિષ, કામિનીને હઠ, અંગતણો પણ સંપ ધરે છે,
છે ધૃતરાષ્ટ્રનું દુષ્ટ વિષે બળ, દ્રોણ–તનૂજનું વૈર ધરે છે;
નીતિ અને દઢ નિશ્ચય, શુક્ર અને ધ્રુવનો, ગિરિશો બહુ ટેકી,
આપવિના ન પરાજીત થાય, છતાં ધરશું યમ–લેખક નેકી.

( પારિતોષ લેઇ બેસે છે )

સત્વવર્મા—મહારાજ ધર્મપાળ, તમારાં કૃત્ય સુપ્રસિદ્ધ છે, સ્તુતિ અસ્થાને છે. સ્વયંપ્રકાશમાં વર્ણન કેવાં ? ગગનને બીજી ઉપમા હોય નહિ, તેમ આપ તે આપ છો. માટે કૃપા કરી આપનેજ યોગ્ય એવું યુવરાજ પદ મહારાજાધિરાજ આપને આપે છે, તે સ્વીકારો.

( ઉપજાતિ )

જયન્ત પ્રદ્યુમ્ન અને કુમાર, સમાન જાતે ધરમાવતાર,
સદા સુભદ્રા નિજ અંક ધારી, સત્સંગ કલ્યાણ કરો હત્તારી.

ધર્મપાળ—( પારિતોષ લેતો ) મહારાજ,

( ઉપજાતિ )

યોગ સુભદ્રતણો હૃદયમાં હર્ષ ભરે છે,
અમર કીર્તિના લગ્ન મગજને શાન્તિ ધરે છે;
ઘટિત પાત્રનો ઉદય રગેરગ સુખ દે ભારી,
અપૂર્વ નૂતન દયા હવે ક્યાં રાખું ધારી ?

અથવા—

મલિત સત્વ સહુ પળ્યાં દયા શુદ્ધોદક સ્નાને,
સત્ય સત્વ સંપર્ક ચોપડયું ચંદનવાને,

મિષ્ટ સુભદ્રા—દષ્ટિ કંઠ રત્નાવલિ સારી,
આપતણું પુત્રત્વ મુકુટ રહું શીરપર ધારી.

માટે મહારાજાધિરાજની કૃપાનો અંગીકાર કરૂંછું. પરંતુ વિનંતિ એટલી જ કે આત્મદોષ જોવાની અને સુધારવાની શક્તિ આપશો.

સિદ્ધરાજ—અસ્તુ.

સંધિરાજ—( ધર્મપાળને ) મહારાજાધિરાજે તો આપને ભલે વરદાન આપ્યું, પણ આપનામાં દોષનો સંભવજ નથી. ધર્મ દોષ રહિત છે.

ધર્મપાળ—આમ મા બોલો—સંધિરાજ,

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત )

છે દોષકર ચંદ્ર, વાત રવિમાં ચાંચલ્યતા ચંડતા,
પૃથ્વીમાં જડતા, અધોગતિ જલે, રંજે રહે ક્ષીણુતા;
બ્રહ્મામાં અવિવેક, ક્રોધ હરમાં, શક્રે અસૂયા ધરી,
સર્વ વસ્તુ સદોષ સંસ્રતિ વિશે " निर्दोष एको हरिः "
( બેસે છે. )

સત્વવર્મા—યથાર્થ છે, પણ મહારાજાધિરાજાનું આશિર્વચન છે, કે તમે સર્વ

( હિંડી )

ભૃંગી સંગથીજ કીટબને ભૃંગ,
બની કૃષ્ણ, ગોપી, રાખી કૃષ્ણ સંગ,
પામે જ્ઞાની—" અસ્તિભાતિ પ્રિય " સ્વરૂપ,
તમે સિદ્ધ બનો પામી સિદ્ધ ભૂપ.

---

# ધૈર્ય.

---

આપત્કાળમાં મનુષ્ય માત્રને ધૈર્ય એ અભેદ દુર્ગ છે. ધૈર્યના દુર્ગમાં સમાઇ રહેનાર અલ્પ પ્રાણીના પણ શત્રુઓ ઝખ મારે છે. ધૈર્યથી વિપત્તિ વિનષ્ટ થાય છે. ધૈર્યની ઢાલ ધારી આ સંસાર-કૂપના કૂર્મ દુર્દૈવ, દુર્જન કે દુષ્મનના ત્રાસરૂપી પથરાના આઘાત

નહી જેવા કરી નાખે છે. આપત્કાળમાં શોધાતો પુરુષ ધૈર્યથી વધારે સતેજ થાય છે, વધારે મૂલ્યવાન થાય છે. ધૈર્યથી બુદ્ધિ ઉદય પામે છે, તેથી ઉદ્યોગ પ્રકટ થાય છે, તેથી લક્ષ્મી અને કીર્તિ પ્રાપ્ત થાય છે. આ ચારે પાસ કામ ક્રોધાદિ દાવાનલોથી સતત દગ્ધ થતા સંસારવનમાં ધૈર્યરૂપી અક્ષય્ય જળાશયમાં તરનારાઓ અદાઘ રહે છે. આગત વિપત્તિમાં ધૈર્ય તજી શોક પામનાર હાથે કરીનેજ તે વિપત્તિરૂપી વાઘણુના હાથમાં બકરાં થઇ જાય છે. ધૈર્યથી દેવ લોકોએ જળમંથન કરી વિષને પણ ન ગણકારી અંતે અમૃતજ લીધું. સર્વથા ધીર જનની વિપત્તિઓ અસ્થાયીજ હોય છે. રાત્રીના કૃષ્ણ પટલમાં ઘેરાયલો, મહાસમુદ્રમાં પતિત થએલો અને અનેક મેઘાડંબરોથી તિરોહિત થએલો સૂર્ય પૂર્ણ પ્રકાશ પામે છે તે માત્ર ધૈર્યનોજ પ્રતાપ. વિપત્તિમાં ધૈર્ય રાખનાર વિપત્તિને અને તેના નાખનારને હસે છે, તેને ચ્હીડવે છે, તેને મુંઝવે છે.

कदर्थितस्यापिहिधैर्यवृत्तेः
नशक्यतेधैर्यगुणः प्रमार्ष्टुम्
अधोमुखस्यापिकृतस्यवह्नेः
नाधः शिखायातिकदाचिदेव.

---

## સંસારવન.

---

અરે, માયા વિનાના માનવી ? તું કેવો કુટિલ છે ? સંસારની રચના રચાઇ ત્યારથી "જાયું જવાને માટે" એ નિયમાનુસાર એકકે એક મનુષ્યો કાળે કે અકાળે ગત થયાં—અને એકકે અમર રહ્યું નહીં તે જાણીનેયે આ લોભ, આ ક્રોધ, આ કામ, આ ઇર્ષ્યા શાને માટે ? સંસારની એકજ ઘટમાળ રચનાર—અરે, સંસારનો એકંદર વ્યવહાર સમતાથી ચલાવનાર અનેક મનુષ્ય—કારીગરોના અનભિજ્ઞાત મિશ્રણમાં ક્યાંથી આ કલેશ, ક્યાંથી વૈર, ક્યાંથી પ્રપંચ ? ત્હારા પોતાના દેહમાં એક અંગને બીજા અંગ સાથે ક્યાં અરૂચિ છે ? તેઓમાં પરસ્પર કેવો પ્રેમ છે ? અને તે

પ્રેમથી તેઓ મલ, મૂત્ર, કફ, પીત્તથી ભરેલા ક્ષુદ્ર દેહને પણ કેવો ખીલવે છે ? તો પૃથ્વી આદિ પંચમહાભૂતનાં ઉત્તમ પદાર્થોથી ભરેલા આ સંસારને ખીલવવાની વાત ભુલી જઈ તું ત્હારા બીજા અંગ સાથે શીદ કલહ અને કંકાસ કરે છે ? નથી જાણતો કે અંતર્કલહથી ક્ષયનોજ જય થાય છે ? અથવા ત્હારૂં આગવું શું છે ? તું પોતેજ આગવો નથી. તું પોતેજ પોતાનો નથી તો અન્યને ત્હારૂં શીદ માને છે ? ત્હારા બાપને તું બાળે છે, ત્હારો દીકરો તને બાળે છે, એમ પરંપરા વ્યવહાર ચાલે છે છતાંયે કયાં સુધી અને કોને માટે દગા ફટકા રમીશ ? ત્હારૂં જીવિત કયાં સુધીનું છે ? અનંત કાળમાં તું કોણ માત્ર છે ? ત્હારા જેવા અને તેથી પણ મહાનને કાળ ચાવી ગયો અને તે કયાં ગયા તેનો તેણે પત્તા પણ ન લાગવા દીધો તો ત્હારો શો ભાર છે ? કાળના મહાન સાગરમાં આ સંસારનાવમાં અકસ્માત આવી મળેલાં પ્રાણીઓને ત્હારે શી અદાવદ ? ખરે ! આ ભુલાવો હવે તો તું ભુલી જા અને આ જાળમાંથી નીકળ. યાદ રાખ કે—

"मांधाता च महीपतिः कृतयुगालंकार भूतोगतः
सेतुर्येन महोदधौ विरचितः क्वासौदशास्यान्तकः
अन्येचापि युधिष्ठिर प्रभृयोयाता दिवं भूपते
नैकेनापिसमंगता वसुमती"किं सा त्वयायास्यति ?

જો નહીંજ, તો એ વાત નિત્ય સ્મરણમાં રાખી ત્હારી નજરે પડતા બનાવોથી મન બુઠું ન કરતાં જરા વિચાર કરી કંઇક સુકૃત્ય કર. તને જો કોઇ વાત જરાએ ન ગમતી હોય તો તે મરવાની વાત છે, તેમ કોઇ વાત થયા વિના ન રહેવાની હોય તો તે પણ મરવાની છે. ત્યારે ત્હારો અણગમો કયાં સુધી કામ લાગશે ? માટે ધરડા કસાઇની પેટે સ્મશાન વૈરાગ્યને પણ નાશ ન પમાડી તથા સદ્વૃત્તિનાં અંકુરને ન સુકવી, જરા ઉંડો ઉતરી વિચાર—હજુ વિચાર —કારણ—

" प्रोदिप्ते भवनेतु कूपखननं प्रत्युद्यमः कीदृशः ? "

કાળ કંઇ કોઇને માટે ખોટી થવાનો છે ? કાળને કંઇ શરમ

પડવાની છે ? અને તેમાંનું કંઇ નથી–એક દીવસ સ્મશાન છેજ–તો પછી સવેળા કાં ન પરવારી રહેવું ? જોને; જવાની–ભરજવાનીમાં કપાઇ જવા વખત આવ્યો, સેવા કરવાનો સમય ત્રણે અવસ્થામાં ન આવ્યો, ભૂતકાળમાં દુઃખ, ભવિષ્યમાં અકીર્તિ અને વર્તમાનમાં સજીવ દેહમાં અગ્નિદાહના નિર્માણ છતાં સંસાર વનમાં સ્વચ્છ ઉગેલી નવમલ્લિકા–ફુલીને મરવાનો જરાએ ભય છે ? જીવવાની જરાએ સ્પૃહા છે ?

# રા. બા. નંદશંકર.

## ઇંદ્રિયનિગ્રહ.

માધવ કાળિકાદેવીના ભક્તોનાં કામ નજરે જોઇ, તથા સંન્યાસીઓએ શું કરવું જોઇએ, અને યોગીઓ શું કરે છે તથા કરતા હતા, તેની વાત સઘળી લક્ષપૂર્વક સાંભળી ઘણોજ આશ્ચર્ય પામ્યો કે માણસનું નાજુક તથા કોમળ શરીર આટલી વેદના શી રીતે ખમતું હશે ? ત્વચા જેની સ્પર્શશકિત એટલી તો બારીક છે કે એક ઝીણી સોયની અણી ભોકાવાથી પણ દુઃખ થાય, એવી ચામડીથી આટલું બધું દરદ શી રીતે સહેવાતું હશે ? ઘણાએક માણસો ઠોકર વાગવાથી અથવા બગાસું આવવાથી અથવા એવાં બીજાં દેખીતાં નજીવાં કારણથી તત્કાળ કવચિત્ મરણ પામતાં માલમ પડે છે તે છતાં પણ આ લોકો આવાં ભારે દરદ હાથે કરી પેદા કરે છે, તેથી મરતા કેમ નહિ હોય ? માણસનું શરીર ખરેખર ચમત્કારી છે. તેને થોડો પણ આંચકો લાગ્યાથી વખતે તેનો લય થાય છે, અને વખતે નાશ કરનારાં સાધનો અનેક આવી તેને તોડી પાડવાને યત્ન કરે છે તોપણ તે ખડકની પેઠે ટકી રહે છે. એનું મુખ્ય કારણ ટેવ છે. શરીર જેવું ટેવાય તેવું થાય છે. જે કારણોથી એક માણસનું મૃત્યુ થાય છે તેથી બીજાનું શરીર જોરાવર થાય છે. ખેડુતને સાક્ષાત્ એ સઘળો ટેવનો મહિમા છે પણ ટેવની સત્તાને કાંઇ મર્યાદા છે કે નહિ ? એ વાત ગમે તેમ હોય તોપણ

દેહકષ્ટ કરવામાં શો લાભ છે? પરમેશ્વરે માણુસની સુંદર તથા ચમત્કારિક આંખ આપેલી છે તે વડે તે સૃષ્ટિને નિરખે છે, તેની ખુબી તપાસે છે, અને તે તપાસતાં સૃષ્ટિના કર્તાની અપાર શક્તિ, અનંત ડહાપણુ, ભોહોળી દયા, તથા ડગલે ડગલે તેનાં સંકેતના ચિહ્નો શોધી કાઢીને વધારે ભક્તિથી તથા વધારે સાચા દીલથી તેને તે સેવે છે, એવી આંખનો માણુસે શું ઉપયોગ ન કરવો? જે કાન વડે સૃષ્ટિ માંહેલા ચિત્તાકર્ષક નાદ, પક્ષિઓનો સુંદર અવાજ, તથા માણુસના ગળામાંથી જે નાના પ્રકારના રમણિક સાદ નિકળે છે તે સંભળાય છે તે શું સર્વ ન સાંભળતાં કાન બંધ કરી રાખવા? જે નાક વડે વાસવાળા પરાર્થોની સુગંધ અથવા દુર્ગંધ પારખી શકીએ છીયે તે નાક શું કામે ન લગાડવું? તથા ગંધ વિષે જે સૂચના આપે તે માનવી? વળી જીભ વિગેરે મ્હોડામાં જે સાધનો પદાર્થના જુદા જુદા સ્વાદ લેવાને આપેલાં છે તેઓનો ઉપયોગ ન કરવો? સ્વાદમાં જે ભેદ છે તે ખોટો માનીને મીઠો તથા કડવો એકજ સમજવો? અને અનાજ વગેરે જે જે વસ્તુ સ્વાદને સારી લાગે છે તથા શરીરને પોષણકર્ત્તા છે તે તે પદાર્થો પરમેશ્વરે ખાવાને સરજ્યા છે, અને કડવી તથા બદસ્વાદની વસ્તુઓ જેથી શરીરને પુષ્ટી મળતી નથી, તેઓ તે કામને માટે પેદા કીધેલી નથી એ વાત અનુભવથી જાણ્યા છતાં, શું ખોટી માનવી? અગણિત છિદ્રવાળી તથા અસંખ્ય સાનરજ્જુઓથી ભરપૂર એવી ત્વચા જેને બહારના પદાર્થથી જે સુખ દુઃખ થાય છે તે ઓળખવાની શક્તિ આપેલી છે તેને પોતાનું કામ ન કરી શકે એવી કરી નાખવી? વળી જગતમાં ચોતરફ નજર કરીએ છીએ ત્યારે સ્પષ્ટ દીસે છે કે સઘળી વસ્તુઓ જાણે માણુસના આનંદ તથા સુખને વાસ્તેજ સરજાયેલી છે, તે વસ્તુઓનો ઉપયોગ ન કરતાં દુનિયામાં જેવા આવ્યા તેવા જવું, અને આપણે થઇ ગયા તેની એક પણ નિશાની પાછળ રહેવા ન દેવી? માણુસના મનના વિકારો લાગણીના ફેરફાર તથા વૃત્તિઓ વર્ત્તન તરફ જ્યારે નજર કરીએ છીએ ત્યારે આપણે દુનિયામાં આપણા મનુષ્ય જાતિના ભાઇઓ એકઠા રહેવાને ઉત્પન્ન થયેલા હોઇએ એમ લાગે છે; તે છતાં જો આપણે એકાંત વનવાસ કરીએ તો દયા, ક્ષમા આદિ આપણા સારા ગુણોનું

શું કામ ન પડે ? એ સઘળા ઉપરથી સહેજ અનુમાન થાય છે કે માણુસે દુનિયામાં રહીને જે દુઃખ પડે ને ધૈર્યથી સહન કરવું, અને જેમ મધમાખી બધાં ફુલોમાંથી મધ ચુસી લે છે તેમ આપણે સઘળા પદાર્થોમાંથી સુખ ખેંચી કાઢવું. દેહકષ્ટ શા માટે કરવું ? હવે માણુસ જેનામાં ઇશ્વરે વિવેકબુદ્ધિ મૂકેલી છે, તેથી જે કાર્ય તે કરે છે તેમાં કાંઇ પણ કારણ હોવું જોઇએ; માટે આ દેહ દમવાનું પણ કાંઇ કારણ હશે. અગર જો સૃષ્ટિની ખૂબી આંખવડે જણાય છે. ચંપા, ચંબેલી, મોગરા, વગેરે ખુશબોદાર ફુલોનો સુવાસ ઘ્રાણેંદ્રિયથી માલમ પડે છે; અગર જો રસેંદ્રિયથીજ ખટરસનો સ્વાદ સમજાય છે; ટુંકામાં માણુસને સુખ થાય એટીજ આ જગતની રચના કીધેલી છે, તોપણ એ ઇંદ્રિયો આપણુને હમેશાં તાબે રેહેતી નથી. જો તેઓને આપણે જીતીશું નહિ તો તેઓ આપણુને જીતશે. ઇંદ્રિયોવડે જેટલું સુખ થાય છે તેટલું જ દુઃખ પણ થાય છે, અને એટલા દુઃખથી કાંઇ બસ થતું નથી. એ ઇંદ્રિયોના જો આપણે ગુલામ થયા તો આપણે પશુ સમાન થઇ જઇએ છીએ, અને ખરૂં ખોટું સમજવાની તથા પરમેશ્વરને ઓળખવાની જે શક્તિ એકલા મનુષ્યનેજ બક્ષેલી છે તેનો ખોટો ઉપયોગ કરીએ છીએ. આંખ વડે કેટલાએકની ઇશ્વર ઉપરની ભક્તિ દૃઢ થાય છે, ત્યારે ઘણા તો તે વડે દુષ્ટ અને અધર્મી કર્મો કરે છે, અને કારીગરીની શોભા તથા ચતુરાઇ જોવામાં ગરક થઇ કારીગરની શક્તિ તથા ડહાપણ જોવું ભુલી જાય છે, અથવા કારીગરીમાં ખામી કાઢી કારીગર છે જ નહિ એમ કહે છે અથવા છે તો તેનો ઇનસાફ, દયા, ડહાપણ, ચતુરાઇ તથા સારાપણામાં ખામી છે એવો મત ચલાવે છે. એવા ભયાનક ખાડામાં પડતાં બચવાને જ, કેટલાએક ભક્તોએ પોતાની આંખ પોતાને હાથે ફોડી નાખી છે. માટે ઇંદ્રિયો જેમ આપણી મિત્ર તેમ આપણી શત્રુ પણ છે. તે એક નદીના પ્રવાહ જેવી છે. જ્યાં સુધી તે ધીમે ધીમે ચાલે છે, ત્યાં સુધી સઘળાને ફાયદો કરે છે, પણ જ્યારે તે જુસ્સાથી વહે છે, ત્યારે તેના સપાટામાં જે આવે તેને ઘસડી જાય છે. તે એક વાઘ જેવી છે. જ્યાં સુધી તેને પાંજરામાં ગોંધી રાખે ત્યાં સુધી ચિંતા નહીં, પણ તેને પાંજરૂં તોડતાં વાર લાગતી નથી. તેને જીતવી એ ઘણું કઠણ કામ છે. અને ઘણાજ થોડા માણુસથી તે બની શકે છે. માટે તેઓને ફાવવા ન દેવી એ ડહાપણ છે. એટલા કારણોથી, સંન્યાસી, યોગી વગેરે પોતાની ઇંદ્રિયો ઉપર ભરોસો રાખતા નથી.

# સારૂં નામ.

બીજી સઘળી રાણીઓ એક અક્ષર બોલી નહિ, તથા કોળારાણી જે કરે તે પ્રમાણે કરવાનો તેઓએ પોતાનો ઠરાવ જણાવ્યો, તે ઉપરથી તે પટરાણી મોટા આવેશથી, રજપૂતના ચરાતનથી, તથા ક્ષત્રીઓનું લોહી મ્હોં ઉપર લાવીને ધીમેથી પણ દઢતાથી બોલી: "મરવું, મરવું, અને મરવું. એ વિના બીજો કાંઇ ઉપાય નથી. મરવામાં કાંઇ મોટી વાત નથી. એકવાર તો મરવું જ છે, ત્યારે હમણા મરવામાં શી ચિંતા છે? જ્યારે આપણી આવી દશા થઇ છે, ત્યારે મૃત્યુમાં શો ભય છે? જ્યારે હવે પછી કેવી અવસ્થા આપણી થશે એ વિષે આપણને શંકા ઉત્પન્ન થઇ છે, અને દુર્દશા આવશે એવો સંભવ લાગે છે, ત્યારે જીવવા કરતાં મરવું હજાર દરજ્જે સારૂં છે. આ જગતમાં આપણે જન્મીએ છીએ અને મરીએ છીએ. જે ટુંકી મુદ્દત આપણે આ દુનિયામાં વાસો કરીએ છીએ, તેટલી ટુંકી મુદતમાં આપણે સૈ પોતપોતાનું કામ કરી લઇ આપણો મુકામ ઉઠાવીએ છીએ. અને ગયા પછી શું રહી જાય છે? કરોડો માણસ જગતમાં આવ્યાં અને ગયાં; તેઓની નામનિશાની કાંઇ રહેલી છે? તેઓ પૃથ્વી ઉપર થઈ ગયાં તેનાં ચિહ્નો નજર પડે છે? સઘળાંનાં નહિ. ઘણાં ખરાં તો કાળની મોટી રેલમાં ઘસડાઇ ગયાં, અને તેઓ હતાં જ નહિ એમ લાગે છે; પણ થોડાંએક તો દરિયામાંના ખડકની પેઠે મજબૂત ઉભાં છે, અને તેઓ ઉપરથી કાળરૂપી રેલ જોરથી ચાલી ગઇ તોપણ તેઓના પાયા હજી રહેલા છે; અને અનંતકાળ પર્યંત તેઓ અચળ રહેશે. એ પાયા રહી ગયા તે શું? તેઓનાં નામ; તેઓની આબરૂ. સારૂં નામ એક અમુલ્ય વસ્તુ છે; તેની કિમ્મત આખા જગતના સોના, રૂપા, હીરા, મોતી, વગેરે ઝવેરાત કરતાં પણ ઘણી જ વધારે છે. જેની પાસે સારૂંનામ છે તેના જેટલો શ્રીમંત બીજો કોઇ નથી. બીજી સઘળી દોલત નાશવંત છે, પણ સારૂંનામ અમર છે. બીજી દોલત તો ખુટી જાય છે, અને તે દોલત મેળવનારનું નામ એક બે પેહેડી પછી નાશ પામે છે; પણ સારૂંનામ ધ્રુવના તારાની પેઠે અચળ રહે છે. દુનિયામાં લોકો પોતાના-વંશવડે જ આ લોકોમાં અમર રહેવાની આશા રાખે છે, તે ખોટી છે; એ પ્રમાણે તો એક અથવા ઘણું તો બે પેહેડી સુધી તે આ-

ળખાય છે, પણ પછી તેનું મીઠું વળ્યું. તે હતો અને નહિ હતો એ સરખું જ થાય છે; પણ સારૂંનામ એ તો જગતને એક મોટો વારસો આપી જવા જેવું છે. સારાનામવાળાનું સ્મરણ કાયમ રાખવાને વંશની જરૂર નથી; તે તો અંધકારમાં સૂર્યના એક કિરણની પેઠે પ્રકાશ્યાં કરશે. સારૂં નામ અથવા આબરૂ એ એક મોટી વસ્તુ છે. સઘળાને તે પારસમણી મેળવવાની આતુરતા હોય છે; સઘળાઓ તે અમુલ્ય હીરો પ્રાપ્ત કરવા મેહેનત કરે છે; પણ સઘળાના પ્રયત્ન સફળ થતા નથી. જેઓએ પોતાના અંગની, મનની, અથવા નીતિની શક્તિવડે જગતમાં મોટા તથા અગત્યના ફેરફાર કીધા છે તેઓનાં નામ અમર રહી ગયાં છે. વળી જેઓએ અસાધારણ કામો કીધાં છે, એટલે જેઓએ સત્યને વાસ્તે અથવા આબરૂને વાસ્તે પોતાનો દેહ અર્પણ કીધો છે, તેઓનાં નામ તેઓનાં દેશના અને વખતે આખી દુનિયાના ઇતિહાસમાં સોનેરી અક્ષરે કોતરાયલાં છે. જગતમાં નામ મેળવવા ખાતર મરવું કોણ કબૂલ નહિ કરે ? જે માણસ થોડા દહાડા વધારે દુનિયાની જંજાળ તથા ફિકર ખમવા સારૂ પોતાનું સારૂંનામ જવા દે છે, પોતાની આબરૂ ખોવાનું કબુલ કરે છે, તે ખરેખરો અધમ જાણવો; તેનાં કોઇ પણ વખાણ કરતું નથી; અને જ્યારે તે મરે છે ત્યારે જેમ વાડીમાંથી નકામા છોડવા નીદાઇ જાય છે, અને તે ખુંદાઇ જાય છે, જેમ કીડો ભોંય ઉપર ઘસડાતો ઘસડાતો ચાલતાં પગતળે કચડાઇ જાય છે, તેને કોઇ ગણતું નથી; જેમ એક પશુ જંગલમાં મરી જઇ સડયાં કરે છે; તેમ તે હતો જ નહિ એવો થઇ જાય છે; દરિયાના કિનારા ઉપરની રેતીમાંનો એક દાણો ઉડી જવાથી કાંઇ ખોટ જણાતી નથી, તેમ જગતમાં માણસની કુલ સંખ્યામાંથી તે ઘટેલો કોઇને લાગતો નથી. તેને કોઇ આબરૂ આપતું નથી; તેને વાસ્તે કોઇ રડતું નથી; અને તેની કીર્તિ વધારવાને કવિ તેની કવિતા બનાવતા નથી. માણસો આ પૃથ્વી ઉપરની ટુંકી મુસાફરીથી તૃપ્ત થતાં નથી. તેઓને ઘણાં વર્ષ પર્યંત આ દુનિયામાં જીવવાની ઇચ્છા હોય છે, અને જ્યારે તેઓ એટલી મુદ્દત સુધી જગતમાં ટકી શકતા નથી; ત્યારે થોડાં વર્ષ પૃથ્વી ઉપર ને બાકી રહેલાં વર્ષો માણસોના સ્મરણસ્થાનમાં જીવવાને પ્રયત્ન કરે છે. માણસની નજર હમેશાં ભવિષ્ય ઉપર દોડે છે, અને ગમે તેવો હલકો માણસ હોય તોપણ પોતાનું નામ અમર રહે એવી તેનામાં

સ્વાભાવિક ઇચ્છા હોય છે. એ સઘળાં કારણોથી આપણે સઘળાં-ઓએ મરવું જોઇએ, અને તેમ કીધાથી આપણાં નામ શૂરી સ્ત્રીઓ જેઓએ સ્વાત્માર્પણ કરી પોતાની પ્રતિષ્ઠા વધારી છે તેઓની ટીપમાં ઉમેરાશે; માટે આ મહેલમાં આગ લગાડી મુકવી, અને આપણે સઘળાંએ એમાં રહી બળી મરવું."

# સ્વ. મનઃસુખરામ ત્રિપાઠી.

## ઉદય અને અસ્ત.

ઉદય—અસ્ત થવાના એ સિદ્ધ છે; તો જેમ તેને શરણ ગયેથી તે મૂકવાના નથી, તેમ તેના સંમુખ થયેથી તેનાથી કંઈ અધિક થવાનું નથી; એ પણ સિદ્ધજ છે. ઇશ્વરગમ્ય અમુક નિયમથી તે ઉદય—અસ્તનો પણ અસ્ત અને ઉદય થવાનોજ. ત્યારે એવા અવશ્યંભાવિભાવના સમયે સમજુ પુરૂષોએ એકમાર્ગી થઇ સ્વધર્મમાં, સદાચારમાં, અને જ્ઞાનમાં નિશ્ચલ રહેવાનો નિશ્ચય કેમ ન કરવો જોઇએ ? એવા અનિવાર્ય સમયે આકુલવ્યાકુલ થયા વિના સ્થિર રહેવું જોઇયે. એવા સમયે જગન્નિયન્તાની અકલિતેચ્છાને શરણ થવું એ જ સજ્જનોનું કર્તવ્ય છે. ઇશ્વરની ગહનગતિ અદ્‌ભુત છે. અવિતકર્ય પ્રકારે તે સુખને દુઃખનું મૂલ કરે છે, અને દુઃખને સુખનું બીજ કરે છે. એવા વિલક્ષણ સમયે તટસ્થવત રહી સ્વકૃત્યમાં પ્રવર્તવું એ જ આપણું કર્તવ્ય છે. તેથી વિપરીત વર્તી સ્વાર્થથી અન્ધ થઇ ઉદય—અસ્તનો પાશ ગળે ઘાલી, જેમ તે દોરે તેમ જે કોઇ દોરાય છે, તે નિશ્ચય મહાપીડા ભોગવે છે. અન્તે 'ધર્મે જય' અને 'પાપે ક્ષય' એ નિયમ નિર્વિવાદ સત્ય પ્રવર્તે છે. તેથી આપણે સર્વેએ ધર્મપક્ષમાં જ રહેવું, અને તેનું પરિણામ જે જય તે પ્રાપ્ત થશેજ, એમ દૃઢ વિશ્વાસ રાખવો.

ગમે એવું મહત્, વિકરાળ અને ભયંકરરૂપ ધરીને વિપત્તિ આવે અથવા આકર્ષક અને મોહકરૂપ ધરીને સમ્પત્તિ આવે, પણ તેથી કિંચિત્ પણ સદાચારથી, સદ્‌ગુણથી કિંવા ધર્મપક્ષથી ચાલવું નહિ. એવે સમયે જે પ્રમાણમાં જે કોઇ સ્થિર રહે છે, તે પ્રમાણમાં

તે પોતે જય પામી સુખી થાય છે, અને તેનાં યશઃ–કીર્તિ લોકોમાં ગવાય છે.

ઉદય અને અસ્ત એ સ્વાભાવિક સાદિ તથા સાન્ત છે; તેથી તેનો અન્ત આવે છે જ. પણ જેનામાં તે પ્રવેશ કરે છે, તેની તેના અન્તરૂમાં, જેવી કરણી હોય છે, તેવી કરણીનાં ફળ પાછાં તેને ભોગવવાં શેષ રહે છે. તેવા સમયમાં જે ધીરવીરો સ્વધર્મમાં અચલ રહ્યા હોય છે તેઓને, આ લોકમાં અને પરલોકમાં સુખશાન્તિની અને યશની કંઇ મણા રહેતી નથી.

મિલ્ટન કહે છે કે:—

" Virtue may be assailed, but never hurt.
Surprised by unjust force, but not inthralled,
Yea, even that which mischief meant most harm
Shall in the happy trial prove most glory,
but evil on itself shall back recoil,
And mix no more with goodness ; when at last
Grthered like scum and settled to itself,
It shall be in eternal restless change
Self-fed and self-consumed; if this fail,
The pillared firmament is rottenness,
And earth's base built on stubble."—Milton.

' ધર્મ ઉપર ધસારો થાય પણ તે કદાપિ હણાતો નથી; તેના ઉપર અકસ્માત્ અન્યાયિ બલ આવી પડે, પણ તે દાસત્વ પામતો નથી, એટલું જ નહિ કિન્તુ જેને ખલતાએ ધાર્યું હોય કે મહત્ હાનિ છે તે જ, તેની શુભપરીક્ષામાં, ધર્મનો ઉત્કૃષ્ટ મહિમા કિંવા શોભા થાય છે; અસાર સાર સાથે વધારે વાર ન રહી શકતાં પોતાના ઉપર જ પાછો અથડાઇ પડે છે, અને જ્યારે અન્તે મેલની પેઠે એકઠો થઇ એક સ્થલે જામી જાશે, ત્યારે તે અસાર નિરન્તર વ્યાકુલ વિકારમાં પડી, પોતે જ પોતાની મેળે ખવાઇ જશે અને નાશ પામી જશે. એમ ન થાય તો,–( આ અખિલ વિશ્વરૂપ મન્દિરનો ઘુમટ ) સ્તમ્ભિત આકાશ, તે શડેલ છે, અને પૃથ્વીનો પાયો છોડનાં થડિયાં ઉપર બંધાયો છે.–( એમ મનાય, કે જેમ નથી જ. )

મનુષ્યને પોતાની સ્થિતિના પ્રમાણમાં ઉદય—અસ્ત કિંવા સુખ દુઃખ એ અનેકવાર આવવાનાં જ એ નિઃસંશય છે. કારણ જન્મથી મરણ સુધી સુખની પ્રાપ્તિ તથા દુઃખના પરિહાર સારૂ સર્વ મનુષ્યોનો નિરન્તર પ્રયત્ન ચાલતો જ છે. તે સુખનું દુઃખ સાથે એવું વિલક્ષણ મિશ્રણ જોવામાં આવે છે કે, સુખ લેવા જતાં, તે સુખ આવે કે ન આવે પણ દુઃખને દૂર રાખવાનો પ્રયત્ન તથા સંભાળ છતાં, દુઃખ તો આવી જ પડે છે. એનો સર્વ વિચારકોને પૂર્ણ અનુભવ હોય છે.

( રામરુચિરા છન્દ. )

'સંસાર વિષે સુખદુઃખ જ છે, મિશ્રિત વિચિત્ર રીતીએ રે.
રવિનાં અભેદ પ્રકાશ ઔષ્ણ્ય જ સંયુક્ત સદા જયમ છે રે.'

સૂર્યમાં તથા અગ્નિમાં જેમ પ્રકાશ અને ઉષ્ણતા ઉભય રહેલાં છે, પ્રાયશઃ તેમાંથી પ્રકાશ લેતાં તાપ પણ આવ્યા વિના રહેતોજ નથી; તે રીતિએ આ સંસારમાં સુખદુખ સંબન્ધમાં જણાય છે. તે દ્વન્દ્વમાંથી એક લેવા જતાં તેનું સહચર બીજું પણ સામાન્યતઃ આવવાનું જ. એમ પ્રાકૃતિક સંયોગ જોઇ પદાર્થશાસ્ત્ર વિચારકો સૂચના કરે છે કે,—ઉચ્ચ સ્થાનમાં વસેથી ઉષ્ણતા ઓછી અને પ્રકાશ અધિક એનો પૂરો સંભવ છે. એ વાર્તા સત્ય છે. અને તે જ કારણથી ઉષ્ણકાલમાં સમર્થ લોક ઉચ્ચ શીતલ પ્રદેશ ઉપર—હિમાલય મહાબલેશ્વરાદિ ઉચ્ચ પર્વતો ઉપરિ—વસવા જાય છે. જેમ શરીર સારૂ ઉચ્ચસ્થાન પર્વતો છે, તેમ અન્તઃકરણને સારૂ ઉચ્ચ સ્થાન, સદ્‌વિચાર, સદાચાર, આદિ છે. જે જનો શ્રમે કરીને સદ્‌વિચાર સદાચારના ઉન્નત અને ઉત્તમ પર્વત ઉપર સદા વાસ કરે છે, તે જનો અન્ય કરતાં સુખનો પ્રકાશ અધિક અને દુઃખની ઉષ્ણતા ન્યૂન અનુભવે છે. એ સ્થાપિત અને અનુભવસિદ્ધ સિદ્ધાન્તને સુખેચ્છુકોએ સદા સ્મરણમાં રાખીને તે પ્રમાણે વર્તવા નિયમ લેવો જોઇએ. સુખ સંપાદન કરવાના બીજા માર્ગો વંચક છે, તે અન્તે દુઃખસમુદ્રમાં દોરી જાય છે. સદાચાર વિચાર જ સુખસમુદ્રનો સંગમ કરાવે છે. સદ્‌વિચાર—આચાર વિના કોઈ કાલે સુખ મળવાનું નથી. તેથી તે માર્ગે જ પ્રવૃત્તિ રાખવી જોઇયે. સન્માર્ગે પ્રવૃત્તિ રાખી ઉન્નતેચ્છા કિંવા મહાશય રાખનારને

પુરુષાર્થ સિદ્ધ કરી, કૃતાર્થ થવાનો સમય સમીપ આવે છે. આપણામાં જેટલી શક્તિ અને ઉત્સાહ હોય તેનો ઉપયોગ, આપણી, આપણા દેશની, તથા જગતનાની ઉન્નતિ અને તજ્જન્ય સુખશાન્તિ સારૂ કરવો. એવા ઉચ્ચ આશય સારૂ દૃઢ નિશ્ચયથી આરંભ કરી, એ સુખપ્રદ ઉચ્ચ લક્ષ્ય પ્રતિ વધ્યાં જવું, એ જ આપણું કર્તવ્ય છે. એમ વિચરતાં, અસ્તોદયના ઉગ્ર પવન વાય તેથી નિરાશ થઇ ઉભાં રહેવું કે પાછાં વળવું નહિ, પણ સંમુખ વધ્યાં જ જવું. તેમાંથી અન્તે સુખશાંતિ મળ્યા વિના રહેતાં નથી; અને બહુવાર જય પણ મળે છે.

---

## ચાણુકયનો વૃતાન્ત.

ચાણકય એક રંક બ્રાહ્મણનો પુત્ર હતો. તેણે બહુ ઉદ્યોગ, સદાગ્રહ અને મહાશ્રમથી અનેક વિદ્યાઓ સંપાદિત કરી હતી. અને વિદ્યાની અમૂલ્યતા તે યથાર્થ સમજતો હતો. વિદ્યાધનથી તેને એવી તૃપ્તિ અને એવું સુખ હતુ કે બીજાં ધન તેને તુચ્છ લાગતાં તેથી તે ઉપર લક્ષ પણ તે ન આપતો. યુવાવસ્થામાં તેણે ગૃહસ્થાશ્રમ માંડયો, તોપણ તેને દ્રવ્યની લાલસા ન થઇ. એક પ્રસંગે તેનાં જ્ઞાતિ સંબન્ધીમાં વિવાહ હતો ત્યાં તેની સ્ત્રી ગઇ. તેની પાસે વસ્ત્રાભૂષણ સારાં ન હતાં તેથી બીજી સ્ત્રીઓ તેનું અપમાન અને તિરસ્કાર કરતી, એટલું જ નહિ, પણ જેના આમંત્રણથી જેને ગૃહે તે ગઇ હતી, તેણે પણ તેની અવજ્ઞા કરી. તેથી ચાણુકયની સ્ત્રીને બહુ વિષમ લાગ્યું. અને મનમાં ખેદ પામી ગૃહે આવીને સર્વ વૃત્તાન્ત પોતાના સમર્થ સ્વામી આગળ નિવેદન કરીને બહુ અકળાઇ. ચાણુકયે તેના મનનું સમાધાન કરવા બહુ સમજ આપી પણ તેથી કંઇ વળ્યું નહિ. તેઓ બહુ વેળા વદતા કેઃ—

॥ विद्यया लभते सर्वम् ॥

" તેથી વિદ્યાથી ધન લાવી મૂર્ખ લોકને તે વાકયની સત્યતા બતાવો તો જ મારૂં મન સમાધાન પામશે; અને વિદ્યાનો મહિમા

વધશે." એ આદિ સંવાદને અન્તે તે સ્ત્રીને ભૂત અપમાનનો વિશેષ આવેશ આવતાં તેનું મુખ મ્લાન થઇ આંસુ પડવા માંડયાં. તે અશ્રુએ વિદ્યાનન્દમાં મગ્ન થયેલા ચાણુકયને ઉશ્કેર્યા. તેણે વિચાર કર્યો કે યદ્યપિ '**नास्ति ज्ञानात्परं सुखम्।** જ્ઞાનથી પરમ સુખ નથી એ સત્ય છે. તથાપિ સર્વની સંબુદ્ધિ એવી ઉચ્ચ થવી દુર્લભ છે. '**कामधेनुगुणा विद्या सदैव फलदायिनि।** એ વાકય સામાન્ય મનુષ્યોને સપ્રમાણ કરી દેખાડવા ચાણુકયે નિશ્ચય કર્યો અને મનોવાંચ્છિત ફળ વિદ્યાના બલથી લાવવા પ્રવાસે નિસર્યા. વ્યાપાર કે રાજદ્વાર ( દરિયો કે દરબાર ) એ દ્રવ્ય મેળવવાનાં મુખ્ય સ્થાન ગણાય છે. તેમાંથી રાજદ્વારનું વરણ તેણે કર્યું. પશ્ચાત્ પાટલીપુત્ર નામે, નન્દ રાજાની, રાજધાની હતી ત્યાં તે આવ્યા. '**विद्या सर्वत्र गौरवम्।** અને '**विद्या सर्वत्र पुज्यते।** વિદ્યા સર્વ સ્થલે મહતી છે, અને પૂજય છે', એમ માનતા. તેથી બુદ્ધનો પરમ વંશજ અને મગધ દેશનો નન્દ, તેની રાજસભામાં જઇને ચાણુકય ઉચ્ચ સ્થાને બેઠા. બાહ્યદર્શન રંક, તેથી રાજમનુષ્યોએ તેને ધિક્કારી ઉઠાડી મૂકવાનું કર્યું. ચાણુકયને ક્રોધ ચઢયો; અને તે રાજસેવકોને ધમકાવ્યા; અને રાજાને કહાવ્યું કે "હું વિદ્યાધનવાન છું અને તેના પ્રતાપથી સર્વેએ પૂજ્ય છું." પરંતુ તેના બાહ્યવેશ ઉપરથી તે રાજાએ પણ તે સૂચના ગણકારી નહિ. મનુષ્યોએ અધિક અપમાન કરી ચાણુકયને આસન ઉપરથી ઉઠાડી કહાડયા. એથી ચાણુકયમાં ભારે ક્રોધાગ્નિ ઉત્પન્ન થયો. અને ઉઠતે ઉઠતે તેણે કહ્યું કે, "તમારા રાજાને પણ વિદ્યાવીર્યના બલનું ભાન નથી તો હવે તે વિદ્યાબલ સાક્ષાત દેખાડી આપું તો જ હું ખરો; અને આ મારી શિખા તમે વિખેરી નાખી છે તે વિદ્યાનું વીર્ય દર્શાવ્યા પછી જ બાંધીશ. એમ ' પણ ' લઇ ચાલતા થયા. માર્ગમાં વિચાર કરે છે કેઃ— '**हतं ज्ञानं क्रियाहीनम्** ' ક્રિયા વિનાનું જ્ઞાન નિરર્થક છે. ' તથા '**पुरुषकारं अनुवर्तते दैवं।** 'પુરૂષકારને દૈવ અનુવર્તે છે.' " મને તો વિદ્યાના વા જ્ઞાનના સુખસમીપે રાજ્યનું સુખ હજી તુચ્છ લાગે છે. એથી મારે તો રાજ્ય જોઇયે નહિ. અને રાજા થવા કરતાં રાજા કરવાની કીર્તિ અધિક છે." એમ નિર્ણય કરી કોઇ સ્વાશ્રયવાન રાજપુત્રને શોધીને રાજ્ય મળે તે તેને આપી દેવા સંકલ્પ કર્યો. વળી વિચાર્યું કેઃ—

"परोपकरणं येषां जागर्ति हृदये सताम् ।
नश्यन्ति विपदस्तेषां संपदः स्युः पदे पदे ॥

'જે સત્પુરૂષોના હૃદયમાં પરોપકરણ જાગે છે તેઓની વિપત્તિઓ વિનાશી છે અને અનુપદ સંપત્તિઓ હોય છે.' ઇત્યાદિ વિચાર કરતે ચાલતાં માર્ગમાં એક ગામમાં બાલકો રમતાં હતાં ત્યાં કુતુહલ જોવા ઉભા રહ્યા. તેમાં એક ચન્દ્રગુપ્ત નામે બાલક હતો તે પોતે રાજા થઇને અન્ય બાલકો ઉપર રાજ્ય ચલાવવાની રમત કરે છે, એમ દીઠું. તે બાલકરાજને ચાણક્યે કહ્યું કે, "તું રાજા છું તો મને એક ગૌ આપ. હું વિદ્વાન બ્રાહ્મણ છું." ચન્દ્રગુપ્તે કોઇ બીજાની ગાય દેખાડી કહ્યું કે:—"મહારાજ! આ ગાય આપુ છું તે લઇ જાઓ. હું રાજા છું. તમને કોઇ વારશે તો હું સામો થઇશ." તેનામાં એવો પુરૂષાર્થ જોઇ ચાણક્યે ધાર્યું કે, એ મારા કામનો છે. પછી તેને તેના ગૃહે લઇ જઇ તેનાં માતાપિતાને સમજાવી તેને ભણાવ્યો. યથાકાલે પોતાના વિદ્યાબળથી ચાણક્યે એક અન્ય રાજાસહ સંધી કરી. રાજ્યપરિવર્તન (Revolution) કરવું એ અતિ કઠિન કાર્ય છે. તેમ કરતાં શી વિપત્તિઓ નહિ આવી હોય? શા પ્રતિબન્ધો નહિ નડયા હોય? શી યુક્તિ પ્રયુક્તિઓ નહિ કરવી પડી હોય? શા આશા–નિરાશાના તરંગોમાં નહિ ઉછળવું પડયું હોય? શી દૃઢતા નહિ રાખવી પડી હોય? એક રાજાને રંક કરવો અને રંકને રાજા કરવો તેમાં અનેક ઉપાયો અને સાહસો કરવાં જોઇએ તે કરી નન્દ રાજાનો પરાજય કર્યો તથા મૌર્યવંશસ્થાપક ચંદ્રગુપ્તને રાજા કર્યો. એ રીતિએ ચાણક્યે દુઃસાધ્ય સ્વપ્રતિજ્ઞા કેવલ સ્વાશ્રયબલથી જ સિદ્ધ કરી અને જગતને વિદ્યાનું વીર્ય કેવું અતકર્ય છે એ સાક્ષાત દર્શાવીને વિદ્યાનો મહિમા વધારયો.

'ધનુષ્માને ધનુષથી મૂકેલું બાણ કોઇ એકને હણે વા ન હણે, પરંતુ બુદ્ધિમાને અન્તઃકરણથી મૂકેલી બુદ્ધિ સનાયક રાજ્યને હણે છે' એ ઉક્તિ યથાવત્ છે.

સ્વએ સ્થાપિત ચન્દ્રગુપ્ત નિષ્કટંક યથાર્થ રાજ્ય કરી શકે તે સારૂ એક પ્રતાપી પ્રધાનની પૂરી અગત્ય ચાણક્યને લાગી. સ્વયંકૃત નીતિસૂત્રમાંના '**नास्त्यर्घः पुरुषरत्नस्य ।**' 'પુરુષ રત્નનું મૂલ્ય નથી' એ સૂત્રાનુસાર તેનું એક અમૂલ્ય પુરુષરત્ન રાજ્યના હિત

અર્થ સંપાદન કરવા તેણે નિશ્ચય કર્યો. ગત નન્દરાજાનો રાક્ષસ નામે એક પ્રામાણિક અને સમર્થ પ્રધાન હતો, તેને તેવું પુરુષરત્ન ગણી તેનો રાજ્ય સાથે યોગ કરવા ચાણક્યે તેને ઘણી લાલચો દેખાડી. પણ તે રાક્ષસે પોતાના નન્દ રાજાના શત્રુનો સહાયક થવા સ્પષ્ટ ના કહી. ત્યારે તેને અનેક યુક્તિથી પાશમાં આણી ચન્દ્રગુપ્તના પ્રધાન થવાનું સ્વીકારાવ્યું.

# સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠી.

## દેશસેવાનો માર્ગ.

સરસ્વતીચંદ્ર—" કુમુદ સુંદરી ? હું બહુ દુઃખી છું. "

કુમુદસુંદરી—" મ્હારા દુઃખનો નાશ આપે કર્યો ને આપના દુઃખનો " મ્હારાથી નાશ નહી થઇ શકે તો હું તેમાં ધર્મ સહચારિણી " સમભાગિની થઇશ. "

સર૦—" તમારું દુઃખ મને વીંછીના દંશ પેઠે શરીરમાં અંદર સા- " લતું હતું, પણ આ દુઃખ તો પવન પેઠે ચાર પાસથી " બાંધી લે છે. "

કુમુદ૦—" એ દુઃખ શું છે ? "

સર૦—"આપણા દેશની ને લોકોની સ્થિતિ—એ હવે મારું એકલું " દુઃખ છે. તેમાંથી કેમ મુક્ત થવું એ વિચાર હૃદયને હલમ- " લાવી નાંખે છે. "

કુમુદ૦—" ગુરૂજીના રચેલા સ્વપ્નાદિ યોગ એ દુઃખનો નાશ કરશે " અથવા નાશનો માર્ગ બતાવશે. "

સર૦—" ક્યાં આ એકાંતવાસી સાધુજન અને ક્યાં આ અનેક " વાયુચક્ર જેવા ગુચવારાઓથી ભરેલી દેશની દશા ? હું તેની " તમારી પાસે પણ શી વાત કરૂં. "

કુમુદ૦—" હું એ વાતો સાંભળવાને પાત્ર નથી, ને સમજવાને " શક્તિવાળી નથી; પણ તે સાંભળવા—સમજવા—નો અધિકાર

"મને ધીમેધીમે આપજો એ આપની કૃપાને યોગ્ય કાર્ય છે."

સર૦—"એ તો આપણા સહવાસનો જેવો ક્રમ."

કુમુદ૦—"એ ક્રમ બંધાઇ ચુકયો, આપને દેખાતો નથી ?"

સર૦—"સાધુજનોને જે ક્રમ વ્યવસ્થિત છે તેમાં સંસાર એમે તેવે "કાળે અવ્યવસ્થા નાંખી શકશે."

કુમુદ૦—"તમારા વિના મારે કોઇ રહ્યું નથી, અને સાધુજનોએ "ઘડેલી વ્યવસ્થાથી જો આપની પવિત્ર સ્થિતિ જળવાઇ "શકશે તો પછી મને મળેલો લાભ આપ પાછો ખેંચી "નહી લ્યો."

સર૦—હું તો નહિ ખેંચી લઉં, પણ તમારો ધર્મ તમને કેવે પ્રસંગે કેણી પાસ નહીં પ્રેરે એ કહેવાતું નથી."

કુમુદ૦—"પ્રેરશે ત્યારે પ્રેરશે. મારો પ્રપ્ર આપના વિના બીજું કોઇ "કરે એમ હવે નથી. જગત મને ડુબેલી સમજતું હશે. "માતા પિતા અને શ્વસુરગૃહ પણ એજ બુદ્ધિથી મ્હારો "શોક કરી રહ્યું હશે, અને કાળક્રમે તેમના મનમાંથી હું "ખસવા પણ માંડી હઇશ, હું એ સંસારને મનથી વિસારું "છું; આપ પણ વિસારો; જ્યાં સુધી આપણે અધર્મના મા-"ર્ગથી દૂર છીયે ત્યાં સુધી ભાવી પ્રસંગોએ શું થશે ને શું "નહી થાય એ તર્ક કરવા તે પેટ ચોળી પીડા ઉભી કરવા "જેવું નથી ?"

સર૦—"એ પણ સત્ય છે."

કુમુદ૦—"તો એ વાત પડતી મુકો ને કહો કે આપ આ આશ્ર-"મમાં આપનો કાળ કેવી રીતે ગાળવા માગો છો ? અને "આપના મનમાં સંતાપને કેવી રીતે દૂર કરવા ઇચ્છો છો ?

સર૦—"મ્હારૂં આત્મહિત વિચારવાનાં સાધન તો આમઠોમાં ઘણાં "પડયાં છે. દેશહિત કરવાને માટે દ્રવ્યની ને પ્રતિષ્ટાની મહત્તા "જોઇએ તે અહીં નથી, પણ દ્રવ્ય અને પ્રતિષ્ઠા ઉભય હોય "તો તે વડે દેશહિત કેમ કરવું તે આ ભવ્ય સ્થાનમાં રહી "સુઝશે, તેવું અન્યત્ર નહી સુઝે. લોકહિત–સર્વ પૃથ્વી–લોક–"નું હિત–એ સાધનાની શકિતતો દ્રવ્ય અને પ્રતિષ્ઠાથી "પણ દુર્લભ છે; એ શક્તિ તો કેમ પ્રાપ્ત કરવી એજ વિકટ "પ્રશ્ન છે. તેનું સમાધાન સુન્દરગિરિ સુઝાડશે."

કુમુદ૦—“ એ વસ્તુઓને જોનાર ને દેખાડનાર તો આપની બુદ્ધિ
“ અને આપની વિદ્યા જ છે; તેમાં સુન્દરગિરિ શી અધિકતા
“ કરવાનો હતો ? સંસારના પ્રશ્નોનું સમાધાન સંસાર જ
“ કરી શકે ને અહીં તો સંસાર ભણી આપે આંખો જ
“ મીંચીને અદ્રષ્ટ થવાનું છે.

સર૦—“ વિદ્યા, બુદ્ધિ ને વ્યાયામ અને શક્તિ આપે છે. સંસાર એ
“ વ્યાયામને અને શક્તિને વિષય આપે છે. પણ એના વિષ-
“ યનું જ્ઞાનેંદ્રિય ગ્રહણ કરી તેનું ચર્વણ ને પાચન કર-
“ વાનો અવકાશ અને પ્રભાવ આવાં સ્થાનમાં સવિશેષ મળે
“ છે, એમ પાશ્ચાત્યો માને છે ને અનુભવે છે તેમ આપણા
“ પ્રાચીન લોક પણ સમજતા હતા અને આપણી બુદ્ધિમાં જે
“ નવું સ્વાસ્થ્ય આપણે અનુભવીએ છીએ તે પણ આ ગિરિ-
“ રાજનો જ મહિમા સમજવો. તીર્થોમાં તેમ ક્ષેત્રવિશેષોમાં
“ તેના સૌંદર્યથી, શાન્તિથી, ભવ્યતાથી, અને એવાં અનેક
“ કારણોથી કંઇક એવી શક્તિવાળો સૂક્ષ્મ પવન વહન કરે
“ છે કે તેનાથી આપણા સ્થૂલ અને સૂક્ષ્મ ભાગોમાં—જડ અને
“ ચેતન અવયવોમાં નવીન પવિત્રતા, બુદ્ધિ, અને સ્વસ્થતા
“ ઝરાના પાણી પેઠે, ફુવારા પેઠે, સ્ફુરીઆવે છે. ”

કુમુદ૦—“ એતો સત્ય હશે. મારી પોતાની બુદ્ધિને પણ કંઇક આવોજ
લાભ મળ્યો લાગે છે. ”

સર૦—“ તો વિચારો—પ્રસંગ મળ્યે સમજાવું છું કે મ્હારા અનેક
“ નિર્ધન વિદ્વાન મિત્રોને મુંબાઇ જેવી ઘટ વસ્તીમાં બારે
“ માસ ભરાઇ રહેવું પડે છે, અને અંગ્રેજોની પેઠે આવા
“ સ્થાનમાં આવી આરોગ્ય અને સ્વાસ્થ્ય પામવાને તેમની પાસે
“ નથી દ્રવ્ય અને નથી અવકાશ—એટલો વિચાર થતાં મને
“ કેવું દુઃખ થવું જોઇએ ? આગિરિરાજના દર્શનથી મને એક
“ લાભ તો આ દુઃખનો થયો છે. ”

કુમુદ૦—“ આપના ઉદાર દેશવત્સલ હૃદયને એ દુઃખ તો ખરૂં,
“ પણ એ દુઃખના લાભને લાભ કેમ ગણો છો ? ”

સર૦—“ કેમ ધર્ણું છું ? મુંબાઇ હતો ત્યારે સુઝતું ન હતું મ્હારા
“ આટલા બધા દ્રવ્યનો ઉપયોગ શો કરવો ને આ ગિરિરાજે

"ને આ પોકેટમાંના પત્રોએ આ નવી બુદ્ધિ આપીને ને
"એમ હવે સમજું છું કે બીજું કંઇ ન થાય તો મ્હારા
"એ વિદ્વાનોને માટે આ દ્રવ્ય ખરચી તેમને આવા ગિરિ-
"રાજ ઉપર રાખું ને તેમનાં આરોગ્ય ને બુદ્ધિઓ વધારૂં."

કુમુદ૦—"શ્રીકૃષ્ણના હૃદયમાં તેમના ભક્તો અને વિપ્રો હતા તેમ
"આપના હૃદયમાં આ વિદ્વાનો છે."

સર૦—"એમજ છે. આપણા દેશનું ને દેશમાંના લોકનું કલ્યાણ કર-
"વાની શક્તિ આ જ બે વર્ગમાં છે. પ્રથમ છે અંગ્રેજોમાં અને
"પછી છે આ વિદ્વાનોમાં."

કુમુદ૦—"અંગ્રેજોમાં તો શક્તિ ખરી."

સર૦—"ને વિદ્વાનો વિદ્યાનો ઉપયોગ કરવાની શક્તિ પામે તો
"તેમનામાં પણ દેશસેવાની શક્તિ સ્ફુરે. તેમના અંગ્રેજોના
"પરસ્પર સંમેલનથી, પરસ્પરાનુકૂલ પ્રવૃત્તિથી, અને પરસ્પર
"પ્રેમબંધનથી, આ શક્તિ ઉભયમાં વિકાસ પામશે, ત્યારે
"આખા આર્યદેશની શ્રદ્ધાના તેઓ પાત્ર થશે. કુમુદ!
"ગુણીયલબા ઉપર જે અનુકૂલતા તમારા ચતુર પિતાની હતી,
"તેવી આપણા વિદ્વાનો ઉપર અંગ્રેજોની થશે, અને એ પિતાની
"તેમ પિતાના કુટુંબની સંભાળ લેવાની જે શક્તિ ગુણીયલ-
"બાને તેમની ક્ષમાએ, ઉદારતાએ, ધીરતાએ, સ્વાર્પણે અને
"ચતુરતાએ આપી હતી, તેવી શક્તિથી આપણા વિદ્વાનો
"આપણા દેશની સંભાળ લેતાં શીખશે ત્યારે સર્વનું કલ્યાણ
"થશે. મ્હારી આવી શ્રદ્ધા છે માટેજ સર્વ કરતાં હું આપણા
"વિદ્વાનોને મારા હૃદયમાં સતત વાસ આપું છું. અને તેમને
"માટે આવી આવી ચિન્તાઓ કર્યાં કરૂં છું."

કુમુદ૦—"તમે તેમને માટે શું ઇચ્છો છો ?"

સર૦—"તેમના ગૃહરાજ્યમાં ગુણસુંદરીઓ, કુમુદસુન્દરીઓ,
"સૌભાગ્યદેવીઓ ને ચંદ્રાવલીઓ ફરતી જોવા ઇચ્છું છું.
"તેમના ભંડાર ભરતા જોવા ઇચ્છું છું. તેમને આધિથી ને
"વ્યાધિથી મુક્ત, આરોગ્ય, સુશરીર, સ્વસ્થ અને સ્વતંત્ર જોવા
"ઇચ્છું છું. એમને ત્યાં લક્ષ્મીના અને સરસ્વતીના સમાગમ
"દઢ જોવા ઇચ્છું છું. એમને ત્યાં પ્રીતિ અને સદ્ગુણના
"સહચાર જોવા ઇચ્છું છું. એમનામાં દેશોન્નતિની વાસનાઓને

"વીર્યવતી અને ફ્લવતી થતી જોવા ઇચ્છું છું. કુમુદ સુન્દરી !
"રાત્રે આપણે જે મહાન્ રાફડાઓ જોયા, તે રાફડાઓની ધુળ
"તેમના શરીરની ચારે પાસેથી ઉડી જાય અને સોનાની ખાણોના
"પ્રદેશ ઉપરની કાઞ્ચનની રેતીનાં વાદળ એમની આસપાસ
"ઉડી રહે એવું જોવા ઇચ્છું છું. એ રેતી કાઞ્ચમયી થાય
"ને આ રાફડાઓમાંના સર્વ જન્તુઓને એ કાઞ્ચનની સમૃદ્ધિ
"મળે, શ્વેત પ્રકાશના માર્ગોમાં પ્રવૃત્તિ મળે, અને સ્થાને
"સ્થાને જે મણીમય ઉદ્યાનમાં આપણે ઉભાં હતાં એવું અહીં
"થઇ જાય એ જોવાની મ્હારી તીવ્ર વાસના છે."

કુમુદ૦—"એ વાસના કેવા સાધનથી તમે કરવા ધારો છો ?"

કુમુદ૦—"એ સાધનનુંબીજ દ્રવ્ય મ્હારી પાસે હતું તે મ્હેં
નાંખી દીધું."

સરo—"તમે મને ઓસ્ટેનનું વાકય એક કાળે સંભળાવ્યું હતું
"કે: It is a truth universally acknowleged
"that a man in possession of good fortune
"must be in want of a wife આમાં પણ તમારા
"સાધનનું બીજ કંઇ રહ્યું નથી ?"

સર૦—"છે તો છે, ને નથી તો નથી."

કુમુદ૦—"તમે ઘડી ઘડી કહેતા હતા કે આર્યદેશની સ્ત્રીઓને
"આર્યપદને યોગ્ય ઉત્કર્ષ આપવાની તમારી વાસના છે–તે
"હજી છે કે નથી."

સર૦—"શું કહું ? એ વાસનાની વસ્તુ વળી એથી પણ વધારે
"દુર્લભ છે ને તેની પ્રાપ્તિના માર્ગને માટે પૂર્વે કરેલાં મનો-
"રાજ્યને સ્મરૂં છું તેની સાથેજ તમારા પણ સંસ્કારો હૃદયમાં
"ખડા થાય છે ને કહેવડાવે છે કેઃ—
" ध्रुवमसुलभवस्तु प्रार्थना दुर्निवारम्
प्रथममपि मनोमे पञ्चबाणः क्षिणोति ॥ "

કુમુદ૦—"જે વસ્તુ આપને આજ નહી તો બે વર્ષે પ્રાપ્ત થવી
"સુલભ છે તેને દુર્લભ ગણવા જેવી અધીરતા તમારામાં
"નક્કી નથીજ, The time will come you need
not fly."

# શુદ્ધ વિદ્યાદાન.

" ગુણીયલ ! જો આપણાં બાળક આપણા કરતાં વધારે બુદ્ધિ-વાળાં થાય એમ આપણી ઇચ્છા હોય તો તેમની બુદ્ધિને આપણી બુદ્ધિની બેડીઓમાં કેદ ન કરવી, કારણ માબાપની બુદ્ધિની માત્ર આજ્ઞાકર થવા શીખેલી બુદ્ધિ સ્વતંત્ર રીતે ઉડવાનો અભ્યાસ પામતી નથી. બાળકની બુદ્ધિને પગે માબાપે ઘડેલી બેડીઓ નાંખવી નહિ, પણ એ બુદ્ધિ જાતે ચાલે, પડે અને ઉઠે અને શકિત હોય તો દોડે તેમાં માબાપે વિઘ્ન ન નાંખવું. એ બુદ્ધિ પોતાની કળાથી નૃત્ય કરે તો કરવા દેવું. તેને વિદ્યા એ અન્ન છે. વિચાર એ વ્યાયામ (કસરત) છે, સ્વતંત્રતા એ તેના પ્રાણનું પોષણ કરનાર પવન છે, ઉત્સાહ એ એની ક્રીડાભૂમિ છે, અને સંસારનું અવલોકન એ એને જીવન આપનાર પાણી છે. માતા પિતાનો ધર્મ એ છે કે એ પાણી નિર્મળ રાખવું, એ પવન નિર્મળ અને અપ્રતિરુદ્ધ રાખવો, એ ક્રીડાભૂમિમાં અધમ સંગતિ જવાં દેવી નહી. અને એ વ્યાયામમાં ન્યૂનતા કે અતિશય થાય નહી અને વ્યાયામને અંતે ફરવા માંડેલા લોહીથી ભરેલી નસોમાં અયોગ્ય પદાર્થને સ્થાને પોષક અન્ન જાય. માતા પિતા ભણીના અંકુશની સમાપ્તિ આટલામાં થાય છે. બાલ્યાવસ્થામાં આટલા અંકુશમાં રહી બાળકની બુદ્ધિ મરજી પડે તેવું નૃત્ય કરે તે કરવા દેવું. એ અવસ્થા જેમ જેમ પુરી થતી જાય તેમ તેમ એ બુદ્ધિના–અન્ન સાથે બાળકના ભવિષ્ય પ્રયાણને યોગ્ય ભાથું ભરવું, અને તેની ક્રીડાભૂમિમાં સુખ દુઃખોથી ભરેલા સંસારનાં ચિત્ર મુકવાં, દુષ્ટ પવન નિવારનાર તેમ પવનને સુગન્ધ વાહક કરનારા રસ એના ભવનના સર્વ ભાગમાં મુકવા એટલું સરત રાખવું. યુવાવસ્થા–આદિ પ્રવાહો સ્વતંત્રતાને વધારનાર છે. તે કાળે આવા રસથી જે કામ થશે તે શુષ્ક શિક્ષા પાઠથી નહી થાય, માટે એના વિચારરૂપ વ્યાયામને વધવાનાં સાધન ઉભાં કરવાં પણ તે એવાં હલકાં ન કરવાં કે પ્રમાદ થાય અને એવાં ભારે ન કરવાં કે અતિ શ્રમ થાય. અને અંતે એના અવલોકન રૂપ જીવનનો પ્રવાહ ગંગા જેવો રાખવો, અર્થાત સર્વ કાળે શુદ્ધ અને જગતને પાવન કરનારો કરવો, અને સર્વ આકાશના પ્રતિબિમ્બનું સર્વાંગપ્રતિબિમ્બ સંગ્રહનારો કરવો, પ્રાણી

માત્રની તૃષા ભાગનાર જીવન આપનાર, ચારે પાસની વનસ્પતિનો પોષક, અને હિમાચલ જેવા ઉચ્ચ સ્થાનમાંથી સર્વદા પ્રભવ પામતો એ પ્રવાહને કરવો! સમુદ્ર જેવા વિશાળ અને પ્રાણ પોષક પ્રયાણ માર્ગરૂપ ઇષ્ટાપત્તિનો–અનેક ગુપ્ત પણ સતત નીતિઓથી સાધક ગંગા–પ્રવાહ જેવો બાલક–બુદ્ધિના આ અવલોકનના પ્રવાહને કરવો. ગુણીયલ! શુદ્ધ વિદ્યાદાનનો માર્ગ અને પરિણામ આવો છે, અને પુત્રીનું સ્ત્રીત્વ અને પુત્રનું પુરૂષત્વ લક્ષ્યમાં રાખી આ માર્ગ લેવાય તો તેના નિયમ ઉભયને સામાન્ય છે અને એ માર્ગ પુત્ર માત્ર અને પુત્રી માત્રનાં જાતકર્મ આદિ સંસ્કારોમાંનો એક આવશ્યક સંસ્કાર ન આપે તે માતા અથવા પિતા પોતાના ધર્મથી ભ્રષ્ટ થાય છે. આપણા લોક ક્ષુદ્ર થયા છે અને શુદ્ધ ધર્મ સમજતા નથી. પણ આ પવિત્ર ધર્મથી તું ભ્રષ્ટ થઇશ નહી! એ વિષયમાં તારા ધર્માધર્મમાં મ્હારો ભાગ છે, તું મ્હારી સહધર્મચારિણી છે, અને આટલા ધર્મનું કૃત્ય હું તને સોંપું છું, કારણ મને વ્યવહારમાંથી અવકાશ ઓછો મળે છે, પણ ઇશ્વરે સર્વ રીતિથી અનુકૂળતા કરી આપી, તેને પાત્ર થવા મ્હેં તને વિદ્યા આપી છે, અને તું પુત્રીને આપજે અને એની બુદ્ધિને સંસ્કાર પામેલા મણિ જેવી કરવાનો મ્હેં તને માર્ગ બતાવેલો છે. **गृहिणी गृहमुच्यते.** માટે આ ગૃહ-કર્મની સફલતા ત્હારા ઉત્સાહ ઉપર આધાર રાખે છે. તને આપેલી વિદ્યાને વીષે આ ધર્મમાં તું મ્હારી સહધર્મ–ચારિણી છે."

(સર. ભાગ. ૪)

---

# સુંદરગિરિનાં શૃંગો.

---

લાંબાં પગલાં ભરતો વિહારપુરી ચાલ્યો ગયો અને રાધેદાસ અને સરસ્વતીચંદ્ર બે જણ એકલા રહ્યા. રાધેદાસ અતિથિને પર્વત ઉપર જુદે જુદે ઠેકાણે લેઇ ગયો. પર્વતને અનેક શિખર હતાં. જે શિખર ઉપર વિષ્ણુદાસનો મઠ હતો તેનું નામ યદુશૃંગ હતું. એની પાછળ વધારે ઉંચું શિખર તીર્થશૃંગ હતું. તેના ઉપર જૈન-વર્ગની ભવ્ય ગુફાઓ અને ભાતભાતનાં દેવાલય હતાં. તેનાથી પણ

ઉંચે મત્સ્યેન્દ્રશૃંગ હતું. ત્યાં મત્સ્યેંદ્ર અને ગોરખની મ્હડીયો હતી અને આજ ત્યાં માત્ર બે ચારેક યોગીયો રહેતા હતા તે યોગશાસ્ત્ર પ્રમાણે યોગ સાધતા હતા. આ શૃંગ ઉપર જવાનો માર્ગ ઘણો ઉંચો, સાંકડો, ગલી કુંચીવાળો અને આડો અવળો હતો. એ માર્ગ ઉપર જતાં માંકડાં, રીંછ, સર્પ અને વાઘનો ઉપદ્રવ નડતો, માર્ગ બાંધેલો ન હતો એટલું જ નહિ પણ કેટલેક ઠેકાણે તો સાંકડા અણીવાળા પત્થર ઉપરથી પત્થર ઉપર કુદી જવાનું હતું. કેટલેક ઠેકાણે માર્ગ ઉપર ઘાસમાં અને કાંટામાં ચાલવાનું હતું. કેટલેક ઠેકાણે પર્વતની કિલ્લા જેવી બાજુઓ ઉપર ન્હાના વેલાઓ પેઠે માર્ગ વીટળાતો હતો અને તે ઉપર ચાલનાર પગલું ચુકે તો બીજી પાસ ઉંડાં કોતરો અને નીચી ખોમાં પડી જાઇ હાડકું પણ ન જડે એમ હતું. કોઇ કોઇ વખતનો આવા અકસ્માત બનેલા પણ કહેવાતા. કેટલીક વખતતો ત્યાં જનારાને આંખે તિમિર ચ્હડતું અને તે પાછા આવતા. ક્વચિત્ તો વચ્ચેથી પાછાં આવવું હોય તો પાછાં વળતાં પણ કઠણ પડે એવી સંકડાશ હતી. એમ છતાં યોગીરાજનાં દર્શન કરવા અનેક જાત્રાળુઓ જવા ડરતા નહિ. સ્થળે સ્થળે ફરી આ સર્વ વર્ણન રાધેદાસે કરી બતાવ્યું.

આ સિવાય બીજાં પણ અનેક શિખર હતાં. એક શિખર ઉપર બે ચાર વેદાંતજ્ઞાનમાં પારંગત થયેલા શાંતદાંત સંન્યાસીઓ ઝુંપડીઓમાં રહેતા હતા. અકશિખર ઉપર કેટલાક મઠ અને ઝુંપડાં યાત્રાળુઓએ બાંધેલાં હતાં. ત્યાં એક સ્થાને ન ઠરનાર અનેક સંન્યાસીયોનાં ટોળેટોળાં આવતાં જતાં વિશ્રામ કરતાં. એક શિખર ઉપર બે ચારેક શિવાલય હતાં. અને તેમાનાં બે શિવાલયની પૂજા પૂજારી બ્રાહ્મણો કરતા અને બેના સાધુઓ કરતા. એક આઘેના શિખર ઉપર ચંડિકાનું દેવાલય હતું, તે બેચારેક વડાદરા બ્રાહ્મણોને સ્વાધીન હતું. યાત્રાળુઓ પગે ચાલી સર્વ દેવદેવીઓને નમસ્કાર કરતા. સર્વ ઠેકાણે યથાશક્તિ પુણ્યદાન કરતા, પણ પોતાના કુળદેવતા કે ઇષ્ટદેવતાને અધિક દાન કરતા. સંન્યાસી, જોગી, બ્રાહ્મણ અને જતિઃ સર્વ જ્યાં રહે ત્યાં તેનો નિર્વાહ થતો. જે સઉથી આઘે, સઉથી એકાંતમાં સઉથી ગુપ્ત રહે તેનું મહત્વ વધારે લેખાતું, અને ત્યાં જનાર થોડા હોય એ સ્વાભાવિક હતું પણ જે થોડા જતા તે વધારે પુણ્ય કરતા. આ સર્વપંથના સ્થાનિક પંથીઓ પર્વત ઉપરથી નીચે ઉતરતા પહેલાં અને ઉતર્યા પછી એકઠા થતા ત્યારે પોતાના દેવની સ્તુતિ અને

ારકા દેવની નિંદા ચાલતી, એક બીજાનો તિરસ્કાર થતો, વિરોધ મને વિતંડાવાદ મચી રહેતો, અને પ્રસંગે મારા મારી થવાનો પ્રસંગ માવતો પણ લાંબો પ્હોચતો નહી. હોંકારા હોંકાર કરવામાં સર્વ ાક્તિ વપરાઇ જાય એટલે વધારે વિરોધની શક્તિ–વૃત્તિ સ્વતઃશાંત ઇ જતી. આ સર્વ વાતોની કથા કરતાં અંતે રાધેદાસ બોલ્યોઃ ' નવીનચંદજી, જેમ સાગરમાં સર્વ પ્રાણીઓ રહે છે તેમજ સુંદર-ગિરિ ઉપર પણ છે; ફેર એટલો કે સાગરનાં પ્રાણીમો પરસ્પરનો શકાર કરે છે ત્યારે આ ગિરિ ઉપર મહારાજ મણિરાજની આણ એવી વર્તે છે કે ફોજદારના સિપાઇને અહીં ફરકવું સરખું પણ પડતું નથી. સર્વના મનમાં એમજ રહે છે કે મહારાજ મણિરાજને કાન આપણે કુડુયુદ્ધ કર્યાની વાત જશે તો એમની પાસે આપણા ધર્મની તિષ્ઠા ઘટશે અને મહારાજને ખેદ થશે તે જુદો. અમારા મહારાજ જેવો સર્વધર્મપ્રતિપાળ મહાત્મા કોઇ થયો નથી અને થનાર નથી. એનું મન દુભાય તે આ ગિરિ ઉપર બાળકતો શું પણ કોઇ દુષ્ટ પણ ઇચ્છતો નથી. મહારાજ બાળક છે પણ શી એની બુદ્ધિ, શો એમનો અનુભવ, અને શી એમની રાજનીતિ! "

" મહારાજને અહીં કોઇ પ્રસંગે આવવું થાય છે ? "

" તો ! આ સ્થાન એવું રમણીય છે કે મહારાજ વર્ષે બે વર્ષે ચૈત્ર વૈશાખમાં અત્રે આવ્યા વિના રહેતા નથી. આ એકે એક શૃંગ ઉપરના પંથવાળા ઉપર એમની દૃષ્ટિ છે. અમારા તેમ સર્વ પંથના ગુરૂ પુરૂષો વર્ષમાં એક સમય પણ મહારાજને રત્નનગરી જઇ મળ્યા સિવાય રહેવાના નહીં. જ્યારે અમારા ગુરૂજી ત્યાં જાય છે ત્યારે મહારાજ જાતે દર્શનનો લાભ આપે છે અને ગુરૂજીની પાસે કાંઇક પણ નવું રહસ્ય યાચી લે છે. ગુરૂજીનો આશીર્વાદ મહારાજને પ્રિય છે. જે ધર્મ શાંતિ અને નીતિના પંથ શીખવે અને પળાવે તે ધર્મ ઉપર મહારાજનો પક્ષપાત. જેમ શ્રીકૃષ્ણ સર્વ ગોપીયોના હૃદ-યમાં બીરાજે તેમ સર્વ પંથના આચાર્યોના હૃદયમાં મહારાજની આણ ખરી. "

" તમારા પંથને મહારાજ માને છે ? "

એતો એમના કુલ ધર્મને અનુસરે છે એમાં અમે દોષ કેમ કહાડીયે ?

સ્વધર્મેનિધનંશ્રેયઃ એવું ભગવદ્વાક્ય છે. જેનો જે ધર્મ. રાજાનો એક ધર્મ કે સર્વ ધર્મનું પ્રતિપાલન કરવું.

રાધેદાસની વાતોમાં સરસ્વતીચંદ્રને મન ગંભીર અર્થ હતો. રાજનીતિનાં અનેક અંગ હોય છે. તેમાં એક કાર્યઅંગ અને એક યશ અંગ. કાર્યને અંગે લોકની પ્રીતિ–અપ્રીતિને વેઠવી પડે છે અને રાજાતો સર્વનું પ્રીતિ ભાજનજ હોવું જોઇએ, માટે કાર્યઅંગ કારભારીને આપવું અને યશઅંગ રાજાએ રાખવું. પ્રધાન વિવર્તના કરતાં રાજવિવર્તમાં અનેકધા હાનિ અને કષ્ટ છે. અને કાર્ય અંગના વહેનારને લોકની અપ્રીતિના પ્રસંગ આવશ્યક સ્વીકારવા પડે છે અને એ સ્વીકારથા પદવી વિવર્તના પ્રસંગ સારૂ તૈયાર રહેવું પડે છે. માટે સુભક્ત પ્રધાને કાર્યઅંગ પોતાનાજ શિર ઉપર રાખવું અને યશ-અંગ રાજાનેજ આપવું. જેમ યોદ્ધાઓએ યુદ્ધમાં મરણ સ્વીકારવા તૈયાર રહેવાનું છે તેમ પ્રધાને કાર્યઅંગના પરિણામ સારૂ તૈયાર રહેવાનું છે. પોતાનું માથું આપી રાજાના યશઅંગનું રક્ષણ કરવું એ પ્રધાનનો પ્રધાન ધર્મ છે. પ્રધાને કાર્ય સાધવું અને રાજાને યશ પ્રાપ્ત કરાવવો. આ યશ એટલે રાજાની સ્તુતિ પ્રવર્તે એટલુંજ નહિ, પણ રાજા ઉપર સર્વની પ્રીતિ થાય એ આ યશઅંગનું સાધ્ય છે. જેમ કેટલાંક સામાન્ય વ્યાપાર કાર્યમાં અને ગૃહકાર્યમાં સ્વામી ઉદાર દેખાય અને સેવક કૃપણતાનો આરોપ વેઠી સ્વામીનું દ્રવ્ય બચાવે, તેમજ રાજકાર્યમાં પણ યશઅંગ રાજાનું છે. આનો અર્થ એમ નહી કે પ્રધાને યશ ન શોધવો અને રાજાએ કાર્ય ન કરવું. કાર્ય એ રાજાનો આત્મા છે અને યશ એ રાજાનું અંગ છે અને અંગથી આત્મા ઢંકાએલો રહે છે. પ્રધાનને યશ પણ સાધ્ય છે પણ એનો યશ રાજાનું કાર્ય સાધવામાં છે, રાજાના હૃદયમાં છે, અને રાજાની ફલ સિદ્ધિમાં છે, અને રાજાના યશ અંગમાં રાજાને નામે ઢંકાએલો છે. રાજકાર્યને અંગે જે અપયશ પ્રધાને વ્હોરવો પડે છે તેનું અ-નિષ્ટ પરિણામ તેની જાતને વેઠવું પડે તેમાંથી તેનું રક્ષણ કરવું એ રાજાનું કામ છે, એમાં રાજાને પોતાની જાતના સ્વાર્થનો ત્યાગ કર્તવ્ય છે, અને જો રાજા આ અવસ્થા સ્વીકારે તોજ તેના કાર્ય આત્માનું કુશળ છે. આવાં આવાં અનેક કારણોથી રાજા પ્રધાન વચ્ચે કર્મ વિભાગ કરવામાં રાજાને યશઅંગનાં કર્મ સોંપવાં અને પ્રધા-નને કાર્યઅંગનાં કર્મ સોંપવાં અને અંતરમાં ઉભયનો આત્મા એક

રાખવો એ રાજ્યનીતિનો પ્રથમ અને આવશ્યક પાયો છે. એ પાયા વગર બાંધેલું સર્વ બાંધકામ પોલું અને રાજા અને પ્રજા ઉભયને અકુશળ છે. આવો વિદ્યાચતુરનો સિદ્ધાંત હતો. તે વાર્તાવિનોદ પ્રસંગે તેણે સરસ્વતીચંદ્રને કહેલો હતો. આ પ્રસંગ આજ એને સાંભરી આવ્યો અને મણિરાજના પ્રધાનનો સિદ્ધાંત વ્યવહારમાં કેમ સિદ્ધ થાય છે તેનું પ્રત્યક્ષ દૃષ્ટાંત રાધેદાસની વાર્તામાંથી નીકળ્યું. આ દૃષ્ટાંત ઉપરથી વિચાર થતાં એને સાંભર્યું કેઃ—

सदानुकूलेषु हि कुर्वते रतिम् ।
नृपेष्वमात्येषु च सर्वं संपदः ॥

અને આ શ્લોકમાં કેવળ વાકપટુતાજ નથી પણ કંઈક અનુભવનું અર્થ ગૌરવ છે તે સમજાયું. આવા દુરવાસી બાવાઓની પણ મણિરાજ ઉપર આટલી પ્રીતિ, અને પ્રીતિને અંગે તેમને આટલું ભય કે પોલીસ સરખીનું પણ તેમને કામ પડતું નથી. વિદ્યાચતુર ! મણિરાજના યશ શરીરનો સાધક તમારો અને મણિરાજનો સંબંધ કેવો પ્રીતિકર છે ! નક્કી તમારામાં આવા કાર્યની સાધકકલા ગુણસુંદરીએજ સમર્પી છે. ગુણસુંદરી !–કુમુદસુંદરી !–કુમુદ સાંભરી ત્યાં અંતરમાં ઉંડો ઘા પડ્યો અને હૃદય આગળ મર્મવેધક સૃષ્ટિ આવી અને ચમકારા કરવા લાગી. પણ રાધેદાસે દૃષ્ટ વિચારમાં સુવિક્ષેપ પાડ્યો. પત્થરો, વસાઓ, છોડવા અને માટીવાળા માર્ગમાં થઈને સરસ્વતીચંદ્રને પર્વતની કોર આગળ લેઈ ગયો. કોર આગળ ખુણો પણ હતો. ત્યાં એક મહાન શિલા ચોરસ અને ઉપરથી લીસી હતી તે ઉપર બે જણ બેઠા. સરસ્વતીચંદ્ર એના ઉપર પણ ઉભો થયો અને ચારે પાસ દૃષ્ટિ ફેરવી વળ્યો. દક્ષિણમાં તાડનાં વન હતાં. ઉંચા ઉંચા તાડ ન્હાના છોડવા હોય તેમ દૃષ્ટિ એક ફેરો ખાઈ બધા તાડ ઉપર ફરી વળી. પૂર્વમાં મનહરપુરીની સીમા અને આંબાનાં વન હતાં. સૂર્ય સામો આવતો હતો અને નેત્રને ઝાંઝવાં વાળતો હતો. નેત્ર એણીપાસથી ફર્યું અને ઉત્તરમાં વળ્યું. સુન્દરગિરિનાં સર્વ શૃંગો–શિખરો જાનનાં માણસો પેઠે એક બીજાના ખભા ઉપર માથાં કરી ઊભાં રહેતાં હતાં અને નવા તેજના રંગથી રંગાતાં છેટે આકાશમાં ભળી જતાં હતાં. દક્ષિણમાં આવતાં નેત્ર, ઉંચા શિખરો છોડી, છેક નિચાણમાં આઘે સમુદ્ર હતો તે ઉપર પડ્યું. પશ્ચિમમાં સમુદ્ર,

પૂર્વમાંથી–દક્ષિણમાંથી વ્હેતી આવતી સમુદ્રને મળતી સુભદ્રા, અને જોનાર ઉભા હતા તેમના પગ આગળથી નીચે પથરાતો પર્વત અને તે નીચે એની તળેટી. આ સર્વ કોર પાલવ વચ્ચે વિચિત્ર ભવ્ય ચિત્રપટ–ચિત્રોથી ભરેલું વસ્ત્ર પડી રહ્યું હતું તે ઉપર સરસ્વતીચંદ્રની દૃષ્ટિ ફરવા-ઠરવા લાગી. રાધેદાસે આ વસ્ત્રોમાંનાં ચિત્રોની કથા વિસ્તારથી કહેવા માંડી.

નવીનચંદ્રજી ! આ જોઇ દહેરાની ટક ? અહીંથી તો ચાતુર્માસમાં જોવાની ગમત છે. ઉપર વાદળાં, અહીંથી તે નીચે તળેટી સુધી સરતા પાણીના ધોધ, સામે સમુદ્ર, વચ્ચે આ ધોળાં દહેરાં અને આ પાસ સુભદ્રામાં ચોપાસથી ભરાતું ઉભરાતું અનહદ પુર ! ! અને આ સર્વની વચ્ચે વણકરના તાણા વાણા જેવી વરસાદની વૃષ્ટિ ! ! ધોળા રેશમના ઢગલા જેવાં વાદળાં તો આપણા પડખામાં આવી ચાલે, વૃષ્ટિ તો આપણી આસપાસથી દોરડા પેઠે ટીંગળવા માંડે, અને પાણીના ધોધ નારાયણના નખમાંથી ગંગા નીકળ્યાં એમ આપણા પગમાંથી નીકળતા દેખાય ! ! વાહ ! વાહ ! વાહ ! શી સુન્દરગિરિની ચાતુર્માસમાં શોભા ! તમે નક્કી સુન્દરગિરિનાજ વાસી થાવ અને આ આનંદ અનુભવો ! એ શોભા કંઇ ઓરજ થાય છે. એ જુએ નહિ તેનું જીવ્યું ફોક !

રાધેદાસે વર્તમાન ચિત્ર સાથે આમ ભવિષ્ય ચિત્રનું મિશ્રણ કર્યું. દૃષ્ટિ આગળ અદ્‌ભુત દેખાવ તરતો હતો તેમાં કલ્પના શક્તિ આગળ બીજો દેખાવ ખડો થયો. ન્હાનું બાળક રોતાં રોતાં રમકડું જોઇ રહી જાય છે; મ્હોટું માણસ અત્યંત વિપત્તિને અવસરે પણ સૃષ્ટિની ભવ્યતા જોઇ સ્તબ્ધ થાય છે, ચિત્ત સ્તબ્ધ થતાં આસુમાં અંતરાય પડે છે, અને નવા આનંદ આગળ પળવાર જુનું થએલું દુઃખ વિસારે પડે છે. રાધેદાસનું વર્ણન અને નેત્ર આગળનું ચિત્ર એ ઉભયની વસ્તીથી સરસ્વતીચંદ્રનું મન ભરાઇ ગયું.

વાહ, વાહ, રાધેદાસ ! શી સુંદરગિરિની શોભા છે ? આ આટલાં બધાં દેવાલય કોનાં છે ? તળેટીમાં વસ્તી કોની છે ?

સર્વ દેવાલયો ઉપર રાધેદાસની દૃષ્ટિ પક્ષીની પેઠે ફરી વળી. નવીનચંદ્રજી, આ પેલી પાસ કાળા ડાલા દેખાય છે તે સુરગ્રામનાં ઘર છે. ગામ તો ન્હાનું છે પણ તીર્થનું સ્થાન છે. અસલ સુરગ્રામ

આ દેવાલયોને સ્થાને હતું. એ દેવાલયોમાં પંચાયતન દેવતાની જુદી જુદી પ્રતિમાઓ વિરાજે છે. આ સુંદરગિરિ ઉપર જેટલાં શૃંગો છે તેટલા પંથ છે અને તે સર્વ પંથવાળાઓનાં દેવાલય આપણી દૃષ્ટિ આગળ છે.

(સર. ભા. ૩)

# સરસ્વતીચંદ્રની પ્રાણયાત્રા.

અંધકારની સેના ચારે તરફ ઘણા જોરથી ધસારો કરતી હતી, અને દશે દિશા છાઇ લીધી હતી. ઘોડેસ્વારો વેગથી સ્વારી કરતા હોય અને ઘોડાની ખરીઓના ડાબલાના ડાબકા જમીનપર દેવાતા હોય તેમ કાળરાત્રિ ગાજતી હતી. અનેક તરવારો અથડાતી હોય તેમ પવનને બળે અનેક ઝાડોનાં પાંદડાં તથા ડાળો અથડાઇ અવાજ કરતાં હતાં. મ્હોટા બાણાવળી ઉગ્રબળથી બાણ ફેંકતા હોય અને તેના સુસવાટ ચારે પાસ મચી રહ્યા હોય તેમ પવન સુસવાટા નાંખી રહ્યો હતો અને વૃક્ષો વચ્ચેના પાંદડાં વચ્ચેના આંતરા વચ્ચે થઇને ધસી આવતાં ચીસો નાંખતો હતો. ચારે પાસ યુદ્ધનાં ભયંકર વાજાં વાગી રહ્યાં હોય અને યુદ્ધની બુમમાં બરોબર ન સંભળાતા સ્થળે સ્થળે તેનો નાદ સ્ફુરતો હોય તેમ સર્વ પાસ તમરાં નિરંતર બોલતાં હતાં. ઘવાઈ ઘવાઇ કોઇ હાથ ખોઇ, કોઇ પગ ખોઇ પડેલા જોદ્ધાઓ, દોડતા લડતા જોદ્ધાઓના પગ તળે કચરાતાં છુંદાતાં દુઃખથી અશરણ બની હૃદયવેધક ચીસો પાડી ઉઠતા હોય તેમ હરણ, સસલાં અને અનેક ગરીબ પશુઓ, બોડમાં ઉંઘતાં પ્રાણીઓ શોધીખાનાર વરૂ જેવાં ક્રૂર ચોર પશુઓના પંઝામાં પોતાને અથવા નરને કે માદાને કે બચ્ચાંને ફસાયલાં દેખી, ઉંડાણમાંથી કારમી ચીસો નાંખતાં હતાં. આખા જંગલમાં શીકારી અને શીકારની દોડાદોડ મચી રહી હતી, અને સિંહ વાઘના પંઝા અને નખ ધબ લેઇને પડતા હતા અને ગરીબ પ્રાણીઓના કોમળ માંસમાં ખુંપી જતા હતા. શીયાળનાં ટોળાં ચારે પાસથી કાયર જોદ્ધાઓ નાસતાં નાસતાં ચીસો પાડે તેમ રોતાં હતાં. શૂરા સ્વારો પેઠે વાઘ, ન્હાનાં ઝાડ

અને ઘાસ ઉપર ફાળ ભરતા, વેગથી ચાલ્યા જતા હતા. સેનાના નાયક જેવો મૃગપતિ સિંહ અંધરાત્રે રસ્તા વચ્ચે બેઠો બેઠો મ્હોટું વાદળું ગાજતું હોય–તોપ ધડુકતી હોય–તેમ મહા ગર્જના કરી રહ્યો હતો. એ ગર્જના સાંભળતાં વાઘ સરખા પ્રાણી ચુપ થઇ લપાઇ જતાં હતાં, હાથીઓ અને પાડાઓ બરાડા પાડતા પાડતા નાસાનાસ કરી મૂકતા હતા, ઝાડ ઉપર સુતેલાં પક્ષીયો જાગી ઉઠતાં હતાં અને કંપતાં કંપતાં કાન માંડતાં હતાં. આખા જંગલમાં અને આઘેના સુંદરગિરિનાં કોતરોમાં વિકરાળ પડઘા ઉઠી રહ્યા હતા, અને ધોરી માર્ગપર એક ઠેકાણે એકલો બેઠો બેઠો આવી મહાગર્જના કરતો મદોન્મત્ત સિંહ પશુ માત્રમાં પોતાની આણ વર્તાવતો હતો અને આખા જંગલમાં ખુણેથી ખુણે સર્વત્ર તેની હાક વાગી રહી હતી. અગ્નિના અંગારા પેઠે તેની આંખો રાતાં તેજથી ચળકતી હતી અને આઘે સુધી તીવ્ર ભયંકર કટાક્ષ નાંખતી હતી. ક્રુર પશુઓનો આ મહારાજ ઘડી ઘડી યાળ ફેંકારતો હતો અને તે વીંઝાતાં તેના સ્વરથી ચમકતાં તમરાં પણ ચૂપ થઇ જતાં હતાં. જે રસ્તાને એક છેડે આ વનરાજ આવી રીતે બીરાજતો હતો અને તેજ રસ્તાને બીજે છેડે તેજ સમયે, કાળજું કહ્યું ન કરે એવે સ્થળે ને સમયે મનસ્વી મન–રાજ સરસ્વતીચંદ્ર ત્રિભેટા આગળ વચ્ચોવચ એકલો પડયો પડયો નિર્ભય અને નિઃશંક મૂર્છા સમાધિ સાધતો હતો.

આ પ્રસંગે આખા જંગલમાં પેસવા કોઇ માનવીની છાતી ચાલે એમ ન હતું અને ખરા શૂરવીરો પણ રાત્રિ સમયે આ ભયંકર જનાવરોને છંછેડવા હીંમત ધરતા ન હતા. આખા જંગલમાં માત્ર જનાવરોની કારમી ચીસો સંભળાયા કરતી અને બ્હારવટીયા ઓરાવણું કરતા તે પણ મનહરપુરીની બાજુના વડમાં ભરાતા. સરસ્વતીચંદ્ર પડયો હતો તે જગા વડથી થોડે છેટે હતી અને વડ નીચે ઉઠતો શોર બકોર પણ અંધારામાં કાનઉપર અફળાતો ત્યારે ઓછો ભયંકર ન્હોતો લાગતો. આકાશમાં તારાનાં ઝુંડ ઝણુકતાં હતાં તે પણ ભયંકર પ્રાણીઓની આંખો જેવાં વિકરાળ પ્રકાશવાળાં લાગતાં હતાં અને જંગલનો આ ઠાઠ જોઇ નબળો પોચો માણસતો ભયથી ગાંડોજ થઈ જાય. સરસ્વતીચંદ્રની મૂર્છા વળી, તો પણ ઉઠવાની કે બોલવાની તેનામાં શક્તિ રહી નહતી, રસ્તાની ધુળમાં ચતોપાટ પડેલો હતો તેને કાંઇક શુદ્ધિ આવતાં, પ્રથમ કાન સચેત

થવા પામતાં, સિંહની ત્રાડતી ગર્જના અને તેની સાથેજ બીજાં પ્રાણીઓની ચીસો એકદમ એ કાનમાં આવવા લાગી, અને આંખો ઉઘડતાં એ ગર્જનાઓથી ગાજતો, વિંઝાતો, ત્રાસ વરસાવતો અંધકાર અને અંધકારસાગરને પેલે કિનારે ચાંચીયાઓની તરવારોની અણીયો પેઠે ચળકતા ચળકતા તારાઓ દૃષ્ટિમાં ઉપરા ઉપરી ઉભરાવા લાગ્યા. સરસ્વતીચંદ્રના પંડિત વિચાર નાસી ગયા: કવિતાતો પાસે આવીજ નહી; જ્ઞાન માર્ગતો સૂઝયોજ નહી.

માબાપ, કુમુદસુંદરી, અને ચંદ્રકાંત પણ એના મનની દૃષ્ટિ મર્યાદામાંથી ખસી ગયાં; મરણકાળે સર્વને મૂકી એકલાં જવાનું તેવીજ રીતે આ મહા ભય પ્રસંગે પણ સરસ્વતીચંદ્ર એકલો, અનાથ ભાંય નાંખેલા જેવો કાળરાત્રિના ઘોર ભયભૈરવનું ઉગ્ર સ્વપ્ન જોવા લાગ્યો. ઉઠવાની શક્તિ નહી તો નાસવાની ક્યાંથી હોય? નાસીને પણ આ અજાણ્યા જંગલમાં અંધકારે કઇ દિશાએ જવું? ગમે તો ભૂખ અને અશક્તિથી અથવા ગમે તો કોઇ ભયંકર પ્રાણીના મુખમાં આહુતિ પેઠે પડી, સંસારને છેલ્લા નમસ્કાર કરવાનો પ્રસંગ પ્રત્યક્ષ લાગ્યો. તેની સાથે ભૂતકાળ દૃષ્ટિ આગળ ખડો થયો, પિતા, કુમુદસુંદરી, અને પ્રિય ચંદ્રકાંતનાં દીનમુખ નેત્ર આગળ આવી ઉભાં, અને તે સર્વનાં નેત્રમાં આંસુની અખંડિતધાર વ્હેતી દેખાઇ. બોલવાની શક્તિ વગર, બોલ્યાવગર, સરસ્વતીચંદ્રનો આત્માજ આ જોઇ રોવા લાગ્યો; સૌની ક્ષમા માગવા લાગ્યો; કરગરવા લાગ્યો; બ્રહ્મહત્યા જેવી સ્નેહહત્યા ફરી ફરી સાંભરી આવી તેના આખા શરીરને કંપાવવા લાગી; એની આંખોમાંથી આંસુ જાતે નીકળવા લાગ્યાં અને બે પાસ આંખના ખુણામાંથી લમણા ઉપર થઇ કાન આગળ થઇ પૃથ્વી પર પડવા લાગ્યાં; તેને શીત આવ્યા જેવું થયું; રોવાની શક્તિ હોત તો પોકે પોક મુકી રોવાઇ જાત, પણ રોવા જેટલી શરીરમાં શક્તિ સરખી નહતી તેથી શરીર અને મુખ રાંક થઇ ગયાં; લક્ષ્મીનંદન, કુમુદસુંદરી, અને ચંદ્રકાંત એ શબ્દથી ભરેલા નિઃશ્વાસ અને પ્રાણ છાતીમાં ધડકવા લાગ્યા; એ માર્ગ મોકળો કરવા ગરીબડું મુખ પ્હોળું થઇ ગયું; પગ ચુસવા લાગ્યા પણ હલાવવાની શક્તિ ન હતી; પેટમાં દાહ ઉઠવા લાગ્યો અને યમરાજના દૂતનાં પગલાંના જેવા ધબકારા સંભળાયા. અત્યારે એને કોઇ અગ્નિદાહ કરવા ન હતું; એના શબ પાસે મરણપોક મુકનાર પણ નહતું. માત્ર અંધ-

કાર ભરેલું જંગલ ભયાનક અને ગંભીર દેખાવ ધારણ કરી ચારે પાસથી ત્રાડો નાંખતું, મારેલા શીકાર પાસે ગાજતો વાઘ બેઠો હોય તેમ, બેઠું હતું અને ખાવા ધાતું હતું.

એવામાં રસ્તાની એક બાજુ પરની ઝાડીમાં કાંઇક ખખડાટ થયો, અને થોડીવારમાં એક મહાન અજગર—કાળો નાગ-ફુંફવાડા મારતો ઝાડીમાંથી રસ્તા ઉપર દાખલ થયો અને કુવારાના પાણી પેઠે ઉછળતો ઉછળતો સરસ્વતીચંદ્ર પડયો હતો એણી પાસ સમુદ્રના-અટકે નહીં એવા—મોજા પેઠે આવ્યો. સરસ્વતીચંદ્રના અશક્ત શરીરમાં એના ધસારાએ અને ફુફવાડાએ અચીંતી લેશ શક્તિ આણી અને ઉઠાયું તો નહીં, પણ નાગ આવતો હતો તે ભણી દૃષ્ટિ ફેરવી અને યમદુત જેવા નાગ એણે દીઠો અને તેની સાથે આંખો આકાશ ભણી હતી તેવી કરી દીધી. સગા સ્નેહીના વિચાર, પશ્ચાતાપ, દીનતા, શોક અને આંસુ એ સર્વ સંસારના પદાર્થોનો વીજળીની ત્વરા ત્યાગ કરી દીધો, અને મહામંગળ સમય જેવા મરણ કાળને વાસ્તે સરસ્વતીચંદ્ર આંખના પલકારા જેટલી વારમાં સજ્જ અને સાવધાન થઈ ગયો. આ સર્પ પોતાને કયારે ડસે છે તેની વાટવાકયતા હૃદયથી જોવા લાગ્યો. સર્વ સંસારનું હવે અવસાન આવે છે સમજી, ક્ષોભ તજી, અને શાંત થઇ ગયો: વિચારનો અવકાશ મળ્યે, ઉપજેલું મરણ—ભય, અવકાશ જતો રહ્યો તેની સાથે જતું રહ્યું. માત્ર આત્મ રક્ષણની સાહજિક વૃત્તિ સૂર્ય ગયા પછી પણ સૂર્યનાં કિરણ રસળે તેમ હજી રહી હતી અને એ વૃત્તિ એ પણ એવુંજ શીખવ્યું કે નાગની પાસે સચેતન દેખાવા કરતાં જડ દેખાઇ, જાય તે રસ્તે તેને જવા દેવો એજ સારૂં છે. મહા સર્પ દોડતો દોડતો આવ્યો, તે ક્ષણે સરસ્વતીચંદ્ર આવાં કારણથી હાલતો ચાલતો બંધ થઇ સ્તબ્ધ બની શ્વાસ રૂંધી પડી રહ્યો.

સર્પ આડો અવળો વાંકો થતો એની પાસે આવ્યો, પોતાના માર્ગનો અવરોધ કરતો એને દેખી એની ચારે પાસ પ્રદક્ષિણા કરવા લાગ્યો, અને અંતે પ્રથમ હતો તે પાસે આવી એની છાતી પર ચઢી ગયો. સાપ પાંચ છ હાથ લાંબો, ચાર પાંચ આંગળ જાડો, અને વિકરાળ હતો. તારાના તેજમાં એની તીવ્ર આંખો, ધોળી મુછો, અને કાંચળીમાંના પટા આભાસ ધરવા લાગ્યા. પોતાની પ્હોળી મ્હોટા પાંદડા જેવી અધફણા ઉંચી કરી કંપાવવા માંડી, સરસ્વતીચંદ્રની

છાતીપર નાગરાજ ડોલવા અને ભયાનક ડાકલી વગાડવા લાગ્યો. સરસ્વતીચંદ્રના ધૈર્યની સીમા આવી ગઇ અને સાપ કરડયો હોય એવીજ વૃત્તિ આ દેખાવ જોઇ એને થઇ ગઇ. તેના હોઠ, નખ, અને દાંત કાળા પડયા હશે તે તો અંધારામાં શું જણાય પણ તે સર્વમાં શીત વ્યાપી ગયું, કાન બ્હેરા થઇ ગયા, શરીરમાંથી લોહી છુટકી ગયું, અને આત્મા શબ જેવા શરીરમાં માત્ર સાક્ષી રૂપે રહ્યો. પાંચ સાત મીનીટ સુધી વિષમય પ્રાણી આ શરીર ઉપર આમતેમ ફર્યો અને એના ભાર નીચે ચગદાતા ગયા તેમ તેમ શરીરના અવયવ એક પછી એક મરી ગયા જેવા થયા. અંતે એકદમ પુછડું જોરથી સરસ્વતીચંદ્રના મ્હોં પર ઝીપટી, શરીર ઉપરથી ઉતરી, સાપ સામે રસ્તે ચાલ્યો ગયો. તે પળે " ઓ કરડયો ! " એવી વેદના સરસ્વતીચંદ્રના રહેલા ભાનના અંગારામાં વિષ પેઠે વ્યાપી ગઇ અને તેની સાથે એ અંગારો હોલાઇ ગયો. જંગલ પાછું હતું તેવું થઇ ગયું, સરસ્વતીચંદ્રના હૃદયના ધબકારા પણ બંધ થઇ ગયા, એને ધારણ કરનારી રાત્રિચિતામાં અંધકાર ભડભડ લાગવા માંડયો; અને જંગલસ્મશાનમાં પ્રાણીબંધુઓની પોકેપોક ચારે પાસ ગાજી રહી અને આકાશને ભેદવા લાગી; કઠણમાં કઠણ કાળજાં ચીરી નાંખે એવી મરણ પોક જેવી સિંહ ગર્જના બીજા સર્વ નાદને ડુબાવી દઇ એકલી સંભળાવા લાગી; અને દશે દિશાએ ઘોર શૂન્ય અંધકારમાં યમને ખોળે પડેલા સરસ્વતીચંદ્રની પ્રાણયાત્રાના અવસાનના સાક્ષીભૂત થવા, એ સુતો હતો ત્યાંથી ફરતા બે ત્રણ ગાઉ સુધીમાં, કોઇ માનવી આ ભયંકર પ્રહરે હશે એવી કલ્પના પણ થવાનું કારણ ન હતું. ચારે પાસનું જંગલ, પૃથ્વી, આકાશ, અને સર્વ દિશાઓ એકદમ આ પુરૂષના પ્રાણને વાસ્તે પોકારતી હતી અને એ પોકાર અંધકારમાં પડઘા પામી ગાજી ઉઠતો હતો.

" ઓ સરસ્વતીચંદ્ર ! "—" સરસ્વતીચંદ્ર ! સરસ્વતીચંદ્ર ઓ ! ઓ ? "........એવી લંબાતી કારમી ચીસ આખા અરણ્યમાંથી ઉંચા તાડોનાં વચાળામાં થઇને નીકળતી લાગતી હતી, અને ઠેઠ મનહરપુરીમાં પ્હોંચી ચંદ્રકાંતના હૃદયને ચીરતી હતી, અને સુવર્ણપુર સુધી પ્હોંચી ગરીબ કુમુદસુંદરીની આંખોમાંથી ઉંઘને હાંકી કાઢી આંસુનો સાગર ઉભરાવતી હતી અને અમાત્યનો મહેલ અને પ્રમાદધનનું રંગભુવન તેને મન સ્મશાન જેવું કરી દેતી હતી.

( સર. ભાગ ૨ જો. )

# ગૃહત્યાગની ગોષ્ટિ.

ચંદ્રકાંત ચમક્યો, મિત્રને ઉઠાડી, સામું જોઇ ધીરજ આપીઃ– "ભાઇ, ભાઇ–આ શું ? ધૈર્ય રાખો–શું છે આ ?"

"ચંદ્રકાંત ! ચંદ્રકાંત ! કાંઈ કહેવાનું નથી. ધૈર્યજ છે. શું હોય ? કાંઇ નથી ! !"

"ત્યારે આ શું ?" ચંદ્રકાંતનું હૃદય ઓગળ્યું અને ધડકવા લાગ્યું."

"કહીશ."

પોતાની મેળેજ આંખો લોહી પિતાની સાથે બનેલા સર્વ વર્તમાન ધીરજથી કહી બતાવ્યા. પોતે ધૂર્તલાલને સર્વ સોંપી દીધું તે પણ કહ્યું. અને એકદમ હૃદય કઠણ થઇ ગયું હોય એમ ટટાર થઇ બેઠો.

"ચંદ્રકાંત, મ્હારૂં મન આજ આટલું નિર્બળ ઘડિક થયું તેથી મને ઘણી શરમ આવે છે. પણ શું કરૂં ? હું છેક આમ ન્હોતો જાણતો. હશે ઇશ્વરને ગમ્યું તે ખરૂં."

"ભાઇ, શા વાસ્તે આમ કરો છો ? તમારો દોષ નથી. પણ તમે આ ઉતાવળ કરી તે ઠીક ન કર્યું."

"ચંદ્રકાંત, પિતાનું દ્રવ્ય આજથી મારે શિવ નિર્માલ્ય છે ?"

"શાંત થાઓ. એમ શું બોલો છો ? કાંઇ તમારે સારૂ માર્ગ નથી એમ તો નથી ?"

"ના, ના, તે માર્ગ નથી જોઇતો મારે માર્ગ ન હોય તે ત્યાગ કરે એ તો વૃદ્ધા નારી પતિવ્રતા પિતાના મનમાં એમજ આવ્યું કે હું દ્રવ્યને લીધેજ એમનો સંબંધી છું. હવે એમને મારી ચિંતા નથી–મારો વિશ્વાસ નથી. ભલે. ચિંતા નથી તો સારૂં છે. અવિશ્વાસ હું દૂર કરીશ. એ સર્વ દ્રવ્ય હું ગુમાનબા અને ધનભાઇને આપી દઉં છું. ઇશ્વર એ દ્રવ્ય તેમના હાથમાં અચલ રાખો. મ્હારે મન નિર્ધનતા કઠણ નથી.

"જાઓ, જાઓ, એમ શું કહો છો ? ઇશ્વરે તમને વિદ્યા ક્યાં નથી આપી ?"

"વિદ્યા વેચવા હું ઇચ્છતો નથી. પેટની મને ચિંતા નથી. દ્રવ્ય મ્હારે જોઇતું નથી—તે નિરુપયોગી છે. તને ખબર છે કે માત્ર પિતાના સ્નેહને વાસ્તેજ હું સંસારી હતો, અને એ સ્નેહ હવે નથી ?"

"કોણે કહ્યું કે દ્રવ્ય નિરુપયોગી છે ?"

"હવે જાણ્યા જાણ્યા ત્હારા વિચાર, દેશહિત, લોકહિત અને આત્મહિત ત્રણે વાનાં દ્રવ્ય વિના સિદ્ધ થઇ શકે છે. આપણામાંજ ખામી હોય તો કોઇ શું કરે ?"

"ત્યારે તમે ધર્માસન આગળ ધંધો કરો ! તમને ક્યાં અનુકૂળતા નથી ?"

"મૂર્ખ, તને ખબર નથી કે તેનો પ્રથમથીજ તિરસ્કાર છે ! શું ઉદર નિમિત્તે હું અણગમતા સંસારમાં ઝબકોળાઇશ ?"

"ત્યારે વ્યવહારનો પુરુષાર્થ શો ?"

"ચંદ્રકાંત, હવે બસ કર, મારે આ વાદવિવાદ નથી જોઇતો !"

"તો વગર ધંધે તમે ક્યાં રહી શકો નહીં એમ છે ? એક લાખ રૂપીઆ તમારા છે-લાખ રૂપીઆ ડોશી આપી ગયાં છે !"

સરસ્વતીચંદ્ર ચમક્યો. ચંદ્રકાંતે ડોશીના સર્વ સમાચાર કહ્યા. સરસ્વતીચંદ્ર નારાજ થયો. પણ હવે ઉપાય ન રહ્યો. કુમુદસુંદરીનું દ્રવ્ય કોઇને આપવા તેને અધિકાર નહતો.

"ચંદ્રકાંત એનું ગમે તે થાય. મ્હારે તો દ્રવ્યજ નથી જોઇતું."

"તમે તો ઘેલા છો. તમારૂં દ્રવ્ય—તમે જૂદા રહો પિતાથી, સંતોષમાં વસો, વિદ્યા વધારો, પરમાર્થ કરો, અને કુમુદસુંદરીને આનંદ આપો."

"પણ હું પિતાથી જૂદો તો ન રહું. વળી વિચાર કે આ દ્રવ્ય જોઇ વિદ્યાચતુરે સંબંધ બાંધ્યો હશે. તેને કેવું થશે ? તેનાથી વિવાહ ફોક પણ નહીં થાય."

"હવે કાંઈ પરમેશ્વરને પાડે હતા તેવા શાણા થાઓ. તેણે તમનેજ જોયા છે—બીજું કાંઇ નથી જોયું."

"પણ ચંદ્રકાંત, રંક અવસ્થાનાં સુખદુઃખ, અહોના જેવી નિરાધાર સ્થિતિ, સંસારના ધક્કા, નિર્ધનતાના અંધકારમાં ઢંકાયલાં રત્ન, અવિદ્યાના પ્રદેશ, અને એવું એવું ઘણુંક જોવાનો મ્હારો અભિલાષ છે અને આ અનુકૂળતા થઇ ગઇ છે."

"પણુ લોક શું કહેશે ?"

"મૂઢ; અપકીર્તિ મને ભયંકર નથી. કીર્તિ અપકીર્તિ એ જૂઠાં ઝાંજવાં છે, ઉંઘતાનાં સ્વપ્ન છે, સ્વપ્નનાં સત્વ છે, એ માત્ર પણુ નથી. હેય પણુ નથી."

"વારૂ, કુમુદસુંદરીનો વિચાર કર્યો ?"

"એનો વિચાર ઇશ્વરને સોંપું છું. ટુંકા પ્રસંગથી ઉત્પન્ન થએલો સ્નેહ ટુંકા સમયમાં શાંત થશે. કાઇ સારો વર મળશે એટલે મને ભુલી જશે.''

"તમે ભુલ કરો છો. એ મુગ્ધાને તમે હાનિ પહોંચાડી તો અત્યંત પસ્તાશો અને ઇશ્વરના અપરાધી થશો. તમારા ચિત્તમાંથી પણુ એ ખસનાર નથી."

"મ્હારા ચિત્તની વાત હું વધારે જાણું."

"તે જાણુતા હો ત્યારે જોઇએ શું ? તમે તો માત્ર ઘેલા ઘેલા અભિલાષ કરી જાણો છો અને બીજા મનમાં દાબી રાખે તેને બહાર કાઢી અનુભવમાં આણુવા ઇચ્છોછો. એ મૂર્ખતાનું લક્ષણ."

"તું બહુ બોલે છે હાં !"

"હું તો બોલું છું પણુ તમે બોળવા ઉભા થાવ એવા છો. બારિસ્ટર બન્યા, આટલી કીર્તિ મેળવી, આવો સ્નેહ બાંધ્યો, આટલા શ્રીમંત અને વિદ્યાવાન થયા—તે આ વિચાર તો કરો કે શું કરવા ધારો છો ? આ તો મૂર્ખતમ. બીજો કોઈ બારિસ્ટર આ દશામાં પડયો હોય અને તમે તેને જોઇ શું કહો, તે કલ્પો તો ખરા ?"

"ત્યારે હું શું કરૂં ?"

"જે જે શક્તિ અને સુંદરતા તમારામાં છે તેનો સારો જયવંત ઉપયોગ કરો, એજ ! આમ જોગી જેવા બાયલા બની સંસાર દુસ્તર છે માટે તરવું નહીં એવો વિચાર ન કરો; પાછળ અમને શું થશે તે વિચારજો."

સરસ્વતીચંદ્ર ઉંડા વિચારમાં પડયો. બેઠો હતો તે કોચ ઉપર માથું ઢાળી દીધું અને અર્ધમીંચેલી આંખો ઘડીક શૂન્ય થઇ. થોડીકવાર ચંદ્રકાંતને ખભે હાથ મૂકી દયામણે પણ ધીર ગંભીર અને શાંત સ્વરે બોલવા લાગ્યોઃ—

"ચંદ્રકાંત–પ્રિય ચંદ્રકાંત—ત્હારી મિત્રતાનો બદલો હું વાળી શકવાનો નથી. ધર્માધિકારિયો છેલ્લો અભિપ્રાય બાંધતા પહેલાં પક્ષ-

વાદ સાંભળે છે. પણ મનુષ્યના ગાંડા ઘેલા ઉતાવળા અભિપ્રાય પ્રવાહી મટી સ્થૂળઘન નિશ્ચયરૂપ થઇ જાય છે, અને તે એકાંતમાંજ થાય છે તેનો પક્ષવાદ કરનાર મિત્ર વિરલજ હોય છે. તેં મને ઘણું કહ્યું છે, પ્રતિકૂળ પણ હિત કહ્યું છે, પણ મ્હારી વાત મ્હારા ચિત્તમાંથી ખસતી નથી.

"પ્રિય કુમુદ–નિર્મળ કુમુદ–એને વાસ્તે જે વચન હું સાંભળી રહ્યો–તે ખરેખર મ્હારી શક્તિ ઉપરાંતનું કામ મ્હેં કર્યું છે. ગમ ખાધી. પણ મ્હારા અંતઃકરણમાં જે ઉંડો ઘા એ વચનથી પડ્યો છે તે રૂઝતો નથી–ખમાતો નથી.

" પિતા પ્રતિ મ્હારો ધર્મ હું જાણું છું. પણ તે ધર્મને શરણ થઇ પત્ની પર જુલમ કરવો એ મ્હારો ધર્મ છે એમ મ્હારાથી કદી પણ સમઝાય એમ નથી. પત્ની પોતાનાં માતા પિતા પ્રત્યે પોતાના ધર્મના કરતાં પત્ની ધર્મને કેવળ વશ થાય છે, અને માતા પિતા ખરા–પણ પતિ પ્હેલો એ શાસ્ત્રશાસનને સ્વીકારે છે. પતિનો પતિ ધર્મ શું જૂદી જાતનો છે? જો કોઇ પણ શાસ્ત્ર એમ ગણતું હોય કે માતા પિતાનો મિજાજ જાળવવા પત્નીપર જુલમ કરવો— તેને અશરણ કરી દેવી–તો તે શાસ્ત્ર મ્હારે માન્ય નથી. એક આંખે માતાપિતા જોવાં અને બીજી આંખે પત્ની જોવી–અથવા તો એની એજ આંખોયે એને જોવાં એ પતિધર્મ હું માન્ય ગણું છું.

" प्रेयो मित्रं बन्धुता वा समग्रा

" सर्वे कामाः शेवधिर्जीवित च

" स्त्रीणां भर्ता धर्मदाराश्च पुंसाम् ॥

" આ ઉત્તમ વચન મ્હારે માન્ય છે. પરણ્યા પછી સ્ત્રીને લેખામાં ન ગણે, તેને નિરાધાર બનતા જોઇ બળે નહિ, અને કેવળ અમારી આજ્ઞામાંજ રહે એવો પુત્ર ઇચ્છનાર પિતાએ પુત્રને પરણાવવોજ નહીં એ ઉત્તમ છે. હું એવો પુત્ર હઉં એમ જોવા પિતા ઇચ્છે છે તે લગન પ્હેલાં મેં જાણી લીધું તે હું મ્હારૂં મ્હોટું ભાગ્ય સમજું છું. લગ્ન પછી જાણ્યું હોત તો હું એમની ઇચ્છા પૂરી ન પાડી શકત અને તેથી એમને અને મને ઉભયને નિરુપાય ખેદ થાત.

" લગ્નથી મ્હારે અને કુમુદને સગપણ થાય, પણ પિતાને શું? પિતાને મન હું પુત્ર, પણ કુમુદ એમને મન શા લેખામાં?

ચંદ્રકાંત, આ કારણનું કાર્ય અસહ્ય થાય તે જોવા હું ઇચ્છતો નથી. કુમુદ મ્હારા ચિત્તમાંથી ખસવાની નથી—એના હૃદયનું લાવણ્ય મ્હારા મસ્તિકને ઘેલું બનાવી મૂકે છે તેમજ સદૈવ બનાવશે; એનાથી છૂટાં પડતાં મને અસહ્ય વેદના થશે તે હું સારી રીતે જાણું છું. કુમુદને પણ વેદના થશે. પણ મ્હારે મન પિતા ખરા અને તે ખરાજ રહે એટલા માટે હું લગ્ન પ્રસંગ નહિ આવવા દઉં. પિતાને ખાતર હું દુઃખ સહીશ.

બીજાને પરણી કુમુદ મને કાળક્રમે ભૂલશે. મને પરણી આ કુટુમ્બમાં આવી તે સુખી નહીં થાય, તેને કોઇ નિરાંતે બેસવા નહીં દે—માટે... ”

એટલું બોલતાં બોલતાં તે ગળગળો થઈ ગયો. વળી સજ્જ થઇ બોલ્યો:—

“ તું કહીશ કે તમે જુદા રહો અને કુમુદ સુખી થશે. પણ એટલું શાને જોઇયે ? પિતાથી જુદાં વસવું-તેમની દષ્ટિયે પ્રતિસ્પર્ધી જેવા લાગિયે—એતો કલ્પના પણ દુઃખકર છે. વધારે દુઃખકર એટલા માટે કે એથી પિતા દુઃખી થાય અને તેમનીજ અપકીર્તિ થાય તે મ્હારે જોવી પડે. એમનું સુખ એ મ્હારૂં લક્ષ્ય છે.

પ્રસિદ્ધપણે જૂદો રહું તેના કરતાં અપ્રસિદ્ધતામાં લીન થાઉં તો કાંઇ હરકત નથી. એથી કાંઇ અપકીર્તિ થશે તો મ્હારીજ થશે અને તેનો મને ડર નથી. મ્હારી ખોટ ધનબાહથી સપુત્ર પિતાને પડનાર નથી. ગુમાનબાને મનથી દ્વાંસ જશે. પિતા સ્વસ્થ થશે. મ્હારાપર પ્રીતિ નથી એટલે પિતાને વિયોગદુઃખ થવાનું નથી. આટલા શ્રીમંત એમને જોઇને જાઉં, તો એમની બાબત હું પણ નિશ્ચિંત રહીશ.

“ મ્હારા મનમાંથી તો એ ખસવાના નથી. પણ કુમુદ વિસરાવાની નથી તે એક દુઃખ છે તો આ બીજું ! તું પણ ક્યાં વિસારે પડે એમ છે ! ચંદ્રકાંત, પણ તું તો વ્યવહારજાળમાં લપટાયલો રહીશ અને તેમાં તથા દેશસેવામાં ગુંથાતાં મને સંભારવાનો અવકાશ નહીં મળે—પણ પિતાને કદિક સાંભરી આવું તો તેમને આશ્વાસન આપજે હોં ! ચંદ્રકાંત, પિતાની સંભાળ રાખજે. મને તું પણ સંભારજે—

ચંદ્રકાંતનું અંતઃકરણ નરમ થઇ ગયું: તેનું હૃદય ભરાઈ આવ્યું. મિત્રનો હાથ ઝાલી તે બોલ્યો:—

" શું મિત્ર, આમ શું કરો છો. હું ધારૂં છું કે તમે બોલો છો એટલા નિર્દય નહીં થાઓ."

ચંદ્રકાંત વ્યાવહારિક દૃષ્ટિવાળો હતો. બીજી વાતમાં મિત્રને નાંખવાથી તેના તરંગ શાંત થશે એમ ધારી ચાલતી વાત ભુલાવી બીજી વાતો કાઢી.

સરસ્વતીચંદ્ર શાંત થયો લાગ્યો અને રાત્રિના અગિયાર વાગે બે મિત્રો જૂદા પડયા. જૂદા પડતાં પડતાં પાછળ સરસ્વતીચંદ્ર દોડયો અને ચંદ્રકાંતને એક પેટી આપી કહ્યું: " ચંદ્રકાંત, આ અત્યારે તારી સાથે લેઇ જા એ વિશે કાંઇક સુચના મ્હારે ત્હને પ્રાતઃકાળે કરવાની છે."

" મિત્ર, મને એમ થાય છે કે, આજ હું અહિંયાંજ સુઉં."

" ના, ના, ગંગાભાભી મને બે ઘડી શાપ દે."

" ના, નહીં દે. પણ મને તમારા ચિત્તનો વિશ્વાસ પડતો નથી."

સરસ્વતીચંદ્ર હસ્યો: " જા, જા, બહુ વ્હેમી ન થવું. મનજ નિરંકુશ થશે તો અંહિ રહી તું શું સાચવશે? જો પેટી સંભાળજે હોં!

" તમે સાહસિક છો તે ચિંતા."

" જા, જા, હવે."

" પણ જોજો હોં!"

" ઠીક, મને પ્રાતઃકાળે તેડવા ગાડી મોકલજો."

ગાડીમાં બેસી પેટી લેઇ ચંદ્રકાંત ગયો, પેટી વિશે પ્રાતઃકાળે સૂચના થવાની છે જાણી તે નિર્ભય બન્યો. પ્રાતઃકાળ થયો. સાત વાગ્યા, આઠ વાગ્યા, પણ ગાડી આવી નહીં. તેના પેટમાં ફાળ પડી. ભાડે ગાડી કરી બંગલે ગયો. બંગલે માળી વિના કોઇ મળે નહીં.

માળી કહે " ભાઇ ગાડીમાં બેસી ચોપાટી પર મળસ્કાના ફરવા ગયા છે." ચંદ્રકાંતે ચોપાટી પર ગાડી દોડાવી. મુંબઇના નાગરિકોનું ચોપાટી એ પ્રિયસ્થાન છે અર્ધેસુધી સમુદ્રતટ અને તેની જોડે બાંધેલો રસ્તો છે. આગળ ચાલતાં રેલ્વેની સડકનું " ક્રોસિંગ " આવે છે તે ઓળંગતાં " ચર્નીરોડ " સ્ટેશન છે. સરસ્વતીચંદ્રની ગાડી ચંદ્રકાંતને સમુદ્રતટપર ઉભેલી મળી. ગાડીવાન કહે " ભાઇ આગળ પગે ફરવા

ગયા છે. પણ ક્યારના પાછા ફર્યા નથી. મને આ ચીઠી આપી છે ને કહી ગયા છે કે ત્હારી પાસે રાખી મૂકું, ઘેર જઇ ચંદ્રકાંતને આપવાની છે. ”

ચંદ્રકાંતનો જીવ ઉડી ગયો. ચીઠી લઇ વાંચી.

“ પ્રિય ચંદ્રકાંત. ”

“ તું મને શાંત કરીને રાત્રે ગયો હતો. હું શાંત થયો હતોજ. પણ આખી રાત મ્હેં વાડીમાં ફર્યા કર્યું છે. ઘણા વિચાર કર્યા. આખરે મ્હારો વિચાર ખરો લાગ્યો અને તે પ્રમાણે કરૂં છું.

“ ત્હારી પાસે પેટી છે તે ત્હારી પાસે રાખજે. તેમાંના સામાનની યોગ્ય વ્યવસ્થા કરજે. મ્હારે તેનો સંબંધ નથી. પિતાજીને મળજે સાથેનો પત્ર તેમને આપજે અને યોગ્ય લાગે તે તેમને કહેજે. તેમને દુઃખ થવા દઇશ નહિ. ”

“ મ્હારા વિયોગનો શોક કરીશ નહીં. મૃત્યુ પાછળના અંધકારમાં એકલા પ્રયાસ કરવા પ્રાણી માત્ર નિર્માયલાં છે. મૃત્યુ પ્હેલાંજ અંધકારમાં ફરવું એ મૃત્યુને માટે સજ્જ થવા જેવું છે. માયાનો જૂઠો પ્રકાશ મૂકી આવા નિમિત્તે હું આ અંધકાર શોધું છું તે રજ પણ શોચનીય નથી. ”

“ હું તને નહીં ભૂલું. પ્રસંગે ફરી પ્રત્યક્ષ કે પરોક્ષ રહી જણાઇશ. હું તને છોડું, પણ હૃદય કેમ છોડશે ? ”

“ મ્હારો શોધ કરીશ નહીં. ગંગાભાભીને આશ્વાસન આપજે. હું તેમને ભૂલી શકનાર નથી. ”

“ રહી ઓઢું વત્તું વિષય સઉ જાશે તજી મને,
“ તજું હું તેને તો, પ્રિય સુહૃદ, ના દોષ કંઇએ. ”
“ જશે મેળે જ્યોત્સ્ના, ઉડુગણ જશે, રાત્રિય જશે,
“ કલેન્દુ સાંઝે એ નિરખી ઉગતાં આથમી જતો. ”

લી, નામે સરસ્વતીચંદ્ર—બીજું શું કહું ? ”

---

# સંસ્કારની સ્મૃતિ.

"ભાભી સાહેબ, ન્હોતાં માનતાં તે આજ ચાલો. આંખે ખરૂં કરો."

"વનલીલા, તું હજી એવી ને એવી રહી. ભોગ એ એના આપણે તે પારકી ચેષ્ટાં જોવાનું શું કારણ? આપણે આપણું કામ નથી?"

"વારૂ, તમે તે આવાં ક્યાંથી? એવું જોઇએયે નહી? ચાલો, ચાલો, જુવો તો ખરાં. એ તો એવાં લટ્ટુ બન્યાં છે કે આપણે અર્ઘો કલાક જોઈશું તોયે નહી દેખે. ચાલો" કહી વનલીલા કુમુદસુંદરીનો સુંદર હાથ બારણા ભણી ખેંચવા લાગી. તેને બિચારીને ખબર ન હતી કે આ સમાચારથી કુમુદસુંદરીના અંતઃકરણમાં કેવી તીવ્ર વેદના થવા લાગી હતી અને તેણે મનમાં કેટલું મુઝાવા માંડયું હતું.

"શું આ ખરૂં કહેછે? વિદ્વાન સરસ્વતીચંદ્ર! આ શું? આશું કૃહે છે? શું મ્હારો ત્યાગ કર્યો તે આ અર્થે? અથવા નવીનચંદ્ર! શું તું સરસ્વતીચંદ્ર ન હોય? તું નહીજ હોય. મ્હારો—અરેરે—એક વેળા જે મ્હારો હતો તે શુદ્ધ સરસ્વતીચંદ્ર આવો ન હોય!" આંખો પર હાથ ફેરવતી કુમુદસુંદરીએ વનલીલાનો હાથ વછોડયો.

"વનલીલા, જો તું તારે જોવું હોય તો. હું તો નહી આવું."

"ત્યારે તમે અહિયાં બેઠાં શું કરશો?"

"હું બેસીશ મ્હારી મેળે.—ગાઇશ—જરા સારંગી લઇને."

"તે તમને આ જોવાનું મૂકી ગાવું કેમ ગમશે? તમારા જેવું તો કોઈ દીઠું નહી."

"વારૂ, બ્હેન, વારૂ. તું જા—જો ત્હારી મેળે."

વનલીલા આ ઉદાસીન અને નિષ્કુતહળ દેખાતી વૃત્તિ જોઇ વિસ્મય પામતી એકલી ચાલી, નવીનચંદ્રની મેડીના બારણા આગળ વાંકી વળી ઉભી, અને મિજાગરા આગળથી રસભરી છાનીમાની જોવા લાગી.

વનલીલાને કહાડી કુમુદસુંદરી પાછી ફરી. આંખમાં આંસુ તો માય નહીં એમ ભરાઇ આવ્યાં—જાણે કે પોતાના જ પતિને પરકીયા સાથે દીઠો હોય—જાણે કે પોતે જ ખંડિત થઇ હોય. પલંગપર પડતું

મૂક્યું અને ઉંધે માથે રહી છાનુંમાનું પુષ્કળ રોઇ. કંઇક નવો વિચાર ઉઠતાં અચિંતી સફાળી ઉઠી અને આંસુ લોહી નાખી મેડી વચ્ચે ઉભી.

" અરે, પણ આ શું ? એની ફજેતી હું થવા દઉં ! સરસ્વતીચંદ્ર, તને આ રસ્તે નહિં ચઢવા દેઉં. હશે. ભુલ થઇ હશે-પણ ત્હારા પવિત્ર સંસ્કારને જગાડું એટલે તું જાગવાનો જ. આ કુમાર્ગે તું ચઢ્યો તો બાપડા જગતની શી વલે થવાની–બીજા લોકોને તો કાંઇ કહેવાશે જ નહી. તને આ રસ્તે જોતાં મ્હારૂં કાળજુ કહ્યું કેમ કરે–મ્હારૂં કાળજુ કેમ રહેશે ? મચ્છેન્દ્રનાથ ! તને સ્ત્રિયારાજ્યમાં લપટાઇ દીન થયલો જોઇ ગોરખ શું બેસી રહેશે ? ગોરખનાથ, મને સહાયતા કરો ! મ્હારામાં તમારી શક્તિનો કાંઇક અંશ મૂકો ! સંસ્કારી સરસ્વતીચંદ્ર, આ શું ?

**त्वं चेन्नीचपथेन गच्छसि पयः कस्त्वां निरोद्धुं क्षमः ।**

" હે ઇશ્વર:—"

વળી આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. હ્હોતી સારંગી લઇ નવીનચંદ્રવાળી મેડીની પાસે ખુરશી માંડી બેઠી અને એ મેડીમાં સંભળાય એમ સારંગી સાથે ઝીણે કંઠે ગાવા લાગી.

" શુભ્ર સ્વર્ગમાં વસનારી તે ચળી પડી હર-શિરે,
" પડવા માંડેલી પડી પાછી ! ટકી ન, હર ! હર-શિરે. શુભ્ર.
" પડી ગિરિવર, ઉચ્ચ ગિરિવર મૂકી પડી એ પાછી.
" અવનિપર આળોટતી ચાલી ધુળવાળી ઘણી થાતી. શુભ્ર.
" મલિન ગંગા, ક્ષાર સમુદ્રે પેઠી અંતે એ તો ?
"ભ્રષ્ટ થયું જરી તેનો શતમુખ વિનિપાત જ નિર્મેલો ! "
" ભ્રષ્ટ થઇ મતિ તેનો શતમુખ વિનિપાત જ નિર્મેલો ! "

પોતાની મેડી બ્હાર સંભળાય એમ કુમુદસુંદરી કદી પણ ગાતી ન હતી. હ્રદયના સંબંધે એની મર્યાદા આજ છોડાવી અને ગાતાં ગાતાં તે ખરેખરી ખીલી, જેમ જેમ ગાયન અગાડી ચાલ્યું તેમ તેમ તેની આંખમાંથી આંસુની ધાર વધી, સારંગીને પલાળી નાંખી અને છેલ્લું પદ ગાતાં ગાતાં " આથી વધારે મ્હારૂં બળ નથી " એમ શબ્દ વિના કહેતા કહેતા કંપતા મુર્છા પામતા હ્રદયપરથી સારંગી જમીનપર સરી પડી, ડોક ઢીલી થઇ ગઇ. નિશ્વાસને જવા

આવવાનો રસ્તો રાખવા મ્હોાળું રહી મુખ સ્તબ્ધ થયું. નાજુક કળિયો જેવા દાંતના કિરણ હવામાં ચમકવા લાગ્યાં, હાથ મ્હોળા થઇ ગયા અને ખુરસીની આસપાસ લટકવા લાગ્યા અને પગ પણ ખુરશી આગળ લંબાઇ ટકી રહ્યા. આ શબ જેવા શરીરમાં એકલું જીવતું દેખાતું કોમળ વક્ષઃસ્થળ ધડકતું હતું. લજ્જાળુ મુગ્ધાના વસ્ત્રની કરચલિયોમાં ઢંકાઇ રહી જીવતા જગતની દૃષ્ટિને નિત્ય નિષ્ફળ કરતું હતું તે કોમળ વક્ષઃસ્થળ આજ પ્રમાદધનના રંગભવનની જડ દૃષ્ટિ આગળ બાળગજના કુંભસ્થળ જેવું—બીડાયલા શતપત્ર કમળની કળિયોની અંદર જોડ જેવું–ઉપસી આવ્યું, તરી આવ્યું, અને અન્તઃકરણના ઉછળતા શ્વાસને બળે કરુણ મંદ લીલાથી ઉત્કંપ અનુભવવા લાગ્યું. હૃદય ચીરી નાંખે એવી આ અવસ્થા જોનાર સમજનાર આ પ્રસંગે—કુમુદસુંદરી !—ત્હારી પાસે કોઇ ન હતું. ભરવસ્તીવાળા સાસરાના ઘરમાં તું એકલી જ હતી. મુર્છા પામેલા ઉજળા ગાલ ઉપર નિર્જીવ થયેલાં આંસુ સુકાઇ ગયાં અને માત્ર તેના ચળકતા સુકા શેરડા રહ્યા. એની આસના વાસના કરનાર કોઈ ન હતું.

( સર. ભાગ—પ્હેલામાંથી. )

---

# રા. બા. રણછોડભાઈ.

## ધૈર્ય.

---

બલા અથવા આપત્તિ પ્રભુ ભણીથી માણસ ઉપર આવી પડે તો તે ધૈર્યથી સહન કરવી અને પ્રસન્ન રહેવું. કહ્યું છે કેઃ—

ધૈર્ય ધરે જે કોઇ જન, થવા ન દે ગભરાટ,
સમીપ પ્રભુ તેની રહી કરે તુરત નીરાંત.

વળી કહ્યું છે કે,

ધૈર્ય ધરે જે મન થકી, જરા ન જે ક્ષોભાય,
અસંખ્ય બદલો તે તણો, તેને પ્રાપ્ત જ થાય.

ઇતિહાસમાં લખ્યું છે કે, સત્ય અને પવિત્ર પરમેશ્વરે હઝરત દાઊદ પ્રતિ પ્રેરણા કરી, કે અયે દાઉદ ! તારા રાજકારભારના સમયમાં મારી સ્થાપિત કરેલી નીતિનો પ્રસાર કરી તેને શોભા આપ.

પવિત્ર પુરૂષો કહી ગયા છે કે સારામાં સારી પુંજી અને સરસમાં સરસ શણગાર માણસ જાતિને વિનય છે; તેમાં રાજાઓને તે વિશેષ કરીને શોભા આપે છે. ઇતિહાસમાં એક વાત નીચે પ્રમાણે છે.

મિસરના પાદશાહે રૂમના પાદશાહ સાથે મિત્રાઇ બાંધીને એકબીજાનાં સંતાન પરણાવવાનો નાતો બાંધ્યો હતો. અને તેમની વચ્ચે કામળપત્ર લખવાનો વ્યવહાર ચાલતો હતો. વળી મોટાં કામ એકબીજાનો અભિપ્રાય લીધા વિના તેઓ કરતા નહીં. એક દિવસ મીસરના પાદશાહે સંદેહહાર મોકલી જણાવ્યું કે છોકરાં છે તે જીવતરની ઉત્તમતા છે. અને આપણાં નામ આપણા મરણ પછી તેઓનાથી જીવતાં રહે છે. કારણ કે કહ્યું છે, કે

જેને પાછળ પુત્ર છે, કુલ ટેકો શોભાય.
તે જન તો આ જગતમાં, જીવતો છે કહેવાય.

આપણાં સંતાન આપણી પાછળ સુખશાંતિમાં ચમન કરે, તેટલા માટે આપણે કાંઇ ઉપાય યોજવા જોઇએ. આવા વિચારથી મેં મારાં સંતાન માટે ભરપૂર ભંડાર રાખ્યો છે, તો આપને મહા પ્રભુએ જગતના શૃંગારરૂપ વિચારવાન્ કર્યા છે, તો આપના સંતાનના કલ્યાણ માટે આપે શી વ્યવસ્થા કરી રાખી છે?" આ સંદેશાના પ્રતિ ઉત્તરમાં તેણે જણાવ્યું કે, "સંસારની સર્વે સમૃદ્ધિ છે, તે કપટી મિત્રના જેવી છે, અને તે સદા અચળ રહેતી નથી, માટે ઉપર ઠગાઇ તેનોજ વિચાર કર્યા કરવો યોગ્ય નથી. મેં મારા કુમારોને વિનયના પોશાકથી શણગારેલા છે, અને સદ્‌ગુણ તથા નીતિરૂપી ભંડારથી ભરપૂર કર્યા છે, કેમકે આ જગતની સમૃદ્ધિ અને ધન ભંડાર એ નાશવંત છે, અને વિનય આદિ ગુણો અવિનાશી છે." આ સંદેશો મીસરના પાદશાહને પહોંચ્યો ત્યારે તેને લાગ્યું કે ખરી વાત તો એમજ છે.

વિનય સુવર્ણથી સરસ છે, વિનય સરસ શણગાર,
કારણ એ કલ્યાણનું, મનને કેળવનાર.
કુબેરના ભંડારથી, વિનય અધિક ગણાય,
અધિરા જનના રાજ્યથી, અતિશય અધિક મનાય.
ડાહ્યા જનના મનવિષે, માલતણો નહીં માલ,
માલ જગતના ભાળીયા, તારા થતા સો કાળ.
વિનય અને ડા'પણ ભણી, ખેંચે આપણ ગામ,
કારણ કીર્તિ પામીયા, ધરતાં વિનય તમામ.

---

# નરસિંહરાવ.

## ભાષાનો ઉત્કર્ષ.

વૃથા ભાષાભિમાન અને દેશાભિમાનનો ત્યાગ કરીને ખરી આત્મપરીક્ષા કરીશું તો જાણુશે કે આપણી ભાષા તથા સાહિત્યની સ્થિતિ ખરેખર દરિદ્રજ છે. અંગ્રેજી અને યુરોપની અન્ય સંસ્કારી ભાષાઓનાં સાહિત્ય જોડે સરખામણી કરીશું તો એમજ ભાસ થશે કે એ દેશનાં ભાષા સાહિત્ય ઉંચા ઉંચા સૂર્યલોકમાં વિચરે છે, અને આપણી ભાષા અને સાહિત્ય પૃથ્વી ઉપર અંધકારમય પ્રદેશમાં ભટકયા કરે છે. સાહિત્યના વિભાગો અંગ્રેજી ઇત્યાદિમાં કરીશું તો તત્વજ્ઞાન, ઇતિહાસ, વિજ્ઞાન, નીતિ, તત્ત્વશાસ્ત્ર, ઇત્યાદિ અનેક વિભાગમાં સંખ્યાબંધ પુસ્તકો જડશે, અનેક વિદ્વાનો તે તે વિષયના ખાસ અભ્યાસકો બની કર્તવ્યમાં પ્રવૃત્ત થયેલા જોઇશું; શુદ્ધ સાહિત્યમાં કવિતા, વાર્તા, નાટક, બાલસાહિત્ય, લોકગીત, ઇત્યાદિ ઇત્યાદિ અનેક શાખાઓમાં તેજ પ્રમાણે સમૃદ્ધ અવસ્થા નજરે પડશે. આ સર્વમાં આપણે એક શાખામાં પણ અભિમાન કરવા જેવી સમૃદ્ધિ બતાવી શકાય એમ નથી. આ ચિત્રથી ગ્લાનિ થાય ખરી, પણ નિરૂત્સાહ થવાનું કારણ નથી. કેમકે ભાષા અને સાહિત્ય તે પ્રજા જીવનનાં પ્રતિબિમ્બ છે, એ જીવનનો વાણીમય સાક્ષાત્કાર છે, અને આપણા પ્રજા જીવનમાં ઇશ્વર યોજનાથી પાશ્ચાત્ય સંપર્કને પરિણામે નવી જાગૃતિ આવી છે તેથી કાલક્રમે જીવનવિકાસ થયા વિના રહેવાનો નથી. આ વિકાસ જેમ જેમ સબળરૂપ થશે, આપણા જીવનમાં તત્વજ્ઞાન, વિજ્ઞાન, કવિત્વભાવના ઇત્યાદિ વ્યાપારો ખરેખરા પ્રવેશ કરશે, પ્રજાની નાડી નાડીમાં જ્ઞાનનું રુધિર વહન કરશે, તેમ તેમ આપણી ભાષા અને સાહિત્ય અનુકૂલરૂપ અવશ્યમેવ ધારણ કરશે. આ દૃષ્ટિયે પ્રજાના સાંસારિક, ધાર્મિક અને રાષ્ટ્રિય જીવન અને ભાવનાઓ જોડે ભાષા અને સાહિત્યનો સંબંધ પ્રગટ થશે; સાક્ષાત્ તે તે જીવનના અંગનાં સાહિત્યથી ભિન્ન, સંસાર, ધર્મ અને રાષ્ટ્રના પ્રાણુથી અનુપ્રાણિત થઇને ભાષા તથા સાહિત્યનાં સ્વરૂપ ઘડાય છે. તે રીતે સંબંધ આવશે. બાકી એ ત્રણ વિષયમાં સાહિત્ય પરિષદ્‌ના

આપારને અતિક્રમણુ કરવા દેવો ન જોઇયે; કેમકે આપણી પરિષદ્ તે સાહિત્ય પરિષદ્ છે. સાંસારિક, ધાર્મિક કે રાષ્ટ્રિય પરિષદ્ નથી. અલબત સાહિત્યનો સંબંધ આ ભાવનાઓ જોડે આવવાથી શુદ્ધ સાહિત્યની સ્વતન્ત્રતાનો કાંઇક લોપ થાય છે, કેમકે શુદ્ધ સાહિત્યના અધિષ્ઠાતા મહાન્ નાયકોના ગ્રન્થો તો માનવજીવનની વિશાળ ભૂમિ ઉપર વિસ્તીર્ણું મંદિર ચણીને સ્થિતિ કરે છે. શેક્સ્પીઅર, મિલ્ટન, ડૅન્ટી, વાલ્મિકિ, કાલિદાસ, ભવભૂતિ ઇત્યાદિ આખી પૃથ્વીના કવિયો તે તો આ ઊંચા પાયા ઉપરજ ઉભા રહે છે. આ વિચારીશું તો અમુક દેશકાલના સંકુચિત લક્ષણ વડે મર્યાદિત થયેલા વિષયની કવિતા-નેજ કવિતા તરીકે લેખનારાઓ સાર્વકાલીન કવિતાનું સ્વરૂપજ ભૂલી જાય છે, તે સહજ જણાશે. આપણી સાહિત્ય પરિષદે વિશિષ્ટ કાળનું તેમજ સાર્વકાલીન સાહિત્ય એ બંને તરફ દૃષ્ટિ કરવાની છે; જો કે ઘણી વાર અમુક સાહિત્ય સાર્વકાલીન થશે તે વાત થોડો વખત અગમ્ય રહે છે ખરી છતાં, સાર્વકાલીન અને સાર્વદૈશિક સાહિત્યને પણ ભાષા તો કવિની—ગ્રન્થ—કર્તાની—પોતાના દેશનીજ સાધનરૂપે વાપરવી પડે અને તેથી કરીને અમુક મર્યાદામાં દેશીય અંશ પ્રવેશ પામેજ. આ પક્ષે સ્વભાષાની શુદ્ધિ, વૃદ્ધિ, સમૃદ્ધિની તપાસ પ્રસ્તુત બનવાનીજ.

ત્યારે આપણા સાહિત્યને અને આપણી ભાષાને સમૃદ્ધ કરવા માટે ઉપાય યોજના શી? પાશ્ચાત્યજ્ઞાનના તેજઃપ્રવાહે આપણને માર્ગ દેખાડયો છે તે તરફ નજર કરીશું તો જણાશે કે આપણા પ્રાચીન સાહિત્યનો અભ્યાસ તેમજ પાશ્ચાત્ય સાહિત્યનો અભ્યાસ જે રીતે વધારે પ્રસાર પામે અને વધારે દૃઢરૂપ થાય તે રીતે પ્રયાસ કરીએ. એ એક મુખ્ય સાધન છે. આપણા પ્રાચીન સાહિત્યમાં સંસ્કૃત તેમજ પ્રાકૃત સાહિત્યનો સમાવેશ થઇ જાય છે તે કહેવાની જરૂર નથી. આ સાહિત્યનો અભ્યાસ તે જાતેજ અન્તિમ લક્ષ્ય નથી;—અલબત તેમ માનીને એ અભ્યાસ તીવ્ર વિદ્વત્તાથી થઇ શકે, તે જુદી વાત પરંતુ એ અભ્યાસથી પ્રજાજીવનનો સાક્ષાત્કાર કરનારી ભાષાનો ને સાહિત્ય સમૃદ્ધિનો ઇતિહાસ જોઇ તેમાંથી કાલાનુસાર આપણી સમૃદ્ધિ વધવાના માર્ગ શોધવામાં એ અભ્યાસનું ઈષ્ટ સાર્થક્ય છે. તેમ ના થાય તો કેવળ પુસ્તક પંડિતોના નિષ્ફળ જીવન

થી દેશને જે હાનિ થાય તે થવાની. પંડિતોના જ્ઞાનનો દેશસેવામાં વિનિયોગ થાય તે સાફલ્ય પ્રાપ્ત ના થવાનું.

માટે કાલાનુસાર આપણી ભાષાની સમૃદ્ધિ વધારવા માટે યોગ્ય મર્યાદામાં ( ભાષાનું વ્યક્તિત્વ જાળવી રાખીને ) ઉદાર ભાવથી શબ્દો, વચનો, વિચારો ઇત્યાદિના ઉમેરાથી, અને સાહિત્યની સમૃદ્ધિ નવીન ભાવનાઓના યોગ્ય ઉમેરાથી જે રીતે થાય તે તરફ આપણી પ્રયાસ પ્રવૃત્તિ થવાની જરૂર છે. અલબત, આ ભાવનાઓ આપણા વ્યક્તિ જીવનમાં તેમજ પ્રજાજીવનમાં સ્વભાવસિદ્ધ જેવી બની હશે તોજ પરિણામી સાહિત્ય સજીવ, સત્ય અને સમર્થ થશે. કવિતા લખનાર કવિ જે ભાવનાને પોતાની કૃતિમાં મૂર્ત રૂપ આપે છે, તે ભાવના તરફ કવિને અન્તઃકરણમાંથી શ્રદ્ધા, પૂજ્યભાવ હોય, તો તેની કવિતા અકૃત્રિમ અને સત્ય ભાવવાળી થશે. અને એ સત્ય ભાવના ગુણ માટે તે તે ભાવના તરફની શ્રદ્ધા, આત્મબલિદાનની પણ માગણી કરે છે. ઉદાહરણ તરીકે, દેશસેવાની ભાવના લ્યો. એ ભાવના માટે જ્યાં સુધી આત્મબલિદાનની તત્પરતા નહિં હોય ત્યાં સુધી એ ભાવનાના તરફ ખરી શ્રદ્ધાની ખામીજ રહેશે, અને ત્યાં સુધી એ ભાવનાનું સાહિત્ય કૃત્રિમ અને સત્યભાવ વિનાનું, નિર્જીવ, દામ્ભિક બનશે.

ભાષા સમૃદ્ધિ વધારવા માટે ઉદાર ભાવ રાખી સર્વ સ્થળેથી શબ્દાદિકનો સ્વીકાર કરવો એ પક્ષને મર્યાદાની જરૂર તો છેજ; સર્વ સ્વીકારની પદ્ધતિ તેવી પણ ના થવી જોઇએ, કે ભાષાની વિશુદ્ધિને હાનિ પ્હોંચે. 'મોકલી આપવું,' 'શું ચિન્તા,' ઇત્યાદિ દૂષિત પ્રયોગોને માટે, તેમજ અંગ્રેજી ભાષા રૂઢિના તરજૂમિયા ઉતારા, અંગ્રેજી વાકય રચનાની કઢંગી નકલો ઈત્યાદિ માટે, ભાષાના જીવન તત્વની દૃષ્ટિએ જોતાં, કશો પણ બચાવ નથી. આવા પ્રયોગોની અશુદ્ધિનું બીજ તપાસવા જઇશું તો જણાશે કે પ્રજા જીવન સાથે વિરોધ તેમાં કોઇને કોઈ રૂપે સમાયલો હોય છે. પ્રજાજીવનમાંથી જે પ્રયોગો સ્વાભાવિક વિકાસ ક્રિયાથી પ્રગટ થતા નથી તે ભાષાની વિશુદ્ધિને ક્ષતિકર બને છે. અંગ્રેજીમાં A storm in a tea-cup એ કહેવત છે તેના પ્રતિબિમ્બ રૂપે આપણી ભાષામાં કોઇ કહેવત ના જડે તે માટે " ચ્હાના પ્યાલામાં તોફાન " એમ કહેવત ઘડી કાઢીશું તો તે પ્રજાજીવનનું પ્રતિબિમ્બ તો નહિંજ બને. એજ

રીતે ગુજરાતી કહેવત " સો દહાડા સાસુનો તો એક દહાડો વહુનો " તેનું અંગ્રેજીમાં રૂપાન્તર કરવા જતાં તેવીજ વિફળતા થવાની. પ્રજાના નિત્ય જીવનમાં ન્હાનો પ્રવેશ સંપૂર્ણ ઓતપ્રોત થઇને એ પ્રકારનું કહેવત આપોઆપ ભવિષ્યમાં સ્વાભાવિક વિકાસથી ઉદ્ભવ પામે તો જુદી વાત. પરંતુ ન્હાનો પ્યાલો નગરવાસીમાં તેમજ ગ્રામ્યવાસીમાં પણ પ્રવેશ પામ્યો છે છતાં જીવનમાં ઓતપ્રોત નથી, અને જીવનાંશ નથી, જીવનને બ્હારથી વળગાડેલો પ્રકાર છે. ભાષાનો વિકાસ પ્રજાજીવનમાંથી થાય છે એ તત્ત્વ અહિં આકસ્મિત રીતે સૂચિત થાય છે.

## સદાચાર.

ભક્તિ અથવા પ્રેમનું અવશ્યંભાવિ પરિણામ સદાચાર છે, પ્રેમનું મૂર્તરૂપ સદાચાર છે, નહિં તો તે પ્રેમ જ નહિં તેનું એક ઉત્તમ ઉદાહરણ મહાકવિ શેકસપિયરના કિંગલિયરના નાટકમાંની નાયિકા કૉર્ડિલિયાના હૃદય સ્વરૂપમાં અને આચરણમાં જણાય છે. લિયર રાજાએ પોતાના રાજ્યની ત્રણ વિભાગ કરી, પુત્રીઓને આપવાને માટે ત્રણે રાજસભામાં બોલાવીને પૂછ્યું કે " તમે મ્હારા ઉપર કેટલો પ્રેમ રાખોછો ? " ગૉનરિલ અને રેગન એ બે છોકરિયોએ રાજ્યના લોભે કરીને અત્યુક્તિ ભરેલાં જૂઠાં જૂઠાં પ્રેમ વચનોથી રાજાને છેતર્યો. આ ખોટી ખુશામતના અસત્યથી કંટાળીને, તેમજ પોતાના ' કહેવા કરતાં કરી બતાવવા ' ના ઉત્તમ ગુણને લીધે અને મ્હોટી સભામાં બોલવાની સ્વાભાવિક લજ્જાને લીધે, સર્વથી ન્હાની પુત્રી કૉર્ડિલિયા આ પ્રમાણેનો ખુશામત ભરેલો ઉત્તર નથી આપતી અને એટલું જ કહે છે કે " મ્હારે કાંઈ નથી કહેવું. " આથી રાજા અત્યંત ક્રોધાન્ધ થઇને કૉર્ડિલિયાને આપવા માટે કાઢેલો રાજ્યનો ભાગ લઇ લઇને મ્હોટી બ્હેનો વચ્ચે બ્હેંચી આપે છે, અને રાજ્યહીન પણ ગુણપૂર્ણ કૉર્ડિલિયાને પ્રેમથી વરેલો ફ્રાન્સનો રાજા લગ્નમાં સ્વીકારી પોતાની સાથે લઇ જાય છે. પોતાનો ખરો પ્રેમ પણ પિતાની આગળ કૉર્ડિલિયાએ થોડાક શબ્દોમાં પણ ના કહ્યો તે કાંઇક પિતાના પોતામાં ઊતરેલા હઠીલા સ્વભાવને લીધે, પણ વિશેષે કરીને પોતાની મ્હોટી બ્હેનોની અસત્યમય ખુશામત ઉપર તિરસ્કાર ઉપજ થવાને લીધેજ. જે વખતે એ બ્હેનો ખુશામતનાં છેતરામણી ભરેલાં વચનો બોલતી

હતી તે વખતે કૉર્ડિલિયા સ્વગત કહે છે—"What shall Cordelia do? Love and be silent."—કૉર્ડિલિયાએ શું કરવું?—ફક્ત પ્રેમભાવ અને મૌન રાખવાં."

આ વાક્યમાંજ આપણા વિષય સાથે સંબન્ધ આવે છે. આ મૌન ધારણ કરનારો પ્રેમ તે ભાવ પર્યવસાયી પ્રેમ નહિં, માત્ર પ્રેમ રાખવાની સ્થિતિમાં જ અટકનારો પ્રેમ નહિં, પરંતુ એ કૃતિપર્યવસાયી પ્રેમને મૂર્ત્તિકૃતિમાં—સદાચરણમાં—આવિર્ભૂત કરે ત્યારેજ સંતોષ પામે તેવો પ્રેમ હતો. 'પ્રેમ અને મૌન રાખવાં' એ વચનનો પ્રથમ બાહ્યાભાસે તો અર્થ 'પ્રેમ રાખીને બેશી રહેવું' એમ કાંઇક ભાવ પર્યવસાયી પ્રેમ જેવો થાય છે. પરંતુ એમ અર્થ ઉદ્દિષ્ટ નથી. અહિં મૌન તે કૃતિથી વિરોધી નથી, પરંતુ વૃથા ખુશામતનાં વચનોના બકબકાટથી વિરોધી છે. 'મ્હારી બ્હેનો જેવા જૂઠી ખુશામતના બોલ મ્હને નહિં આવડે; એમ ખુશામત કરવા કરતાં તો ચૂપ બેશી રહીને ખરો પ્રેમ ( અર્થાત્ કહેનારો નહિં પણ કરી બતાવનારો કૃતિ પર્યવસાયી પ્રેમ ) રાખવો સારો.'—આમ કૉર્ડિલિયાના આ અર્થગર્ભ વચનનો આશય છે. અને એ અર્થને કૉર્ડિલિયાના પછીના પિતૃભક્તિના સદાચરણથી પુષ્ટિ મળે છે. જે વખતે રાજ્યભાગ મળ્યા પછી ગૉનરિલ અને રેગન પોતાનો અકૃતજ્ઞ દુષ્ટભાવ પ્રકાશીને ધીમે ધીમે રાજાના સર્વ રાજચિહ્ન લઇ લઇને, અપમાન વરસાવીને, અંતે પોતાના ઘરમાંથી લિયરને કાઢી મૂકે છે, અને ગાજવીજ વરસાદ અને પવનના તોફાનમાં લિયર બિચારો રઝળે છે અને ગાંડો થઇ જાય છે, તે વખતે પોતાના પિતાની સ્થિતિની ખબર મળતાં જ કૉર્ડિલિયા ફ્રાન્સથી એકદમ આવે છે અને પિતાનું ગાંડપણ કાંઇક ઓછું કરે છે, દુઃખમાં ખરી ભાગિયણ અને મદદગાર થઇને બ્હેનોએ કરેલા હૃદય ઉપરના ઘાને પ્રેમામૃતથી કાંઇક રૂઝાવે છે, પોતાના સૈન્યની સહાયતાથી પિતાનું રાજ્ય પાછું અપાવવાને દૃઢ પ્રયત્ન કરે છે. આમ કૉર્ડિલિયાનો પ્રેમ, તેની ભક્તિ ( પિતૃ ભક્તિ ), તે પ્રેમનું અવશ્યંભાવિ પરિણામ, મૂર્ત્તરૂપ, સદાચાર છે, એ તત્વનું ઉત્તમ ઉદાહરણ આપે છે.

# રા૦ બા૦ રમણભાઈ.

## રાઇ અને જાલકા.

( ફીસલ વાડીમાં રાઇ અને જાલકા સંભાષણ કરતાં પ્રવેશ કરેછે. )

રાઇ—ગમે તે થાય જાલકા ! પણ એમ મારા ચિત્તનું સમાધાન થવાનું નથી. શીતલસીંહને તેં ભય તથા લોભ દેખાડી મૂંગો કર્યો, પણ, મારૂં અંતઃકરણ એ પ્રકારે શાંત થાય તેમ નથી. કપટથી મળવાના રાજ્યને મારે ખપ નથી.

જાલકા—તેં માત્ર પુસ્તકોજ વાંચ્યાં છે, જગત્ જોયું નથી.

રાઇ—જગત્ જો ઉંચી ભાવનાઓથી શૂન્ય હોય તો તે જોવા સરખું પણ નથી. પરન્તુ જગત્ એવું અધમ નથી. ઉચ્ચ જીવન પણ જગત્માં શકય છે.

જાલકા—તને ઉચ્ચ જીવનમાં લઇ જવાનો જ મારો પ્રયાસ છે.

રાઇ—અને તે નીચ માર્ગે થઇને ?

જાલકા—ભલે, ઉચ્ચતાએ પહોંચવા સારૂ નીચ માર્ગ ન લઇએ, અને આપણી સહીસલામતીની પણ દરકાર ન કરીએ. પણ, પર્વતરાયના મૃત્યુ પછી રાજ્યનું શું થાય ?

રાઇ—તેની ફીકર તારે અને મારે શા માટે કરવી ?

જાલકા—જે રાજ્યમાં આપણે વસીએ તેના હીત માટે ઉત્સુક ન રહેવું, એ અધર્મ્ય છે. વળી લાખો મનુષ્યોના જાનમાલની ખુવારી થતી અટકાવવી એ દયાના પ્રશ્નની પણ અવગણના કરવી યોગ્ય નથી.

રાઈ—હકદાર ગાદીએ બેસે તેમાં આપણે મદદ કરવી એટલું જ આપણું કર્ત્તવ્ય છે.

જાલકા—એમાં સહાય થવાની તું પ્રતિજ્ઞા કરે છે ?

રાઇ—પ્રાણાન્તે પણ સહાય થઇશ, ન્યાય્ય પ્રમાણે જે હકદાર નીકળશે, તેને ગાદીએ બેઠેલો જોઇશ ત્યાં સુધી વિરામ નહી લઉં ! એવી પ્રતિજ્ઞા લઉં છું.

જાલકા—ત્યારે ગાદીના હકદારની ખોળ કરીએ. પર્વતરાયને પુત્ર નથી, બંધુઓ નથી. એણે તો દૂર દેશથી આવી આ રાજ્ય જીતી લીધેલું તેનો પોતાનો જ આ રાજ્યપર જૂનો હક નહીં તો શું દેશાવરમાં તેના કોઇ સગા હોય તેમાંથી કોઇને આંહી લાવી ગાદીએ બેસાડવો ?

રાઇ—તું કહેતી હતી કે પર્વતરાયે આ દેશના રાજા રત્નદેવનો અધર્મથી વધ કરાવ્યો, તે વેળા રત્નદીપની રાણી અમૃતદેવી બાળક કુંવર જગદીપ સાથે પોતાના પિતાને ત્યાં હતી પણ તે પછી તેઓ ક્યાંઇ અદશ્ય થઈ ગયેલાં છે. તે કુંવર જડી આવે તો તેને ગાદીએ બેસાડવો જોઇએ.

જાલકા—એ તું પસંદ કરે છે ?

રાઇ—સંપૂર્ણ રીતે.

જાલકા—ત્યારે આજ સુધી ગુપ્ત રાખેલી વાત તને કહું છું. તું જ જગદીપ છે અને હું જ તારી માતા અમૃતદેવી છું.

રાઇ—( આશ્ચર્ય પામીને ) શું તું મારી માતા ! ( જાલકાને ભેટે છે. ) ( છુટા પડીને ) આજ લગી તેં મને માતા વગરનો કેમ રાખ્યો ?

( વસંતતિલકા. )

પાસે સુધા સરિતને મુજ કંઠ શુષ્ક !<br>
પાસે પ્રલેપનિધિને મુજ ચક્ષુ ઉષ્ણ !<br>
પાસે સુવાસ ભરી શીતલ વાટિકા, ત્યાં,<br>
હું છિન્ન ભિન્ન ભટકયો તૃણ ઝાંખરામાં !

જાલકા—તારા રક્ષણ માટે અને તારા ભાગ્યોદય માટે આ બધી ગુપ્તતા રાખવી પડી છે.

રાઇ—તારા ગાઢ વાત્સલ્યની કદર હવે મને સમજાય છે. પરન્તુ, હૃદયમાં સ્નેહોર્મિઓ અનુભવવાનો મારા જીવનનો કેટલો બધો અમૂલ્ય સમય વ્યર્થ ચાલ્યો ગયો ! બાળપણના વહી ગયેલા દિવસો તરફ હું દષ્ટિ કરૂં છું ત્યારે મને યાદ આવે છે, કે

( દ્રુતવિલંબિત. )

નિરખતો કદિ બાળક દોડતાં,<br>
ઉલટથી નિજ માત નિહાળતા;

ઉમળકા ઉઠતા હૃદયે મમ,
ન શકતો કળી તેનું હું કારણ.

તેં મને સુખની ન્યૂનતા રાખી નથી, પણ મનમાં માતાની કુમક વિનાનાં બાળપણનાં મારાં સુખ અધુરાં જ રહ્યાં !

( વસંતતિલકા )

" મા " શબ્દ ધન્ય ઉચ્ચરી તહીં મેં કદાપિ,
માગ્યા પદાર્થ નજીવા પ્રબલ સ્પૃહાથિ;
ના બાલ મંડળિ મહીં લિધિ મેં પ્રતિજ્ઞા,
' અન્યાય્ય સારૂ કરશે મુજ માત શિક્ષા. '

જાલકા—કંઇ કંઇ સ્થળે સંતાવવું પડેલું ત્યાં હું તારી મા તરીકે શી રીતે પ્રકટ થાઉં ? ઘણાં વર્ષ વીત્યા પછી કનકપુરની સમીપમાં આ વાડી લઇને આપણે આહીં આવીને રહી શકયાં છીએ.

રાઇ—માળીને વેશે રહેવાનું તેં કેમ પસંદ કર્યું ?

જાલકા—ઘરાકોને ફૂલ આપવા જતાં નગરમાં બધે ફરી શકાય છે. એજ કાળે આખરે હું રાજમહેલમાં દાખલ થઇ શકી અને પર્વતરાયનો મેળાપ કરી શકી.

રાઇ—પર્વતરાયને જુવાન કરવાના પ્રયત્નમાં તું શી રીતે ફતેહમંદ થવા ધારતી હતી ?

જાલકા—કેશ કાળા થાય અને ઘોડે બેસી શકાય એટલી શક્તિ આવે એવાં ઔષધ મારી પાસે છે. અને, તેટલું કરી આપવાની મેં શરત કરી હતી. પણ, પર્વતરાયને વૈદક કરતાં જાદુપર વધારે શ્રદ્ધા હતી, અને તેથી, જાદુના પ્રયોગથી સુકા ઝાડનો એકદમ લીલો છોડ કરી બતાવવાની મારે યોજના કરવી પડી. એવો પ્રયોગ હું દેખાડું તો પર્વતરાય આજ રાત્રે જ મને એવો લેખ કરી આપવાના હતા કે જુવાનીનાં ચિન્હ તેમને પ્રાપ્ત થયેથી રાજ્યનો ચોથો ભાગ મારી તરફથી તને આપવો.

રાઇ—અને તું એ જાદુનો પ્રયોગ શી રીતે કરત ?

જાલકા—એ તો માત્ર પેલા કાળા પડદા પાછળ બાંધેલી દોરીઓની કરામત હતી. ખાસ દાટેલું સુકું ઝાડ ભોંયમાં ઉતરી જાત, અને, તેને ઠેકાણે એક લીલો છોડ ખસી આવત.

રાઇ—આટલું બધું છલ શાને માટે ?

જાલકા—તને તારા પિતાની ગાદી પાછી અપાવવા માટે. એકવાર રાજ્યનો ચોથો ભાગ તારે હાથ આવે તો કોઇ કાળે પર્વતરાય છતાં કે પર્વતરાય પછી આખું રાજ્ય સંપાદન કરવાની તને અનુકૂળતા મળે. તારા બાહુબળ પર મને સંપૂર્ણ ભરોસો છે.

રાઇ—પરન્તુ, બાહુબળ વાપરનારા છલનો આશ્રય નથી કરતા.

જાલકા—છલની જે શિક્ષા હશે તે હું ભોગવીશ. પણ, તારા પિતાની પ્રતિષ્ઠા ખાતર અને તારી માતાના પ્રેમ ખાતર તુ આ પ્રસંગ વ્યર્થ જવા ન દઇશ. બળથી રાજ્ય વશ કરીએ એવું આ વેળા આપણું સામર્થ્ય નથી. અને વળી, પ્રાણાન્તે પણ જગદીપને ગાદીએ બેસાડવાની તેં પ્રતિજ્ઞા કરી છે.

રાઇ—પણ તે અસત્યને માર્ગે ? પ્રાણાન્તે પણ ધર્મ યુદ્ધ કરવા નીકળતાં મને લેશ માત્ર સંકોચ નથી.

જાલકા—પર્વતરાયનો તારા શસ્ત્રથીજ તેં વધ કર્યો છે.

રાઇ—અજાણતાં થએલા વધમાં ક્ષત્રિયનું પરાક્રમ ગણાતું નથી.

( દોહરો. )

સામો જઇ જે ઘા કરે, તેજ ખરો રણવીર;
ચાડી ચુગલી તોલનું છુપું ફેંકયું તીર.

મને પ્રકટ થવા દે કે મારા પરાક્રમનો દાવો કરવાનો મને પ્રસંગ મળે.

જાલકા—અત્યારે પ્રકટ થવાનો સમય છે ? તુ ગાદીએ દઢ સ્થપાઇશ, પછી આપણે કશું ગુપ્ત નહિં રાખીએ. પણ, જગદીપ–અરે–રાઇ ! આ અણીનો સમય છે, અને તુ તારી માતાને નિરાશ ન કર. મૃત્યુની મને બીક નથી, પણ મારા સ્વામીનું અને મારા પુત્રનું રાજ્ય સદાને માટે લુપ્ત થતું જોઇને તથા તેમનો વંશ નિર્મૂલ થતો જોઇને મારે પ્રાણત્યાગ કરવાનો ? અને એ બધી ક્રૂરતા મેં આશાએ આશાએ કષ્ટ વેઠી સંભાળથી ઉછરેલા મારા પુત્રને જ હાથે ?

રાઇ—મા ! મને એકવાર એ સંબોધન કરી લેવાદે. કોઇ સમીપ નથી. મા ! તારા પ્રેમ આગળ મારૂં આત્મબળ હારી ગયું છે. હું પણ છલની જે શિક્ષા હશે તે ભોગવીશ. હું તારી ઇચ્છાને આધીન છું.

જાલકા—જો હવે શીતલસિંહ સ્નાન કરીને આવે છે. જા, તું પણ સ્નાન કરી આવ. રાજાનું સ્નાન રાજાના વારસે કરવું જોઇએ.

રાઘ—મને એ મૃત્યુથી શી રીતે મલિનતા પ્રાપ્ત થઈ છે? પરન્તુ નદીની શીતલતા શાન્તિકર થશે.

( રાઘ જાય છે. )

જાલકા—શીતલસીંહ ! બહુ વાર થઇ !

શીતલસીંહ—( હાંફતો હાંફતો ) કાંતો અંધારી રાતને લીધે અથવા તો આ બનાવને લીધે નદીએ અત્યારે બહુ કારમી વસ્તી થઇ છે. હું નદીની રેતીમાં પેઠો એટલે પાછળથી પાસે આવી મહારાજના જેવા અવાજથી મારૂં નામ દઇ મને કોઇએ બોલાવ્યો. પાછો ફરી જાઉં છું તો કોઇ મળે નહી! થોડીવાર તો મારાથી હલાયું કે ચલાયું નહીં, પછી પાછળ જોતો જાઉં ને આગળ ચાલતો જાઉં એમ હું નદી કિનારે પહોંચ્યો. જેવો પાણીમાં પગ મૂકું છું તેવી રાણી રૂપવતીની આકૃતિ પાણીમાંથી નીકળી આવી, અને મને અંદર બોલાવવા તેણે હાથ લાંબો કર્યો. હું ભયથી છળીને નાઠો, અને ઘણીવાર સુધી એક ઝાડને થડે વળગીને સંતાઇ રહ્યો. આખરે તારૂં સ્મરણ થયું ત્યારે મને હીંમત આવી, અને હું આંખો મીંચી રાખીને કાન દાબી રાખી જેમ તેમ નાહીને આંહી દોડી આવ્યો. આ વાડીના ઝાંપામાં હું પાછો બેઠો ત્યારે હું જીવતો છું એમ મને ખાતરી થઈ. રાઘ નદીએ જતો હોય તો તેને પાછો બોલાવ.

જાલકા—એને ભય નહીં લાગે અને ભૂત નહિં દેખાય. ભયભીત દશામાં નિર્બળ થએલા મનનેજ એવી સ્વકલ્પિત ભ્રમણાઓ દેખાય છે.

શીતલસિંહ—જાલકા! એક બીજી શંકા મને ઉત્પન્ન થઇ છે. તે કહું છું તે માટે ક્ષમા કરજે. તારી યુક્તિ પ્રમાણે નગરમાં સંદેશો કહેવડાવીશું, અગર હું જઇને કહીશ, પણ કલ્યાણકામ અને બીજા રાજપુરૂષો તે નહીં માને તો! એવી વાત એકદમ નએ મનાય!

જાલકા—તેની ફીકર કરવા જેવું નથી. મહારાજની કમ્મરમાંથી આ પત્ર મને મળી આવ્યો છે. એમાં માત્ર મહારાજની સહી અને મહોરછાપ છે. બાકીનો પત્ર કોરો છે.

શીતલસિંહ—તને તું કહે તેવી ઇબારતનો લેખ લખી આપવા મહારાજ એ પત્ર તૈયાર કરી સાથે લેતા આવ્યા હતા.

જાલકા—એ પત્ર ઉપર આપણો સંદેશો તમે લખજો, અને મહારાજની આંગળીએથી આ વીંટી હું લેતી આવી છું; તે તેમના રીવાજ મુજબ એંધાણી તરીકે પત્ર જોડે મોકલીશું.

શીતલસિંહ—આફરીન ! જાલકા, તારી અક્કલને આફરીન ! મહારાજ પોતે જીવતા હોય તો પણ આ પુરાવો તેમને માનવો પડે.

જાલકા—રાઇને આ પત્રની વાત કહેવાની નથી. ભેદમાં જેટલા ઓછા સામીલ તેટલી વધારે સલામતી. મહારાજનો આ હાર અને આ તોડો છે તે રાઇ જ્યારે મહારાજને વેશે નગરમાં જશે ત્યારે એને પહેરાવીશું. હવે આપણું કાર્ય સમાપ્ત કરીએ.

( બન્ને જાય છે. )

## ( રંગિણી નંદીનો કિનારો. )

રાઇ—માનવકૃતિ અને પ્રકૃતિ વચ્ચેના મોટા અન્તરનો અનુભવ મને આજે જ થયો. વાંચ્યું હતું અને સાંભળ્યું હતું તેનો સાક્ષાત્કાર થયો નહોતો ત્યાં સુધી એ અન્તરની વાસ્તવિકતા મને સમજાઇ નહોતી. કયાં એ વાડી અને કયાં નદી તટ !

( શિખરિણી. )

ઘવાયાં શાં ગાત્રો મનુજ કરથી ત્યાં પ્રકૃતિનાં !
અહીં શાં સ્વચ્છંદે અવનિ જલ આકાશ ખિલતાં !
રહ્યાં શાં ધૂમાઇ મનુજકૃતિનાં બન્ધન ત્યહાં !
અહીં શી પૂર્ણાગ્નિ પ્રકટિ ધરતો ઉજ્જવલ પ્રભા !

( આર્યા. )

રૂંધાયો મુજ જીવ ત્યાં મનુજ તણા શ્વાસથી મલિન પવને,
ઉલ્લસતો અહિં આવી જલ તરુ તારક વિશે ભળીને.

નદી ! તારી સુભગ શીતલતાની મારામાં સંક્રાંતિ થાય એ શક્ય છે ? ( નદીમાં પ્રવેશ કરે છે. ) ( નદીના પાણીમાં નજર કરી ઉભો ઉભો ચકિત થઇ ) કેવો ચમત્કારી દેખાવ !

( હરિગીત. )

આ તારકો પ્રતિબિંબ દ્વારા, જલ વિશે ઉતરી ગયા !
ખેંચે નદીનો વેગ તોએ સ્વસ્થલે તે દૃઢ રહ્યા !

મુજ અંતરે પ્રતિબિંબમાં કંઇ જ્યોતિઓ જે ઝગઝગે,
શું જાલકા મતિ વેગમાં જાશે તણાઇ સર્વ તે !

પરંતુ હવે જાલકાની મતિનો પ્રશ્ન કયાં છે ? અમૃતદેવીની ઇચ્છા એ તો ખરે જુદીજ વસ્તુ છે. માતાની ઇચ્છા પૂર્ણ કરતાં પુત્રને સંકોચનું સ્થાન આવે ત્યાં પુત્રના રથનું પૈડું પંકમાં ગળી જાય છે. શું પુત્રને યોગ્યાયોગ જોવાનો અધિકાર નથી ? રંગિણી તારા જલમાં આ ગુંચવાડાનો કંઇ ખુલાસો છે ?

( સોરઠો. )

મારે ડુબકી જેહ, ઉત્તર દેવું તેહને ?
જે તુજ ઉદરે તેહ, ધરતીમાં જે કયાં નથી ?

પણ, મારી અશકિતનો દોષ ધરતીને માથે શામાટે નાખવો ?

( શાર્દૂલવિક્રીડિત. )

જ્ઞાનીઓ, કવિઓ, તપસ્વિ, ઋષિઓ, ભકતો મહા ચિન્તકો,
સંતો, સાત્વિક પંડિતો, નયવિદો, રાજ્યો તણા શાસકો,
વિદ્વાનો જલ ભૂમિ પ્રાણિ પશુના આકાશ પાતાલના,
પોષ્યાં કાંઇ અગણ્ય જે ધરતિએ ઓછું શું છે તેહમાં ?

ધરતીના પટપર આવો ભર્યો ભંડાર છે; કંઇ મનુષ્યો રોગમાંથ આરોગ્ય પામ્યા છે, કંઇ મનુષ્યો આરોગ્યમાંથી રોગ પામ્યા છે ત્યાં અમારી શંકાઓ માટે જડીબુટ્ટી કોઇ ઠેકાણેથી નહીં મળી આવે કોઇક કવિ–કોવિદ–વિશારદ એવો નહીં મળે કે જે મને સમજાવે માતાનો પ્રેમ મારા અંતઃકરણને કેમ ગુંચવે છે ?

( અનુષ્ટુપ્. )

પ્રેમ ને સત્ય એ બન્ને અંશો એકજ ઇશના;
• તથાપિ કેમ દેખાતા વિરોધી માર્ગ તેમના ?

પણ પેલું કોણ દેખાય છે ? મારા એકાન્તને ખંડિત કરવ અને પ્રકૃતિની પવિત્રતાને કલુષિત કરવા કોણ રેતીમાં પગલાં ભ છે ? અરે ! જાલકા હોય એમ લાગે છે ?

જાલકા—આ શું રાઇ ! તેં હજી સ્નાન નથી કર્યું અને વસ્ત્ર પહેરી પાણીમાં ઉભો રહ્યો છે ?

રાઇ—સ્નાન કરવું કે ન કરવું એ વિચારમાં છું. ધરતી મને કોરો રાખી શકે તેમ છે, અને, નદી મને ભીનો કરી શકે તેમ છે. બેમાંથી કોની પ્રસાદી ગ્રહણ કરવી એ નિર્ણય કરવો બહુ કઠણ છે.

જાલકા—એ તારી પંડિતાઇના તર્કવિતર્ક જવા દે. હવે તો દુનિયાની ખરી વસ્તુઓ સાથે કામ લેવાનું છે.

રાઇ—અને પંડિતાઇ ખોટી વસ્તુ છે?

જાલકા—તે તો કોણ જાણે. પણ, પંડિતો રાજ્ય કરી શકતા નથી.

રાઇ—ખરી રીતે તો પંડિતોજ દુનીઆમાં રાજ્ય ચલાવે છે. રાજાઓ અને મંત્રીઓ તો માત્ર પંડિતોએ ઠરાવેલા નિયમોનો અમલ કરે છે, અને, તેમાં તેઓ ચુકે છે ત્યારે રાજ્ય ખોઇ બેસે છે.

જાલકા—તું ગાદીએ બેસે પછી પંડિતોની સભા ભરી તેમની આગળ એ પ્રશ્ન મૂકજે, પણ, અત્યારે તો સ્નાન કરી લે. હું પણ સ્નાન કરવા આવી છું.

રાઇ—જાલકા! સ્નાનનો આ શો ઢોંગ! શબના સ્પર્શથી તને મલિનતા થઇ નથી, તો તારે સ્નાનની શી જરૂર? તારા ચિત્તને તો સંતાપ થયોજ નથી કે શાન્તિ મેળવવાના પ્રયત્નનો આરંભ કરવામાં તને સ્નાન ઉપયોગી થાય.

જાલકા—પ્રેત સાથેનો સંબંધ તુટયાનું સ્નાનથી મનમાં ઠસે છે.

રાઇ—એ આશા વ્યર્થ છે. પર્વતરાય સાથેનો સંબંધ કદિ તૂટવાનો નથી, અને, આપણને એ પ્રેતનું વિસ્મરણ કદિ થવાનું નથી. ગમે ત્યાં જઇશું, પણ પર્વતરાયનું મૃત્યુ આપણી નજર આગળથી ખસવાનું નથી. અને, તેટલેથી બસ ન હોય તેમ તેં પર્વતરાયના ઘરમાં જઇને વસવાની અને તેનો વેશ ભજવવાની યોજના કરી છે!

જાલકા—તને પાછી નિર્બલતા આવતી જાય છે.

રાઇ—નિર્બળતા કહે કે સબળતા કહે. પણ મારૂં અંતઃકરણ બહુ ઉકાળા મારે છે, અને, તારી આ યોજનાને પોતાની અંદર પેસવા દેતું નથી.

જાલકા—એક વાર માર્ગ પકડયા પછી શિથિલ પગલાં ભરવાં એ કાયરપણું છે, અને તેથી આખરે વિનાશજ થાય છે.

રાઇ—હજી શો માર્ગ પકડયો છે ?

જાલકા—પર્વતરાયનું શબ જમીનમાં દટાયું છે, અને, શીતલસીંહ સંદેશો લઇ રાજમહેલ તરફ રવાના થયો છે.

રાઇ—ખાડામાં પગ ઉતાર્યો હોય તોપણ પાછો ખેંચી નથી લેવાતો ! બહુ બહુ તો થોડો છોલાઇને બહાર આવે !

જાલકા—રાઇ ! તારી આ અસ્થિરતા મને બહુ દુઃખી કરે છે. હું જ્યાંથી જુની આફતોનો છેડો આવેલો ધારૂં છું, ત્યાંથી તું નવી આફતોની શરૂઆત કરવા કેમ માંડે છે ? મારા હૃદયના ઉલ્લાસ માટે તને કાંઇ દરકારજ નથી ?

રાઇ—એ દરકારજ મને વિવશ કરે છે.

જાલકા—તો એકવાર વિવશતા સહન કરી લે. હવે અહીં સ્નાન કરવામાં તારૂં દીલ નહીં લાગે. વાડીમાં ચાલ. ત્યાં સ્નાન કરીશું. તને વાર થઇ તેથી મને ફીકર થઇ હતીજ કે તને પાછી ગુંચવણની આંકડી આવી હશે. ચાલ, એ આંકડીના નુસખા એની મેળે મળી આવશે.

( બન્ને જાય છે. )

---

# પ્રો. આનંદશંકર ધ્રુવ.

---

## પુરૂષાર્થ.

---

મનુષ્યજન્મનો ઉદ્દેશ તપાસવો અને એ ઉદ્દેશ સિદ્ધ કરવા માટે જીવનના શાસ્ત્રીય નિયમો યોજવા—એ કાર્યમાં આપણા પ્રાચીન મહર્ષિઓએ જેવાં અદ્ભુત બુદ્ધિ અને કૌશલ્ય દર્શાવ્યાં છે તેવાં ભાગ્યેજ કોઇ પણ પ્રજાના ઇતિહાસમાં નજરે પડશે. તેઓની વર્ણ-વ્યવસ્થા માટે અર્વાચીન દુનીઆ આદર ધરાવતી નથી, પણ તેઓની આશ્રમવ્યવસ્થા અને પુરૂષાર્થ વ્યવસ્થા વિષે તો હજી પણ માન અને સંમતિ સિવાય બીજી દૃષ્ટિએ જોવાય તેમ નથી. તેઓની વર્ણવ્યવસ્થામાં ઘણા સારા અંશો હતા, અને તે આજના જનસ-

માજમાં પણ એક નહિ તો બીજે રૂપે પણ સ્વીકારવા પડે છે. પણ વસ્તુતઃ એ વર્ણવ્યવસ્થામાં કેવળ તેઓની આર્ષ દૃષ્ટિનોજ પ્રભાવ ન હતો, એટલે એના શૈથિલ્યથી તેઓની આર્ષ બુદ્ધિને કાંઇ પણ દૂષણ લાગતું નથી. વર્ણવ્યવસ્થા એ મનુષ્યશક્તિની નૈસર્ગિક વિવિધતાને સફલ રીતે વ્યવસ્થિત કરવાનો યત્ન માત્ર હતો, અને તે સમયની જરૂરિયાતમાંથી પણ એનું સ્વરૂપ કેટલેક અંશે ઘડાએલું હતું. આમ હોવાથી એને પ્રકૃતિ અને કાલના સંયોગથી સ્વાભાવિક રીતે ઉત્પન્ન થએલું ફલ માનીએ તો ખોટું નથી. અને આજ કારણથી અન્ય દેશના પ્રાચીન વિદ્વાનો ( ઉદા૦ પ્લેટો અને ઍરિસ્ટોટલ ) ને પણ આવી કલ્પના સૂઝી હતી. પરંતુ જ્યારે પુરૂષાર્થવ્યવસ્થા અને આશ્રમવ્યવસ્થા ઉપર આવીએ છીએ ત્યારે તો આપણા પ્રાચીન ઋષિઓની બુદ્ધિનો જ પ્રભાવ આપણે નિરખીએ છીએ. મનુષ્યજન્મનો ઉદ્દેશ શો ? એ વિષે અન્ય દેશના વિદ્વાનોએ વિચાર કર્યો નથી એમ નથી; કર્યો ન હોય તો આ અનન્યસાધારણતા એજ એની નિરર્થકતાનો પૂરતો પૂરાવો થઇ રહે. પણ વસ્તુતઃ આપણા ઋષિઓએ પુરૂષાર્થના નિર્ણય સંબન્ધી જે ચિન્તન કર્યું છે એમાં રહેલી વ્યાપકતા અને વિશેષે કરીને આ વિષયમાં કરેલા નિર્ણયોને વ્યવહારમાં મૂકવા તેઓએ રચેલી આશ્રમવ્યવસ્થા, એ તો અન્ય કોઇ પણ પ્રજાના ઇતિહાસમાં મળવી મુસ્કેલ છે.

ઋષિઓએ નક્કી કરેલા પુરૂષાર્થ ચાર છેઃ **ધર્મ, અર્થ, કામ અને મોક્ષ**—જેમાં ધર્મ અને મોક્ષને એકઠા લેતાં એ **'ત્રિવર્ગ'** પણ કહેવાય છે. આ પુરૂષાર્થોને ઉત્તમ મનુષ્ય જીવનમાં એકબીજાથી છૂટા પાડવાના નથી—સર્વેની યોગ્ય સંઘટના કરવાની છેઃ જે સંઘટનાને અભાવે આપણું જીવન કદરૂપું અને ખોડીલું—અને તેમાં પણ જો ધર્મનું તત્ત્વ વીસારવામાં આવે તો નિરર્થક અને મૃતપ્રાય થઇ જાય છે.

મહાકવિ કુમારદાસના 'જાનકીહરણ'માં વિશ્વામિત્ર રામ–લક્ષ્મણને લઇ જનકરાજાને ત્યાં જાય છે અને ત્યાં આરંભમાં ઋષિ, રાજાને કેટલાક કુશલપ્રશ્ન પૂછે છે. તેમાં એક પ્રશ્ન એવી મતલબનો છે કે—હે રાજા ! યુવાવસ્થામાં તેં ધર્મ અર્થ અને કામ **સરખી રીતે** સેવ્યા છે ? અને હવે તું વૃદ્ધાવસ્થાએ પહોંચ્યો છે તો અર્થ અને કામ કરતાં **ધર્મને આગળ પાડયો** છે ?

" द्वयेनादौ त्रिवर्गस्य कश्चित् साम्यं गतश्चिरम् ।
धर्मोऽस्य वयसो वृद्ध्या सह संवर्धते तव ॥ "

આ પ્રશ્નમાં વ્યવહાર અને પરમાર્થના સંબન્ધ પરત્વે આપણા પ્રાચીન પૂર્વજોના શા વિચાર હતા એ યથાર્થ રીતે દર્શાવાય છે.

(૧) **ધર્મ** એ મનુષ્યજીવનનો પ્રધાન ઉદ્દેશ યાને પરમ અર્થ (પ્રયોજન) હોઇ સર્વના અગ્રસ્થાને છે. પરંતુ એ ઉદ્દેશ પણ 'અર્થ' (દ્રવ્ય) અને 'કામ' (સુખ)ના યોગ્ય સંપાદન વિના સિદ્ધ થવો અશક્ય છે: 'અર્થ' (દ્રવ્ય) ના તિરસ્કારથી ધર્મ કેવું સ્વરૂપ લે છે એનું પ્રત્યક્ષ દૃષ્ટાન્ત આપણા આળસુ બાવાઓનાં ઝુંડ છે; અને 'કામ' (સુખ)ના ત્યાગથી વૈરાગ્યનો ભૂખર વા જીવનની વાડીને વેરાન કરી નાંખશે તો પછી ધર્મરૂપી મીઠાં ફળ આપણે કયાં જોઇશું ? અત્રે એ પણ સ્મરણમાં રાખવું કે આ 'ધર્મ'–શબ્દના અર્થમાં નીતિ અને નીતિનું અધિષ્ઠાન (સાંકડા અર્થમાં) ધર્મ યાને ઇશ્વરનિષ્ઠા એ બંનેનો સમાવેશ થાય છે. અને તેથી જેમ સામાન્ય રીતે 'અર્થ' અને 'કામ'થી વિહીન ખરી ઇશ્વરનિષ્ઠા અશક્ય છે, તેમ 'અર્થ' અને 'કામ' વિના નીતિ પણ અશક્ય છે. બિચારા દરિદ્ર માણસની નીતિ કેટલે સુધી પહોંચવાની? બહુ તો અભાવાત્મક કે હૃદયમાત્રની નીતિ એ આચરી શકે—પણ જ્યાં રોગ, ભૂખ વગેરેથી પીડાતાં પોતાનાં કુટુમ્બજનનાં કે મનુષ્યબન્ધુઓનાં સંકટો એ જોશે ત્યાં એનું હૃદય ચીરાશે, પણ એ સંકટો ટાળવાના ઇલાજો એ શી રીતે લઇ શકવાનો હતો ? ત્યારે શું દરિદ્ર માણસને માટે નીતિની ઉત્તમ ભાવના સિદ્ધ કરવાનો અવકાશ જ નથી ?—એમ તમે પૂછશો. આનો ઉત્તર કે દરિદ્ર માણસ પણ ઉપદેશ વગેરેથી અર્થવાન–ધનિક–પાસે એના ધનનો ઉપયોગ કરાવી–ઇસ્પિતાળ, ધર્મશાળા વગેરે સ્થપાવી–પોતે બન્ધુજનનાં દુઃખો ટાળે, અને આ રીતે પરોપકારમાં કારણ બની નીતિની ઉત્તમ ભાવના સિદ્ધ કરે; પરંતુ આ કાર્ય જનસમાજમાં ધનિક પુરુષો હોય તોજ બની શકે. માટે ધનનો તિરસ્કાર એ જનસમાજ માટે પુરુષાર્થ નજ ગણાય. માટે શાસ્ત્રે જનસમાજ માટે સામાન્ય નિયમો ઘડવામાં ધનને પુરુષાર્થરૂપ ગણ્યું છે તે યોગ્યજ છે. વળી જેમ 'અર્થ' વિના નીતિ અશક્ય છે તેમ 'કામ' (વ્યાવહારિક સુખની ઇચ્છા) વિના

પણ એ અશક્ય છે. નીતિ કેવળ વ્યાવહારિક સુખ અર્થે જ છે. પછી તે વ્યક્તિનું હો: કે જનસમાજનું હો—એવી અધમ ઐહિકતા પણ આપણા પૂર્વજોએ નીતિના પ્રયોજક હેતુમાં સ્વીકારી નથી. પણ તેઓનું સામાન્ય મનુષ્યસ્વભાવનું જ્ઞાન એવું ઊંડું હતું કે સુખની ઇચ્છા મનુષ્યનો કેવો પ્રવર્તક હેતુ છે તે તેઓ ભૂલ્યા નહોતા. જનસંસ્કૃતિમાં સુખની ઇચ્છા કેવી પ્રબળ શક્તિ નીવડી છે એ ધ્યાનમાં રાખવાથી, ' કામ ' નો પુરુષાર્થરૂપે સ્વીકાર યોગ્ય જણાશે.

(૨) હવે ' અર્થ ' ને ધર્મ અને કામથી વીખૂટો પાડતાં શાં પરિણામ આવે છે તે જોઇએ. અનીતિથી દ્રવ્ય સંપાદન કરવું, જગત્‌માં પ્રભુનો વાસ છે એ ભૂલી જઇ, રાત દિવસ ' અર્થ ' ના દાસ થઇ સોનાના ઉકરડા વધારવા—એ મનુષ્યજન્મનો હેતુ કદી પણ હોઇ શકે નહિ. રૉબર્ટ સધીની બિશપ હૅટોના ઊંદરિયા મિનારા વિષેની કવિતા ઘણાએ વાંચી હશે. બિશપ હૅટો અત્યન્ત લોભી અને ક્રૂર હતો. એક વખત એના ગામમાં દુકાળ પડયો ત્યારે લોક એની પાસે અનાજ માગવા આવ્યા. એણે હજારો મણ અનાજ પોતાના કોઠારમાં ભરી રાખ્યું હતું પણ એમાંનો એક કણ પણ ભૂખે મરતા લોકને એણે આપ્યો નહિ, અને ઉલટું એ બિચારાઓને એક કોઠારમાં રૂંધી મારી નાંખ્યા ! પરિણામે બન્યું એવું કે એ જ્યાં સૂતો હતો ત્યાં કોઠારના ઊંદરડાની ધાડ ધડબડ કરતી આવતી દેખાઇ ! એની ભીતે એની છતે એના શરીર ઉપર જ્યાં જુવે ત્યાં ઊંદરડા જ ઊંદરડા ! નદીની વચ્ચો વચ્ચ એક મિનારામાં જઇને રહ્યો ત્યાં પણ એનું એ દેખાય ! આ પ્રમાણે એનું પાપ એને કરડયું. બિશપ હૅટોને આપણે ધિક્કારીએ છીએ અને એના ઊંદરોની વાત સાંભળી આપણે હસીએ છીએ, પણ આપણે આપણા જીવનમાં દ્રવ્યની સેવા ધર્મથી કેવી વિખૂટી પાડી દઇએ છીએ, એ વિચારીશું તો બિશપ હૅટોનો જ અવતાર આપણા આત્મામાં પ્રતીત થશે. પશ્ચિમના દેશોમાં આજ કાલ અઢળક ધન સંપાદન કરવાની જે તૃષ્ણા વધી છે, અને એને પરિણામે ઘઉં, રૂ વગેરે મનુષ્યની સામાન્ય અગત્યના પદાર્થો એકહાથ કરી લઇ એના ભાવો ચઢાવી દઇ નફો ખાવાની જે રીત ચાલે છે, એ કેવળ અધર્મ છે; અને જનસમાજનો આત્મા એ પાપને પોતામાંથી દૂર કરવા ડહાપણથી પ્રબળ યત્ન કરે નહીં તો

ગતનું સુખ દિન પર દિન વધવાને બદલે પાયમાલી ઉપર આવી
શે. આ જનસમાજના દેહમાંથી વિષ ફેંકી દેવા યુરોપમાં જે અ-
જકતાનાં મંડળો ( Anarchists ) ઉત્પન્ન થયાં છે, અને સમ-
ટવાદીઓ ( Socialists ) પણ જનસમાજને ખળભળાવી મૂકે
-એ વિષનું ઔષધ વિષ એ ન્યાયનું અનિષ્ટ ઔષધ છે. આપણા
માં યુરોપ-અમેરિકા જેવું સમર્થ ધન નથી, એટલે ધનવડે અન્યને
રાન કરવાના ઉપર કહ્યા તેવા દુષ્ટ યત્ન થતા નથી. પણ આપણી
રિદ્રતાના કારણથી આજકાલ આપણામાં દ્રવ્ય સંપાદન કરવાની
તીવ્ર ઇચ્છા ઉત્પન્ન થઇ છે તે ધર્મથી અલગ ન પડી જાય
ટલી આપણે સંભાળ રાખવાની જરૂર છે. અત્યારે આપણા દેશમાં
નિકો ધનિકતાનો ધર્મ સમજે છે ખરા; એનો પૂરાવો એ છે કે
આજ કાલ આપણે સ્થળે સ્થળે પાઠશાળા દવાખાનાં વગેરે દેશ-
લ્યાણને માર્ગે દાન થતાં જોઇએ છીએ. ( અને એ સર્વે 'ટાઇટલ'
ળવવા માટે જ થાય છે એવો અન્યાયી અને નાદાન વિચાર કર-
નું કારણ નથી. ) પરંતુ સામાન્ય પ્રજામાં ધનની તૃષ્ણા વધતી
ય એમ લાગે છે. તેથી એ તૃષ્ણારૂપી રાક્ષસી આપણાં આત્માને
ઇ ન જાય એટલી અત્યારથી સાવચેતી રાખીશું તો ભવિષ્યમાં
નેક અનર્થો ઉત્પન્ન થતા અટકશે. ધર્મરૂપી અમૃત મૂળમાં રેડાતું
હેશે તો જ ધનની વેલ પણ ફાલશે, અને એનાં ફળ મનુષ્ય ખાઇ
કે એવાં થશે.

'અર્થ' નો ધર્મ સાથે સંબન્ધ જેમ જરૂરનો છે તેમ 'કામ'
થે પણ જરૂરનો છે. 'અર્થ' સાથે જો કામની ( સુખ ) ઇચ્છા
ડાએલી હોતી નથી, તો કંજૂસપણું ઉત્પન્ન થાય છે, સુખની
ચ્છા વિના સોનાના ઢગલા એના માલિકને ભાર રૂપ છે એટલું જ
હિ પણ સુખના વિનિમયમાં એ જ્યારે તવંગર પાસેથી ગરીબ પાસે
ય છે ત્યારે જ એની યોગ્ય વહેંચણી થઇ જનસમાજનાં સઘળાં
વયવો સમાન સામર્થ્યવાળાં બને છે. વળી જનસમાજ સમગ્ર
ને વિચાર કરીએ તો તો એમ પણ કહી શકાય કે સુખની ઇચ્છા
ના જનસમાજ ધનિક થતો જ નથી; કારણ કે સુખની ઇચ્છા એ
નના સંવિભાગમાં તેમ જ ઉત્પાદનમાં પ્રબળ હેતુ છે. આ કારણ-
, જો કે આપણે આપણી રહેણીકરણીમાં સ્થિતિને અનુસરતી સા-

દાઇ રાખીશું, તથાપિ સુખ ભોગવવાની ઇચ્છા આપણા જીવનમાંથી તદ્દન હાંકી કાઢીશું નહિ. દિવસે દિવસે આપણા લોકો એશઆરામી થતા જાય છે એમ આપણે કેટલે સ્થળેથી ફરિયાદ સાંભળીએ છીએ. પરંતુ આ ફરિયાદ ગેરવાજબી લાગે છે. આપણી પ્રજા ગઇ એક બે સદીમાં એવી નિર્ધન થઇ ગઈ હતી કે સાદાઇ અને કર-કસર વિના જીવન અશક્ય હતું—અને એ સાદાઇ અને કરકસર હજી તાજાં હોવાથી જરા પણ સુખ ભોગવવા તરફ કોઇ સ્થળે ઇચ્છા જોવામાં આવે છે તો આપણે એને એશઆરામીનું ચિહ્ન ધારી ભડકી ઉઠીએ છીએ ! અને જાણે આપણા દેશે તો પ્રાચીન સમયથી બાવા અને સંન્યાસી રહેવાનુંજ વ્રત લીધું હોયની એવી અજ્ઞાન સમજણ આપણે ધરાવીએ છીએ ! પણ વસ્તુતઃ બ્રાહ્મણ આદિ અમુક વર્ગ માટે યોજાએલાં વચનોને સર્વ દેશની વાસ્તવિક સ્થિતિનું વર્ણન લઇ પ્રાચીન ગ્રન્થોમાં સુખોપભોગમાં જે અસંખ્ય ચિત્રો વાંચવામાં આવે છે એના ઉપર હડતાળ મારવી એ વાજબી નથી.

(૩) ધર્મનો અર્થ અને કામ સાથે, તથા અર્થનો ધર્મ અને કામ સાથે સંબન્ધ આપણે જોયો. હવે 'કામ'નો ધર્મ તથા અર્થ સાથે સમન્વય કરીએ. ઉપલા વિવેચનથી કદાચ કોઇને એમ લાગ્યું હશે કે અમે ઉડાઉપણાના ને એશઆરામના જીવનનું પ્રતિપાદન કરીએ છીએ. તો હવે એ ભ્રાન્તિ હવેના વિવેચનથી દૂર થશે. 'કામ' એટલે કે સુખની ઇચ્છા સાથે હમેશાં 'ધર્મ' જોડવો, તથા અર્થ જોડવો. ધર્મથી વિમુક્ત સુખની ઇચ્છા એ પુરૂષાર્થ મનાવી નજ જોઇએ; એવી સુખની ઇચ્છા વસ્તુતઃ દરેક વ્યક્તિના જીવનમાં પ્રવ-ર્તક હોતી નથી એટલુંજ નહિ, ( ધર્મને વાસ્તે ઘણા મનુષ્યોએ પ્રાણ સુદ્ધાં અર્પ્યાં છે.) પરંતુ જનસમાજે પણ ધર્મ ખાતર અસંખ્ય વિટંબણાઓ વેઠી છે. ધર્મ ખાતર પારસીઓએ પોતાનું વતન ત્યજ્યું, યાહુદી પ્રજા પૃથ્વી ઉપર ભટકતી થઇ ગઇ, અને હિન્દુઓએ કેસરીયાં કર્યાં ! મનુષ્ય શું કરે છે તે ઉપરથી શું કરવું જોઇએ, એનો નિર્ણય ફલિત થતો નથી એમ કહેવાય છે ખરૂં; પણ વિવિધ સ્થળનાં મનુષ્યો શુદ્ધ ભાવે જે કૃત્યો કરે છે તથા સારાં માને છે, તે મનુષ્યની નીતિ પરત્વે સામાન્ય સમજણ સૂચવે છે એમાં સંશય નથી. તથાપિ મનુષ્યે શું કરવું જોઇએ, અર્થાત્ મનુષ્યનું કર્તવ્ય શું છે, એ પ્રશ્નનો ઉત્તર

માગીશું તોપણ એટલું તો સ્પષ્ટજ છે કે સુખની સાધના એજ એનું કર્તવ્ય નથી. વ્યક્તિમાં એ ઉદ્દેશ સ્વાર્થીપણા તરીકે નિષિદ્ધ છે એટલું જ નહિ પણ જનસમાજમાં તો એ ભાવના અત્યન્ત હાનિકર નીવડી છે. ધર્મનું શૈથિલ્ય અને સુખની લાલસા એ દરેક પ્રજાના ઇતિહાસમાં પડતીનું ચિહ્ન જણાયું છે. પરંતુ એથી ઉલટી સ્થિતિ જંગલી પ્રજામાં પણ દેખાય છે, અને તેથી ઉપલા વિવેચનમાં આપણે સુખની ઇચ્છાને પણ યોગ્ય અંશમાં અનુમોદી છે, પરંતુ આ બે સ્થિતિ વચ્ચે પસંદગી કરવાની હોય તો ધર્મ રહીને સુખ નાશ પામે એ સારૂં, પણ સુખ રહીને ધર્મ જાય એ ખોટું. " **धर्मार्थश्च कामश्च** " એ ઉક્તિમાં પુષ્કળ સત્ય છે. એશઆરામથી દેશની કેવી પાયમાલી થાય છે એ સિદ્ધ કરવા માટે પૂરાવો આપવો પડે એવું નથી—છતાં જોઇતો હોય તો આપણા દેશના ઇતિહાસમાં યુગે યુગે મળી આવશે. વાત્સ્યાયન, અમરુ વગેરેના સમય તો દુર રહેવા દો, પણ વધારે અર્વાચીન સમયમાં આવી મોગલો અને મરાઠાના સમયના પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ સરખાવો; મોગલોમાં અને મરાઠાઓમાં ધર્મનું તેજ તપતું હતું એ સમયો જુવો, અને પછી છાવણીમાં અને ચાલતે યુદ્ધે પણ ગાન તાન અને ગણિકામાં મોજ માણનારા એમના વંશજોનો કાળ તપાસો, એટલે ધર્મ વિરહિત 'કામ'ને અનુસરવાથી દેશની શી સ્થિતિ થાય છે એ સહજ પ્રતીત થઇ જશે.

જેમ ' ધર્મ '-રહિત ' કામ ' હાનિકારક છે, તેમ ' અર્થ '-રહિત ' કામ ' પણ હાનિકારક છે. પણ સુભાગ્યે અર્થહિત કામ લાંબો વખત ચાલી શકતોજ નથી. નિર્ધન માણસ કેટલો વખત સુખ ભોગવે ? ચાર દહાડા ઉડાઉ થઇ સુખ ભોગવી લે, પરંતુ છેવટે તો ખાલી ખીસા સાથે સંકટજ જોડાએલું છે. આપણા દેશની વર્તમાન સ્થિતિ કામપરાયણતાની અર્થાત્ એશઆરામની નથી—અને તેથીજ આપણી નિર્ધનતા ઘણે ભાગે સહ્ય થઇ છે. પણ આપણામાં જૂના સુખના વખતના રિવાજો એવા જડ ઘાલી બેઠા છે કે આપણી નિર્ધન દશામાં આપણે એનો ત્યાગ કરવો જોઇએ છતાં પણ આપણે તે કરતા નથી. આપણી વિવિધ જ્ઞાતિઓમાં વરા—વાજન—મરણ—પરણને અંગે ઘણું દ્રવ્ય નિરર્થક ખર્ચાઇ જાય છે. એનો કુટુમ્બ જ્ઞાતિ કે દેશના કલ્યાણમાં સદુપયોગ કરવાને બદલે એમાં જે જે

'સુધારા ' થાય છે તેમાં પણ ઘણે ભાગે એક ખોટા ખર્ચને બદલે બીજું ખોટું ખર્ચજ ઊભું કરવામાં આવે છે. પ્રજાના ઉત્સવના પ્રસંગો લૂખા કરી નાંખવા એમ અમારૂં કહેવું નથી. પણ ઉત્સવ આખા જન્મારાની કમાઇ એક દિવસમાં હરી જાય એ ખરેખર રીતે ' ઉત્સવ 'ના નામને જરા પણ યોગ્ય નથી. ' ઉત્સવ ' તે એવું નામ કે જે મંગળ પ્રસંગ આપણા જીવનમાં ઉલ્લાસ અર્પે, આપણા જીવનને ઊંચું અને નવું બનાવે. જે પ્રસંગના દિવસથી કરજની અને કષ્ટની શરૂઆત થાય તેને ' ઉત્સવ ' કોણ કહી શકશે ? સરકારી દફતરમાં ઇન્કમટેક્સના ( આયપત વેરા ) આંકડા જોશો ત્યારે જણાશે કે ત્રીસ કરોડની વસ્તીમાં કેવી જૂજ સંખ્યા મહિને દહાડે પાંચ પાઉંડ પણ કમાય છે ! છતાં ઉપર કહેલા ખર્ચાળ રિવાજોનો બોજો તો દરેક જ્ઞાતિમાં દરેક કુટુમ્બ ઉપર હોય છે એમ કહીએ તો ચાલે. તમે પૂછશો કે લોક જો આવા દરિદ્ર છે તો પ્રસંગે જોઇતાં નાણાં ક્યાંથી આવે છે ? આનો ઉત્તર એકજ છે કે એમના દેહના અને આત્માના રૂધિરમાંથી. આ અતિશયોક્તિ નથી. આપણા નિર્ધન દેશમાં દરેક કુટુમ્બને પોતા પાસે જે થોડું ઘણું દ્રવ્ય હોય તે આવે પ્રસંગે ખર્ચવું પડે છે. તેનું પરિણામ એ આવે છે કે કુટુમ્બજનોના આરોગ્ય માટે યોગ્ય ઘર કપડાં ખોરાક વગેરેમાં જે ખર્ચ કરવું જોઇએ તે કરાતું નથી, તેમજ ઉદ્યોગ, કેળવણી, મુસાફરી વગેરે મનુષ્ય જીવનને સુખી અને વિશાળ બનાવનાર આવશ્યક સાધનો પણ કેટલે અંશે દૂરથી વર્જવાં પડે છે. તે માટે અમે કહીએ છીએ કે જીવનમાં ' કામ ' યાને સુખ પ્રાપ્ત કરવું હોય તો ' અર્થ ' ના યોગક્ષેમના–એટલે કે પૈસો બચાવવાના અને કમાવાના–માર્ગો યોજો; કરકસર કરો, કારણ કે કરકસર એ મ્હોટો અને આવશ્યક ગુણ છે; પણ દ્રવ્યોત્પાદન ઉપર મુખ્ય લક્ષ રાખો, કારણ કે દ્રવ્યોત્પાદન એ વધારે મ્હોટો અને તેજસ્વી ગુણ છે.

(૪) આ પ્રમાણે આપણા પ્રાચીન પૂર્વજોએ, ધર્મ, અર્થ અને કામનો સમન્વય કરવાનો ઉપદેશ કર્યો છે. પણ કણસંધરો તો કીડી પણ કરે છે, અને સુખની ઇચ્છા તો પ્રાણીમાત્રમાં સાધારણ છે; એટલે અર્થ અને કામ એ બે પુરૂષાર્થ તો મનુષ્યમાં ખાસ કરીને છે એમ કહી શકાતું નથી. પરંતુ મનુષ્યનું જે મનુષ્યત્વ તે તો ધર્મમાંજ રહેલું છે, અને તેથી સર્વ પુરુષાર્થ મધ્યે ધર્મને અગ્ર

સ્થાન ધટે છે. આ કારણથી વિશ્વામિત્રે જનકરાજાને પૂછયું છે કે હવે ઉત્તરાવસ્થામાં તેં ધર્મને આગળ પાડયો છે કે કેમ? અન્ય દેશોમાં કે જ્યાં આશ્રમ વ્યવસ્થા અજ્ઞાત છે ત્યાં મનુષ્યજીવનનું પરમ પ્રયોજન ભૂલાઇ જઇ ઉત્તરાવસ્થા પરમાર્થ ચિંતનમાં ન ગળાય એ સ્વાભાવિક છે; પરંતુ આપણો દેશ કે જેમાં આ વિષયની કિંમત બરાબર સમજાઇ છે, અને જેમાં પ્રાચીન મહર્ષિઓએ જીવનનું 'ટાઇમ ટેબલ' બાંધી છેલ્લી ઘડી જીવનનું સાર્થક્ય કરવા માટે આંકી રાખી છે, ત્યાં પણ ઉત્તરાવસ્થા વૃથા જલ્પમાં, નિર્બળતાના નીસાસામાં, અને કિંકર્તવ્યતાની મૂઢતામાં પસાર થાય એ જેવું આશ્ચર્યકારક તેવુંજ ખેદકારક છે. ધ્યાનમાં રાખો કે ધર્મ એ ઉત્તરાવસ્થામાં નવો આરંભવાનો પુરુષાર્થ નથી. એનું સેવન પૂર્વાવસ્થામાંથીજ થવું જોઇએ. એ થયું હશે તો ઉત્તરાવસ્થા ખાલીખાલી અને કાર્ય શૂન્ય નહિ લાગે-બલ્કે પૂર્વાવસ્થાના ત્રિવર્ગસેવનનો: યોગ્ય પરિપાક એમાં થતો દેખાશે.

મોક્ષરૂપ મહાપુરુષાર્થ જે પ્રથમ ધર્મમાં અન્તર્ભૂત હતો તે જેમ જેમ દર્શનશાસ્ત્રોનો વિકાસ થતો ગયો અને ધર્મભાવના વધારે ઉચ્ચ અને સૂક્ષ્મ બનતી ગઇ તેમ તેમ તે ધર્મમાંથી બહાર નીકળવા લાગ્યો; પણ તે, જેમ કાચબો પોતાની ઢાલમાંથી ડોકું આગળ કાઢે છે તેમ— અર્થાત્ એ ધર્મ સાથે આન્તર અને જીવન્ત સંબન્ધથી જોડાયલો પુરુષાર્થ છે, ધર્મના અન્તર્માં રહી બહાર વિકસતો પુરુષાર્થ છે, ધર્મનો નિષેધક પુરુષાર્થ નથી; અને તેથી જ શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે-" **यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पाण्डव** " અર્થાત્ યોગ અને સંન્યાસ યાને ધર્મ અને મોક્ષ તે એક જ છે. બેમાં ફેર હોય તો તે એટલો જ છે કે એક તે બીજાની પરિપકવાવસ્થા છે, અને તેથી શ્રીકૃષ્ણ અન્યત્ર જરા ફેરફાર કરીને કહે છે કે " **आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते । योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते** " અર્થાત્ યોગે ચઢતાં સુધી કર્મ (ધર્મ), અને ચઢી રહ્યા પછી શમ (સંન્યાસ=મોક્ષ). પણ આ બીજી અવસ્થાના ખરા અધિકારી થોડા હોય છે-અને તેથી જનસમાજના પુરુષાર્થની ગણનામાં ધર્મ અને મોક્ષને એકઠા કરી 'ત્રિવર્ગ' માં સર્વનો સમાવેશ કર્યો છે એ યોગ્ય છે.

---

# મણિશંકર. (કાન્ત)

## સિદ્ધાર્થ અને રાહુલ.

સિ—રાહુલ ! પાસે આવી મને આલિંગન આપ. બેટા, ક્યારે આવ્યો ? કુશળ છે ?

રા—મહારાજને પ્રતાપે કુશળ છું; હમણાંજ આવું છું.

સિ—હમણાંજ ? ત્યારે તો શ્રમિત હોશે. ભોજન તૈયાર છે. ચાલ સ્નાન કર, હું સાથેજ આવું છું, મને અવકાશ છે.

રા—સ્નાન કરીનેજ દર્શન માટે આવું છું. ભોજનની ઇચ્છા નથી. આપની પ્રકૃતિ તો સ્વસ્થ છે ?

સિ—સ્વસ્થ છે, બેટા આજે ઘણે દિવસે તને જોઇને સંતોષ થાય છે. સંદેશ મળ્યો હતો ?

રા—આજ્ઞા વગર તો પ્રદેશ છોડી કેમ આવી શકું ? મળ્યો હતો. માત્ર કૃપાનો લાભ લેવા જેટલી ઉત્સુક્તા માટે ક્ષમા માગું છું.

સિ—ક્ષમા માગવાની કશી જરૂર નથી. મને પોતાને તને મળવાની ઉત્સુક્તા હતી, તો નિરાંતે બેસી બધું કહે, મને. હાલ અહીં કોઇ આવવાનું નથી. તારા વિભાગમાં પ્રજાની સ્થિતિ તો સારી છે ? તે સ્વસ્થ થતી જાય છે ? પોતાના આત્મવૈદ્યને ચાહે છે ? અનુસરે છે !

રા—અધિકારીઓ ચાહે છે અને અનુસરે છે, વધારે તો આપની પાસે શું કહું ? જાણો છો કે હું અજ્ઞાન છું ! પામર છું.

સિ—આ નિરવધિ જગતના જ્ઞેય તરફ દૃષ્ટિ કરતાં લગભગ બધાજ અજ્ઞાન અને પામર છે, બેટા અને મને ખબર છે, કે તારા પ્રદેશની પ્રજા બીજા પ્રદેશોની પ્રજાઓ કરતાં વધારે સુખી, સંતુષ્ટ, દયાળુ અને પરસ્પર સ્નેહથી સંબંધ છે. પ્રશ્ન માત્ર તને સંતોષ છે, કે કેમ એ જાણવાના હેતુથી હતો. અસંતોષ છે, તો બેશક તેનું કારણ હું સમજાવું છું. તું જિજ્ઞાસુ છે, જિજ્ઞાસા સ્વતંત્ર અને સ્વાભાવિક વૃત્તિ છે. અને તારી ઇચ્છા તેમના નિરવધિ પ્રદેશમાં પ્રવાસ કરવાની હશે, તો હું પ્રસન્નતાથી રજા આપીશ. તારા નિયોગની વ્યવસ્થા તો બરાબર છે ?

રા—હા, મહારાજ! પણ્ તેમના નિરવધિ પ્રદેશમાં હું શી રીતે પ્રવાસ કરી શકીશ? માર્ગ સુધાં હું જાણતો નથી. નહીં, હું આપની સેવામાં જ થોડો કાલ નિર્ગમન કરીશ, સહવાસના પ્રભાવથી જિજ્ઞાસાને નિયમિત કરતાં શિખીશ અને ફરી કર્તવ્યમાં પડી શકીશ.

સિ—રાહુલ તારી નમ્રતા સંતોષ આપે છે, પણ જિજ્ઞાસાની અવગણના કરવાનું કશું પણ કારણ નથી. જ્ઞાનની શોધ એ પણ એક એક કર્તવ્ય છે. સર્વોપરિ છે એમ નથી કહી શકતો. કારણ કે ભિન્ન ભિન્ન પ્રકૃતિનાં હું ભિન્ન ભિન્ન કર્તવ્ય સમજું છું, પણ બેશક સૌએ પોતાની પ્રકૃતિને અનુસરવું જોઇએ અને એટલું હું તને કહી શકું છું કે પ્રદેશ નિરવધિ હોવા છતાં પ્રવાસીને નિરાશ થવાનું કશું કારણ નથી. તો કહે મને, તને શી મદદ આપું? શી ઇચ્છા છે? સંકોચ વગર કહે, કારણ કે તારા મનની સ્થિતિ જાણીને જ મેં તને બોલાવ્યો છે.

રા—મહારાજ! કૃપાસાગર છો; અને મને તો જીવનના પણ આપનાર છો. અધિકારી ગણતા હો તો માર્ગ સંબંધી, કંઇ રહસ્ય જાણવા ઇચ્છું છું.

સિ—કયા જ્ઞાનના માર્ગ સંબંધી બેટા!

રા—એ નથી કહી શકતો.

સિ—મને લાગે છે, કે મારા ઘણા શિષ્યોની માફક તને પણ મારા પહેલાનાં શબ્દો કદાચ અયોગ્ય અર્થમાં સમજાયા હશે; કદાચ મેં જાતે ભૂલ કરી હશે. પણ જગતના અનુભવની સાથે જે એક સર્વદેશી નિરવધિ શક્તિનું ઘણાને ઝાંખુ ઝાંખુ ભાન થાય છે, તેના સ્પષ્ટ પ્રબોધને હું અશક્ય માનતો નથી. નહીં, હું મારી શક્તિની સીમા સમજું છું, પણ મારી શક્તિની એક વખતની સીમા એ મારી કે મનુષ્યની શક્તિની બધા વખતની સીમા નથી.

રા—એ સંબંધમાં તો મહારાજના શબ્દો મને યોગ્ય અર્થમાં જ સમજાયા છે.

સિ—તો રાહુલ! તને એમ પણ સમજાયલું હોવું જોઇએ કે હું પોતે ઘણા વર્ષથી એ વિષયમાં પ્રતીતિ મેળવવાને તૃષિત હતો.

—એ પણ સમજાયલું જ છે, મહારાજ!

—યોગ્ય છે. મને કહે, તને એ વિષયમાં શું શું દેખાયું?

—પ્રથમ તો મહારાજ! આ વિશ્વયંત્રને મારાથી સ્વતઃ સિદ્ધ માની શકાયું નહીં. એક કારણ માનવામાં લાઘવ દેખાયું, એટલું જ નહીં. પણ એ સિવાય બીજી કલ્પના સુદ્ધાં સંભાવ્ય ન લાગી. પછી મારો અનુભવ ભ્રમરૂપ હોય તો કોણ જાણે. પણ વારંવાર જગતના અનેક અદ્દભુત જીવોને જોતાં અને તેમના અનેકત્વનું ભાન થવાને બદલે “એક” “એક” એવા ધ્વની સંભળાયા; અને જાણે તેમના સ્થૂલ અને અસ્થાયી રૂપોની પાછળ કોઇ એક ભવ્ય, અનિર્વચનીય દેખાયું!

સિ—યોગ્ય છે, પછી?

રા—પછી કોઇવાર એવું પણ લાગ્યું કે જાણે હું હોઉં જ નહીં, અને જાણે સર્વત્ર એક જ વિલસતું હોય.

સિ—ઉપનિષદોનું અદ્વૈત! વાહ, પછી?

રા—છતાં એ અનુભવ સ્વત્વના વિસ્મરણમાં—વૃત્તિના પ્રલયમાં—મૃત્યુના સરખા આત્માની પારલૌકિક શાન્તિમાં જ મને થયેલો. વિચાર કરતાં પછી મને એવું લાગ્યું છે, કે એ સ્વપ્ન હશે; કારણ જાગ્રતમાં થયેલો હોય તો તેવો વિકાર ન સંભવે.

સિ—તું ખરૂં કહે છે રાહુલ. અદ્વૈતનો અનુભવ જીવનમુક્તને જ થાય છે, ઇતરનું અલ્પ સ્વપ્ન—દર્શન કે પરોક્ષજ્ઞાન એ અનુભવ નથી—પણ બેશક અદ્વૈત જ સત્‌નું ત્રિકાળ સિદ્ધ રૂપ છે: દ્વૈત અશાશ્વત હોઇ અસત્ છે.

રા—ત્યારે મહારાજ! શું અદ્વૈતવાદી છો?

સિ—વાદી? નહીં. કદાપિ નહોતો; કદાપિ નહીં હોઇશ,—પણ બેશક તું અનુભવ સંબંધી પૂછે છે, તો મારે તને જણાવવું જોઇએ કે ઘણે લાંબે પ્રયાસે અને માત્ર આશા દગ્ધ થતાં પડેલા પ્રકાશને લીધે જ હું સર્વોપરિ સત્ય જોઇ શકયો છું. જે ઝાંખું ઝાંખું અસ્થાયી ભાન સર્વને થાય છે; તે મારે હૃદયમાં હવે સ્થાયી અને સ્પષ્ટ છે; અવિચ્છિન્ન અને અખંડ છે.

રા—અહા! જે શોધતો હતો તે આ પ્રમાણે મહારાજ પોતે આપો છો!

સિ—જિજ્ઞાસા, શંકા અને અનાસ્થા—તથા જિજ્ઞાસા, અલ્પદર્શન અને સર્વદર્શન—એ અંધના તથા દેખતાના ક્રમોનું તને વિસ્મરણ થયેલું. નહીં તો, બેટા, તને મારા સંદેશનો હેતુ એની મેળે પ્રતીત થાત. અસ્તુ! છતાં વ્યવહારમાં પડ્યા પછી પણ આટલું તો તને યાદ આવે છે, કે ચિત્ સતથી અભિન્ન છે?

રા—नष्टो मोहः स्मृतिर्लब्धा!

સિ—નહીં, રાહુલ બીજાના બોલેલા બોલ ન બોલ. પરોક્ષ જ્ઞાનને અપરોક્ષાનુભવ પણ ન સમજ; છતાં બેશક તારા જેવાઓને અપ્રાપ્ય નથી, યોગથી પ્રાપ્ય છે.

સિ—ગીતામાં સમજાવેલો કર્મયોગ.

રા—ત્યારે ગીતાને આપ પ્રમાણ ગણતા થયા છો?

સિ—જેમ બધાં અનુભવનાં વાક્યને તેમ. પણ બેશક ગીતા સમજવી કઠિન છે.

× × × ×

રા—મહારાજના શબ્દો ગંભીર અને શાન્ત વિચરે છે. છેલ્લા સરખા સમજવાતો છે?—મહારાજ!

સિ—રાહુલ! તને એટલું ફરી પણ કહી લઉં છું કે "યોગી થજે." હવે બહારના શિષ્યોને જણાવ કે સમાધિની તૈયારી કરે.

રા—મહારાજ!

સિ—રડે છે. રાહુલ! आनन्द ब्रह्मणो विद्वान्न बिभेति कदाचन!

રા—મહારાજ! સમય.

સિ—અનન્ત છે: જ્ઞાન અખંડ છે: મારી જરૂર નથી; કર્ત્તવ્ય માત્ર કરજે.

રા—[ સ્વસ્થ થતાં ] તથાસ્તુ! હાલ તો બધા શિષ્યોને તાતના ચરણનો છેલ્લો સ્પર્શ કરવા અને અશ્રુથી તેનું પ્રક્ષાલન કરવા બોલાવી લાવું છું, તાતને સુવાડતો જાઉં? શરીર સ્વસ્થ છે?

સિ—સ્વસ્થ તો નહીં પણ સ્વાધીન છે, બેટા—તું સુખે જા, અને તારી માતાને—સુભદ્રાને કહે કે જરા આગળથી મારી પાસે આવી જાય. ઘણું કરીને તે આવતી જ હશે. આ આવી—તું જા તારા બંધુઓને બોલાવી લાવ.

× × × ×

સિ—ભદ્રા !

સુ—આજે પૂર્વનું સંબોધન સાંભળી નવજીવન પામી. મહારાજ ! આજ્ઞા ?

સિ—આપણે જઇએ છીએ.

સુ—મહારાજ !

સિ—ભદ્રા માયાનો પડદો ફાડી નાંખી છેલ્લી નજર કરી લે, ક્યાં જઇએ છીએ ?

સુ—सर्वं खल्विदं ब्रह्म ?

× × × ×

સુ—બૌદ્ધો ! અમે જઇએ છીએ. વખત ટુંકો છે. તમને સર્વને કહેવાનું આટલું જ છે; પોતપોતાના સ્વત્વની, જીવનયજ્ઞમાં આહુતિ આપજો; અને તેની ભસ્મના સ્નાનથી નિર્મળ થઇ નિર્વાણ મેળવજો !

સિ—તથાસ્તુ !

શિષ્યો [ સાશ્રુ ] દેવિ ! છેલ્લે અમને માત્ર પૂજવાની રજા આપવાનો અનુગ્રહ કરતાં જાઓ ! નહીં તો નિરાધાર—

સિ— સુ—[ પ્રાણ જતાં પ્રયત્ને ] નહીં ! નહીં–જ ! [ સ્વગત ] શું રાહુલ સિવાય કોઇએ સાંભળ્યું જ નહીં ? માયા !

# કેશવલાલ ધ્રુવ.

## ભગિની મેળાપ.

મનો—( ધસમસી પ્રવેશ કરી ) બિચારી મોતના મોંમાં છે, બા સાહેબ !

વાસ—( ફાળ પડવા સાથે ) કોણ, મારી પ્રિયદર્શના ? તું એની ખબર જાણે છે ?

મનો—એમની તો મને કંઇએ ખબર નથી, બા સાહેબ. મેં તો કહ્યું કે બિચારી આરણ્યકા મોતના મ્હોમાં છે. એણે મદિરાને નામે ઝેર મંગાવી પીધું છે. એને ઉગારીયે, બાસાહેબ. ( રડતી રડતી—પગે પડે છે )

વાસ—( સ્વગત ) ગજબ થયો ? પ્રિયદર્શનાના દુઃખને હું રોતી હતી, તેમાં વચ્ચે આરણ્યકાએ ભૂસ્કો માર્યો ! જગત કોઇએ જીતાયું નથી; તે કંઇ કંઇ ભૂડા તર્ક કરશે. આટાણે આમ કરૂં. ( પ્રગટ ઊતાવળી ઊતાવળી ) જા, જા, મનોરમા, એને વ્હેલી અહીં આણ આર્યપુત્ર ઝેર ઉતારી જાણે છે, તેમનીજ કારગત અહીં કામે લાગશે. નાગ લોકમાં ગયા હતા, ત્યાંથી એમણે એ વિદ્યા મેળવી છે.

મનોરમા જઇ, જેને ઝેર વ્યાપવા માંડ્યું છે તેવી આરણ્યકાને ઉપાડી લાવે છે.

આર—અરે બ્હેન, આ અંધારામીણ ભોંયરામાં મને શીદ ઉતારો છો ?

મનો—( ગભરાઇ જઇ ) ઓ મારે, તારી આંખમાં એ વિષ વ્યાપી ગયું ? બાસાહેબ, વ્હેલાં કંઇ કરો હો. એને ઝેર વધારે ચઢતું જાય છે !

વાસ—( બેઠી હતી ત્યાંથી એકદમ ઉઠી રાજાનો હાથ ઝાલી ) ઉઠો, ઉઠો, આર્યપુત્ર, વ્હેલા, બિચારી મરી જાય છે.

( કંચુકી તેના તરફ નજર કરતાં ) અરે ! કૂંવરી પ્રિયદર્શના તો ન હોય ? છે તો એનાજ જેવી. ( ધારીને જોતો વાસવદત્તા પ્રતિ ) રાજકૂમારી ! આ કન્યકા ક્યાંની છે ?

વાસ—આર્ય ! વિંધ્યકેતુને ઠાર કરી એના ત્યાંથી વિજયસેને આણી છે. એ વિંધ્યકેતુની દીકરી થાય.

કચુ'—એની દીકરી કેવી ? એજ અમારી કુંવરી. દૈવે દાટ વાળ્યો ! હું પૂરેપૂરો હીણભાગ્ય ! કુવરી ! એજ તમારી બહેન પ્રિયદર્શના.

વાસ—હાય હાય ! મારી બહેન–મારી બહેન–ઉગારો આર્યપુત્ર ઉગારો–મરી જાય છે. ઓ માડીરે.

રાજા—શાંત થાઓ, દેવી ! એની ચિકિત્સા કરીયે છીયે. સાંસતા થાઓ ( સ્વગત ) અફસોસ,

( વસંતતિલકા ).

ખીલી કળી રસભરી શતપત્રકેરી,
પીવા ગયો અલિ અમી મધુરી ઘણેરી;
ત્યાંતો પડયું હિમ, બળી ગઈ એ અરેરે !
ના સિદ્ધિ એ વિધિ વિરુદ્ધ થતાં ફળેરે.

( પ્રગટ ) મનોરમા ! પૂછતો ! કે આ તું જુએ છે કોણ બેઠા છે ? ( આંખમાં આસું આણી ઢઢોળતી ) બહેન ! બહેન ! આ તું જુએ છે કોણ બેઠા છે ?

પ્રિયદર્શના—( ભાગ્યા તૂટ્યા શબ્દે ) અઅજુ પઅણુ મઅને માઆ· રાજનાંઆંઆં દરઅઅસન નાઆ થાયાંઆંઆં !
( ઢળી પડે છે )

રાજા—( આંખમાં આંસુ સાથે ).

( શાર્દૂલવિક્રિડિત ).

એની આંખ મીંચાય, દૃષ્ટિ પણહા મારી દીસે આંધળી ?
એનો કંઠ રૂંધાય, કિંતુ મમ હા બોલી બને ગળગળી !
એના પ્રાણ પળે, પરંતુ જડ હા છે માહરી દેહડી !
એ દાખે વિષવેગ, હું તદપિ હા વેઠું છું પીડા વડી !

વાસ—( આંખમાં આંસુ સાથે ) બહેન પ્રિયદર્શના ઉઠ. જો, આ મહારાજ બેઠા. હાય હાય ! બેશુદ્ધ થઇ ગઇ એ. મેં અજાણતાં તને દૂભવી, તેથી શું તું નથી બોલતી ? માફ કર, બહેન, હું તને ફરી કોઇ કાળે નહિ દૂભવું. તું ઉઠ બેઠી થા. અરે ગોઝારા દૈવ ! મેં તારૂં શું બગાડયું હતું કે મારી બહેનની આ દશા મારો જીવા વારો આવ્યો ? ( પ્રિયદર્શનાપર ઢળી પડે છે )

વિદૂ—મિત્ર ! કેમ કંઇ દિઙ્મૂઢ બની ગયો છે ? તમારી વિદ્યા બતાવો દુઃખથી આભા બનવાનો આ વખત નથી. ઝપાટા બંધ ઝેર રગે રગ પસરી જવા માંડયું છે.

રાજા—( પ્રિયદર્શના સામું જોઇ ચમકી ) અફસોસ, તું કહે છે તેમજ થયું છે. આ બનાવે મને બાવરો કરી દીધો છે. ફિકર નહિ. હું એને જીવાડું છું. પાણી લાવો પાણી.

રાજા પ્રિયદર્શના પાસે જઇ તેના ઉપર હાથ રાખી મંત્ર ભણે છે, એટલે ધીરે ધીરે પ્રિયદર્શના શુદ્ધિમાં આવે છે,

વાસ—ધન્ય છે તમને ! આર્યપુત્ર ! તમે મારી બ્હેનને જીવાડી.

વિજયસેન—દેવની વિદ્યાએ તો હદ વાળી !

કંચુ—અહો શી નરેંદ્રની નરેંદ્રતા, શી અદ્ભુત મંત્ર શક્તિ ?—જેને કંઇ અસાધ્યજ નથી.

પ્રિય—( ધીમે ધીમે બેઠી થઇ બગાસાં ખાતી ભાગ્યા તૂટયા શબ્દે ) મનોરમાઆ ! હું બહુત્ઉ ઊંઘી.

વિદૂ—મિત્ર ! તમે તમારી વિદ્યા ખરેખરી બતાવી હો. પ્રિયદર્શના પ્રેમાતુર દૃષ્ટિથી રાજા સામૂં જોઇ લજવાઇ નેત્ર ઢાળી દે છે.

વાસ—આર્યપુત્ર ! કેમ વારૂ આ આમ કરતી હશે ? હજુએ અવચિહ્ન છે ખરાં.

રાજા—

( શિખરિણી. )

પ્રકંપે પીડાયે સ્તન ઘન અને સ્વેદ વછુટે;
શમે ના રોમાંચે; વચન પણ અસ્પષ્ટ ન મટે;
દીસે ઘેને ઘેર્યાં કંઇ નયન; અંગે શીથિલ છે;
હજી પુરેપુરૂ વિષ ઉતર્યું એનું નહિ હશે !

કંચુ—( પ્રિયદર્શનાપ્રતિ ) કુંવરી ! તમારા તાતના આ કિંકરને ઓળખ્યો કે ? ( પગે પડે છે )

પ્રિય—અહો ! આર્ય વિનયવસુ ! [ આંસું સાથે ] એ બાપ એ માડીરે ?

કંચુ—છાંના, બા, છાંના, તમારા માત પિતા કુશળ છે; અને વત્સરાજના પ્રતાપે રાજ્ય પણ પાછૂં પ્રાપ્ત થયું છે.

વાસ—( હર્ષના આંસુ સાથે ) આવો, આવો, મારા થોડા બોલો બ્હેન ! હવે તો બહેનનું વ્હાલ દેખાડો ! ( કોટે બાઝી પડી ) હાશ ! હવે મને શાંતા થઇ.

વિદૂ—બાસાહેબ તો બહેનની કોટે બાઝ્યાં ! થયું, નિરાંત થઇ ! મંત્રવાદીને સરપાવ આપવાનો, તે અમને સાંભર્યો ?

વાસ—હા, ભાઇ, હું ભૂલી ગઇ.

વિદૂ—આવો, મંત્રવાદી, ધરો હાથ. બહેનનો હાથ સરપાવમાં અપાવું.

વિદૂષક પ્રિયદર્શનાનો હાથ રાજાના હાથમાં મૂકવા જાય છે.

રાજા—ના, ભાઇ, ના. માણુ માણુ હવણુંજ મનાવાયાં છે—

વાસ—તાતદ્દઢવર્માએ પ્રથમથી આપેલ છે. તમે ના કહેનાર કોણુ ?

વિદૂ—દેવીનું મ્હો તરછોડાયકે ! મિત્ર, જુઓ એમનું માન રાખો.

વાસવદત્તા પોતે રાજાનો હાથ ખેંચી લઇ તેમાં પ્રિયદર્શનાનો હાથ મૂકે છે.

રાજા—( હસતે હસતે ) દેવી ઘણી રણી છો. તમારૂં વેણુ ઉથાપવા હું અસમર્થ છૂં.

વાસ—આર્યપુત્ર ! બીજું એવું શું કરૂં, કે જેથી તમારૂં મન રીઝે.

રાજા—કશી વાતની ન્યુનતા રહી નથી.

( શાર્દૂલવિક્રિડીત )

કેડી કંટક ઠીક થાપિત થયા પૂજ્યે સ્વરાજ્યે ફરી;
બારે રૂઠી રહેલ જે, પરમ તે દેવીય તુઠયાં વળી;
બે એ બ્હેનની બેલડીબની રહી આ મોતથી ઉગરી,
શું માગૂં સુખ ! છે રહી ન મનની એકે અધુરી રળી.
છતાં દેવી કહોછો તો માગુંછું કે;

( સ્રગ્ધરા. )

મોંઘા મેઘો મહીમાં સરસ વરસજો; વાધજો પાક ઝાઝો;
ભૂદેવો યજ્ઞયાગો વિધિસર કરજો; દેવતા તૃપ્ત થાજો;
જોડાઇ સજ્જનોની જુગ જુગ જુગતે ગાંઠ ગાઢી જડાજો;
ને જીહ્‌ન વજ્ર જેવી વિષમયવસમી દુર્જનોની વઢાજો.



## રાજ્યાભિષેક.

રાજા [ ચમકી આકાશ તરફ જોતો ] આ શું ? વગર વાદળે વીજળી ?
ઉર્વ૦ [ ઊંચું જોઇ ] અરે ! નારદ ભગવાન પધારે છે !

[ વસંતતિલકા. ]

ગોરોચના સમ મુનીશ્વરની જટાને
છે ચંદ્રના કિરણ જેવી જનોઈ, જેણે
ભૂમી સુવર્ણમય ને મણિમંજરીએ
દીપંત કલ્પતરૂ જંગમ શા દીસે એ.

લાવો લાવો, એમને માટે અર્ઘ.
ઉર્વ૦—આ મુનિરાજને માટે અર્ઘ.

[ એવે નારદ પ્રવેશ કરે છે. ]

નારદ—જય જય, મધ્યમ લોકના રાજેંદ્ર !
રાજા—[ ઉર્વ૦ના હાથમાંથી સામગ્રી લેઇ નારદના હાથમાં અર્ઘ આપી ] नमो नमः મુનિરાજ !
ઉર્વ૦—ભગવાન ! અભિવંદન કરૂં છું.
નારદ—જુગલજોડ અખંડ રહો.
રાજા—[ સ્વગત ] પ્રભુ કરે ને એમ જ થાય ! [ આયુ સામું જોઇ પ્રગટ ] વત્સ ! મુનિરાજને વંદન કર.
આયુ—ભગવાન મુનિરાજ ! પુરુરવાના અને ઉર્વશીના પુત્રના નમસ્કાર.
નારદ—વત્સ ! आयुष्मान् भव ।
રાજા—આસને બિરાજીયે, મુનિરાજ !

[ નારદ પોતાના આસને બેસે છે, એટલે સૌ પોતપોતાના સ્થાને બેસે છે. ]

નારદ—રાજન્ ! સાંભળિયે. મહેંદ્રનો સંદેશ છે.
રાજા—એકાગ્ર છું, ફરમાવિયે.
નારદ—કે 'ત્રિકાળદર્શી મુનિવરે ભવિષ્ય ભાખ્યું છે, જે સુરોને અસુરો સાથે ભારે યુદ્ધ થનાર છે. હવે તમે અમારા નિત્યના રણસહાય છો. માટે મિત્ર શસ્ત્રનો ત્યાગ કરતા નહિ. ઉર્વશી,

જાઓ, જીવનપર્યંત રાજર્ષિની સહધર્મચારિણી થઇને રહેશે.'
ઉર્વ૦—[ બીજી ગમ મ્હોથી ] હાશ ! હૃદયમાંથી જાણે શલ્ય જ
નીકળી ગયું.
રાજા—પરમકૃપા. એણે હું દેવાધિદેવનો વેચાણ બનું છું.
નારદ—રાજન્ ! એતો

[ અનુષ્ટુભ. ]

તમે ઇંદ્ર તણું રૂડું કરો ને તમ તે કરે;
પ્રતાપ રવિનો અગ્નિ, અગ્નિનો રવિ વિસ્તરે.

[ આકાશ ભણી દૃષ્ટિ કરી ] હવે, રંભા, લાવ મહેંદ્રે પાઠવેલો
કુમાર આયુના યૌવરાજ્યાભિષેકનો કલશ.
[ રંભા સામગ્રી સાથે ઊતરે છે. ]
રંભા—લીજિયે, મુનિરાજ !
[ નારદ કલશ લઇ ] આયુષ્માનને ભદ્રાસને બેસાર.
રંભા—આવ, વત્સ ! [ બેસારે છે. ]
[ નારદ આયુના મસ્તકે મંત્ર સાથે કલશ નામી ] થયું. હવે જે
આચાર કરવો રહ્યો, તે તું કરાવ.
રંભા—વત્સ ! ભગવાન મુનિરાજને અને માતાપિતાને જઇ પગે લાગ.
[ આયુ તેમ કરે છે. ]
નારદ—**कल्याणमस्तु ।**
રાજા—કુળ અજવાળજે.
ઉર્વ૦—પિતાનું હૃદય ઠારજે.
( પડદા પાછળ પહેલો વૈતાલિક ) યુવરાજનો જય !

( માલિની. )

અજ સમ જયમ અત્રિ, ચંદ્ર દેવર્ષિ તોલે,
બુધ વિધુ સરખાને સૌમ્ય શા દેવ ઐલે,
ત્યમ ગુણ ગરવાએ તાત શા થાઓ પોતે !
તમ નઉતમ વંશે આશિષો સર્વ સોતે.

[ પડદા પાછળ બીજો વૈતાલિક ] જય જય !

( માલિની )

જનક તમ વિરાજે ઉચ્ચમાં ઉચ્ચ રાજ્યે,
સ્થિતિયુત યુત ધૈર્યે છો તમે યૌવરાજ્યે;

અધિકાતર વિષે એ રાજલક્ષ્મી ઊજાસે,
જ્યમ હિમગિરિ અબ્ધિ સેવી ગંગા પ્રકાશે.

[ રંભા ઉર્વ૦ પાસે જઈ ] અહો બ્હેન, તારૂં પરમભાગ્ય કે પ્રભુએ પોતે કુમારને યૌવરાજ્યાભિષેક કર્યો.

ઉર્વ૦—બ્હેન! આ રૂડો અવસર જેટલો મારો, તેટલો તારો પણ છે ને. આપણે ક્યાં જુદાં છિયે? [ આયુનો હાથ ઝાલી ] વત્સ ! ચાલ મોટાં બાનું હૃદય ઠારવા.

[ આયુ જવા ઉભો થાય છે. ]

રાજા—રહે, વત્સ, આપણે સાથેજ એમની પાસે જઇયે છિયે.

નારદ—અહાહા !

( અનુષ્ટુભ. )

અભિષેક કર્યો ઇંદ્રે યૌવરાજ્યેકુમારનો,
આજે આ, કે, સ્મરું, પૂરૂં સૈનાપત્યે કુમારનો !

રાજા—મહેંદ્ર પ્રભુનો હું ઘણો ઘણો આભારી છું.

નારદ—રાજન્! મહેંદ્ર તારું શું અધિક પ્રિય કરે!

રાજા—દેવાધિદેવ તુષમાન છે, તો

( અનુષ્ટુભ. )

સામી પ્રીતથી એકત્ર જે બેનો જોગ દોહ્યલો,
તે શ્રી ને શારદા સંપી રૂડું રૂડાતણું કરો !

( સર્વે જાય છે. )

# છગનલાલ પંડ્યા.

## શુકનાસનો ઉપદેશ.

તાત ચંદ્રાપીડ ! જ્ઞાતવ્ય સર્વ તમને વિદિત છે અને સકલ શાસ્ત્રનું તમે અધ્યયન કીધું છે, એટલે જરા પણ ઉપદેશ તો તમને આપવાનો છે જ નહીં. પરંતુ એવું છે, કે—યૌવનનો અંધકાર સ્વાભાવિક રીતે જ, સૂર્ય વડે ભેદી શકાય નહીં, રત્ન–પ્રભા વડે છેદી શકાય નહીં અને પ્રદીપ–પ્રકાશ વડે દૂર કરી શકાય નહીં એવો અતિ ગહન છે; લક્ષ્મીનો મદ એવો દારુણ છે, કે પરિણામે પણ તે શાન્ત પડતો નથી; ઐશ્વર્યરૂપી અન્ય તિમિરનું અન્ધત્વ એવું તો દુઃખદાયક છે, કે તે અંજન આંજવાથી પણ મટતું નથી; ગર્વરૂપી દાહ–જ્વરની ઉષ્ણતા એવી તો તીવ્ર છે કે શિશિર ઉપચાર પણ તેને હરી શકતા નથી; વિષયરૂપી વિષના સ્વાદથી થતો મોહ એવો તો વિષમ છે, કે તે કદિ મૂળ અથવા મંત્રથી ઉતરતો નથી; અનુરાગરૂપી મેલનો લેપ એવો તો બલવાન્ છે, કે નિત્ય સ્નાન કરવાથી અને શુદ્ધ રહેવાથી પણ તે ખસતો નથી, અને રાજ્યસુખની નિદ્રા એવી તો ઘોર હોય છે કે રાત્રિને અંતે તેમાંથી કદિ જગાતું નથી. માટે તમને જરા વિસ્તારથી કહું છું:—ગર્ભૈશ્વર્ય, નવયૌવન, અસામાન્યરૂપ, અને અમાનુષી શક્તિ એ સર્વે ખરૂં જોતાં એક મ્હોટી અનર્થ–પરંપરા છે. એમાનું એક એક છૂટું છૂટું પણ સર્વ અવિનયનું સ્થાન છે, તો પછી સર્વના સમૂહની તો વાત જ શી ? યૌવનના આરંભમાં બુદ્ધિ, શાસ્ત્રજલના પ્રક્ષાલન થકી નિર્મલ થએલી હોય તો પણ, ઘણું કરીને મલિન થઇ જાય છે.

યુવાનોની દષ્ટિ ધવલ રહેવા છતાં પણ સરાગજ થાય છે. રજો ભ્રાંતિ ઉત્પન્ન કરનાર પવન જેવી, યૌવન સમયની પ્રકૃતિ પુરૂષને શુષ્કપત્રની સમાન, સ્વેચ્છાએ અતિ દૂર ઘસડી જાય છે. ઉપભોગરૂપી આ અતિગહન મૃગ તૃષ્ણિકા સર્વદા ઇંદ્રિયોરૂપી હરિણોનું આકર્ષણ કરે છે. એનાં એજ વિષયરૂપ જ્યારે નવ યૌવનથી કષાય થયેલા મનને ચાખવામાં આવે છે, ત્યારે જલની સમાન અધિક અધિક મધુર લાગે છે. વિષયની અત્યાસક્તિ પુરૂષને દિગ્મોહની પ્રમાણે

ઉન્માર્ગે લઇ જઇને એનો નાશ કરે છે. માત્ર તમારા જેવાજ ઉપદેશને પાત્ર થાય છે, કેમકે સ્ફટિકમણિમાં જેમ ચંદ્રકિરણ, તેમ નિર્મલ મનમાંજ ઉપદેશ ગુણ સ્હેલથી પ્રવેશ કરી શકે છે. ગુરૂ–વચન અમલ હોય તોપણ તે જલની સમાન અભવ્ય પુરુષને કર્ણે મ્હોટું શૂલ ઉત્પન્ન કરે છે, પરંતુ હસ્તિના શંખાભરણની પેઠે ભવ્ય પુરુષોના મુખને અધિક અધિક શોભા આપે છે, પ્રદોષ–સમયના ચંદ્ર જેવો, ગુરુનો શાન્તિકારક ઉપદેશ, સંધ્યાકાળના અંધકાર જેવા અતિમલિન પણ સર્વ દોષને હરી લેછે, અને વૃદ્ધાવસ્થા જેમ મસ્તકના કેશને પલિતરૂપે નિર્મલ કરે છે તેમ તે સવં દોષને ગુણનારૂપમાં ફેરવી નાંખે છે. તમે હજી વિષયરસનો સ્વાદ ચાખ્યો નથી, એટલે ઉપદેશ ગ્રહણ કરવાનો તમારે આજ ઉચિત સમય છે.—કુસુમશરના શર–પ્રહારથી હૃદય જર્જરિત થઇ ગયું એટલે તેમાંથી જળની સમાન ઉપદેશ ગળી પડે છે. જેની પ્રકૃતિ દુષ્ટ છે તેનું કુલ કે જ્ઞાન કંઇ વિનયનું કારણ થઇ પડતું નથી, શું ચંદન–વૃક્ષનો અગ્નિ નથી બાળતો ? અને શાન્તિકારક જલથી પણ શું વડવાગ્નિ અધિક પ્રચંડ નથી થતો ? ગુરૂનો ઉપદેશ તો પુરુષોના સર્વમલનું પ્રક્ષાલન કરી શકે એવું, જલવિનાનું સ્નાન છે; પલિતાદિ વૈરૂપ્ય વિનાનું અજર વૃદ્ધત્વ છે; શરીર સ્થૂલ ન કરે એવું ગુરૂકરણ છે; સુવર્ણ વિના ઘડેલું અગ્રામ્ય કર્ણાભરણ છે; જ્યોતિથી ચઢે એવો પ્રકાશ છે; અને ઉદ્વેગ ન કરે એવું જાગરણ છે;—તેમાં વિશેષ કરીને રાજાઓને, કેમકે તેઓને ઉપદેશ કરનાર થોડાજ હોય છે, અને સર્વ મનુષ્ય રાજાના વચનને પ્રતિશબ્દની સમાન ભયથી અનુવર્તે છે. ઉદ્દામ દર્પરૂપી સોજાથી તેમનાં કર્ણવિવર બંધ થઇ ગયાં હોય છે. તેથી તેઓ કોઇ ઉપદેશ દેનારને સાંભળતા નથી; અને કદિ સાંભળે તોપણ, હસ્તિની પ્રમાણે ચક્ષુ બંધ રાખી, તેની અવધીરણા કરી, હિતોપદેશ આપનાર ગુરુઓને ખેદ પમાડે છે. અહંકાર રૂપી દાહજ્વરની મૂર્છાથી અંધ થયેલી રાજ–પ્રકૃતિ વિહ્વલ હોય છે; દ્રવ્ય મિથ્યાભિમાન વડે ઉન્મત્ત કરનાર છે; અને રાજ લક્ષ્મી, રાજ્યરૂપી વિષ વિકારની જડતા ઉત્પન્ન કરે છે.

આપ કલ્યાણની ઇચ્છા રાખો છો, તો પ્રથમ એ લક્ષ્મી જ કેવી છે, તે જુઓ. યોદ્ધાઓના ખડ્ગમંડલરૂપી કમલવનમાં

વિશ્રામ કરનારી એ ભ્રમરી, પારિજાત પલ્લવ પાસેથી રાગ, ચંદ્રકલા પાસેથી અતિશય વક્રતા, ઉચ્ચૈઃશ્રવસ્ પાસેથી ચંચલતા, વિષપાસેથી મોહન શક્તિ, મદિરા પાસેથી મદ, અને કૌસ્તુભમણિ પાસેથી અતિ કઠિનતા,—એટલાં વાનાં સહવાસ-પરિચયથી વિયોગ-સમયે વિનોદ કરનાર ચિહ્ન તરીકે લઇને જ ક્ષીર સાગરમાંથીબહાર આવી છે. એ અનાર્યા જેવું જગત્માં બીજું કોઇ અપરિચિત નથી. પ્રાપ્ત થયા પછી પણ મહાકષ્ટે જ રહી શકે છે. ગુણરૂપી પાશના દૃઢ બંધનથી એને નિશ્ચલ કરી હોય છે તો પણ એ નાસી જાય છે. અતિ ગર્વ ધરાવતા હજારો યોદ્ધાઓએ ઉંચી કરેલી ખડ્ગ-લતાઓના પંજ-રમાં ફરી હોય ત્યાંથી પણ એ જતી રહે છે, મદજલ રૂપી દુર્દિનનો અંધકાર કરી મૂક્તા ઘનની ઘન ઘટાથી એને ઘેરી લીધી હોય તેમાંથી પણ એ પલાયન કરી જાય છે. નથી એ પરિચય રાખતી; નથી ઉંચા કુળને જોતી; નથી રૂપને દેખતી; નથી કુલ-ક્રમને અનુસરતી; નથી શીલ ઉપર દૃષ્ટિ કરતી; નથી ચતુરાઇને ગણતી; નથી શ્રુતિને સાંભ-ળતી; નથી ધર્મને માનતી; નથી ઉદારતાનો આદર કરતી; નથી વિશેષ જ્ઞાનનો વિચાર કરતી; નથી આચારને પાળતી; નથી સત્યને સંભારતી; અને નથી લક્ષણનું પ્રમાણ ગણતી; પણ ગંધર્વ-નગર-લેખાની પેઠે જોતાં જોતાંમાં ઉડી જાય છે! હજી સુધી પણ એને મંદરાચલના ભ્રમણનો સંસ્કાર રહ્યો હોય એમ એ ભમ્યાં કરે છે. પદ્મ સમૂહમાં ચાલવાથી જાણે કમલ-દંડના કાંટા વાગ્યા હોય એમ એ કોઇ સ્થલે પગ સ્થિર મૂકીને રહેતી નથી. મ્હોટા મ્હોટા મહી-પાલોના મંદિરમાં એને મહામહા પ્રયત્ને રાખી મૂકે છે તો પણ, વિવિધ ગંધગજના ગંડસ્થલનું મધુ પીવાથી જાણે મત્ત થઇ હોય એમ એ સ્ખલન કરે છે. જાણે કઠિનતા શીખવા સારૂજ ખડ્ગ ધારાઓમાં વાસ કરે છે. જાણે વિશ્વરૂપત્વ ગ્રહણ કરવાને જ એણે શ્રીનારાયણનો આશ્રય લીધો છે. કેવળ અવિશ્વાસ રાખીને એ સં-ધ્યાકાલના કમલની પેઠે, અતિવૃદ્ધ મૂલદંડ તથા કોશ મંડલવાળા પણ ભૂપતિનો ત્યાગ કરે છે. લતાની પેઠે વિટપ સાથે જોડાઇ જાય છે, ગંગા જેવી વસુજનની છતાં પણ એ તરંગ-બુદ્બુદ (જેવી) ચંચલ છે. સૂર્યની ગતિની પેઠે વિવિધ સંક્રાન્તિ પ્રકટ કરે છે. પાતા-લની ગુહા જેવી તમસથી ભરેલી છે. હેડમ્બાની પેઠે એનું હૃદયમાત્ર ભીમ-સાહસથી જ હરી શકાય છે. વર્ષાઋતુના જેવી એ ક્ષણભં-

ગુર જ્યોતિને ઉત્પન્ન કરનારી છે અને દુષ્ટ પિશાચિણીની સમાન અનેક પુરૂષોની ઉંચાઇ દેખાડે છે. અલ્પ પ્રાણીને એ ઉન્મત્ત કરી દે છે; સરસ્વતીના માનીતાને જાણે ઇર્ષાથી આલિંગતી નથી; ગુણવાનને જાણે અપવિત્ર ગણીને સ્પર્શ કરતી નથી; સુજનને કુલક્ષણ હોય એમ જોતી નથી; કુલીનનું સર્પની સમાન લંઘન કરે છે; શૂરાને કંટકની પેઠે તજી દે છે, દાતારને દુઃસ્વપ્નની સમાન સંભારતી નથી; વિનીતને પાતકી જેવો ગણી તેની સમીપ આવતી નથી; અને મનસ્વીને ઉન્મત્ત ગણીને હસી કાઢે છે. ઇંદ્રજાલની સમાન પરસ્પર વિરોધ દર્શાવીને જગતમાં એ પોતાનું ચરિત પ્રકટ કરે છે. તેમજ સર્વદા ઉષ્ણતા ઉત્પન્ન કરવા છતાં પણ એ જાડય આણે છે, ઉન્નતિ આપતાં પણ નીચ સ્વભાવ દર્શાવે છે; જલરાશીમાંથી ઉત્પન્ન થએલી છતાં પણ તૃષ્ણા વધારે છે; ઇશ્વરતા આપવા છતાં પણ પ્રકૃતિને અશિવ કરી દે છે, બલ વધારતાં પણ લઘુતા પમાડી દે છે; અમૃતની સહોદર છતાં પણ પરિણામે કડવી થઇ પડે છે; વિગ્રહવતી છતાં પણ પ્રત્યક્ષ દર્શન દેતી નથી; પુરૂષોત્તમને અનુરક્ત છતાં પણ ખલ પુરુષની પ્રીતિ બાંધે છે; અને જાણે ધૂલિમય હોય તેમ સ્વચ્છને પણ મલિન કરી મૂકે છે.

વળી જેમ જેમ એ ચપલા પ્રકાશે છે તેમ તેમ દીપજ્યોતિની સમાન એમાંથી કજ્જલ–મલિન કર્મ જ કેવળ નીકળે છે. કેમકે એ તૃષ્ણારૂપી વિષ–લતાઓનું પોષણ કરનારી જલ–ધારે છે; ઇંદ્રિયો રૂપી મૃગોને ( આકર્ષણ કરનારી ) વ્યાધ–ગીતિ છે; સચ્ચરિત રૂપી ચિત્રોને ભૂંસી નાંખનારી ધૂમ–લેખા છે; મોહરૂપી દીર્ઘ નિદ્રાની વિલાસ શય્યા છે; ધન–મદ રૂપી પિશાચિકાઓને વસવાની જીર્ણ વલભી છે; શાસ્ત્ર દષ્ટિની તિમિરોત્પત્તિ છે; સર્વ અવિનયોની આગળ ઉડતી પતાકા છે; ક્રોધના આવેગ રૂપી મગરોને ઉત્પન્ન કરનાર નદી છે; વિષય રૂપી મધુપાન કરવાની ભૂમિ છે; ભ્રૂવિકાર રૂપી નાટયની સંગીતશાલા છે; દોષ રૂપી સર્પોને વસવાની ગુહા છે; સત્પુરૂષોનો વ્યવહાર અટકાવનારી વેત્રલતા છે; ગુણ રૂપી કલહંસોની અકાલ વર્ષાઋતુ છે; લોકાપવાદ રૂપી વિસ્ફોટકને વિસ્તાર પામવાની ભૂમિ છે; કપટ નાટકની પ્રસ્તાવના છે; કામ રૂપી ગજની ધ્વજા છે; સાધુભાવની વધ્યશાલા છે; અને ધર્મ રૂપી ચંદ્ર–મંડલની રાહુ–જિહ્વા છે. એવો કોઇ પુરુષ હું દેખતો નથી. જેને આ અપરિચિત

લક્ષ્મીએ ગાઢ આલિંગન દઇને પછી છેતર્યો નહિ હોય. ખરેખર, ચિત્રી હોય ત્યાંથી પણ જતી રહે, પુસ્તકોમાં હોય ત્યાંથી પણ દગો કરી જાય, કોતરેલી હોય તો એ ઠગી જાય, સાંભળતાં પણ છેતરી જાય, અને ચિન્તન કર્યાથી પણ વંચન કરે એવી એ છે; આવી દુરાચારણી છતાં પણ રાજાઓ કોણ જાણે કેમે દૈવયોગે એના પરિગ્રહથી વિકલ બની જઇને સર્વ અવિનયોનું સ્થાન થઈ પડે છે. કેમ જે, અભિષેક—સમયે જ જાણે મંગલ કલશના જલથી તેઓનું દાક્ષિણ્ય ધોવાઇ જાય છે. જાણે અગ્નિ—કાર્યના ધૂમથી તેઓનાં હૃદય મલિન બની જાય છે. જાણે પુરોહિતની દર્ભાગ્ર રૂપી સાવરણી વડે તેઓની ક્ષમા દૂર જતી રહે છે. મસ્ત ઉપરના જાણે મુકુટ જ આવનાર વૃદ્ધાવસ્થાના સ્મરણને ઢાંકી નાંખે છે. છત્ર—મંડલથી જ જાણે તેમને પરલોક—દર્શન બંધ થાય છે. જાણે ચમરના પવનથી તેમની સત્યવાદિતા ઉડી જાય છે. જાણે વેત્રલતાઓ જ તેમના સર્વ ગુણને હાંકી કાઢે છે. જયશબ્દના કલકલમાં જ જાણે સાધુવાદ ડુબી જાય છે; અને ધ્વજ—પટના પલ્લવથી જ જાણે તેમનો યશ ભુસાઇ જાય છે. તેમજ કેટલાક, શ્રમને લીધે શિથિલ બની ગયેલી પક્ષીની ડોક જેવી ચપલ, ખદ્યોતના પ્રકાશ જેવી ક્ષણ મનોહર, અને મનસ્વી જનથી નિન્દિત સંપત્તિ વડે લોભાઈ જઇને, જરાક ધન મળવાથી ગર્વિષ્ટ થઇ સર્વજન્મ ભૂલી જઇને,—અનેક દોષથી વૃદ્ધિ પામેલા દુષ્ટ રુધિર જેવા રાગાવેશથી પીડાઇને,—વિવિધ વિષય ચાખવાને ઇચ્છતી, પાંચ છતાં પણ અનેક સહસ્ર જેવી લાગતી ઇંદ્રિયોથી દુઃખ પામતા,—ચંચલ પ્રકૃતિને લીધે પ્રસાર પામીને, એક છતાં પણ શત સહસ્ર જેવા થઇ પડેલા મનવડે આકુલ વ્યાકુલ થઇ વિહ્વલ બની જાય છે. જાણે ગ્રહ તેમને ઘેરી લે છે; ભૂત જાણે પજવે છે; મંત્રનો જાણે તેમનામાં આવેશ થાય છે; વિકરાલ પ્રાણિયો જાણે તેમને ગભરાવે છે: વાયુ જાણે તેમની વિડંબના કરે છે; પિશાચો જાણે તેમનું ભક્ષ કરી લે છે; કામબાણથી જાણે મર્મસ્થાન ભેદાયાં હોય તેમ તેઓ હજારો મુખ—વિકાર કરે છે; ધનની ઉષ્ણતાથી જાણે ઉકળતા હોય એમ ચેષ્ટાઓ કરે છે; જાણે ગાઢ પ્રહાર લાગ્યા હોય તેમ અંગ ધારી શકતા નથી, કરચલાની પેઠે વાંકા વાંકા ચાલે છે; અધર્મને લીધે ગતિ ભગ્ન થવાથી, અપંગની પ્રમાણે તેઓ પરપુરૂષથી દોરાય છે; અસત્યવાદ કરવાથી પરિણામમાં જાણે મુખ—રોગ થયો

હોય તેમ તેઓ મહાકષ્ટે બોલે છે; સપ્તપર્ણ વૃક્ષની પેઠે કુસુમના રજોવિકાર વડે, પાસે બેઠેલાઓના મસ્તકમાં તેઓ શૂલ ઉત્પન્ન કરે છે; મૃત્યુ જાણે પાસે આવ્યું હોય તેમ બંધુજનોને પણ ઓળખતા નથી; નેત્ર જાણે અંજાઇ ગયાં હોય તેમ તેજસ્વી પુરુષોને તો દેખતા જ નથી; કૃષ્ણ સર્પનો જાણે તેમને દંશ થયો હોય તેમ મહામંત્રીઓ પણ તેમને જગાડી શકતા નથી; લાક્ષામય હોય તેમ તેઓ સોષ્મને સહી શકતા નથી; દુષ્ટ ગજોની પેઠે, મહામાનસ્તંભ સાથે નિશ્ચય કર્યા છતાં પણ તેઓ ઉપદેશ ગ્રહણ કરતા નથી; તૃષ્ણા રૂપી વિષની મૂર્છામાં પડવાથી સર્વ તેઓ કનકમય જુએ છે; તરવારોની પેઠે પાન વડે તીક્ષ્ણતા વધારીને, પરપ્રેરણાથી તેઓ (કોઇનો) નાશ કરે છે; દંડથકી, દૂર રહેલાં પણ મ્હોટાં મ્હોટાં કુલને ફલની સમાન તોડી પાડે છે; અકાલ-કુસુમ-પ્રસવના જેવા તેઓ, મનોહર આકૃતિવાન્ છતાં પણ લોકના વિનાશ-હેતુ થઇ પડે છે. સ્મશાનના જાણે અગ્નિ હોય તેમ તેમની વિભૂતિ અતિ રૌદ્ર હોય છે; ચક્ષુ-રોગ-ગ્રસ્ત જેવા તેઓ અદૂરદર્શી હોય છે; અને કામી પુરૂષોની સમાન તેઓનાં ભવન ક્ષુદ્ર જનથી અધિષ્ઠિત હોય છે; શ્રવણ કીધાથી પણ તેઓ પ્રેત-પટહની સમાન ભય ઉત્પન્ન કરે છે. ચિંતન કરવાથી પણ મહા પાતકના કાર્યની સમાન કંઇ કંઇ ઉપદ્રવ કરે છે; દિવસે દિવસે ભરાતા પાપથી જાણે તેઓ ફુલી જાય છે; અને એવી અવસ્થામાં સેંકડો વ્યસનમાં લપટાઇ જવાથી વલ્મીક ઉપરના તૃણની ટોચે રહેલા જલબિન્દુઓની સમાન તેઓને પોતાના પડવાનું પણ ભાન રહેતું નથી.

વળી, કેવળ સ્વાર્થ સાધનારા ધૂર્ત લોક—ધનરૂપી માંસનો ગ્રાસ કરનાર ગૃધ્ર પક્ષીઓ-સભામંડપ રૂપો કમલિનીના બગલાઓ-ઠગ વિદ્યામાં પોતે કુશલ હોવાથી બીજા કેટલાકને એમ સમજાવે છે, કે દ્યુત રમવું એ વિનોદ છે; મૃગયા એ કેવલ શ્રમ છે; મદ્યપાન કરવું એ જ વિલાસ છે; પ્રમત્તતાનું નામ જ શૌર્ય છે; , સ્વપત્નીનો પરિત્યાગ કરવો એનું નામ જ અવ્યસનિતા છે; ગુરુ વચનનો અનાદર કરવો એ જ સ્વતંત્રતા છે; સેવક જનોને યથેચ્છ વર્તવા દેવા એનું નામ જ સુખથી સેવા છે; નૃત્ય, ગાન, વાદિત્ર અને વેશ્યાઓમાં આસક્ત રહેવું એ જ રસિક પુરુષનું લક્ષણ; મ્હોટા મ્હોટા અપરાધ ઉપર (પણ) લક્ષ ન આપવું, એનું નામ જ મહાનુભાવતા; પરાજય

સહન કરવો એ જ ક્ષમા; સ્વચ્છન્દ વર્તવું એજ પ્રભુત્વ; દેવની અવગણના કરવી એનું નામ જ મહાવીરતા; બંદિજનોનાં કરેલાં વખાણ તેજ યશ; મનની અસ્થિરતા તે ઉત્સાહ; અને ખરાખોટામાં ભેદ ન જાણવો એ જ નિષ્પક્ષતા કહેવાય;—આ પ્રકારે સર્વ દોષને પણ એ ધર્તો ગુણનું આરોપણ કરી દેખાડે છે, પરંતુ પોતે તો મનમાં હસતા જાય છે અને દેવતાઈ સ્તુતિ કરી કરીને તે રાજાઓને ઠગે છે. દ્રવ્ય–મદથી તેમનાં ચિત્ત મત્ત હોય છે માટે તેઓ વિચારહીન, એ બધું યથાર્થ માનીને મિથ્યાભિમાન ધરાવે છે; મર્ત્ય છતાં પણ જાણે દેવાંશી હોય એમ પોતાને સદૈવત તથા અલૌકિક માને છે; અને દિવ્ય પુરુષોને ઉચિત ચેષ્ટા તથા અનુભાવ કરવા માંડે છે, જેથી તેઓ સર્વ જનોના હાસ્યને પાત્ર થાય છે. સેવક જનો પોતાની વિડંબના કરે તેને પણ તેઓ અભિનન્દન કરે છે.

મનમાં પોતાને દેવતાઓનું આરોપણ કરીને ઠગાયાથી, અસત્ય સંભાવનાથી છે બુદ્ધિ–હીન થયેલા તેઓ, જાણે પોતાના બે હાથની અંદર બીજા બે હાથ પેઠેલા હોય એમ માને છે; લલાટની અંદર વિચારથી ઢંકાયેલું જાણે પોતાને ત્રીજું નેત્ર હોય એમ શંકા કરે છે; કોઈને દર્શન આપવું એ પણ મ્હોટો અનુગ્રહ છે એવું સમજે છે; દૃષ્ટિપાતને પણ ઉપકાર–પક્ષે ગણે છે; સંભાષણ પણ એક પ્રકારનું દાન છે એમ જાણે છે; આજ્ઞા કરવી એ વરદાન આપવું એમ ધારે છે; ને પોતાના સ્પર્શને પણ પાવન ગણે છે. (વળી) મિથ્યા માહાત્મ્યના ગર્વમાં તણાઈને તેઓ દેવતાઓને (પણ) પગે લાગતા નથી; બ્રાહ્મણોને પૂજતા નથી; માન્યને માન દેતા નથી; પૂજ્યની પૂજા કરતા નથી; નમવા યોગ્યને નમતા નથી; તથા ગુરૂઓને ઉઠીને સત્કાર કરતા નથી. વિદ્વજ્જનો નિરર્થક શ્રમથકી પોતાના વિષયોપભોગ–સુખમાં વિઘ્ન લાવે છે, એમ ગણી તેમની હાંસી કરે છે; વૃદ્ધજનના ઉપદેશને, વૃદ્ધાવસ્થાના વૈકલ્યનો પ્રલાપ છે એમ ધારે છે; પ્રધાનના ઉપદેશને અનુવર્તવું એ પોતાની બુદ્ધિનો પરાજય કહેવાય એમ જાણી તેને ધિક્કારે છે; હિતવાદી ઉપર કોપે છે; સર્વથા, જે અહર્નિશ હાથ જોડીને સર્વ અન્ય કાર્ય તજી દઈ, ઘડી ઘડી દેવતાઓની પેઠે તેમની સ્તુતિ કરે છે, અથવા તેમનું માહાત્મ્ય ઉત્પન્ન કરે છે. તેનું જ તેઓ અભિનંદન કરે છે, તેની સાથે જ ભાષણ કરે છે, તેને જ પાસે રાખે છે, તેનું જ સંવર્ધન કરે છે, તેની સાથે જ સુખે રહે

છે, તેને જ દાન કરે છે, તેને જ મિત્ર કરીને સ્થાપે છે, તેનું જ વચન સાંભળે છે, તેના ઉપર જ બધો પ્રસાદ વર્ષાવે છે, તેને જ બહુ માન આપે છે, અને તેને જ પોતાનો બનાવે છે.

તેમ જ જેઓ ઘણું ખરૂં અતિ દુષ્ટ ઉપદેશ આપનાર, ક્રૂર-કૌટિલ્ય શાસ્ત્રનું જ પ્રમાણ માને છે; મારણાર્થક મંત્ર-સાધનાથી ક્રૂર થયેલી પ્રકૃતિવાળા પુરોહિતને પોતાના ગુરુ ગણે છે; પરપુરૂષને ઠગવામાં તત્પર મંત્રીઓ જેમના ઉપદેશક હોય છે; હજારો રાજાઓએ ભોગવી ભોગવીને ત્યજી દીધેલી લક્ષ્મીમાં જેઓ આસક્ત રહે છે; હિંસાનો ઉપદેશ કરનાર શાસ્ત્રનો જેઓ અભ્યાસ કરે છે; અને સહજ પ્રેમથી પલળેલા અંતઃકરણવાળા અનુરક્ત ભાઇઓનું જ છેદન કરે છે તેમને સાંપ્રત શું ?

---

# ગણપતરામ કવિ.

---

## રાજસેવા.

પ્રતાપ—કુળની આબરૂને માટે મેવાડને છેલ્લા રામરામ કરી મારે પગલે પગલાં માંડેલા શૂરા સિસોદિયાઓ ! મને આશા નહોતી, કે જવનરૂપી રાહુએ ઘેરાયલા પ્રતાપને પોતાનો દેશ તજી દૂર વસવા જતાં તમો તેના સંગી થશો. પણ એ કુળની આબરૂના જતનને માટે વતન તજવા તૈયાર થયલા બાપા રાવળના વંશજો ! બાપો અસલ કયાંના તે વિચારો. ધરતી માણસને ઓળખાવતી નથી; પણ માણસ ધરતીને ઓળખાવે છે. પરાક્રમી પુરૂષે જે પૃથ્વીમાં પગ મૂકયો તે ધરતી ધીંગી ગણાય છે. રે ! ખસેડયાં ન ખસે એવાં દુઃખ અને ભયાનક સ્થાનમાં રહેવાથી પરાક્રમ ઉપર પડદો ફરી વળે છે, ને પૂર્વનો જમાવેલો જશ ઝાંખો થઇ જાય છે, તથા પરાક્રમનો નવો પ્રકાશ ઝળકાવવાનો જોગ આવતો નથી, પણ એવા રાહુસ્થાનમાંથી નિર્ભય સ્થળે જઇ વસતાં પરાક્રમનું પાણી નિરૂપદ્રવે એકઠું કરી શકાય છે, ને તેથી નવીજ નામના મેળવી શકાય છે. જેમકે—

( उपजाति )

ઉપાધિવાળા સ્થળમાં વસ્યાથી,
પ્રકાશ દાખી ન શકો કશાથી;
રાહુ ગ્રસે સૂર્ય ખસે પ્રકાશે,
રહે ત્યંહા રાહુ સમોજ ભાસ.

સૂર્ય કે ચંદ્ર ગતિ કરી આગળ ગયા વિના લાગેલા ગ્રહણથી મુક્ત થતા નથી; તેમજ માણસ પોતાના વતનમાં શત્રુના ઘેરામાં ઘુંચવાઇ રહી કશું તેજ ઝળકાવી શકતો નથી. આ મારી ધરતી એવું અભિમાન રાખવું એ ઠીક છે, પણ એ હંમેશાં સુધીની આપણી નથી; માટે તેનો મિથ્યા મોહ રાખવો નહિ. તેની રીત સતીના જેવી નથી, પણ તે બળિયાની બકરી થઈ બેસે એવી ઢંગવની જબરાની જોરૂ છે! કહેવત છે કે "ધીંગાની ધરતી;" માટે એને રાખ્ય જેવી જાણી તે ગયાનો—તેને તજ્યાનો હરખ શોક રાખવો નહિ. સતી પરકર ગએ પ્રાણજ ત્યાગે પણ આ કંઇ એવી નથી; માટે આપણે જ્યાં આપણી બાપદાદાની આબરૂ જાળવી શકીએ તે આપણું વતન, ને તેજ આપણો દેશ, ને તેજ આપણી પૃથ્વી. હરિ સાનુકૂળ હશે તો નિર્ભય જગોએ જઇ રહેતાં છાજમાંથી મોટું રાજ મેળવવાનો વખત આવશે. રે, ગયું રાજ, ગઇ પૃથ્વી, ગયો પૈસો એ સૌ પાછું આવશે, પણ કુળની ગઇ પવિત્રતા કો કાળે પાછી આવનાર નથી; માટે આ રણની પેલી કોર મીઠા મહેરાણના બેટમાં આપણો કીરમજી ઝુંડો રોપવાનો મેં નિશ્ચય કર્યો છે, તે તમને પસંદ પડે છે કે નહિ તે બોલજો. તમો પોતીકા પરિયાના પવિત્ર પાણીમાં જવનના જળનો છાંટો ન પડે માટે પ્રતાપના તેડયા પોતાનાં ઘરબાર, જમીન જાગીર, પડવાં મૂકી પોતાના પરિવારને લઈ પાંશરા ચાલ્યા આવ્યા છો, તો તેથી તમને હાલ તરત તો કશું સુખ નહિ મળે; પણ ચળે નહિ એવી તમારી જડ એ એકાંત સ્થળમાં બાઝશે, ને તમારી નામના પાછી આખા આર્યાવર્તમાં ગાજશે!

રે! શત્રુથી પોતાના પરાક્રમનો પ્રકાશ ઘેરાતાં કોણે પોતાનું સંસ્થાન નથી તજ્યું? મોટા જગત પ્રસિદ્ધ પ્રભુ જેવા મનાતા— પુરુષોએ તજ્યું છે, રે જુઓ,—

( शार्दूलविक्रीडित )

પ્રખ્યાતું નિજ પાટ કાળયવને ઘેર્યું ગણી શ્રીપતિ,
પોતે લૈ પરિવાર આપ વસિયા જૈ બેટ દ્વારામતી;
તો મેવાડ તણા અરિ અકબરે ઘેર્યા થકી હું તથા,
સિંધુને શુભ બેટ જાઇ વસવા ઇચ્છું છ એના વૃથા.

શ્રી કૃષ્ણ જેવા ઇશ્વરના અવતાર રૂપે ઓળખાતા પુરુષે જે રસ્તો લીધો છે, તે રાહે ચાલતાં આપણને શી શરમ છે? રે, મેં જે ધારણા ધારી છે તેનો સંકેત સારો જ છે. માટે આપણે હવે મેવાડ સામી નજર માંડવી નથી એમ ગણીને તે તરફનો કાંકરો કાઢી નાખો.

સીસોદિયાઓ—મહારાજે જે ભાષણ ભાખ્યું તે ખરૂં છે. મેવાડમાં જવનનાં ઘોડાંનાં ખરિયાં ફરે ત્યાંસુધી તે ધરતીનું ધાન પાણી અમારે અગ્રાજ છે. બાપારાવળના કુળનો રાજવી ત્યાંજ અમારૂં ઘરબાર અમે ગણીએ છીએ. મહારાજની આજ્ઞા પ્રમાણે અમે આજ લગી વર્ત્યા છીએ, ને વર્તીશું. અમને આશા હતી કે, પ્રભુ કંઈ પાંશરૂં પડશે; પણ ધણીનું ધારેલું કર્યું નહિ. તો તેની તેમજ ઇચ્છા હશે. આપે જુક્તિ બતાવી તે અમારે આંકે અંગે કબુલ છે. મહારાજ પહાડ પર્વતમાં આ કોતરથી પેલે કોતર પરવારને લઇ રખડયા, એ દુઃખ અમારા અંતરમાં રાત દહાડો ધુંધવાયા કરતું હતું, પણ તેનો કશો ઉપાય કોઈના હાથમાં રહ્યો નહોતો. બળિયાઓ બાહુબલ દાખવી વિષમ વેળા આવ્યા પહેલાં સ્વર્ગે સંચર્યા, ને જે રહ્યા તે મહાસાગરના મોજામાં તલના દાણા વેરાયા જેવા હતા, એટલે નજરે દુઃખ જોવું પડયું!

પ્રતાપ—રે, એ તલના દાણા ન સમજશો! વડવાનળના અંગારા છે એમ માનજો! તે એકત્ર થતાં કોઇ દહાડો એ આખો દરિયો સુકોભટ કરી દેશે! પણ હવે ઘોડે જીણ નાંખો; તેના તંગ કશી બાંધો, ગઇ કાલનો અહિં નાખેલો મુકામ હવે ટાઢે પહોર ઉઠાવો; તાણેલા પાલની મેખો ઉખાડો; રણનો રસ્તો વિકટ છે; માટે જે જોઇએ તેની તજવીજ રાખો, આ રણમાં રૂપિઆનું રૂપિઆભાર પાણી મળવું મુસ્કેલ છે, માટે સૌથી પહેલી તેની ફિકર રાખજો રખે તે ભૂલતા!

સિસોદિયા—મહારાજની આજ્ઞા પ્રમાણે હવે તેજ કરીએ.

[ ઘોડાઓ ઉપર સાજ નાંખી તંબુઓ વગેરે ઉઠાવો તૈયારી કરે છે. પ્રતાપસિંહ પોતાને ઘોડે અશ્વાર થવા પેગડામાં પગ મૂકે છે, એવામાં વેગળેથી પૂરવેગમાં ઘોડો ફેંકતો કોઇ અશ્વાર આવે છે. ]

પ્રતાપ૦—સલુંબરાજી! એ પેલો વેગળે કમાનમાંથી તીર છોડયો હોય એવા ઘોડા ઉપર આવતો કોણ જણાય છે!

જેતસિંહ.—મહારાજ, કોઈ આવે છે ખરો, રે તે હાથ ઊંચા કરી આપણને થોભાવવાને ઇસારા કરતો હોય એમ જણાય છે! જરા થોભો.

વિદૂ૦—ઇસારા શું? તેણે ચીસ પાડી તે તમે સાંભળી કે નહિ? મેં તો સાંભળ્યું કે—" ખડે રહો, જાતે હો કાં "?! શું દુઃખના દરિયામાંથી કિનારે આવેલું કોઠિયું બોળવા કોઇ લાંબી દાઢીવાળો આવે છે કે શું?! હા, હા; તેમજ હશે; માટે આપણાથી જે દિશામાં જેમ નસાય તેમ નાસો, કે આવે છે તેને આવતા વારને કશી પૂછપાછ કર્યા પહેલાં પરલોકમાં પહોંચાડી દો! મારીને આંહિને આંહિ દાટી દો, કે સોબતીને આપણે કયી 'દિશામાં ગયા તેની ખબર કહેવા જવા ન પામે!!

પ્રતાપ—સલુંબરાજી! જુઓ, જુઓ! તે તીરવેગે આવી પહોંચ્યો!

જેતસિંહ—હા રે હા; તે કોઇ આપણો દેશી જણાય છે!

વિદૂ૦—દેશી કે દ્વેષી કેમ જાણીએ?

અશ્વાર—( બૂમ મારી ) ઓ મેવાડના મુગટ! તારે આમ કરવું ઘટતું નથી! રે, તું તારાં ઘોડાંના તંગ ઢીલા કર! ને આગળ પગ ન ધર!!

પ્રતાપ૦—( આશ્ચર્યતાથી ) આ નવાઇ ઉપજાવે એવો નર ઘોડા ભર્યો કોણ આવે છે તે વર્તાતું નથી!

જેતસિંહ—મહારાજ, મને પણ એ કોઇ—છે આપણો, પણ વર્ત્યો ન જાય એવો જણાય છે.

( એટલામાં તે અશ્વાર ઘોડેથી ઉતરી દોડતો આવી પ્રતાપસિંહને ભેટી પોતાના આંસુથી તેને ભીંજવી નાખે છે, તે જોઇ સીસોદિયાનું ટોળું આશ્ચર્યતાથી સ્તબ્ધ થઇ તેને જુવે છે. )

પ્રતાપ૦—( તેને ઓળખી ) શું ભામાશા!!

ભામાશા.—હા, મારા અન્નદાતા ! !

( પછી છૂટા થાય છે. )

પ્રતાપ૦—બૈરાં છોકરાં મૂકી બહારવટે નીકળ્યા હો, એ વેશે ઘોંશભર્યા આ ઉજડ જગોએ કાં આવ્યા ?

ભામાશા—મારા માથાના મણિ ! આપ જેવા માથાના મણિ જતે મારે શું ઉગર્યું, કે માણસમાં મોં દેખાડી ફરવું ! રે, આપ વનો આ ભામો નકામો જામો ખાલીએ ભેરવી મૂક્યો હોય એવો જાણજો ! રે, અમારી શોભા જગતમાં ઝળકાવનાર સીસોદિયા કુળના રાણા જ છે. આ દેહ તેમના કણનો જ બંધાયલો છે; તે કુળના પાટલી મેવાડ છોડી જતે ભામાશા તેમાં શી રીતે રહી શકે એ આપ વિચારી જુઓ.

પ્રતાપ૦—શા ! અકબરને એન પ્રતાપના કુળની લેવી છે, તમને કાંઇ તેનું નડતર નથી; તો તમે તમારી મેળે ખાઓ પીઓ ને મોજ મારો. મેવાડમાં તમારૂં જામેલું ઘર શાને ધૂળધાણી કરો છો !

ભામાશા—એ જમાવ બાપજીની બહોળા દિલની રેલાયલી રહેમિયતનો છે. ભામાની જડ સીસોદિયા રાણાના કારભારના સુંદર સરોવરના મીઠા પાણીથી જામેલી છે, તે આ વખતે એ મીઠા મહેરામણ સૂકાને તેનાથી અળગો રહી અલખતનો લહાવ લેવાના નથી, પણ જેનાથી તેની જડ જામેલી છે તેના ફરી જમાવને માટે તે પોતાનું પ્રબળું સત્વ બાપજીના આગળ ધરવાને આવ્યો છે; માટે જ્યાં સુધી બાપજીને બાપજીનું ભામા પાસ રહેલું બરકત આપે ત્યાં સુધી બાપા રાવળનું મેળવેલું મેવાડ મૂકવું જોઇતું નથી.

પ્રતાપ૦—રે તમે શું બોલો છો ! ફાટેલી ભીંત ઇંટ ચુનાથી સાંધી લેવાય, પણ ફાટચો આભ સાંધ્યો ગયો જાણ્યો છે શું ? રે, પડતો પહાડ વાંસનો ટેકો શી રીતે ઝીલી શકે ? જે હરકત ટાળવા અરે ! જવનને ખાળવા સીસોદિયાઓના સંચેલા ખજાના ખાલી થઇ ગયા, ગાંઠનું ખાઇ ચાહીને ચોટચા રહેનાર બહાદુરો ઘરબાર તારાજ કરી દેને પણ ટકી ન શક્યા, તો તમે હવે શા સારૂ આભે જવાળ અડેલા અગ્નિમાં ગાંઠની ગાગરનું પાકી મહેનતનું મેળવેલું પીવાનું પાણી રેડી કશો ફાયદો ન જોતા તરશે પગ લરફડાવાનું સાહસ કરો છો ?

ભામાશા—બાપજી ! સીસોદિયાના માન સરોવરનું સંઘરેલું પાણી જો સાચી દાનતનું છે, તો તે એક વખત આજે અડેલો ભડકો ઓલવી નાંખશે, ને જે જગ્યાએ મશાણ જેવું મેદાન થયું છે, ત્યાં મનને મોહ ઉપજાવે એવી નવપલ્લવ વાડી કરી આપશે !

પ્રતાપ૦—અરે ભામાશા, શું બોલો છો ? !

ભામાશા—બાપજી, હું ખરૂં કહું છું.

પ્રતાપ૦—તે શી રીતે ?

ભામાશા—બાપજી, નજરે જોશો તે રીતે.

પ્રતાપ૦—તમે નજરે શું બતાવો છો ?

ભામાશા—ઓ મારા માથાના છત્ર ! મને વચન આપો, તો હું આપ આગળ મારૂં પેટ ખોલી વાત કરૂં.

પ્રતાપ૦—વચન શી વાતનું માગો છો ?

ભામાશા—બાપજી, રાજીખુશીથી હું જે કંઇ ગાંડું ઘેલું માગી લઉં તે વાતનું.

પ્રતાપ૦—જાઓ વચન છે, જે બોલો તે મોંમાં માય એવું બોલજો!

ભામાશા—બાપજી ! શું માગું ? આપના પ્રતાપથી સીસોદિયા રાણાઓની શેહે બરકતથી મારે લીલા લહેર છે; એ કુળમાં કેર થતે મારા સુખનાં ઝેર પડ્યું છે ! માટે બે હાથ જોડી માગી લઉં છું કે—સીસોદિયા રાણાઓથી જે કંઇ ખેરો ગારો ભામાના ઘરમાં આવેલું છે. તે પોતે આ વખતે અંગીકાર કરી અણી વખતે અર્થ સારશો. જોકે આ માયા મોટી નથી, તો પણ પચીશ હજાર જોદ્ધાઓ એમાંથી બાર વરસ સુધી પલવાશે એવો મેં હિસાબ ગણેલો છે ! ! ઘડી પળની ખબર નથી, તો બાર વરસ સુધીમાં શું નવું જૂનું નહિ થાય ? કહ્યું છે કે—

( દોહરા. )

" ઉજ્જડ ખેડાં ફરી વસે, નિર્ધનિયાં ધનિ હોય;  
" ગયાં ન જોબન સાંપડે, મુઆ ન જીવે કોય.

" સંપત ગઇ તે સાંપડે, ગયાં વળે છે વા'ણ;  
" ગત અવસર આવે નહીં, ગયા ન આવે પ્રાણ. "

માટે ઓ મારા અન્નદાતા ! તારાં ઘોડાં મેવાડને માર્ગે પાછાં વાળ, ને એક સારૂં સેન જલદી જમાવી આવેલું સંકટ ઓલવવાને આગળ થા !

સર્વે જણ—શાબાશ ભામાશા ! ધન્ય છે તમારાં માતાપિતાને ! !

# કવિ નાનાલાલ.

## ઉપોદ્ઘાત.

વાંચનાર ! તારે તારી કથા વાંચવી ન હોય તો આ વાર્તા વાંચતો ના.

તને પહેલો પ્રશ્ન તો એ થશે કે આ કથામાંનો 'હું' તે કોણ? તારી અન્તર્વ્યોમમાં જતાં શીખ્યો હો તો ત્યાં જા, અને એ ગેબમાં એ ઉર આકાશના ઘુમ્મટમાં તે પ્રશ્ન પૂર જોમથી પુકારઃ 'હું કોણ?' તારા આત્માને એ સવાલ પૂછ, અને આત્મા જાગતો હશે તો તને ઉત્તર મળશે. પુરૂષનું વ્યક્તિવાસી પુરૂષત્વ જગતમાં જન્મ્યું ત્યારથી પુરૂષ એ પ્રશ્ન પૂછતો જ આવ્યો છે. વિશ્વ આભથી ઘેરાયેલું છે તેમ પ્રારબ્ધની ગહનતાથી ઘેરાયેલું સ્વતંત્ર વ્યકિતત્વનું સ્વેચ્છાચારી પુરૂષાતન શું છે? એ એક એવું તેજોમય નાનકડું વિશ્વ છે કે જેમાં મહીવિશ્વ, આટલી શી આંખમાં સમાય છે તેમ, સમાઇ જાય છે. શરદના કાચનિર્મલ સરોવરજલમાં ગગનવાસી તારામંડલી સારી રાત્રી ન્હાવા ઉતરે છે, તેમ તારાં એ આત્મસરોવરનાં જળ નિર્મળાં હશે તો બ્રહ્માંડ તેમાં નિરંતર ન્હાતાં તને નિરખાશે. તે તેજવનમાં જઇને પુકારી પુકારીને પૂછજે કે, "હું કોણ?" તારી અન્તર્ગુહા પૂરતી ઉંડી હશે, ને છીછરી નહી હોય, તો ઉત્તરનો ભડકો તે ઉંડાણમાંથી ઉઠશે. કાન માંડજે, અને ફુલની ફોરમ જેવો ધીરો તે ઉત્તર સાંભળજે, અને સ્હમજજે.

મંગળ રાતો છે, ગુરૂ ઉજ્વળ છે, શનિ આછો નીલો છે. તેજ મંડળનાં એક તેજ છતાં તેમાં વ્યકિતભાવના ભિન્નભિન્ન રંગો છે, તેમ જગતનું પુરૂષાતન તેજ એકજ છતાં વ્યકિતત્વ નિવાસી જનભાવના તારકરંગ પણ ભિન્ન ભિન્ન જ છે, ને એકરંગી માયાના પટવિસ્તારમાં અનેકરંગી અક્ષય ભાત 'ફાટે, પણ ફીટે નહીં' એવી છે, તેમ તે એક, તેમજ તે અનેક ઉભય સાચા છે. તે એકને અનેકના રાસમંડળમાં જઇને પૂછજે કે, 'હું કોણ?'

× × × ×

ને કાલ ?

× × × ×

અનન્તતાના કડકા મનુષ્યે કર્યા છે, છતાં તે મહામ્બોનિધિનાં ઉદક જેવાં ને તેવાં અનંત જ રહ્યાં છે. મનુષ્યબુદ્ધિની તરવારો તે પાણીના પગથાર કાપી શકી નથી, ને કાપી શકશે નહીં. અનંતકાલમાં અનંતતાને કોઇક આરે હું અને ઉષા મળ્યાં છીએ. રસિકતાની તિથિઓ કઇ ? ને પ્રાન્ત કીયા ? માનવ દેશમાં દિશા કાલ છે ? અને હોય તો ગગન જેવાં નથી ? એમના છેડા કે ખંડ ક્યાં દીઠા ?

અનન્તના ઓ બાલક ! અનન્તને આંગણે સાન્તના ખેલ ક્યાં સુધી ખેલીશ ? સાન્તને રમકડે ક્યાં સુધી રમીશ ? અનંતતાના વિરાટમુગટથી ક્યાં સુધી ભયમુગ્ધ છેટો રહીશ ?

( ઉષાનો ઉપોદ્ઘાત. )

## કુમારિકાઓનો બગીચો.

કોઇ નગરશેઠની તજી દીધેલી પુરાણી ફૂલવાડી તો દીઠી હશે, ફૂલ છોડને સ્થાને ક્યારીઓમાં ઘાસ ઉગ્યાં હોય, ફૂલઝાડની ડાળીઓ અધ કરમાયેલી ને અધ પાંદડાસુની હોય, ઠામઠામ સૂકાં પાન ને તાજો કચરો વેરાયેલ હોય, છતાં તે મેલના કોઠાર ને ગંદવાડના ભંડારમાં એ ગન્ધવતીના રસગન્ધ ઉભરાતા દર્શાય: એવી મ્હને કન્યાશાળા લાગી. માળી તેવી વાડી. પહેલાં તો બાલવિધવા મ્હેતીજી જ ઘરના ને લોક સમાજના લાડમાં ઉછરેલી ને અધ કેળવાયેલી હતી. સૌભાગ્યના ઉત્સાહી ઉમંગ તેજને બદલે વૈધવ્યની નિરૂત્સાહી નિરાશાની છાયા નિશાળમાં ઉડતી. માસ્તરાણીઓનાં હતાં તેવાં ભભકાદાર કે ગંદાં કપડાં વિદ્યાર્થીનીઓનાં હતાં; કારણ કે ભભકને સ્વચ્છતા માનતાં ને ગંદવાડ ને સાદાઇ ગણાતાં. છતાં તેજસ્વી અંગો ઉપર એ મેલાં ઓઢણાં સૂર્ય ઉપરનાં વાદળાં જેવાં શોભતાં. પાટીઆ ઉપર હીસાબ અડધો ગણેલો અધુરો હતો. પાટીઓમાં લખેલું વણ સુધારેલું હતું. નાના મંકોડાની હાર જેવી પણ સ્વચ્છ અક્ષરમાલા

હતી. જોડણી પુરૂષવર્ગનાથી સ્હેજ ચડીઆતી હતી. ઉકરડેથીએ કન્યા રત્ન શોધી સ્વીકારવાની આજ્ઞાદાતા મહર્ષિઓએ આ ભવિષ્ય વાંચીને તો આજ્ઞા નહીં કરી હોય ? શાળાના એ કચરામાં એ અનેક રત્નો ઝળકતાં હતાં.

અને શાળામાં સ્વચ્છતા કોઈ દિવસ નહોતી જ પધારતી એમ ન હતું. ઇનામ સમારંભને વાર્ષિક દિવસે, રાજેન્દ્રની જન્મતિથીએ મીઠાઇ વહેંચાતી ત્યારે, એમ ચાર પાંચેક વાર્ષિક પર્વોને મહા દિવસે શાળામાં સ્વચ્છતાનું રાજ્ય સ્થપાતું; કારણ કે સ્વચ્છતાને નિત્ય વસ્તુ નહીં પણ એક શણગાર ગણવામાં આવતી.

× × × ×

પહેલે દિવસે તો બધા વર્ગોની પ્રદક્ષિણા કરી એક વર્ગ નિરખી લીધો. જતાં પહેલાં મહેતીજીને દસ રૂપિયા આપ્યા, ને કહ્યું; કે શાળા ફરતા ઉજ્જડ વેરાનમાં ફૂલવાડી રોપાવજો, અને શાળાના ખંડોમાં ફૂલપાત્ર ગોઠવજો. સહુ વર્ગમાંથી પેલી પંચકડીને કયારીઓ અને ફૂલ છોડની સંભાળ સોંપજો. ઉપર નંબર લાવવાની સ્પર્ધાએ આમ વધશે.

× × × ×

રસિકાઓની શુદ્ધ રસવૃત્તિના વિકાસનો પાયો એમ મંડાયો.

× × × ×

મહેતીજીને કહ્યું, તમારાં નિર્મળાં છે તેવાં વસ્ત્રો બાળાઓ ન પહેરે ? મહેતીજીએ સસ્મિત લજ્જાનમન કર્યું, ને સહુ બાળાઓને એકઠી કરી. કહેવાનું મેં મહેતીજીને સમજાવ્યું હતું તે પ્રમાણે ભાગી તુટી છટાથી બાળાઓને કહ્યું કે નવાં વસ્ત્રો લેવાના ઘેર કજીયા કરવાના નથી, પણ છે તે જ નિત્ય વસ્ત્રો જાતે ધોઇને બધાંથી જે ઉજળાં પહેરશે તેને મહિને મહિને ઇનામ મળશે.

જગતને સુન્દરીઓ જ સુંદર રાખશે તેટલું તે સુંદર રહેશે. કુટુમ્બને કુલવતી ગૃહિણી મેલ નહીં ચ્હડવા દે તેટલો નહીં ચડે. સંસારનેએ સ્ત્રીસમાજ નિર્મળી છાંટશે તેટલો તે નિર્મળ રહેશે; એ કોણ નથી જાણતું ? ને કેટલા પાળે છે ?

× × × ×

મ્હારા પિતા તરફથી તાકા આપ્યા ને કહ્યું; ચોળીઓ કમખા ચણિયા ઝભલાં કબજા પહેરણ ચોરણીઓ રૂમાલ ચદ્દીઓ શીવતાં સહુને શીખવજો. જે પોતાનાં નિત્ય વસ્ત્રો પોતે શીવી પહેરશે તેને મ્હારા પિતા બક્ષીસ આપશે. મહેતીજીએ કહ્યું દરજી નથી, કોણ શીખવશે ? વળતા દિવસથી સ્ત્રી બાલક ને પુરૂષનાં નિત્ય વસ્ત્રો શીવતાં શીખવવા મ્હારા પિતાજીએ દરજી મોકલવા માંડયો. पिता वै पुत्रः એ શ્રુતિ તો યાદ છે ને ?

× × × ×

શીવણ ધોવણ ને ફુલબાગ ભણી શાળાનો પ્રવાહ ઢળવાથી ભરતગુંથણની ખરચાળ શોભાનું શિક્ષણ ગૌણ થયું. પહેલાં પોત ને પછી ભાત એ મ્હારી માતાનું પુરાણું ને સાચું સૂત્ર હતું.

એકલી શોભાવતી ને ખરચાળ કસરતો સહુ સંસારીઓને સુલભ નથી એમ મ્હેં મહેતીજીને સ્હમજાવ્યું હતું. ધોવણથી બાળાઓને સ્વચ્છતાની ભાવના કેળવાયા ઉપરાંત, મગદળની કસરત થતી; ને શાળાની કૂઇમાંથી જલ સીંચી ઝરા ભરી ફુલરોપને છાંટવાથી, રસિકતા વિકસવા ઉપરાંત, સહુ અંગો કસાતાં. જલસીંચનનો યુવતીઓનો અંગહિંડોળ તો નિરખ્યો છે ને ? ભાંડુઓ કાજેએ જલ એ બાલિકાઓ બનતાં ભરી લાવતી, ને આરસની પૂતળીઓના નહિ, પણ કુલસેવિકાના ભાવમાં સહુ ઉછરતી.

હિમાદ્રિમાલા જેવો મ્હારો એવો અવિચળ સિદ્ધાન્ત હતો કે શાળામાં ભણતી સરસ્વતીની પુત્રીઓમાંથી ૯૫ ટકા ગૃહિણીધર્મ સ્વીકારશે; અને ત્હેમાંથી એ ૯૦ ટકા ગરીબ કે સામાન્ય સ્થિતિના વરને વરશે. એટલે ખોટા શેઠાણી વેડાની પતંગિયા સહી શોભાના ખરચાળ શિક્ષણને બદલે કુટુંબ સેવાના ગૃહિણીધર્મોનું સંગીન જ્ઞાન આપવાનો લક્ષ્ય શાળામાં સાધવાનો મારો હેતુ હતો. ને તેથી કુલધર્મોની પવિત્રતાના પાઠ સહુને ત્યાં શીખવાતા હતા.

+ + + +

સુન્દર કલાઓના શાસ્ત્રમાં લખેલું છે કે સુન્દરતા એટલે બરૂપણું નહીં, પણ છટા, હિન્ડોલ, તેજસ્વિતા. હયશાળામાં પાણીદાર વછેરા ને વછેરીઓ હોય છે તેવાં કુમાર અને કુમારિકાઓને પાણીદાર સુસુન્દર ચેતનભર્યાં આત્મવાન ખીલવવાં એ સર્વ શાળાસ્થાપનનો હેતુ છે, સર્વ કેળવણીનો સિદ્ધાન્ત ને લક્ષ્ય છે.

હું શીખવતો અને સુધારતો તેમ હું એ તે કન્યાશાળામાં શીખતો અને સુધરતો. ફુલની પાંખડીઓમાંના જેવા સ્વાભાવિક હાવભાવ અને અકૃત્રિમ ઉરપરિમલ મ્હને ત્યાં દર્શાતા. કુદરતના અન્તરમાંના અંકુરમાંનાં કિરણો ઉઘડતાં હું ત્યાં નિહાળતો. લાવણ્ય ને લજ્જા, રસિકતા અને વિજયઃ ઉડું ઉડું કરતી બાલપંખિણીની સુકુમાર પાંખોના જેવા મુગ્ધ કૌમારભાવ ત્યાં હું અનુભવતો. નવા રાસ શીખશે ને છટાથી ભજવશે તેને મારી માતાવતી ઇનામ આપવાનું કહ્યું તે સાથે જૂના રાસ કેટલાક મ્હેં યે ઉતારી લીધા. કોઇક જૂના ઘરેણામાં હોય છે, કોઇક જૂના રીતરિવાજમાં હોય છે તેમ તેમાંનાં એ કોઇકમાં ભારોભાર સુવર્ણ હતું.

\+ × + +

કન્યા કેળવણીના પ્રશ્ન ભવિષ્યની પ્રિયતમા પત્નીઓ તેમજ માતાઓના છે, અને અન્નપૂર્ણાની સહુ પુત્રીઓ **भोज्येषु माता** સરિખડી વિષ્ણુધર્મ પાળનારી વૈષ્ણવીઓ છે. એ કારણે શાળામાં રાંધણકળા શીખવવાનો એ દિવસ રખાવ્યો હતો. ખોટા રૂપૈયા જેવાં અનુકરણમાં ઢાળવાળાં કેટલાંક શેઠશેઠાણીઓ શાળા જોવા પધારતાં તેમને તે ન્હોતું રૂચતું. રસોઇયા નાસી જાય ત્યારે વરને ને બાલકોને કાચાં પાકાં પોતે પીરસતાં એ સ્મરણો ન વીસર્યા છતાં એ રાંધણકલાનો ગૃહિણીધર્મમાંથી તેઓ બહિષ્કાર કરતાં. ધવરાવવા જેવો ને જેટલોજ જમાડવાનો કુદરતનિર્મિત ગૃહિણીધર્મ છે એ સિદ્ધાન્ત ધાત્રને દૂધે ધવરાવનારાં ને રસોઇયાને હાથે જમાડનારાં નરનાર સમજતાં ન હતાં. એમના જેવી માત્ર નવલકથાઓ વાંચનારીઓની આ શાળા ન હોવાને કારણે જમાડવાની રસિક અને નિત્ય ઉપયોગી કલાઓની કુમારિકાઓને કેળવણી અહીં અપાતી હતી. વારપરવે વિધવિધની રંગોળી પૂરવી, અવનવા સ્વસ્તિકો ને ફુલ પાડવાં, અટાપટા ને કાંગરીઓ, મયુર ને મેનાનાં ચિત્રો માંડવાં: ચિત્રવિદ્યાનું એ અમારે પ્હેલું પગથીયું ગણાતું. નવી નવી વાનીઓનું કોઇ કોઇ દિવસ પ્રદર્શન ભરાતું. થોડા વખતમાં ને થોડે ખરચે કેમ રંધાય તેના ગૃહશાસ્ત્રમાંથી સિદ્ધાન્તો શીખવાતા, નિત્યવસ્તુઓ શાળામાં રંધાવવાને બદલે બાલિકાઓ પોતપોતાને ઘેર રાંધે–પીરસે, ને ઘેરથી તેની નિત્યનોંધ લાવે એમ મેં સૂચવ્યું હતું. મહેતીજીએ

શાળાખાતાને લખ્યું. શાળાખાતાએ સહુ સૂચના મંજૂર રાખી, ને એવી ઉત્તમ વ્યવહારૂ સૂચનાઓ કરવા માટે મહેતીજીને ધન્યવાદ આપ્યો.

અમારી શાળા ગૃહિણીઓ કેળવવાની હતી, ઢીંગલીઓ સરજવાની ન હતી.

આરોગ્યવિદ્યાનાં અને ઘરવૈદકનાં મૂળતત્વોની પ્રથમ પોથીઓ શાળામાં શીખવાતી, પણ એ વિષયોમાં પોથીજ્ઞાન કરતાં અનુભવ મ્હોટો ગુરૂ છે એ સમજાવવાનું અધુરૂં હતું તે સહુના મનમાં ઉતરાવ્યું. ભવિષ્યની માતાઓ પોતપોતાની માતાઓને હાથેજ કેટલેક અંશે કેળવાય એ સર્વથા ઇષ્ટજ છે.

ધર્મ શીખવવા નહીં પણ પળાવવા માંડયો હતો. મહેતીજીને ભાષણો કરવાનો શોખ હતો તે મેં જોયું હતું. મારા ઘર પાસેના મન્દિરની વૃદ્ધા પૂજારણને દક્ષિણા આપીને મહેતીજીને મન્દિરમાં નિત્યકથા વાંચવા બોલાવરાવી. મહેતીજીને દ્રવ્યપ્રાપ્તિ થઇ ને ઉપદેશનો શોખ સચવાયો. કાળે કરીને કથાના રંગમાં તે વિધવા રંગાઇ, વૈધવ્યનાં દુઃખોનો દિલાસો પામી સેવિકાવ્રતનો પરમાર્થધર્મ સ્વીકાર્યો, શુદ્ધ ને સાચું બ્રહ્મસમર્પણ લીધું, અને કુમારિકાઓના બગીચાઓની તે અધિષ્ઠાત્રી સંન્યાસિની સમી બની રહી. એમ ધર્મ શીખવવાને બદલે પળાવવાના મુખ્ય સાધનની સગવડતા થઇ.

---

# પ્રો. ઠાકોર.

## અર્વાચીન કવિતા.

આપણું ગુજરાતીઓનું કામ આછું ઉતરે છે. દુનીઆ માગે છે, પણ બીજાઓ આગળ આપણે કંઇક ગર્વથી બતાવી શકીએ અને મુકાબલા માટે મુકી શકીયે એવું સુદ્રઢ, સંગીન કામ શું આપણી માનસિક કે શું આપણી જડ કૃતિઓમાં દેખાતું નથી ! આપણે નિર્બળ પ્રજા છીયે અને સંજોગો એવા છે કે આપણી નિર્બળતા દીસી આવે છે. સંજોગો એવા છે કે કવિજીવન અને

કવિતાનાં દર્શન દુર્લભ. કઠીનતાની ફરિયાદ વિવેકસર થાય તો સહન કરી શકાય, પણ વિચાર કરો. મિલ્ટનને આખા બ્રહ્માડનો નવો જ નકશો યોજવો પડેલો; વ્યાસને કુટુંબ યોજના કરવી પડેલી કે વારસ કોણ એનો જવાબ કોઇપણ દેશના કોઇપણ કાલના-કાયદા શાસ્ત્ર કે ન્યાય ફિલસુફીમાંથી આપી ન શકાય, અને એ કુટુંબની વ્યક્તિઓમાં ધર્મ, સ્વાર્થત્યાગ, અહિંસા, સાત્વિકતા આદિ પરિસીમાએ પહોંચેલાં હોય તોય, પણ પરિણામ યુદ્ધમાં જ આવે. ડેન્ટીની યોજના પણ દુર્ઘટ છે. કવિ પોતાના મહા કાવ્યના પટ તરીકે આવી બ્રહ્માંડ વ્યક્તિ કાલોલ્લંઘી ઘટના વાપરે ત્યાં કેટલે અંશે કઠિન અને કઠુતા આવેજ. સામાન્ય વ્યક્તિઓની ક્ષણિક પરપોટા જેવી લાગણીઓનો લલકાર તે કવિતા,—અને શું ધર્મ, ફિલસુફી બ્રહ્માંડવ્યવસ્થા, અમર ભાવનાઓ, મનુષ્ય જીવનનાં ઉન્નત શૃંગો, સપાટી ઉપરના અભ્યાસોની તળે રહેલાં ખરેખરાં સત્યો, એવા એવા વિષયો કવિતાઓને માટે અયોગ્ય કે કવિતા એવા વિષયોને માટે અયોગ્ય ? વધારે વિચાર કરીને મત બાંધવા જોઇએ. કવિતા અને કલા સાર્વજનિક હોવી જોઇએ એ પણ અસત્ય છે, અને "Fit audi nce though few" એ પણ અંશ સત્ય છે; પણ સત્યના બે અંશો પરસ્પર વિરૂદ્ધ હોય એમ તેમને સામસામા લડાવવા એતો વૃથા પાંડિત્ય છે. પરંતુ હાલની કેલવણીમાં નિયામકના કરતાં ભ્રામક તત્વો અને નિશ્ચયાત્મકના કરતાં વાદો-તેજકબલ વધારે છે. મોટી ડીગ્રીઓ મેળવી હોય પણ સ્વર વ્યંજનના ભેદનું જ્ઞાન ન હોય, ગદ્ય અને પદ્યના ભેદનું જ્ઞાન ન હોય, લગ્ન, સંન્યાસ, બ્રહ્મચર્યના ભેદનું જ્ઞાન ન હોય, એવા પણ દાખલા છે. એવાની કવિતા ક્યાંથી સંતોષ આપે ? કવિજીવન અને કવિતાને માટે લાયક જીવો આપણને મળ્યા હતા. કલાપી નાની વયમાં જ વિદેહ થઇ ગયા એટલે એમના વિષે કહિ શકાય છે કે એ એક એવા જીવ હતા. બીજાઓ પણ છે, પરંતુ તે હજુ હયાત છે એટલે એઓ કવિજન અને કવિતામાંથી કેવી રીતે કયાં કારણોથી કેટલે દરજ્જે ભ્રષ્ટ થઇ ગયા તે છુટથી કહેવાય તેમ નથી. જીવ અને પરિસ્થિતીનો સંવાદ જામે, જ્યાં જ્યાં જેટલી વાર જામે ત્યાં ત્યાં તેટલીક્ષણુ કે તેટલા જમાના કવિતા ને કલા ઉગે. આવો સંવાદ કંઇ દેશ કે પ્રજામાં કાયમ ટકતો નથી. કેટલાક સૈકાઓમાં એકાદ વખત આવી જાય છે; અને તે ક્ષણ, તે સંધિ,

અને તે જમાનાનાં સાહિત્ય અને કલા, એ પ્રજાને એ ભાષાને ઉત્તમોત્તમવાણી તરિકે પછીના જમાનાઓમાં બોધક ઉત્સાહક, માર્ગદર્શક સુંદરતાનાં આદર્શ બને છે. આપણો હાલનો જમાનો એવા સંવાદનો નથી જણાતો એટલે આપણને આપણી હાલની કવિતાથી સંતોષ થાય તેમ નથી. છેવટ, કવિજન અને કવિતા પ્રસાદ વસ્તુ છે એ પણ ધ્યાનમાં લેવાનું છે. સંવાદનો જમાનો અને એ જમાનામાં ઉત્કૃષ્ટ વિકાસ મેળવનારા કવિજીવ એ બંન્ને ઇશ્વિરી પ્રસાદની વસ્તુઓ છે, અને એમને સત્કારવા, એમને અનુકુલ થવા આપણે સદા સર્વદા તત્પર રહેવું જોઇએ પણ આપણી હાલની પ્રજાનું એવું વલણ છે નહિ.

---

# ગાંડી ગુજરાત.

---

આપણા ગુજરાતીઓમાં પ્રજાપણું નથી. આપણામાં પ્રજાપણાનું ઐકય નથી, પ્રજાપણાનો ટેક નથી, પ્રજાપણાના સતત આગ્રહી ઉજમ અને જોમ નથી, આપણા નેતાઓને પ્રજાપણાવાળી પ્રજાના પીઠબળનો ટેકો નથી. મતભેદ અને ચારિત્રભેદને લીધે ટીકા ચર્ચા વૈમનસ્ય અને મતામતિ આપણે ત્યાંજ થાય છે એમ નથી; સર્વત્ર થાય છે. પરંતુ બીજે જ્યારે પ્રજાપણાની ઉષ્માથી એ થતાં આવે તેમ ઓગળતાં પણ જાય છે, અને આરંભેલ સંસ્થા કે કાર્યપ્રવાહ આગળ વધવા પામે છે તેમ તેમ એ વૈમનસ્ય અને મતભેદની નડતર ઓછી પડી જાય છે, ત્યારે આપણે ત્યાં એ નડતરજ વખત જતાં વધુ વધુ મોટી બનીને ગમે તેવાં કાર્ય કે કાર્ય પ્રવાહને મંદ કરી નાંખે છે. અને થોડાજ વખતમાં રૂંધી નાખે છે. આપણા પારસીઓ ગુજરાતી નથી, આપણા મુસલમાનો ગુજરાતી નથી; આપણા કાઠિયાવાડીઓ ગુજરાતી નથી, આપણા કચ્છીઓ ગુજરાતી નથી, આપણા ગાયકવાડીઓ ગુજરાતી નથી, આપણા ઇડરિયા ગુજરાતી નથી, આપણા મુંબઇગરા ગુજરાતી નથી. આપણા ગુજરાતીઓમાં પણ સૌ કોઇ ગુજરાતી છે તે કરતાં તે અમદાવાદી કે સુરતી કે ચરોતરી કે પટણી કે મારવાડી અગર તો નાગરબ્રાહ્મણ કે વાણિયો કે અનાવિલ કે જૈન કે પટેલ કે બીજું કંઇ વિશેષ છે. હવે, આપણે ત્યાંજ આવા આવા ભેદો છે એમ નથી, સર્વત્ર છે. પરંતુ બીજે

બધે આ ભેદભાવ છે તે કરતાં આપણે ત્યાં બહુ વધારે છે. બીજે બધે ઐક્યભાવ છે તે કરતાં આપણે ત્યાં બહુજ ઓછો છે, અને બીજે બધે, આ ઐક્યભાવજ મુખ્ય ગણવો અને ભેદભાવ તેના પેટામાં ભલે વિવિધતાની ભાત પાડે અને જુદા જુદા વર્ગ સ્થળ આદિની વિશિષ્ટ યોગ્યતાઓ ભલે કેળવાય પણ તે ગૌણ સ્થાનેજ, એ બુદ્ધિ જ્યારે ક્યારનીએ ઉત્પન્ન થઇ ચુકેલી છે અને વધતાં જાય છે ત્યારે આપણી ગુજરાતમાં તો હજી ભેદભાવજ ચક્રવર્તી છે અને એના પચરંગી છત્ર તળે ઐક્યભાવ ઉગવાજ પામતો નથી. બંગાળમાં મુસલમાનો લાખો છે. પણ તેમનો મોટો ભાગ પહેલા બંગાળી અને પછીજ મુસલમાન છે, એ પ્રમાણે ત્યાંના પ્રજાપણાના ઐક્યભાવે ધર્મઝનુન ઉપર પણ વિજય મેળવેલો છે. દક્ષિણમાં વાણી, ગુજર અને 'ગુજરાથી' લાખો છે. પરંતુ આમાંથી જેમનો વાસ દક્ષણી પ્રજાની ગીચ વસતીમાં છે તેઓ પહેલા દક્ષણી અને પછી 'ગુજરાથી' છે, એ પ્રમાણે ત્યાંના પ્રજાપણાના ઐક્યભાવે ઐતિહાસિક ભેદભાવ ઉપર પણ વિજય મેળવ્યો છે. પણ આપણી ગુજરાતમાં ગુજરાતીપણાના ઐક્યભાવની મહોર છાપવાળી મોટી કે નજીવી એક પણ ચીજ કોઇ બતાવી શકશે ! આપણા સ્ત્રી પુરૂષોના પહેરવેશ જુઓ કે આપણી રીતભાત જુઓ, આપણાં ખાનપાન જુઓ કે આપણા ઘરખટલા જુઓ, આપણાં નાટકો મંદિરો કે મેળાઓ જુઓ, આપણાં ગામડાં શહેરો કે તીર્થો જુઓ, જ્યાં જુઓ ત્યાં વિવિધતા અને ભેદભાવનાં રંગબેરંગી અને શોરબકોર ભર્યાં પ્રદર્શનજ માલુમ પડશે. અને આપણા હૃદયને આપણા રસને આપણી એક પછી એક ઉગી આવતી વીશીને જૂનું સ્થાયી વંશપરંપરાનું અને આપણું પોતાનું એવું કંઇ પણ આલંબન ન મળતાં તેઓ જેમ જેમ સાધનની છત થતી આવે છે, અને નવી નવી ઉપભોગ વસ્તુઓ જોવામાં આવે છે, તેમ તેમ પાંચ વરસ એક વસ્તુને વળગે છે. તો બીજા પાંચ વરસ બીજી વસ્તુને વળગે છે. એક સ્થળમાં આપાસ તો બીજા સ્થળમાં બીજી પાસ તણાય છે, ઘડિક આ તરફ વહે છે, વળી ઘડિક પેલી તરફ વહે છે અને એ પ્રમાણે દિઙ્મૂઢ જમાનાઓ નકલિયા અશાંત અને ક્ષણભંગુર પ્રવૃત્તિઓમાં એક પછી એક વધે જાય છે, અને દેશ અને પ્રજા જ્યાં ને ત્યાં રહે છે, જ્યારે હિંદના બીજા ભાગોમાં ઝપાટાબંધ

સળંગ પ્રજાકીય પ્રગતિ શરૂ થઇ ચુકેલી છે. ગાંડી ગુજરાતનું આ-પણું જૂનું નામ આ નવા કાળમાં પણ આ પ્રમાણે આપણે સાર્થક રાખીએ છીએ.

# અન્ન એવું મન.

સાત્વિક, રાજસ અને તામસ, એમ ત્રણ પ્રકારનું અન્ન છે. રાજસ અન્ન ભક્ષણ કરવામાં આવે તો તેથી રજોગુણ, તામસથી તમોગુણ અને સાત્વિકથી સત્વગુણ શરીરમાં પ્રકટી નીકળે છે. સર્વત્ર પ્રસિદ્ધ છે કે જેવા પદાર્થનું સેવન તેવીજ બુદ્ધિ. ઉદાહરણ તરીકે જોઇએ, તો કોઇ પુરૂષ ભાંગ અથવા મદ્યનું પાન કરે છે તો લાગલી તેની મતિ ફરી જઇ તે નાનાં પ્રકારનાં કુચિન્હો કરતો યદ્વા તદ્વા બકે છે; અને જો તેને કંઇ કહેવામાં આવે તો તેથી તે સામા મનુષ્ય પર બહુ ક્રોધે ભરાઇ જાય છે, એ તામસ પદાર્થના સેવનનો પ્રતાપ છે. માટે જેવો આહાર તેવો ઓટકાર સમજવો.

પૂર્વે કોઇક સમયે એક ગામમાંથી બે બ્રાહ્મણો કાશીપુરીએ વિદ્યા સંપાદનાર્થે ગયા હતા. તેઓ સગા ભાઇઓ હતા. તેઓ કાશીપુરીથી વિદ્યાભ્યાસ કરીને કેટલેક વર્ષે ઘેર આવવા નિકળ્યા. માર્ગમાં એક જણ રસોઇ કરતો ને બીજો ભિક્ષા માગવા જતો હતો. આમ નિર્વાહ કરતા તે બંને, એક વખતે એક ગામની ધર્મ-શાળામાં આવી ઉતર્યા, અને નિયમ પ્રમાણે એક રસોઈની તૈયારી કરવા માટે તથા સરસામાન સંભાળવા માટે ત્યાં બેઠો; ત્યારે બીજો ગામમાં ભિક્ષાન્ન લેવા માટે ગયો. ગામમાં ફરતાં ફરતાં કોઇ ઠેકાણે એક સદાવ્રત અપાતું હતું, ત્યાં આગળ તે ગયો, અને લોટ, દાળ, ચોખા, ઘી ઇત્યાદિ સત્રગો સીધાનો સામાન, બંને જણને ચાલે તેટલો લઈ ને મુકામ તરફ આવવા નિકળ્યો. બને થાકયા તો હતાજ ને તેમાં આ સીધું લેવા જનારને તો સીધાને માટે ગામમાં પણ બહુ રખડ ટ્ટી થઇ હતી તેથી તેને બહુ થાક લાગ્યો હતો એટલે ભૂખનું અને થાકનું એકઠું જોર તેનાથી સહન થઇ શક્યું નહિ. क्षुधातुराणां न बलं न तेजः એ નીતિવચન પ્રમાણે તેની દશા

થઇ રહી. મધ્યાહ્ન થવા આવેલા, પેટમાં સવા બશેરનો ખાડો, ને પગ થાકી ગયેલા તેથી 'હવે તો ગમે તે પણ ખાવા મળે તો જ ડગલું ભરાય' એમ ધારી તેણે પોતાના સીધાનું પોટકું છોડયું, ને જઠરને આધાર આપવાને તેમાંથી કાચું અનાજ ફાકવાનો વિચાર કીધો. લોટ અને દાળ કંઇ કાચાં ફકાય નહિ તેથી ચોખાની મુઠીઓ ભરીને તે આરોગવા લાગ્યો. એક, બે ને ત્રણ મૂઠી ચોખા ખાવાથી જરાક શાંતિ વળી એટલે તે પોટકું પાછું બાંધીને ઉતારા ઉપર ગયો. ત્યાં તેનો મોટો ભાઇ નાહી ધોઇ સઘળી તૈયારી કરીને વાટ જોતો બેઠો હતો. તેણે કહ્યુ "ભાઇ, ભલે આવ્યો; લે આ ઘડો લઇને કૂવાપરથી પાણી ભરી લાવ એટલે અહીં રસોઇ ચાલતી કરું." કૂવો ધર્મશાળા આગળ જ હતો, જ્યાં ગામના કેટલાક ભાગની સ્ત્રીઓ પણ પાણી ભરતી હતી. તે પાણીઆરીઓની એ વેળા કૂવા-પર પુષ્કળ ભીડ હોવાથી તેનાથી શુદ્ધપણે (કોઇનો છાંટો છુંટી ઉડ્યા વગર) પાણી ભરી શકાય તેમ નહોતું. આથી બ્રાહ્મણના મનમાં એક યુક્તિ સૂઝી આવી. તે પેલી પાણીઆરીઓ પ્રત્યે બોલ્યો, "બાઇઓ, કોરે ખશી જાઓ અને અમને પાણી ભરવા દો, કેમકે અમે ગરોડા છિયે, તેથી તમે અભડાશો." આવી રીતનું નાના ભાઇનું બોલવું સાંભળીને મોટો ભાઇ એકાએક વિસ્મય જ થઇ ગયો! તે મનમાં વિચાર કરવા લાગ્યો, 'અરેરે, આ શું વિપરીત? મારા ભાઇની મતિ આજે આટલી બધી ભ્રષ્ટ કેમ થઇ ગઇ! કે તે પોતાને ગરોડો કહે છે? બેશક, એમાં કંઇ કારણ હોવું જોઇએ? એને પૂછી જોઉં કે એણે કોઇ દુષ્ટનું વા નીચનું અન્ન તો નથી ખાધું? કેમકે એ પરમ સ્નાતક અને મારા કરતાં પણ શુદ્ધ મનનો છે, છતાં એની એકાએક આવી નીચ બુદ્ધિ થવામાં ગુપ્ત ભેદ હોવો જોઇએ.' એવામાં કૂવાપરની સ્ત્રીઓએ પણ તેને પૂછ્યું કે, "મહા-રાજ, તમે તો બ્રાહ્મણ દેખાઓ છો, ને ગરોડા છિયે એમ કેમ કહો છો? એટલે તેણે કહ્યું, "અમે ગરોડા જ છિયે, ગરોડા!" પછી પાણી ભરીને તે અંદર ગયો, ત્યારે મોટા ભાઇએ કહ્યું, "ભાઇ, તું કાલ બપોરનો ભૂખ્યો છે, માટે લાવ પહેલાં તને હું કાચું કોરું કરી આપું, જેથી રસોઇને કદાચ વાર લાગે તોપણ તે ખાવાથી તને જરા ધીરજ રહે." એ સાંભળી તેણે કહ્યું, ભાઇ, તમે કહો છો તેમજ છે; કેમકે આપણે ખેપ કરીને આવ્યા હતા ને ગામમાં વળી

મારે સીધા માટે બહુ રઝળવું પડયું તેથી મને ક્ષુધા ઘણી લાગી હતી; મારામાં ચાલવાની પણ હામ રહી નહોતી, તેથી મેં તો સીધામાંથી થાડાક કાચા ચોખા જ્યારે ફાકયા ત્યારે મારા પેટને જરાક ધીરજ આવી. માટે હવે કાંઇ કાચુંકારૂં કરવાની જરૂર નથી રસોઇ થયા પછી આપણે બંને જોડે બેશીને જમીશું." તુરત મોટાભાઇએ અનુમાન કીધું કે, 'ગરોડો થવામાં નિશ્ચે તે ચોખાનો જ પ્રતાપ છે! તે એના પેટમાં ગયા ત્યારથી જ એની બુદ્ધિ ભ્રષ્ટ થઇ લાગે છે. માન ન માન, પણ તે અન્ન (ચોખા વગેરે સીધું) કોઇ નીચ જાતિનું હોવું જોઇએ.' આવો વિચાર કરીને રસોઇની જગામાંથી તે તુરત બહાર નીકળી કૂવા ઉપરની પાણીઆરીઓને તેણે પૂછયું, "બાઇઓ, આ ગામમાં સદાવ્રત કેટલાં છે?" ત્યારે એક સ્રીએ ઉત્તર દીધું, "મહારાજ, આટલા નાના ગામમાં સદાવ્રત કયાંથી હોય? માત્ર એક સદાવ્રત હોય એમ લાગે છે. પણ અમને એમ ખબર છે કે ઘણાક વટેમાર્ગુઓ ત્યાંથી સીધું લેતા નથી." ત્યારે એક બીજી સ્રી બોલી, "બિચારા અજાણ્યા વટેમાર્ગુઓ તો ત્યાંથી સીધું સામાન લે છે, પણ જે કોઇ ત્યાં જઈ પૂછે છે કે 'આ સદાવ્રત કોનું છે?' અને તેનું ઉત્તર મળ્યા પછી કોઇપણ વટેમાર્ગુ બ્રાહ્મણ કે સંત, ગમે તેવો ગરજુ હોય તો પણ તે સદાવ્રત લીધા વગર ત્યાંથી ચાલ્યા જાય છે!" એ સાંભળી બ્રાહ્મણે પૂછયું, "બાઇ ત્યારે એ સદાવ્રત કોનું છે?" ત્યારે એકે જણાવ્યું કે, "મહારાજ અમને એની પાકી ખબર નથી, માટે ગામમાં પૂછીને તપાસ કરો." તુરત બંને ભાઇ ગામમાં ગયા તો ત્યાં તપાસ કરો." તુરત બંને ભાઇ ગામમાં ગયા તો ત્યાં તપાસ કરતાં જણાયું કે, એ સદાવ્રત કોઇ ચમારનું છે તે સાંભળી મોટાભાઇની પુરી ખાત્રી થઇ કે ઢેઢનું અન્ન ખાવામાં આવ્યાથી મારા ભાઇની બુદ્ધિ ભ્રષ્ટ થઇ, ને તેણે પોતાનો ગરોડો કહેવામાં કશી ગ્લાની–લજ્જા ગણી નહિ. પછી તે દિવસે તેને ઉપવાસાદિ પ્રાયશ્ચિત કરાવ્યું, અને ગામમાંથી પાછી ભિક્ષા માગી લાવીને રસોઇ કરી પોતે જમ્યો. પછી તેણે પોતાના ભાઇને કહ્યું કે, "હવે પછી એવું નીચનું પાપીનું, વશ્યાનું, રાજાનું ઇત્યાદિ અન્ન ન ખાવું, અને તે માટે શિખામણ આપતાં દૃષ્ટાંત રુપે એક શ્લોક કહ્યો છે કેઃ—

**यादृशं भक्षयेच्चान्नं बुद्धिर्भवति तादृशी ।**
**दीपस्तिमिरं भक्षयति कज्जलं च प्रसूयते ॥ १ ॥**

· જેવું અન્ન ખાવામાં આવે તેવીજ બુદ્ધિ થાય છે, જેમકે દીવો અંધારાનું ભક્ષણ કરે છે, તો તે કાજળને જન્મ આપે છે. " માટે જેવો આહાર તેવો ઓટકાર, એ યથાથ છે, તેથી ભોજનનું અન્ન નબળું અથવા નમળા ઠેકાણાનું ન હોય તેન માટે મનુષ્યે સાવધ રહેવું જોઇએ.

## પ્રભુનું કરજ.

દુનીઆના સર્વે ધર્મોનું એ એક મોટું ફર્માન છે, કે કોઇના પણ કરજદાર રહેવું નહીં. બનતાં સુધી સર્વનું લહેણું બરાબર ચુકવી આપવું. સત્યવાદી રાજા હરિશ્ચંદ્રે પોતાની મહારાણીને વેચીને તથા પોતે ઢેઢને ઘેર વેચાઇને પણ કરજ ચુકાવેલું છે. આપણામાં કહેવત છે, કે " જો આ ભવમાં ન આપીએ તો બીજા ભવમાં માગનારના બળદ બનીને પણ આપવું પડશે." દુનીઆના લહેણાને માટે જ્યારે આમ છે, પૈસાના લહેણાને માટે જ્યારે આટલું બધું છે, ત્યારે હૃદયના લહેણાને માટે અને પ્રભુના લહેણાને માટે કેટલું બધું હોવું જોઇએ ? એ ખ્યાલ તો કરી જુઓ. આપણને પ્રભુએ જે કાંઇ આપેલું છે, તેમાંથી થોડું ઘણું પણ પ્રભુના પવિત્ર નામથી પ્રભુનાં બાળકોને—અરે આપણાજ ભાઇઓને કાંઇ પણ આપવું જોઇએ, પ્રભુએ બીજાઓને આપવાની સરતેજ આપણી ઉપર કૃપા કરીને આપણને ઘણુંએ આપેલું છે. આપણી તીજોરીમાં ઇશ્વરના ઐશ્વર્યને કેદ કરવા માટેજ તે ઐશ્વર્ય કાંઇ આપણને આપવામાં આવ્યું નથી. ઇશ્વરી ઐશ્વર્ય સાર્વજનિક છે. તેને કેદ કરવાનો કોઇને પણ અધિકાર નથી. જે ઇશ્વરના ઐશ્વર્યને પોતાનું બનાવીને કેદ કરે છે, તે પ્રભુના મોટા ગુન્હેગાર છે. કારણકે ઇશ્વરી ઐશ્વર્યને પોતાની તીજોરીમાં કેદ કરવું એ ઇશ્વરની સામે થવા જેવું છે અને છતા પૈસાએ બીજા હકદારોને નાહક રોવરાવવા સારૂ દીવાળું કહાડવા જેવું છે. પણ જરૂર યાદ રાખવું કે એવી રીતે બદદાનત રાખવાથી કાંઇ પ્રભુના કરજમાંથી છુટી જવાય તેમ નથી, એની મજા તો આગળ છે. એવા પાપીઓને આંહી પોતાના નજીવા સ્વાર્થમાં મજા પડે છે,

એટલે આડાં અવળાં બહાનાં કરી ધર્મના, વ્યવહારના અને રાજ્યના કાયદા તોડી પોતાના મનનું અને બીજાઓના મનનું સમાધાન કરે છે. પણ એવાઓએ યાદ રાખવું જોઇએ, કે તેઓનાં આંહીનાં બહાના જમદુત પાસે કાંઇ કામમાં આવવાનાં નથી. પ્રભુના દરબારમાં કાંઇ પોપાંબાઇનું રાજ્ય નથી. માટે જેમ બને તેમ જલ્દીથી ગરીબો તરફની તમારી ફરજ બજાવવી તેનું નામ પ્રભુનું કરજ ચુકાવ્યું છે. એક માણસ ઉપર રાજાનું લહેણું હતું. તેની પાસે તે ચુકાવી દેવાનાં સાધન હતાં, તો પણ કાંઇ કાંઇ બહાનાં કાઢી તેણે પોતાનું કરજ ચુકાવ્યું નહિ. અને અંતે પોતાને માથે રાજાનું લહેણું રાખી તે મરી ગયો. એ પછી તેના છોકરા ઉપર રાજાની ઇતરાજી થઇ રાજાએ તેના ઘર ઉપર જપ્તી બેસાડી, ને પોતાના લેણા માટે તેનું ઘર હરાજ કરાવી તેની મોટી મીલ્કત ખેદાન મેદાન કરી નાંખી. બીજા માણસોનું કરજ ચૂકાવવામાં પણ કાંઇ ઘાલમેલ ચાલતી નથી. ત્યારે રાજાનું કરજ ચૂકાવવામાં બહાનાં કેમ ચાલે! કારણ કે એ સત્તાવાન છે. ત્યારે પ્રભુ તો રાજાઓનો રાજા અને મહારાજાઓનો મહારાજા છે. તેના કરજમાંથી ખોટાં બહાનાંઓથી કેમ છૂટી શકાશે? તેની ઇતરાજીથી કેમ બચી શકાશે! માટે હજાર કામ પડતાં મૂકીને પ્રભુનું કરજ સૌથા પહેલું ચુકાવવું જોઇએ. એમ કરવામાં આબરૂ છે. એ કરજ ચુકાવવામાંજ મજે છે, અને એ કરજ ચુકાવવાથી જ પ્રભુની કૃપા મેળવી શકાય છે. એ કરજ ચૂકાવવું એટલે બીજું કાંઇ નહીં પણ આપણા ગરીબ ભાઇબંધોને જરૂરને વખતે બનતી મદદ કરવી એજ છે.



# આપણું કર્તવ્ય.

ખરૂં છે કે કાંઇ દરેક માણસ કુવા કે તળાવો ખોદી શકતો નથી, પણ જો તે ધારે તો ઘેર આવી ચડેલા કોઇ તરસ્યા માણસને પાણીનો લોટો આપી શકે તેમ છે. આપણે સડકો ને રસ્તાઓ ન બંધાવી શકીએ પણ કોઇને આંગળી ચીંધીને રસ્તો બતાવી શકીએ તેમ તો છીએ, તથા રસ્તામાં પડેલા કાચના કટકા, પથરા કે કાંટાઓને તો ઉપાડી શકીએ તેમ છીએ. આપણે સદાવ્રતો ન ચલાવી શકીએ પણ કોઇ ભૂખ્યાને ટુકડો રોટલો આપી શકીએ તેમ તો છીએ. આપણે ધર્માદાનાં દવાખાનાં ન ખોલી શકીએ પણ પાડોશીને જરૂરને વખતે સુંઠ મરી કે હળદર તો આપી શકીએ તેમ છીએ. આપણે પાઠશાળાઓ ન ખોલી શકીએ, પણ તેમાં આપણાં છોકરાંઓને મોકલી શકીએ તથા કોઇ ગરીબ વિદ્યાર્થીઓને પુસ્તકોની મદદ, સલાહ કે હીંમત આપી શકીએ તો છીએ. આપણે હંમેશાં બિમારોની સારવાર ન કરી શકીએ, તો પણ એકલ પડેલ કોઇ દુઃખીને દવાખાનેથી દવા લાવી આપી શકીએ તેમ તો છીએ. આપણે મોટી મોટી યાત્રાઓ ન કરી શકીએ, પણ પ્રાર્થના કરવા મંદીરમાં જઇ શકીએ તેમ તો છીએ. આપણે આખા ગામનું અંધારૂં દૂર ન કરી શકીએ, પણ બીજાંઓને અજવાળું પડે તેવી રીતે આપણા ઘર પાસે નાનો દીવો મૂકી શકીએ તેમ તો છીએ. આપણે પુસ્તકો ન રચી શકીએ, પણ તે વાંચી શકીએ તથા બીજાંઓને વંચાવી શકીએ તેમ તો છીએ. આપણે દુનીઆને સુધારી ન શકીએ પણ આપણે પોતે સુધરી શકીએ તેમ તો છીએ. આપણે નવી શોધો ન કરી શકીએ, તો પણ એવી શોધો કરનારને કોઇને કોઇ રીતે મદદ આપી શકીએ તેમ તો છીએ. અને કાંઇ નહિ તો મનમાં ભલા વિચારો રાખીને હસી, ખુશીથી બીજાઓને રૂડી રીતે મીઠી જીભે બોલાવી શકીએ તેમ તો છીએ.

(પઢીઆર).

# ગોવર્ધનરામની વાચનપદ્ધતિ.

મ્હને એમ સ્મરણમાં છે કે ગોવર્ધનરામે આ વિષય સંબન્ધી લખવાનું શરૂ કર્યું ત્યાર પહેલાં દયારામનાં કાવ્યો તેઓ ધ્યાનપૂર્વક વાંચતા હતા, અને ઘણું ખરૂં ઉપયોગી લાગે તે ભાગ ઉપર નીશાની પણ કરતા. હું એમ ધારૂં છું કે આમ વાંચતાં વાંચતાં તેઓ કેટલીએક કલ્પનાઓ ( theories ) રચતા અને તેમની કલ્પનાઓના પક્ષમાં કે વિરૂદ્ધમાં શાં શાં પ્રમાણ મળે છે તે એકઠાં કરતા, ને તેને અનુસરીને જરૂર પડે ત્યાં પોતાની કલ્પનામાં ફેરફાર કરતા. આટલે સુધીની ક્રિયા ઘણું ખરૂં મનમાંજ થતી. બધાં સાધનો (data) એકઠાં કરી તે સંબંધી સર્વદેશીય વિચાર કરી, તે લખવા બેસતા અને પછી તેમની લેખિની પાણીના પ્રવાહવત ચાલી જતી. વચ્ચે વચ્ચે જયારે ખપ પડે ત્યારે પુસ્તકોમાંથી અવતરણને અર્થે વા બીજા કોઇ કાર્યને અર્થે પુસ્તકનો આશ્રય લેતા. તેઓ તેમના દિવાનખાનામાં હિંચકા ઉપર એક બાજુએ બેશી પુસ્તકના મર્મભાગનું સત્ત્વ ચુશી લેવામાં તલ્લીન ન થઇ ગયા હોય શું, તેવી રીતે એકાગ્ર ચિત્તથી વાંચતા, તે સમયનું તાદૃશ ચિત્ર મ્હારાં નેત્ર સમક્ષ ખડું થાય છે. તેઓ એક પગ હિંચકા ઉપર મૂકતા અને બીજો અર્ધો સપાટમાં અને અર્ધો બ્હાર રહેતો ને તે વડે ધીમે ધીમે હિંચકો ખાતા. હિંચકાના બીજા ભાગમાં તેમની સામે જ બીજાં પુસ્તકો, કેટલાંક ઉઘાડાં, કેટલાંક બન્ધ, કેટલાંક એમાં કાગળના કટકા મૂક્યા હોય તેવાં પડેલાં હોય. વળી એમ વાંચતે વાંચતે કોઇ વખતે લાંબો શ્વાસ લેતા અને મૂકતા, તો કોઇ વખતે 'હું' કરીને વિરામદર્શક અવાજ કરતા, જે ઉપરથી એમ જણાતું કે તેમની કલ્પના ખરી પડી હશે. કેટલીક વખત તેમનું મ્હોઢું બહુ ગભરાયેલું દેખાતું ને તેવી વખતે કેટલીક વાર બે હાથે બધું મ્હોં ચોળી નાખતા ને ખાસ કરીને કપાળ ઉપર ભાર દઇને હાથ ઘસતા, તે ઉપરથી એમ અનુમાન થતું કે તેમનું ચિત્ત હજી શંકા સમાધાન કરી પ્રસન્ન થયું નથી, પરંતુ અન્તિમ શાન્તિની પૂર્વેની મન્થન દશા અનુભવે છે તેઓ વાંચતા તે સમયનું સર્વ ચિત્ર યથાસ્થિત મ્હારા મન આગળ તરી આવે છે, અને પુન: તે દિવ્ય મૂર્તિનાં દર્શન ચર્મચક્ષુ વડે નથી થવાનાં તે મર્મભેદક વિચાર શોકગ્રસ્ત કરે છે.

# જ્ઞાન અને અન્યોન્યાશ્રય.

જ્ઞાનનો નિરવધિ અબ્ધિ કોણ તરી શક્યું છે? તે સૃષ્ટિના નિયમોને ગુહ્ય રાખવામાં શો ગૂઢ હેતુ સમાયો હશે તે આપણી સામાન્ય બુદ્ધિથી કળી શકાતું નથી અસંખ્ય ભક્તો, સત્યશોધકો કવિઓ, જીજ્ઞાસુઓ આદિ દિઙ્મૂઢ બની, મુખ વિકાસી, વિસ્મય પામતા પામતા સ્તબ્ધ બની ગયા છે. તેમના હૃદયસાગરમાં પ્રશ્નોર્મિની પરંપરા સ્વયમેવ ઉદ્ભવે છે અને સ્વયમેવ શમે છે. એ ગૂઢ સૃષ્ટિનિયમોનું યથાર્થ સ્વરૂપ સમજવા ભગીરથ પ્રયત્ન કરનાર સમર્થ જ્ઞાનભક્તોના અભિપ્રાયોમાં એટલું બધું તો અન્તર રહે છે કે સત્ય શું હશે તે સમજી શકાતું નથી. આવા અનુભવને લીધેજ જ્ઞાનની અનન્તતા સર્વ દીર્ઘદર્શી તત્ત્વચિન્તકો સ્વીકારે છે, અને પોતાની અલ્પજ્ઞતા જાણી વિનીત બને છે. આવી સ્થિતિમાં "મ્હેંજ સત્ય દીઠું છે; જ્ઞાનનો ઇજારો ( Monopoly ) મ્હારી પાસેજ છે; જ્ઞાતવ્યની મર્યાદા આટલીજ છે; હું કહું છું તેજ છે, અન્ય કાંઇ છેજ નહિ:-" એવા એવા પ્રલાપ કરનાર સર્વજ્ઞમન્યના પ્રાગલ્ભ્યથી કયા અનુભવી તત્ત્વચિન્તકના મુખ ઉપર દયાજન્ય સ્મિત સ્ફુર્યા વિના રહેશે? ભાઇઓ, બહુ સમજવા જેવું છે કે દુનિયામાં આપણેજ પ્હેલવ્હેલા ડાહ્યા જન્મ્યા છીએ એમ કાંઇ નથી. કોઇ પણ માણસ જ્ઞાનનો અમરપટો લખાવી લાવ્યું નથી. સર્વ કોઇને પોતાની રૂચિ, શક્તિ તથા અનુકૂલતા અનુસાર અભ્યાસ કરવાને સમાન અધિકાર છે. જ્ઞાનના અનન્ત ક્ષેત્રમાં સર્વ સત્યશોધકો તથા વિદ્યોપાસકો પરસ્પર સહાયકોનું કાર્ય કરે છે. અને અન્યોન્યાશ્રયથી અન્યોન્યની ન્યુનતા પૂરે છે. "The more the merrier" "ઝાઝા હાથ રળીયામણા," "**संहतिः कार्यसाधिका,**" ઇત્યાદિ લોકોક્તિઓ જો કોઇ વિષયમાં સત્ય હોય તો તે જ્ઞાનના વિષયમાં છે. જ્ઞાનનાં અનેક અંગો તથા ઉપાંગો પરસ્પર ન્યુનાધિક અંશે સંલગ્ન છે. જ્ઞાનના સમગ્ર ક્ષેત્રનો સંપૂર્ણ અભ્યાસ કરવો એ સમર્થમાં સમર્થ વિદ્વાનોને માટે પણ કેવળ અશક્ય છે, અને અન્ય વિષયોની માફક જ્ઞાનના વિષયમાં પણ અન્યોન્યાશ્રય તથા અધિકારાનુસાર કર્તવ્યવિભાગ એજ પ્રગતિનાં પ્રધાન સાધન છે, એમ સ્પષ્ટ રીતે સમજવું એ સાચા સત્યશોધકનું તથા વિદ્યોપાસકનું આવશ્યક લક્ષણ છે.

# શું આપણે યથાર્થ વિદ્યાર્થી છિએ ?

યથાર્થ વિદ્યાર્થી થવું એ વ્યક્તિ તથા પ્રજાની દૃષ્ટિથી હિતકારક છે, એ બાબત દાખલા દલીલથી સાબીત કરવાની જરૂર નથી. આપણે પાશ્ચાત્યો પાસેથી જે અનેક શુભ વસ્તુઓ સ્વીકારવા જેવી છે તેમાં વિદ્યા ઉપર આરૂઢ પ્રીતિ અને યથાર્થ વિદ્યાર્થી થવાની પદ્ધતિ એ પણ છે. પોતાના સમાજ પ્રબન્ધમાં તેમ જીવન વ્યવહારમાં વિદ્યાને પાશ્ચાત્યોએ બહુ ઉચ્ચ સ્થાન આપ્યું છે. બેશક, વિદ્યાને માટે સાચું સન્માન એ આપણા આર્ય પૂર્વજોનું પણ એક પ્રશંસનીય લક્ષણ હતું, અને આધુનિક બ્રાહ્મણનામી બ્રહ્મબન્ધુઓ હિન્દુ સમાજમાં જે સત્તા ભોગવે છે. તે તેમના વિદ્યોપાસક પૂર્વજોનાં પરાક્રમોના પરિણામેજ. પ્રાચીન આર્યોમાં તેમજ અર્વાચીન પાશ્ચાત્યોમાં વિદ્યાપૂજાના પ્રચલિત પ્રકાર વર્ણવવાનું આ સ્થાન નથી; અત્ર તો માત્ર હાલના સમયની એક સામાન્ય ફરિયાદનો એક ખુલાસો આપવાનો નમ્ર પ્રયાસ છે. એ ફરિયાદ કઇ ? આપણે જુદે જુદે સ્થાનેથી વારંવાર સાંભળીએ છીએ, કે આટઆટલા મનુષ્યો પ્રાથમિક તથા માધ્યમિક શિક્ષણનો લાભ લે છે, અને આટઆટલા પદવીધારીઓ આપણાં વિશ્વવિદ્યાલયોમાંથી દર વર્ષે નીકળ્યાં જાય છે, તથાપિ આપણા દેશમાં વાંચવા લખવાનો સાચો શોખ સામાન્ય કેમ નથી ? પાશ્ચાત્ય દેશોમાં પુસ્તકશાળા એ ઘરના એક જરૂરી રાચરચીલા જેવી ગણાય છે, ત્યારે આપણે ત્યાં ઉત્તમ લેખકોનાં પુસ્તકો પણ કેટલા ભણેલા ગૃહસ્થોને ત્યાંથી મળી આવશે ? છેલ્લામાં છેલ્લા વર્તમાન જાણવા, છેલ્લામાં છેલ્લું અગત્યનું પુસ્તક વાંચી જવું કે છેલ્લામાં છેલ્લી વિજ્ઞાનની શોધથી વાકેફગાર રહેવું એ પાશ્ચાત્ય શિક્ષિત જનો જ્યારે પોતાનું કર્તવ્ય અને ભૂષણ ગણે છે, ત્યારે આપણા ભલભલા ભણેલાઓ પણ પોતાના તાત્કાલિક વ્યવહારના ન્હાનકડા સરોવરિયાની બહાર ડોકીયું કાઢવાની પણ દરકાર રાખતા નથી. વૃત્તિ મેળવવા જેટલી વિદ્યા મેળવી પોતાની પોથીઓને બાંધી મૂકનાર જૂની પદ્ધતિના બ્રાહ્મણો કરતાં આ નવી પદ્ધતિના બ્રાહ્મણો કઇ રીતે વધારે વન્દનીય છે ? ગુજરાન માટેના એક ધંધા કરતાં શું વધારે માન તેઓ વિદ્યાને આપે છે ? જ્યારે ઉચ્ચ પ્રકારનું શિક્ષણ

લેનાર સજ્જનોની સ્થિતિ આવી છે, ત્યારે અન્ય વર્ગોની તો વાત જ શી કરવી? અને તેમાંએ તે સામાન્ય વાચનના શોખનાં જ્યાં ફાંફાં, ત્યાં ઉંચા પ્રકારની વિદ્યાપૂજા ક્યાંથી હોય? અને જ્યાં કદર ન હોય, ત્યાં વિદ્વાનો પણ ક્યાંથી ઉભરાય? જે પ્રજાઓમાં વિદ્યા માટે તિવ્ર અભિરૂચિ હોય છે, જે પ્રજાઓમાં વિદ્વાનોનો યોગ્ય આદરસત્કાર થાય છે, અને જે પ્રજાઓમાં વિદ્યાની પ્રાપ્તિ કે પ્રસાર માટે સાધનો સુલભ હોય છે, તેજ પ્રજાઓમાં મોટે ભાગે યથાર્થ વિદ્યાર્થીઓ પાકે છે, પોષાય છે અને ફલદાયક નીવડે છે. શું આપણે ત્યાં આવી સ્થિતિ છે? ન હોય તો તે આણવા આપણે બનતો યત્ન કરીએ છીએ? દુર્ભાગ્યે, ઉત્તર હામાં આપી શકાય તેમ નથી. બેશક, આપણા ગરીબડા દેશમાં પણ એવા વિદ્યાનિષ્ઠ સજ્જનો છે. કે જે કોઇ પણ સુધરેલા દેશમાં ભૂષણરૂપ ગણાય, પરંતુ તેમની સંખ્યા બહુ થોડી છે. ખરૂં છે કે આવી દશાનાં કારણો અનેક છે. તે અનેક કારણોનું નિરૂપણ કરવાનો આ પ્રસંગ નથી; અત્ર તો માત્ર એટલો જ પ્રશ્ન પૂછીશું કે "શું આપણે યથાર્થ વિદ્યાર્થિ છીએ?" અને જો વિદ્યાર્થી ન હોઇએ તો **વિદ્યાસંપન્ન** ક્યાંથી બનીએ?

( ચંદ્રશંકર પંડ્યા. )

---

# વરઘોડો.

---

ઘોડો મુહામહેનતે ખોળી કાઢ્યો હોય એમ લાગતું. સીકંદરના "બ્યૂસેફેલસ," કે નેપોલિઅનના જગજાહેર ધોળા ઘોડાને લાયકાતમાં શરમાવે એવો આ હતો. ડૉન કિવઝોટના "રોઝીનાન્ત" થી પણ એ ચહડતો લાગ્યો. ત્હેને આંખ એક હતી, અને જીર્ણતાને લીધે લટકતા હોઠોમાંથી સતત લાળ ટપકતી. ત્હેની ખાંધે સાજ અને પગે ઘુઘરીયો હતી, પણ 'આ પળે મરૂં કે બીજી પળે મરૂં' એવો ઇરાદો ત્હેની કાઠી, અને તેની ઉભા રહેવાની ઢબ પરથી દેખાઇ આવતો. થોડી ઘણી માખીઓ પણ બીચારાને પજવતી; છતાં દ્રઢતાથી—શાન્તિથી—સ્થિરતાથી શામળશા જેવાનો ભાર વહેવાના ગવમાં જાણે, એક પૂરી, દેખતી આંખ મીચી, તે ઉભો. શેઠ આવ્યા. મ્હોંડામાં

પાનનો ડુચો, આંખમાં કાજળના બિલ્લાડા, ભૂગોળની ભવ્યતાવાળું પણ જરીના જામા પાઘડીમાં જગમગતું શરીર, મ્હોડા પર ખુંપ અને હાથમાં નારીયેળ! શું સૌન્દર્ય, શી છટા! પરદેશીઓને કહીએ કે આવો અને જુવો. છે તમારે ત્યાં આવો કલાનો આદર્શ? ગમે તેવા પણ અમે શ્રેષ્ઠ તે શ્રેષ્ઠ.

શેઠ ઓટલાની કોર પર ઉભા—ઘોડાને ઓટલાની કોર પાસે આણ્યો. પણ કાં તો શેઠનું સ્વરૂપ જોઇ અથવા કાલકામાતાના સ્મરણથી ઘોડો ચમકયો હોય—કે કાં તો જાનવરની લગ્નની પવિત્ર ભાવનાની દૃષ્ટિથી શેઠના કૃત્યને ઠપકો આપી, સુધારાનો હિમાયતી થયો હોય—કે કાં તો પોતે સંન્યસ્ત અવસ્થામાં આવી રહ્યો હોઇ શેઠને પણ તેમ સૂચવતો હોયઃ ગમે તે કારણ હોય, પણ જ્યાં શેઠ ઓટલા પરથી પગ ઉંચકે કે ઘોડો ફૂં કરે, ડોકી હલાવે, કે ખાંધ ખંખેરે. શેઠ તો બીચારા જ્યારે જ્યારે પરણવા જતા ત્યારે જ ફક્ત ઘોડે બેસવાનો મ્હાવરો રાખતા હોવાથી ઘોડાની આ દગલબાજીથી બ્હી, તરત પગ પાછો ખેંચતા. શેઠે, એક વાર—બે વાર—ત્રણ વાર—સાત વાર મહાન ભગીરથ પ્રયત્ન આ ઘરડા ઘોડાને પલાણવા કર્યા; પણ હતા ત્યાંના ત્યાં! આખરે બે જણે અશ્વરાજને મ્હોડા આગળથી ઝાલ્યો, બે જણ પુછડાંની તપાસ રાખવા પીઠ પાછળ ઉભા રહ્યા, અને શેઠને કહ્યું "ચાલો શેઠ! હવે ફીકર નથી."

લોકો બધા એકીટશે જોઇ રહ્યા, અર્જુને મત્સ્ય વિંધ્યું ત્યારે પણ આટલી એકાગ્રતા દ્રુપદના રાજદરબારમાં નહિ દેખાઇ હોય. બે-ફીકર થવાના વચનોથી શેઠે હિંમતને બે હાથે પકડી. અરે હા! પણ બંને હાથમાં તો નારીયેળ હતું.—શેઠે પગ ઉઠાવ્યો હંમેશ કરતાં વધારે—અને મૂકયો અશ્વરાજની વૃદ્ધ પીઠે, પણ જાત ઘોડાની અને તેમાં પુરાણો, પછી પૂછવું શું! તરત ફરી ગયો, મોડું શેઠ તરફ કર્યું કાન ઉંચા કર્યા. શેઠ ગભરાયા—જીવ બ્રહ્માણ્ડની લગોલગ જઇ પહોંચ્યો. પાછા હઠયા—હાથ છોડી જીવ બચાવવા નારીયેળ જતું કર્યું—પાછળ હઠતાં એકદમ પાઘડી ભીતમાં અથડાઇ—ખસી—આગળ આવી—પડી ગઇ. વરરાજા તાજ નષ્ટ થયા. લોકોમાં હાહાકાર કે પછી હ-હ હકાર વ્યાપ્યો. શેઠે ઊંચું જોયું—દયાર્દ્રતાથી લોકો તરફ જોયું—તિરસ્કારથી ઘોડા તરફ જોયું—ગૌરવથી કીચડમાં પડેલી, પાઘડી સ્હામું જોયું—ઠપ-

કામાં, મીજાજમાં આકાશ તરફ-ઇશ્વર રહામું જોયું. કોણ જાણે શું દેખાયું પણ એકદમ તેમના હોઠ ખેંચાયા અને આખી મેદનીમાં પોંચે એવો સ્વર તેમના ગળામાંથી નીકળ્યોઃ

" એં—એં—એં."

લોકો બધા વીંટાઇ વળ્યા. ઘણાંખરાએ મોડે રૂમાલ કે ખેસ દીધો. મને લાગ્યું કે તે શરમમાં હોવું જોઇએ. શેઠ કેમ રડયા તે કોઇ સમજ્યું નહિ. શેઠે રડતે રાગે કહ્યું કે "કીલાની બા સાંભરી." પછી મહામહેનતે શેઠને ઠીક કર્યા અને ચાર મજબુત સાજનીયાઓએ ઉંચકી અશ્વરાજ પર બેસાડયા. મને ઘોડાને દ્વેષબુદ્ધિ થઇ હોય એમ લાગ્યું. તેની આંખો ઘડપણના પાખંડથી ભરેલી લાગી.

શેઠને ઘરડે ખભે, નીકળતાં નીકળતાં, વળી એક તરવાર મુકી. રખે ઘોડા પરથી પડી જાય–કે મ્યાનમાંથી નીકળી તરવાર વાગે–કે હાથમાંથી નારીયેળ સરી જાય એવી અનેક ફીકરમાં વરરાજા કેમે કરીને બેઠા. આખરે બૅન્ડના અવાજથી તાલબદ્ધ થઇ વરઘોડો નીકળ્યો.

આખરે અમે વહેવાઇને ઘેર આવ્યા. વ્હેવાઇનું ઘર જરા નીચાણમાં હતું એટલે ત્યાં જતા પહેલાં ઢોળાવ ઉતરવાનો હતો. તાસાંવાળા તાનમાં, અને સાજનીયાઓ ગુલતાનમાં ઢોળાવ ઉતર્યા;–ઉતર્યા અને પાછા ફર્યાં. ઉપર ઢોળાવ શરૂ થાય ત્યાં કોઇ પર્વત પર ફીરસ્તો ઉભો હોય તેમ–શેઠ અને એમનો ઘોડો ઠમકીને ઉભાં હતાં. ઘોડો બળવો કરવાની તૈયારી કરતો હોય તેમ, નિશ્ચલતાથી, એક જ પગ ઢોળાવપર મૂકી–દુનિયાને દબાવતો, શેઠને ગભરાવતો, ઊભો હતો. અરે ઘોડા ! જમાનાની અસર તારા પર પણ !

બે ચાર જણ દોડી ગયા, અને ઘોડાને પકડી ખેંચવા માંડયો. પણ તે વળી એકનો બે થાય ? શેઠ કહે કે ઉતરી પડું. લોકો કહે વળી એમ તે ઉતરાય ? બે ત્રણ જણે લગામ ઝાલી, અને એકે પાછળથી બે ત્રણ સપાટા ઘોડાને જડાવી દીધા. ઘોડો હિંમત હાર્યો–બળવાનો ઇરાદો છોડયો. ત્યાગવૃત્તિથી–માર ન સહન થવાથી, તેણે, ગતિ સ્વીકારી; ડગલાં લીધાં એક, બે, ત્રણ. ઉપર શેઠ ગભરાયા–ઢોળાવને લીધે ઘોડાની ડોક પર નમ્યા; ઘોડાના આગલા પગ ધ્રૂજ્યા–તેણે જોખમદારી છોડી–તેના આગલા બે પગ મરડયા–વળ્યા;–અને

ગુરૂત્વાકર્ષણના પ્રભાવે તે સર્યો; નીચે અમે ઉભા હતા ત્યાં એ અને ડોકે વળગેલા શેઠ એમ ઝપાટાબંધ ઉતર્યા–આખરે નીચે અટક્યા. સ્વાર્થી સાજનીયાઓ જોઇ રહ્યા–મદદે દોડતા પહેલાં આ દૃશ્ય ફરી નહિ જોવા મળે એવા વિચારે તેને હૃદયમાં ઉતાર્યું. આખરે શેઠને ઉચક્યા અને હવે વહેવાઇનું ઘર આવ્યું હતું એટલે પગેજ તે ત્યાં પ્હોંચ્યા.

(કનૈયાલાલ મુનશી)

# આત્માની ગુલામગીરી.

જ્યારે આપણે ભૂતકાળ તરફ દૃષ્ટિ ફેરવીએ છીએ ત્યારે મનુષ્યજાતિનો મોટો ભાગ ગુલામગીરીની ધુંસરી નીચે ચંપાતો અને દુ:ખી થતો આપણી નજરે પડે છે. પ્રથમ એવો સમય હતો કે જ્યારે યુદ્ધમાં પકડાયેલા કેદીઓને, મનુષ્યરૂપી રાક્ષસોના અધમજીહ્વા સ્વાદ સારૂ મારીને તેમનું માંસ રાંધવામાં આવતું હતું. ઇતિહાસ જણાવે છે તેમ હજારો કેદીઓને મારી નાખવા કરતાં તેમને બચાવવા, ગુલામ બનાવવા અને તેમની પાસે વૈતરૂં કરાવવું, એ એક આગલનું પગલું છે, એમ તો સહેજ વિચાર કરનારને સમજાયા વગર રહેશે નહિ. આ ગુલામગીરીનો રિવાજ પણ લાંબો વખત ચાલી શકે તેમ નહોતો. ડાહ્યા અને જ્ઞાની પુરૂષોને વિચાર કરતાં માલમ પડયું કે આ ગુલામો ઉપર તેની બહુજ માઠી અસર થાય છે. પ્રાચીનકાળના એક ગ્રીક ફીલસુફે લખ્યું છે કે, "જ્યારે મનુષ્ય ગુલામ બને છે, ત્યારે તેની અર્ધી મગજશક્તિ તો તે વખતેજ વિનાશ પામે છે" વળી જેને ગુલામગીરીનો બરાબર અનુભવ હતો એવો હાલનો એક પ્રખ્યાત વિદ્વાન્ જણાવે છે કે ગુલામગીરીની ધુંસરી નીચે આવેલા મનુષ્યોમાં બીકણપણું, કપટ, મહેનત તરફ અરુચિ, ચોરી કરવાની ટેવ, વિષયવાંછના, અવિચારીપણું અને નિસ્તેજપણું, આવા દુર્ગુણો પ્રવેશ કરે છે. ગુલામગીરી અસલના વખતમાં એટલી બધી સાધારણ હતી કે મોટા મોટા વિદ્વાનો પણ તે સંબંધી ચુપ રહ્યા છે, પણ તેની વિરુદ્ધ બોલ્યા નથી. ગુલામગીરી

અથવા ગુલામોના શરીરોપર પૂર્ણ સત્તા—એ બાબતો ઘણા લાંબા સમય સુધી લોકોના તિરસ્કારને પાત્ર ગણાતી ન હતી. પ્રાચીન સમયમાં કેટલાક ગુલામો તેમના શેઠ કરતાં વિદ્યામાં અને બુદ્ધિમાં આગળ વધેલા હતા. છોકરાઓને ગમત સાથે જ્ઞાન આપનારી વાર્તાઓનો લેખક ઇસપ તેમજ બીજા ગુલામો તેમના શેઠના છોકરાઓને ખાનગી શિક્ષણ આપતા હતા અને ઘરમાં કેટલીકવારતો જવાબદારીવાળી જગ્યાઓ સાચવતા હતા. શરીરની ગુલામગીરીએ બહુ અનર્થકારી બાબત ગણવામાં આવતી નહતી, છતાં આપણે ગુલામગીરીના વિચાર ઉપર અત્યારે તિરસ્કારની દૃષ્ટિથી જોઇએ છીએ તેજ ધર્મ છે.

અરે ! પણ વધારે અફસોસની—વધારે શોક ઉપજાવનારી બાબતતો એ છે કે આપણો આત્મા ઇન્દ્રિયો અને મનોવિકારોને સ્વાધીન વર્તે છે. આ સંબંધમાં એક મહાપુરૂષે બોધ આપ્યો છે કે તમે ગુલામ હો કે શેઠ હો—ગમે તે હો પણ નમ્ર અને માયાળુ બનો, હૃદયને શુદ્ધ રાખો, દયાભાવ પ્રકટ કરો, શાન્તિ અને સલાહ કરનારા બનો, અને સન્માર્ગે વળો. જો તમારામાં એ ગુણો હશે તો તમે ગમે તેવી સ્થિતિમાં આનન્દી જીવન ગાળી શકશો, અને દરેક સંજોગમાં તમે અલૌકિક સત્તા ભોગવી શકશો." સારાં કામ કરવાની અને સારા થવાની ઇચ્છા જ્યારે એકવાર હૃદયમાં દૃઢ થાય છે, ત્યારે સઘળી અડચણો દૂર થાય છે, અને અનુપમ સુખ અનુભવાય છે.

જો તમે ગુલામગીરીને તમારા ખરા જીગરથી ધિક્કારતા હોતો શા સારૂ તમે તમારા આત્માને ઇન્દ્રિયો અને મનોવિકારોનો ગુલામ બનવા દો છો ? અજ્ઞાન, વ્હેમ અને સર્વ જાતનાં પાપ એ જબરી ગુલામગીરી છે.

જ્યારે એક ગુલામને તેના જુલમી શેઠે કહ્યું કે તારા આત્માનો અને તારા શરીરનો બન્નેનો હું માલીક છું, ત્યારે તે ડાહ્યા અને બહાદૂર ગુલામે જવાબ આપ્યો કે તમે મારા શરીરના શેઠ છો, નહિ કે મારા આત્માના ! આવો ગુલામ બહારથી ગુલામ દેખાવા છતાં અંદરથી મોટો રાજા છે, પણ ખરી રીતે તેનો શેઠ ગુલામ છે, કારણકે તે પોતાના હલકા વિકારોને વશ વર્તે છે. હાલના સમયમાં, ગુલામગીરી—શરીરની ગુલામગીરી—બંધ પડી છે, છતાં ગુલામો-

ની સંખ્યા ઓછી નથી. આપણી ચારે બાજુએ જુદા જુદા માનસિક વિકારો અને જુદી જુદી ઇન્દ્રિયોને તાબે થતા પુરૂષો આપણી નજરે પડે છે. તેઓ ગુલામ નહિતો બીજા કોણ? બહારથી સ્વતંત્ર જણાવા છતાં તેઓ પરતંત્ર છે, જેઓ ખરી રીતે પ્રેમ અને સત્યના ઉપાસક છે, અને પોતાના કર્તવ્યમાં ટેકીલા છે, તેઓ ખરેખરા સ્વતંત્ર છે. જેઓ નિઃસ્વાર્થ વૃત્તિથી પોતાના કર્તવ્યમાં મચ્યા રહે છે, તેઓની ઉન્નતિને બહારના સંયોગો અટકાવવા સમર્થ થતા નથી. જૉનબ્રાઇટ નામનો પ્રખ્યાત ઇતિહાસકાર અને એક વખતનો પાર્લામેન્ટનો પ્રધાન પોતાના જાહેર જીવનની સમાપ્તિ વખતે ભાષણ કરતાં બોલ્યો હતો કેઃ—

"જ્યારે હું જુવાન મનુષ્ય હતો—જ્યારે હું તદ્દન જુવાન હતો ત્યારે મેં વિચાર કર્યો હતો કે હું જ્યારે મોટી વયનો થઇશ ત્યારે મારી મરજી પ્રમાણે હું ચાલીશ—હું સ્વતંત્ર થઇશ; તેને બદલે હવે મને લાગે છે કે દરેક વર્ષે હું કર્તવ્યનો વધારે ને વધારે ગુલામ બનતો જાઉં છું અને તે કર્તવ્યની સેવા બજાવવામાંજ હું સંપૂર્ણ સ્વતંત્રતા અને આનંદ અનુભવું છું."

આપણે પણ આ મહાન્ પુરૂષના જીવનપરથી બોધ ગ્રહણ કરી પ્રેમ, કર્તવ્ય, સત્ય અને દયાની ધુંસરી આપણે શિર મૂકવી જોઇએ. એ ધુંસરીને ગુલામગીરી નથી, પણ સ્વતંત્રતાની ભવ્ય પુષ્પમાળા છે. માટે જો આપણા આત્માને ખરી ગુલામગીરીમાંથી છુટો કરવા ઇચ્છા રાખતા હોઇએ તો આપણા હૃદયની અંદર ઉત્પન્ન થતા દુષ્ટ અને દુર્જય મનોવિકારોની સામે પ્રેમ, કર્તવ્ય, સત્ય અને દયાનાં વિવિધ આયુધોવડે બહાદુરીથી લડવું જોઇએ. જે આ યુદ્ધમાં—આ મોટા અંતઃકલહમાં વિજય મેળવે છે, તે ત્રણ ભુવનને જીતનાર રાજા તુલ્ય છે. તેજ ખરો સ્વતંત્ર છે. તેનો આત્માજ ખરેખર ગુલામગીરીના બંધનથી મુક્ત છે.

**( મણિલાલ દોશી. )**

---